# ભક્તમાળ પ્રસંગ

અથવા

# નાભાસ્વામીકૃત ભક્તમાળની ગુજરાતી ટીકા.



સોલએજન્ટ,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા, અમદાવાદ.

# ભકતમાળ પ્રસંગ

અથવા

# નાભાસ્વામીકૃત ભકતમાળની ગુજરાતી ટીકા.

મહાત્મા પ્રિયાંદાસની હીંદી ટીકાને અનુસરીને

બનાવનાર,

**ગોપાળરાય પ્રભુરામ મહેતા.** ગુડઝ કલાર્ક—નડીઆદ.

**શ્લોક.**

**ऑं नमो स्त्वनन्ताय सहस्त्र मूर्तये। सहस्त्र पादा क्षिशिरो रुवाहवे ॥**
**सहस्त्र नाम्ने पुरुष अनं स्वते। सहस्त्र कोटी युग धारिणेनमः ॥**

થી આ



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**દાક્તર શંકરલાલ કેશવલાલ વ્યાસ.**

ફર્સ્ટકલાસ હોસ્પીટલ એસીસ્ટંટ, સીવીલ હોસ્પીટલ-અમદાવાદ.

સોલએજંટ

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણદરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. પ્રત ૨૨૦૦. સને ૧૯૧૨

અમદાવાદ

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત રૂ. ૧-૮-૦.

# અર્પણપત્રીકા.

---

**રા. રા. શંકરલાલ કેશવલાલ વ્યાસ.**

**ફર્સ્ટકલાસ હોસ્પીટલ એસીસ્ટંટ ઠે. સીવીલ હોસ્પીટલ**

**અમદાવાદ.**

પ્રિયમીત્ર, તમે મારા બાળસ્નેહી મીત્ર છો અને તેથી તમે જે મારા ઉપર અંતઃકરણપુર્વક લાગણી ધરાવો છો તે હું તમારી યોગ્યતાજ માનું છું. બાકી આજના વખતમાં ઘણે ભાગે સ્વાર્થનાજ મીત્ર માલમ પડે છે અને અપેક્ષા રહીત મિત્ર તો કોઈક જવલ્લાજ મળી આવે છે માટે તમારી નિષ્કામ દોસ્તી જોઇને અને વળી તે અત્યાર સુધી ટકી રહેલી હોવાથી હું તેની પ્રસંશા કરૂં છું.

તમારૂં નામ જે શંકરલાલ પાડેલું છે તે તમારા ગુણોને છાજતુંજ પાડયું છે. શંકર એટલે સારૂં કરનાર અથવા કલ્યાણ કરનાર તેનું નામ શંકર કહેવાય છે અને તે ગુણ તમારામાં પ્રકાશી રહેલો દેખાય છે કારણ કે તમે જે દાક્તરની નોકરી કરો છો અને તેમાં જે સેંકડો દર્દીઓને યોગ્ય દવા આપીને તેમને પાછા તનદુરસ્ત કરોછો, વળી કેટલાક દર્દીઓને આરામ પાડવાનો દીલાસો આપો છો, અને કેટલાક દર્દીઓને તેમના અસાધ્ય મોટા રોગોને મટાડીને તમે તેમને જીવતદાન આપો છો, અને તેમની ખરી આશીષો લ્યો છો તેથી તમારૂં નામ જે શંકરલાલ પડેલું છે તે જાણયે પહેલેથીજ તમારૂં ભવિષ્ય વર્તાઇને પડેલું ન હોય એમ મને લાગે છે.

તમે સેકંડ કલાસ હોસ્પીટલ એસીસ્ટંટ હોવા છતાં તમારા ઉપરીઓએ તમારા પ્રમાણીકપણાની, તમારા નિયમીતપણાની, તથા તમારી હોંશિયારીની કૃ[illegible] તમારાથી જુના હકદાર બીજા ઘ[illegible] દાક્તરો હોવા છતાં તમને આખા મુંબઈ ઇલાકામાં [illegible] જેટલા અભ્યાસવાળા દાક્તરોને જે મળી શકે તેમાંની સર્વથી મોટી જગા આપી અને એ જગા ઉપર આવી તમે અમદાવાદ શહેરમાં આજ પાંચ વર્ષથી લોક પ્રીય બનીને તમારા ગુણોથી પ્રસંશાને પાત્ર થયા છો અને તમારા ગુરૂ, ડૉક્તર લક્ષ્મણસીંગની માફક તમારી કિર્તીની વાત સાંભળીને, તે વાત નજરે જોઈને મને ઘણો આનંદ થયો છે.

આપણ બન્ને જણ એકજ પોળના રહીશ હોવાથી આપણ બન્નેને નાનપણથીજ એક બીજાઓ સાથે વાર્તાઓ કરવાને ઘણો પરીચય હતો અને તેવી સુવાર્તાઓ મારા મુખથી સાંભળવાનો તમને ઘણો શોખ હતો, પણ હાલ મોટા થવાથી તથા નોકરીને લીધે પરગામ જુદા રહેવાથી આપણો તે અભ્યાસ કે જે ટુટી ગયેલો હતો તે પ્રસંગ હાલ યાદ લાવીને આ ભકતમાળ પ્રસંગ રૂપી સુવાર્તાઓનો ગ્રંથ આપણી અસલ દોસ્તીને લેઇને હું તમને પ્રેમપુર્વક અર્પણ કરૂં છું અને તેથી મારા નામ સાથે તમારૂં નામ જોડું છું જેથી આપને અતી આનંદ થાય, માટે મારી આ સુવાર્તાની પોથીનો આપ સ્વીકાર કરશો.

આ ગ્રંથને પ્રસીદ્ધીમાં લાવવાને માટે તમે જે ખરા ભાવથી તમારૂ મન મોકળું મુકયું તે સ્તુતિ પાત્ર છે અને તે જોઇને હું ઘણો પ્રસન્ન થયો છું. આવું કામ કરવાને કોઈ જવલ્લાજ માથુ ઉચકે છે. આ ધર્મના કામને ઉત્તેજન આપવાથી ઘણા લોકો ભકતી માર્ગ તરફ દોરાશે અને તેથી ઉભય લોકમાં તમારો જય થશે.

**નડીયાદ**
કારતક શુદ બીજ ગુરૂવાર
સંવત ૧૯૫૭ તા. ૨૫-૧૦-૧૯૦૧

**ગોપાળરાય પ્રભુરામ.**
**ગુડસ કલાર્ક.**

# પ્રસ્તાવના.

ભક્તમાળ નામનો મૂળ ગ્રંથ નાભાસ્વામી નામના મહાત્માએ હીંદીમાં બનાવેલો પણ તેમનું કાવ્ય અતિ ગંભીર અને પ્રૌઢ અર્થવાળું હોવાથી તેનો અર્થ ગ્રહણ કરવો ઘણો મુસ્કેલ પડવાથી તેમનાજ પંથના એક પ્રીયાંદાસ નામના મહાત્માએ તેની કવીતબંધ હીંદીમાં ટીકા કરેલી પણ તેનો અર્થ સમજવો ઘણો મુસ્કેલ પડતો કારણકે તેમાં ઘણી બાબતો અધ્યાહાર રહેલી હોવાથી આપણા લોકોને તે ગ્રંથ ગુરૂ મુખ ભણ્યા વગર સમજી શકવો કઠણ પડે છે. તે આપણા લોકો ભક્તમાળનાં વખાણ સાંભળી તે વાંચવાની રૂચી કરે છે, પણ તે ગ્રંથ સહેલાઈથી સમજી શકાય તેવો નથી, તેમજ તેને સમજાવનારા પણ કોઈ જવલ્લાજ મળી આવે છે માટે તે ખોટ પુરી પાડવાને માટે મેં નડીઆદમાં કાછીઆવાડમાં નાગરદાસ રણછોડદાસ નામના વૃદ્ધ સાધુ મહાત્મા પાસે તે ગ્રંથ ઉપલક સમજી લેઇને મારી બુદ્ધી પ્રમાણે મેં આ "ભક્તમાળ પ્રસંગ" નામનો ગ્રંથ બનાવ્યો છે; જેથી આપણા લોકો તે ભક્તમાળની વાતથી વાકેફ થાય, અને તેમને મુળ ગ્રંથ સમજવા માટે કંઇક મદદ મળે. આજકાલ વેદાંતનો પ્રસંગ ઘણો હોવાથી વેદાંતના ગ્રંથ સમજાવનાર આપણને સહેલાઈથી મળી આવે છે પણ ભક્તિ વિષેના ગ્રંથના સમજાવનાર આપણને મળવા ઘણા મુસ્કેલ પડે છે, માટે મારો આ પ્રયત્ન હું દેશ સેવામાં મૂકુ છું. ભક્તમાળના મૂળ કર્તા પુરૂષોનો તેમજ ટીકા બનાવનારનો તેમજ તે ગ્રંથ મને સમજાવનાર મહાત્માનો જે ખરો ભાવ છે તે હું આ મારા ગ્રંથમાં વર્ણવી શકયો નથી, તેથી હું વાંચક વર્ગની માફી માગું છું. તેમનો ખરો ભાવ તો આપણને ભક્તમાળની કથા સાંભળતાં ગદગદ કંઠ કરી નાંખે અને આંખમાંથી અશ્રુપાત કરાવે તેવો છે માટે તેમના મુળ ભાવની તો ગંધ પણ મારાથી આ ગ્રંથમાં લાવી શકાઈ નથી, તોપણ જે સહજસાજ મારાથી બની શકયું તે હું આપ" આગળ મૂકીને હું આપને અભિવંદન કરૂં છું. આ ગ્રંથમાં .ઇ કોઈ ઠેકાણે કેટલા એક ઇશ્વ" આચાર્યો કે જેમને આપણે ઈષ્ટ કરી માનીએ છીએ તેમને ભક્તનું રૂપ આપેલું માલમ" "તે ઉપરથી તેમને જીવકોટીમાં ગણેલા સમજવાના નથી, પણ જેમ શીવપુરાણમાં શીવને ઉપાસ્યગણી વિષ્ણુને ઉપાસક ગણ્યા છે, અને વિષ્ણુ પુરાણમાં વિષ્ણુને ઉપાસ્ય ગણી શીવને ઉપાસક ગણ્યા છે તેમ જ્યાં જ્યાં જેને જેને કારણ બ્રહ્મ ગણ્યું છે ત્યાં ત્યાં તેને ઉપાસ્યનું રૂપ ગણ્યું છે અને કાર્ય બ્રહ્મને ઉપાસકનું રૂપ ગણ્યું છે, અને તેજ પ્રમાણે આ ભક્તિનો વિષય હોવાથી તેમને ભક્ત કહીને તેમનો પ્રસંગ ભક્તીની વિશેષના દર્શાવવાને કહેલો છે. વળી કોઇ કોઈ ઠેકાણે એક ધર્મની વિશેષતા અને બીજા ધર્મની ન્યુનતા બતાવેલી હોય તો તે પણ આ ભક્તિના પ્રસંગની વિશેષતા ઘટાડવાના હેતુરૂપ સમજવી, બાકી કંઇ વિધિ નિષેધની વાત સમજવી નહીં; કારણકે સર્વ ધર્મને સામાન્ય રીતે અનુસરીને આ ભક્તીનો પ્રસંગ ચલાવ્યો છે અને કોઈ મતમતાંતરનો પક્ષ ગ્રહણ કર્યો નથી જેથી સૌને તે અનૂકુળ પડે.

અંતકરણની ખરી લાગણીપૂર્વક આપણે જે ભાવ લાવીયે અને જેવી ભક્તિ કરીએ તેવું આપણને ફળ મળે તેની સત્યતા દ્રઢ કરવાના હેતુરૂપ પુરાવા માટે તુલસીદાસ મહાત્માએ પણ કાકભુસંડજીના ગરૂડ પ્રત્યેના સંવાદમાં પણ કહેલું છે કેઃ—

॥ જાકો જાસો સત્ત સનેહુ ॥
॥ મીલે તાત નહીં સંદેહુ ॥

શ્રી કૃષ્ણ ભગવાને પણ અર્જુન પ્રત્યે ગીતામાં કહેલું છે કેઃ—

**ये यथामाम् प्रपद्यंतेतां स्तथेव भजाम्यहं ॥**
**मम वर्त्मानु वर्तते मनुष्याःपार्थ सर्वशः ॥**

**ભાવાર્થઃ**—જે માણસ મને જે રૂપે તથા જેના સારૂ ભજે છે તે માણસને હું તે રૂપે તેવુંજ ફળ આપું છું. હું સર્વવ્યાપક છું તેથી ક્યાંએ તેનું ભજન કરે તોપણ મારૂંજ ભજન કરે છે અને તેમને તેમના ઇષ્ટ રૂપે હુંજ ફળ આપું છું, અને તેમની ભાવનાને અનુસરૂં છું.

કેટલાએક લોકો વેદાંતની વાતને અનુસરીને ભક્તીને અંતઃકરણની શુદ્ધિના હેતુ રૂપ ગણીને તેને નમાલી ગણી કાઢીને બ્રહ્મજ્ઞાન અથવા આત્મજ્ઞાનનું ડોળ રાખીને તેને સ્વિકારતા ન હોય તો તેમ કરવું યથાર્થ ગણાય નહીં, કારણ કે જોકે તે તેમના કહેવા પ્રમાણે ચીત્ત શુદ્ધિના હેતુ રૂપ છે તોપણ તે જ્ઞાનથી પેલે પારની વાત છે કારણ કે જ્ઞાનનું પરિપક્વપણું તેજ સાચી ભક્તિ કહેવાય; કારણ કે તે દશામાં તેને ઠેકાણે તે એકજ બ્રહ્મ તત્વનું સદા ચીંતવન રહે છે. અને તેથી તેવોજ ભક્તજ ફક્ત જ્ઞાની કહી શકાય. શ્રી ભગવાને ગીતામાં કહ્યું છે કેઃ—

**योमाम् पश्यति सर्वत्र सर्वत्र मयि पश्यति ॥**
**तस्याहं नप्रणश्यामि सचमेन प्रणश्यति ॥**

**ભાવાર્થઃ**—જે માણસ મને ચરાચર ભુત પ્રાણીને વિષે વ્યાપક દેખે છે અને જે માણસ સર્વ વિશ્વને મારે વિષે રહેલું દેખે છે તેનાથી હું દુર નથી. એટલે તેને હુ પ્રગટ થાઉં છું કારણ કે તેવો જ્ઞાની મારો અભેદ ભક્ત હોય છે.

**तपस्वीभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपिमतोऽधकः ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥**

**ભાવાર્થઃ**—તપ કરનારા કરતાં ભક્તિ યોગ કરનારો વિશેષ છે, જ્ઞાની કરતાં પણ ભક્તિ યોગ કરનારો વિશેષ મનાયલો છે અને પુણ્ય કર્મ કરનારાથી પણ ભક્તિરૂપ યોગ કરનાર અધીક છે. હે અર્જુન ! તું ભક્તયોગી થા અને તારી બુદ્ધિને તું ભક્તિને વિશે જોડ.

**“ योगि नामपि सर्वेषां मद् तेनांतरा[illegible] ॥**
**श्रद्धावान्भजते योमामूसमेयुक्त, [illegible] ॥**

**ભાવાર્થઃ**—તપયોગી, જ્ઞાનયોગી, કર્મયોગી, અષ્ટાંગ સાધક યોગી વિગેરે સર્વ યોગીયોમાં જે યોગી મારે પરાયણ થઇને જે મને સર્વના અંતરાત્મા તરીકે જાણીને શ્રદ્ધાવાન થયો થકો જે મને ભજે છે તેને મેં ઉત્તમ યોગી માનેલો છે.

માટે ભક્તી સૌથી છેવટનું પગથીયું છે અને મુક્તિથી પણ વિશેષ છે; કારણ કે મુક્તિ તો જેમ મઠાકાશમાં ઘટાકાશ મળી જાય તેવા ભાવરૂપે છે અને ભક્તિતે પરમ આનંદની પ્રાપ્તિ કરાવનાર હેતુરૂપ છે. દરેક માણસ પોતાની સૌથી પ્રીય વસ્તુને ઇષ્ટ માને છે. શૂન્યવાદી પણ શૂન્યને ઇષ્ટ ગણે છે અને તે પ્રમાણે પોતાના ઇષ્ટ પાસેથી તેવાજ ફળની અપેક્ષાએ તે તેવાજ ફળને પામે છે. માટે જેવો ભાવ તેવી ભક્તિ અને જેવી ભક્તિ તેવું ફળ. ભાવિક લોકો આ ગ્રંથના અધિકારી. આ ગ્રંથ ભક્તિ સાથે સંબંધ ધરાવે છે. આ ગ્રંથનો વિષય ભક્તિને પ્રતિપાદન કરે છે અને આ ગ્રંથનું પ્રયોજન ભક્તિદ્વારાએ મોક્ષરૂપ ફળનો હેતુ છે, એમ તેનો અનુબંધ કહીને વાત ટુંકામાં પતવી દઉં છું, અને આ ગ્રંથની અંદર જે જે દોષ માલમ પડે તે સુધારીને વાંચશો અને તેમાં જે જે ન્યુનતા રહી ગએલી હોય તે મારી બુદ્ધિની હીનતા સમજીને મને તે માફ કરશો. આ ગ્રંથ ઉતારવાની અંદર તથા મને તેમાં અનૂકુળતા કરી આપવા કેશવલાલ વજુભાઇ, જેઠાલાલ શીવરામ, ધનશંકર ગોવિંદરામ, કાળાભાઈ મોરારજી, મોતીરામ ભગવાનદાસ, માધવલાલ બાપાલાલ, ફરદુનજી અરદેશર અને દેશાઈ ભાઇલાલભાઈ નરશીભાઇએ મને મદદ આપી છે માટે તેમને હુ સાબાશી આપું છું.

લી. સેવક.

**નડીયાદ.** } **ગોપાળરાય પ્રભુરામ મહેતા.**
**ગુડસ કલાર્ક—નડીયાદ સ્ટેશન.**

# અનુક્રમણીકા.

**અથ ધર્મ વીચાર**

# ભક્તમાળ પ્રસંગ.

## ૧ ઑંકાર સતગુરૂ પ્રસાદ.

**શ્રી ગણેશાય નમ: શ્રી સરસ્વત્યૈય નમ: શ્રી સતગુરૂ સંગતી દાસાય નમ: શ્રી કૃષ્ણાય નમ: અથ, નાભાજી સ્વામી કૃત ભક્તમાળનાં આખ્યાન.**

મહાપ્રભુ શ્રી કૃષ્ણ ચૈતન્ય કે જેમનાં ચરણકમળ મનને હરણ કરવાવાળાં છે તેમનું નામ હું મારે મોઢે ગાઉં. નાભાજીએ પ્રીયાદાસને આજ્ઞા કરી કે મેં જે ભક્તમાળ કરી છે તેની વીસ્તારથી ટીકા કરો. તે કવીત બંધ કરજો, અને અતિ પ્યારા લાગે તેવા છંદમાં કરજો કે જે જુગેજુગમાં પ્રકાશી રહે. જેમ આગળ શુકદેવજી થઇ ગયા કે જેમને વનમાં જોઇને વનમાં અનેક ઝાડ પણ શુક, શુક, હે શુક, એમ પોકારી રહ્યાં હતાં. તેમ આ ભક્તમાળ દેશદેશાંતર વીશે નાભાસ્વામીની ભકતમાળ એ નામથી ઓળખાય. નાભાજીએ કવીતા બંધ ભક્તમાળ બનાવી છે જે [illegible]કારક લાગે છે અને ગુણી જનોને શોભા આપે છે. જેની અંદર કેવળ સાચે સાચી [illegible] કહેલી છે અને કોઇ વાત ફરી ફરીને પુનરૂક્ત કરી નથી તેના અક્ષર મધુર તથા અનુ[illegible] બરાબર તથા તેની જડ ઝમક એવી ગુલતાન કરે તેવી બનાવી છે કે જાણે પ્રેમના વરસાદના ઝપાટા લાગી રહ્યા હોય. પોતાના કાવ્યની મોટાઇ પોતાને મોઢે કહેવી તે પંડીતને શોભતી નહિ માટે નાભાજીની પ્રૌઢતા પ્રીયાદાસ કહે છે કે તે હું બતાવું છું. તેમની ભક્તમાળ અંતઃકરણને નીર્મળ કરે છે અને હમેશ સાંભળવાનું મન થાય એવી અને ભક્તિરૂપી રસનો બોધ કરનારી છે. ભક્તમાળનું શ્રવણ અભિમાન રૂપી મેલને કાઢી નાંખી શ્રદ્ધારૂપી ફુલેલ તેલ લગાડે છે. ભક્તમાળના મનન રૂપી પાણીથી સ્નાન કરાવીને દયારૂપી રૂમાલથી લુછી લુછીને એક નિશ્ચયરૂપી નવીન ધોળાં વસ્ત્ર પહેરાવી પરમેશ્વરના નામ રૂપી ઘરેણાં પહેરાવી સાધુની સેવા રૂપી તેનાં કર્ણ ફુલ આભુષણ પહેરાવીને તથા માનસી પુજારૂપી તેને નાકની નથની પહેરાવી તથા સંતના સંગરૂપી તેને આંખે કાજળરૂપી અંજન કરતી હોય તેવી આ ભક્તિરૂપી મહારાણીનો શૃંગાર મનને મોહીત કરે તેવો અને પરમેશ્વરની સૌથી પ્યારી રાણી કરાવે તેવો છે. શાંત ભાવ, દાસ ભાવ, સાંખ્યભાવ, શીયળભાવ, અને શૃંગાર ભાવ વિગેરે રસોથી ભરપુર ભક્તિ રાણીનો ચમત્કાર જ્યારે કોઇ મનમાં પુર્ણ વિચાર કરે ત્યારે તે જાણે. કારણ કે તેના સ્વરૂપમાં જેની ઉપમા અપાય નહિ તે મહારાજ બતાવી દીધા છે. જેને આ ભક્તમાળ સાંભળતા કોઇવાર પ્રેમનાં અશ્રુપાત ન થાય અથવા રૂવે રૂવાં ઉભાં ન થાય તેવાં માણસો દરીઆમાં ડુબાવી દેવા લાયક છે. જ્યાં સુધી માણસ આ ભક્તમાળથી દુર રહે ત્યાં સુધી તેનું અંતઃકરણ પરમેશ્વર તરફની વીમુખતાથી પુરાઇ ગએલું રહે છે; અને ભક્તમાળ સાંભળે તો તે ચુરેચુર થઈ જાય છે. પચરંગી ફુલના ઝાડની માફક ભક્તિરૂપી પચરંગી ઝાડના ફુલોની માળા હરીજનને પહેરાવવાને બનાવી છે જે માળા ડોકથી તે પગ સુધી લાંબી વૈજયંતિ માળા જેવી શ્રદ્ધારૂપી દ્રવ્ય ખરચીને નાભાજી નામની સખીને આ પોતાના સૌથી અભીરામ અને પ્રીતમ શ્યામ

સુંદર શ્રી કૃષ્ણજીની બુદ્ધિ લલચાવે તેવી માળા નાભા સખીએ પહેરી છે, અને તેમણે પોતાની અંદરથી તે પ્યારી ગણી છે તેથી કોઇ દુર કરી શકતું નથી. અહો કેવી નવાઈ જેવી તે માળા! ઠેઠ પગ સુધી આવી ગઇ છે. ભક્તીરૂપી છબીના ભારથી તેના શૃંગાર નમી ગયા છે અને જે જુવે તેને તે વશ કરી દે છે, માટે તે માળા સૌથી પ્યારી લાગે છે. ભક્તિરૂપી ઝાડ જ્યારે નાનું હોય ત્યારે તેને નીંદારૂપી બકરીઓ ખાઈ જાય તેવો ડર રહે છે માટે તેને વિચારરૂપી વાડ ચારે તરફ કરવી જોઇએ, તેને સતસંગરૂપી પાણી સીંચવું જોઇએ; જેથી તે વધવા લાગે, ચારે તરફ ડાળાં નાંખે અને આકાશ સુધી ફેલાવા લાગે, એટલે દેશ દેશાંતરમાં પ્રગટ થાય છે. જેમકે ફલાણા દેશમાં ફલાણો ભક્ત થયો છે માટે સુયશરૂપી તેનો ભક્તીનો ફેલાવો થાય છે. સંત લોકોને ખુશ કરે અને પ્યારી લાગે તેવી તે તરૂની વિશાળ છાયા છે જેના પ્રસંગથી ત્રણે તાપ જે જીવોને જાળરૂપ હોય છે તે જાય છે. જુઓ તેની મોટાઈ કે જે ઝાડને બકરી ખાઇ ગયાનો આગળ ભય રહેતો તે જ્યારે મોટું થયું ત્યારે રણ સંગ્રામમાં ઝુઝતા હાથીઓ બંધાય તેવું મજબુત થઇ ગયું. મતલબ કે ભક્તજન જે પહેલાં સંકોચ પામતા તે ભક્તી પરીપકવ થયા પછી લોકોની લાજ મુકીને ભક્તી કરે છે. ચીંથરે રતન હોય અને જેમ જણાઈ આવે તેમ જેમણે પોતાના ગુરૂની નાભીની વાત જાણી લીધી તેમના ગુણ અપાર ને જેમણે સાધુજનોની વાતો ચાર ચાર ઓળોમાં કહી દીધી છે પણ જેના અર્થ મહાન વિસ્તાર કરવાથી થાય છે અને જે ટંકશાળના સિક્કારૂપે ગણાય છે એટલે તેમનું નામ દીધું કે હદ આવી જાય છે. જેમની ભક્તમાળ સાંભળીને સંત સમાજ નાભાજી નામની સખીની વની જે ચોતરફ ઘુમી રહેલી દેખે છે અને અચંબો પામે છે કે આતો કયાં સુધી રસર્દ ...હે જશે. અમે અગર એવું નામ સાંભળ્યું છે તે નામ અગર એટલે ચારેદીશે સુગંધી ફેલાવતું ચંદન અથવા ચુવો તે આજે સાચું પડયું, કારણ કે તેનો અરક અથવા ચુવો નાભાજી શિષ્યે ભક્તમાળરૂપી સુગંધથી ચારે તરફ ફેલાવી દીધો છે. મોટા ભક્તજનો જે રાતદીવસ હરીગુણની કથા કરે અને જગતના પાપ ટાળે છે, જેમનાં અંતઃકરણ જપથી પરીપુર્ણ રહે છે, સંતની સેવા અને સનમાન તથા હરીની સેવા સાચી માનીને તેઓ જગતની અંદર રહ્યા થકા અને જેમની પ્રીતી એક ઇશ્વર ઉપર રહેલી છે તેમના ગુણ કોઇ કેની રીતે કથન કરી શકે? કારણકે તે કયાં થયા અને કયારે થયા તેની કોઇને કયાંથી ખબર હોય માટે એવા ભક્તજનો દુર આરાધ્ય છે અને ભક્તમાળ બનાવવાનું મહાન કાર્ય કરવામાં મન થાકી જાય છે. જેના કપાળે ભાલ તીલક, માળા વગેરે ચિન્હો હોય તેવા ભક્તોને માટે આ ભક્તમાળા વીના ભક્તી હોવી તે ઘણી દુર સમજવી.

## મૂળ ॥ મંગળાચરણમ્ ॥

**દોહા ॥ ભક્તી ભક્ત ભગવંત ગુરૂ ॥ ચતુરનામ વપુ એક ॥**
**ઈનકે પદવંદ કિયે ॥ નાસહિં વિઘ્ન અનેક ॥**

ભક્તી, ભક્ત, ભગવંત અને ગુરૂ એ ચારે નામ જુદાં જુદાં છે પણ તેમનું શરીર એટલે તેમનો વિષય એકજ છે, માટે તેમના ચરણનું વંદન કરવાથી અનેક વિઘ્ન દુર થાય છે. હરી અને ગુરૂનો દાસ તેજ સાચો શેવક અથવા ભક્ત છે, કારણ કે જેણે એકવાર જે ટેક લીધી તે ફરીને મુકી તેનો નથી. ભક્તી રસનું એજ સ્વરૂપ છે કે હરી નામ લેતાં પ્રેમનાં અશ્રુપાત થઇ જાય. અને ભગવંત તેને કહીએ કે જે પોતાના ભક્તની પોતા ઉપરની પ્રીતીનો વિચાર કરે અને પોતાની પ્રભુતા દુર રાખીને પોતાના ભક્તને પ્રગટ થાય, અને તેજ ગુરૂ કે

જે પોતાના ગુરૂપણાની સાચાઈ દેખાડી આપે કે જે રંગભરી રીતી તથા ગુરૂ ભક્તીને ભગવાને લક્ષ્મી પ્રત્યે કહેલી છે.

## મૂલ ॥ દોહા ॥

મંગલ આદી વિચારી યહ ॥ વસ્તુ ન ઔર અનૂપ ॥
હરિજનકે યશ ગાવતે ॥ હરિજન મંગલ રૂપ ॥
સંતની મિલિ નિરને કિયો ॥ મથિ પુરાણ ઇતિહાસ ॥
ભજવે કોં દોઈસુધર ॥ કૈ હરિ કૈ હરિદાસ ॥
અગ્રદેવ આજ્ઞા દઈ ॥ ભક્તની કોયશ ગાવ ॥
ભવસાગરકે તરનકો ॥ નાહિન આન ઉપાવ ॥

આ ગ્રંથનું મંગળ વિચારીને એજ નક્કી કર્યું છે કે બીજી કોઇ એવી અનુપ વસ્તુ નથી માટે હરીજનના જસ ગાવામાં હરીજન પોતેજ મંગળરૂપ છે. બધા સંતોએ પુરાણ તથા ઇતીહાસ મથીને એજ નક્કી કહ્યું છે કે (બીજી કોઇ એવી અનુપ વસ્તુ નથી) ભજવાને યોગ્ય બે વસ્તુ છે, કાંતો હરી અને કાંતો હરીના દાસ; માટે તેજ મંગલાચરણ. નાભાજીના ગુરૂ અગ્રદાસજીએ નાભાજીને આજ્ઞા કરી કે ભક્તજનોના તમે યશ ગાઓ, કારણ કે ભવસાગર તરવાને બીજો કોઇ ઉપાય નથી. એકવાર નાભાજીના ગુરૂ અગ્રદાસ માનસી પુજામાં ધ્યાન કરીને બેઠા હતા અને નાભાજી તેમને પવન નાંખતા હતા. તેવામાં અગ્રદાસનો કોઇ શિષ્ય વહાણમાં કોઇ સાગ[illegible] આપદામાં–તોફાનમાં પડયો, તે વખતે તેણે પોતાના ગુરૂ અગ્રદાસનું સ્મરણ કર્યું અને [illegible] કર્યો કે જો હું આ દુખમાંથી માલસહીત નીકળું તો આ માલ ગુરૂને અર્પણ કરૂં. તે વખતે ગુરૂને માનસીપુજામાં શિષ્યની આપદા પ્રતિત થઈ, તેથી પોતાના પ્રાણના ચલનથી બ્રહ્માંડના વાયુને ખેંચીને વહાણને પેલે પાર કરી દીધું અને કંઇક વીલંબ થયો તેથી નાભાજી પંખો કરતાં કરતાં બોલી ઉઠયા કે હે મહારાજ! તે વહાણ તો કયારનું પેલે પાર ગયું માટે આપ ફરીને માનસી છબીનું ધ્યાન કરો. એવું સાંભળી તે ગુરૂએ આંખ ઉઘાડીને જોયું અને પુછયું કે એ કોણ બોલ્યું? ત્યારે નાભાજીએ કહ્યું કે જેને સિદ્ધપુરૂષોના પ્રસાદના કકડા ખવરાવીને તમે પોતાના છોકરા માફક પાળ્યો છે તેવો હુ બોલ્યો. ત્યારે તેમને નવાઈ અને અચરતની વાત લાગી કે અહો! તે અહીં સુધી જાણી લીધું એટલે મારા હૃદયની અથવા નાભીની વાત જાણી લીધી તેથી તેમને મનમાં આનંદ થયો. અને જાણ્યું કે આ જાણવું તે સંતપ્રસાદનો પ્રભાવ છે માટે તેજ વખતે તેમણે નાભાજીને કહ્યું કે મારી નાભીની વાત તેં જાણી માટે આજથી તુ નાભાસ્વામી કહેવાઇશ અને તારા ઉપર સાધુઓની કૃપા થઈ ચુકી. હવે તું તેમનાજ ગુણ હૃદયમાં ભાવ લાવીને કહે, ત્યારે નાભાજી હાથ જોડીને બોલ્યા કે હે મહારાજ! શ્રી રામકૃષ્ણની ભકતીદાવની વાત પણ હુ ગાવાને અસમર્થ છું તો પછી ભકતલોકો કે જે કયાં થયા, કયારે થયા, અને તે કોણ હતા? તે હુ કેમ જાણી શકું? ત્યારે ગુરૂજીએ કહ્યું કે જેમણે તને દરીઆમાં વાત બતાવી દીધી તેજ (ભગવાન) તને ભકતોની વાત સમજાવી દેશે. **નાભાજીની આદી અવસ્થા** એક બ્રાહ્મણને ચાર દીકરા હતા, તેમાં ત્રણને પ્રજા હતી અને એકને પ્રજા નહોતી. જ્યારે તે બ્રાહ્મણ મરવા પડયો ત્યારે પેલા વગર પ્રજાવાળાને પોતાનો હિસ્સો બાપની કમાઈમાંથી ન મળવા માંડયો તેથી પોતે જંગલમાં જઇ એક હનુમાનના મંદીરમાં જઈ ત્રણ દીવસ

લાંઘો ઘાલ્યો અને હનુમાન પ્રસન્ન થયા નહિ તેથી છેવટે આપઘાત કરવા માંડચો ત્યારે હ- નુમાનજીએ પ્રગટ થઇને તેને પુછ્યું કે તું કેમ મરે છે ? ત્યારે કહ્યું કે મને પુત્ર નથી માટે પુત્ર આપો ? હનુમાનજીએ કહ્યું કે તારા નસીબમાં પુત્ર નથી તેથી હું તને શી રીતે પુત્ર આપું પણ તું મારો ભક્ત થયો તેથી હુંજ પુત્ર રૂપે તારે ઘેર નવ માસે અવતરીશ. તે સાંભળી પેલાને હીમત આવી અને ઘેર આવીને પોતાના ભાઇઓ સાથે કબુલાત કરી કે જો બાર મહીનામાં મારે પુત્ર થાય તો ત્યાં સુધી વાટ જોઇને મારો ભાગ ત્રીજે ઠેકાણે મુકો, કારણ કે મારી સ્ત્રીને ગર્ભ છે. ભાઇઓએ તે પ્રમાણે કર્યું અને નવ મહીને તેને પુત્ર થયો અને હનુમાનજી ત્યાં પોતે અવતર્યા, અને તેજ કુળમાં પછીથી નાભાજી થયા. માટે હનુમાન કુળમાં પછીથી નાભાજી અવતર્યા હતા તે આંખે આંધળા હતા અને પોતે પાંચ વરસના હતા, અને પોતાના દેશમાં દુકાળ પડેલો તેથી તેમની માને પોષણ કરવું મુશ્કેલ પડયું તેથી તેમની મા તેમને વનમાં મુકીને જતાં રહ્યાં. ત્યાં દૈવયોગથી કલ્હ અને અગર નામના બે સાધુ જે જ્યાં આગળથી જતા હતા તેમણે નાભાજીને દીઠા અને તેમને જોઇ દયા આવી તેથી ત્યાંજ દર્શન દીધાં અને ધણી વગરનું છોકરૂં જોઇને તે મોટા સિદ્ધ પુરૂષોએ કમંડળનું જળ તેની આંખોએ છાંટયું જેથી આંખો ઉઘાડી તો બંને સીધ્ધોને જોયા એટલે નાભાજી પગે પડયા અને આંખોમાંથી આંસુ પડયાં તેથી તેમને દયા આવી અને નાભાજીને પોતાની સાથે લીધો અને અગરે આજ્ઞા કરી તેથી કિલ્હે તેમને મંત્ર ઉપદેશ સંભળાવ્યો.

ગલ નામનું કોઇ ગામ હતું, ત્યાં સાધુના મઠમાં તેના પેટનો નીભાવ થવા સારૂ તેને ત્યાં મુકયા અને કહ્યું કે તું અહી રહેજે, સાધુનું કામ [illegible] પગ ધોવાની કુંડીમાં જે પાણી એકઠું થાય તે પીજે અને એઠાં પત્રાળાંમાં કંઇ [illegible] લો હોય તે વીણી લઇને એકઠું કરીને ખાજે અને તારૂ પેટ ભરજે. એ પ્રમાણે ત્યાં સિદ્ધ અને મહાત્માઓની પ્રસાદી મળવા માંડી તેથી તેના હૃદયમાં ભક્તિનો રંગ ઉઠયો અને તેની મોટાઈ પછીથી ઘણી વધી ગઈ કે જેનો કોઈ પાર પામી શકે તેવો નથી. એ તેનાજ પ્રતાપથી. તેમણે આ ભક્ત- માળમાં જે જેવા ભકત થઈ ગયા તેમને તેજ પ્રમાણે બરોબર ગાયું છે. જયમીન જય વરાહ આદી ચોવીસ અવતાર તમારો જય થાવ. તમારી લીલા ઉપર જો કે મારી પ્રીતી છે તોપણ અગ્રદાસે ચોવીસ અવતારનું એકઠું એક સ્વરૂપ છે તેથી તેમનાં ચરણકમળ મારા હૃદયને વીશે ધારણ કરૂં છું.

## મૂલ ॥ છપ્પય છંદ ॥

**ચરણ ચિન્હ રઘુવીરકે સંત નિસદા સહાયકા ॥**
**અંકુશ અંબર કુલિશકમલ જવ ધ્વજા ધેનુપદ ॥**
**શંખચક્ર સ્વસ્તીક જંબુફલ કલશ સુધાહદ ॥**
**અર્ધ ચંદ્ર ષટકોણ મીન બિંદુ ઉર્દ્ધરેખા ॥**
**અષ્ટકો નરૂ ત્રિકોણ ઇંદ્ર ધનુ પુરૂષ વિશેષા ॥**
**સીતાપતિ પદનીત વસત એતે મંગલ દાયકા ॥**
**ચરણચિન્હ રઘુવીર કે સંતની સદા સહાયકા ॥ ૬ ॥**

શ્રીરામચંદ્રજીના ચરણકમળના ચીન્હ સંતજનોને સદા શોભા આપે છે, સંતજનોની સહાયતાને સારૂ શ્રી રામચંદ્રજીએ પોતાના ચર્ણકમળ વીશે આવાં સુખદાયક ચીન્હ રાખેલાં છે, જેમકે

મનરૂપી મહા બળવાન હાથી જે કોઇના હાથમાં આવે તેવો નથી તેને વશ કરવા સારૂ અંકુશ રૂપી ચીન્હ રાખેલું છે કે જેનું ધ્યાન કરવાથી મન વશ થાય છે. માયારૂપી તાઢની શઠતા સંતાપે તો અંબરરૂપી ચીન્હનું ધ્યાન કરવાથી માણસોને સુખ થાય છે, તેવીજ રીતે પાપ રૂપી પર્વતને તોડવા સારૂ અને ભક્તીરૂપી દ્રવ્ય એકઠું કરવા તેમના ચરણમાં જે વજ્ર ધારણ કરેલું છે તેનું ધ્યાન કરવું. યવરૂપી ચીન્હ એટલા સારૂ ધર્યું છે, કે તેથી તે શુદ્ધ વિદ્યા, સુમતી, સુગતી, સુખ, સંપત્તિ વિગેરેના દાતાપણું તે જણાવે છે માટે તેનું ધ્યાન કરવાથી તે પ્રમાણે ફળ થાય છે.

આ કલીયુગની કુચાલ જોઇને ક્ષણવારમાં ભીતી ઉત્પન્ન થાય તેને સારૂ વિશ્વાસ લાવવા સારૂ ધ્વજાને તેમણે ધારણ કરી છે. ભવસાગરરૂપી દરીયો ઢોરની એક ખરીપુર થઇ જાય માટે ગાયની ખરી રૂપી ચીન્હ ધારણ કર્યું છે કે જેનું ધ્યાન કરવાથી ભવસાગરનો ત્રાસ છુટી જાય છે. કપટી માયાની કુચાલવાળી જાળને અનાયાસે જીતવા શંખરૂપી ચીન્હનું ધ્યાન કરવું અને સદા મંગળ અને કલ્યાણને સારૂ સ્વસ્તીક રૂપી ચીન્હનું ધ્યાન કરવું. ધર્મ, અર્થ, કામ ને મોક્ષરૂપી ચારે ફળ પામવાને સારૂ જંબુફળ રૂપી ચીન્હનું ધ્યાન કરવું. હરીજન લોકો પોતાના કાનરૂપી પડીઆમાં કથા રૂપી અમૃત પીવા માટે અને મન સાથે યુદ્ધ કરવાને સમર્થ થાય તે સારૂ અમૃતના કળસનું ધ્યાન કરવું. ભક્તિને વધારે અને ત્રણે તાપ જેવા કે અધ્યાત્મ અધીભુત, અધીદૈવ, (પોતાને બીજા જીવોથી જે ક્લેશ થાય તે બીજા ભૌતીક જડ પદાર્થથી જે દુઃખ થાય તે તથા દેવતાઓ તરફથી જે દુઃખ થાય તે.) એવા ત્રણે તાપને ઘટાડે તે [illegible]ચંદ્ર રૂપી ચીન્હનું ધ્યાન કરવું. વીશય રૂપી જે સાપ કે જે માણસના શરીર વીશે ર[illegible]ુ તે હરીદાસને કરડતો નથી માટે યત્ન રૂપી ચીન્હને અનુસરવું: આઠ ખુણાવાળો, ત્રણ ખુણાવાળો અને છ ખુણાવાળો જે જંત્ર છે તે વશીકરણનો છે માટે તેનું ધ્યાન કરવાથી હરી વશ થાય છે, તે સારૂ જેને જેવું રૂચે તેવા ચીન્હનું ધ્યાન કરવું. મીનબીંદુ રૂપી ચીન્હથી રામચંદ્રજીએ વશીકર્ણ મેળવીને માણસની જાતનાં મન હર્યાં છે.

છેડા વગરનો અપાર સંસાર સાગર છે તેને, ભક્ત જનોએ પાર કરવાને પુલરૂપી ઉર્ધ્વ રેખા રૂપ ચીન્હનું ધ્યાન કરવું. ધ્યાન કરનારા પુરૂષોનો શોક હરવાને તથા અભીમાનીઓને મારવાને ધનુષ્ય રૂપી ચીન્હ તેમણે ધારણ કર્યું છે અને તે પ્રમાણે રાવણ માર્યો તે વાત સૌ જાણે છે. જે રામચંદ્ર પુરૂષ વિશેષ છે, જેમના ચરણકમળમાં ઉપર કહેલાં ચીન્હો છે એવી શ્યામ સુંદર મુરતીની અભીલાષા માણસોએ નિષ્કામ કરવી જોઇએ. જેનું મન સીધું હોય, જેનું વેણ સીધું હોય અને જેની રકતુતી સીધી હોય એવો જે નિષ્પપંચ માણસ હોય તેને પ્રીયાદાસ પોતાના જુવાર કહે છે. કારણ કે એવા માણસ મળવા દુર્લભ છે. બુદ્ધીવાન, રસવંત, ગુણવંત અને સંપતીવાન હોઇને જે માણસ હરીનું ધ્યાન કરે છે તથા મોઢે હરીનામ ઉચારણ કરે છે તેમને ધન્ય છે.

## મૂલ ॥ છપ્પય છંદ ॥

વિધિ નારદ શંકર સનકાદિ કપિલદેવ મનુભુપ ॥
નરહરિદાસ જનક ભીષ્મરૂ, બલિશુક મુનિધર્મ સ્વરૂપ ॥
અંતરંગ અનુચર હરીજુકે જો ઇનકો યશ ગાવે ॥
આદિઅંત લો મંગલ તિનકે શ્રોતાવક્તા પાવે ॥

**અજામેલ પ્રસંગ યહ નિરને પરમ ધર્મકો જાન ॥**
**ઈનકી કૃપા ઓર પુનિસમુદાકે દ્વાદશ ભક્ત પ્રધાન ॥**

શિવજી આદી બાર ભક્ત થયા તેમનું સ્મરણ કરીને પરમ ધર્મના નિર્ણય રૂપ અજામેળજીની વાત કહું છું. બાર ભક્તરાજની કથા ભાગવતમાં કહેલી છે પણ તેમાં એક શીવજીની વાત કોઇ જાણતું નહી હોય, માટે તે હું કહું છું.

**શિવનો પ્રસંગ—**

એક સમયે શ્રી રામચંદ્રજી સીતાના વિયોગમાં જ્યારે અતિ વિકળ થઇ વનમાં ફરતા હતા ત્યારે ત્યાં આગળ થઇને શીવજી પાર્વતી સહીત જતા હતા. રામચંદ્રજી ઉદાસ હતા, તેથી તેમની પાસે ન રોકાતાં જયસત્ચીદાનંદ કરીને નીકળ્યા. આગળ જતાં પાર્વતીજીએ શીવને પૂછ્યું કે શ્રી રામચંદ્રજી તો માણસ જેવા દેખાય છે માટે તમે તેને જગતના ઇશ્ર કેમ કહ્યા ? મને તેમાં શંકા થાય છે માટે હું તેમની પરીક્ષા કરૂં, અને તે પ્રમાણે જો હોય તો તે તમારા ઇષ્ટ ખરા, નહીં તો મને તો માણસ પ્રતીત થાય છે. માટે મને આજ્ઞા આપો તો હું તેમનું પારખું કરીને મારી ભ્રાંતી દૂર કરૂં ? શીવજીએ કહ્યું ભલે તેમ કરો, પણ તેમાં સારૂં ફળ આવશે નહીં. તોપણ પાર્વતીજીએ આગ્રહ કર્યો અને પાછા ફરીને રામમચંદ્રજીના જવાના માર્ગ ઉપર તદ્રુપ સીતાજીનું સ્વરૂપ કરીને બેઠાં અને શ્રી રામચંદ્રજીએ જ્યારે તેમને જોયાં ત્યારે પૂછ્યું કે પાર્વતીજી તમે એકલાં અહી કયાંથી, શીવજી કયાં ગયા ? એવું સાંભળી પાર્વતીજી ઝંખવાણાં પડી ગયાં અને લજ્જા પામી ગયાં અને પાછાં [illegible] પાસે આવી રહ્યાં. મહાદેવજીએ તે ધ્યાન કરીને જોયું અને પાર્વતીજીએ સીતાનું [illegible] લીધું એમ માલમ પડયું તેથી પાર્વતીને કહ્યું કે હવે અમારે તમારે ઘર સુતરનો સં[illegible]ધ તુટયો. શ્રી સીતાજી . જે મારાં ઇષ્ટ છે તેમનું તમે સ્વાંગ લીધું તેથી તમે આ દેહનો ત્યાગ કરી બીજે દેહે મને પામજો. દક્ષપ્રજાપતી જે પાર્વતીના બાપ હતા તેમને ત્યાં યજ્ઞ થતો હતો તેથી દેવતાઓ અંતરીક્ષથી જતા જોઇ પાર્વતીજીએ મહાદેવજીને પૂછ્યું કે દેવતાઓ કયાં જાય છે ? ત્યારે તેમણે કહ્યું કે દેવતાઓ તમારા બાપને ત્યાં યજ્ઞ કરે છે ત્યાં જાય છે. ત્યારે પાર્વતીએ કહ્યું કે શું આપણે નહીં જઇએ ? ત્યારે શિવજીએ કહ્યું કે અમો ત્રણેને બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને આમંત્રણ કર્યું નથી તેથી અમે ત્રણે જવાના નથી. ત્યારે પાર્વતીએ કહ્યું કે મને જવા દો તો હું જઇ આવું ? ત્યારે શીવજીએ કહ્યું કે એમાં ક્ષેમ નથી તેમ છતાં જવું હોય તો બે ગણ આપું. તે પ્રમાણે બે ગણ લેઇને પાર્વતી બાપને ત્યાં ગયાં અને પોતાના પતીને તેડું નહોતું કર્યું તેથી, અને તેમનું આસન પણ નહોતું રાખ્યું તેથી તે અતિ ક્રોધ પામ્યાં અને યજ્ઞ કુંડમાં પડી બળી મુવાં, તેથી યજ્ઞ ભંગ થયો. તે વખતે પાર્વતીએ શિવજીને ફરી પામવાનું ચીંતવ્યું તેથી તે હિમાલયને ત્યાં અવતર્યાં અને ફરીને શીવજી સંગાથે પરણ્યાં. એ પ્રમાણે શીવજીએ રામભક્ત ઉપર ટેકને લીધે પાર્વતીનો ત્યાગ કર્યો હતો. એક વાર શંકર અને પાર્વતી રસ્તે ચાલ્યાં જતાં હતાં તેવામાં શંકર ધુળમાં લોટી પડયા અને નમસ્કાર કરવા લાગ્યા, ત્યારે પાર્વતીએ પૂછ્યું કે અહીં કોઇ માણસ દેખાતું નથી અને તમે કોને પ્રણામ કરો છો ? ત્યારે શીવજીએ કહ્યું કે મને ભક્તિ ઘણી પ્યારી લાગે છે અને આ જગો ઉપર દશહજાર વરસ ઉપર એક ભક્તરાજ થઇ ગયો હતો તેથી તેની ચર્ણરજથી હું પાવન થાઉં છું અને ફરી વળી બીજો ભક્ત થવાનો છે માટે હું નમસ્કાર કરૂં છું. આ પ્રમાણે હરિદાસનો પ્રભાવ સાંભળવાથી પાર્વતીને ભક્તિનો રંગ ચઢયો.

## અથ અજામેળનો પ્રસંગ.

માબાપે નામ પાડેલો એવો અજામેલ ઊંચ જાતીમાં જન્મેલો હતો પણ પછીથી દારૂ પીતો થઇ ગયો અને પોતાની જાતની બાયડીને મુકી દઇ ગુણુકા રાખી બેઠો. અને કસાઇને ત્યાં નોકર રહ્યો તથા રોજ કેટલાં બકરાં કપાયાં અને કેટલાં શીલકમાં છે એવો મેળ કાઢતો તેથી તેનું નામ અજામેલ પડયું. ગુણુકાના પેટે તેને વસ્તાર થયો અને જગતમાં તે નિશંક ફરતો. કોઇ એક સમયે એક મહાત્મા તેના ગામમાં આવ્યા અને તેમણે કોઇને રહેવાનું સ્થાન પુછ્યું. ત્યારે મશ્કરીમાં અજામેલનું ઘર બતાવ્યું. તે ત્યાં ગયા ત્યારે ગુણુકાએ તેમને આસન આપ્યું અને ચોખ્ખું જળ મંગાવી પાયું અને અજામેલને શેઠને ત્યાંથી તેડાવ્યો અને બંને જણે મહારાજને ભીક્ષા કરાવી અને ચાકરીમાં તત્પર રહ્યા, તથા તેમને ખુશ કર્યા અને પોતે નીચ હતા તે જાણુવા દીધું નહીં. મહારાજે બીજે દીવસે જવા માંડયું ત્યારે પોતે પોતાનો હેવાલ કહીને પોતાનો ઓદ્ધાર શી રીતે થાય તે વાત પૂછી. તે સાંભળીને મહાત્માને ખેદ થયો પણ હવે તેનો કંઇ ઉપાય નહોતો. મહાત્માએ તેમને કહ્યું કે હાલમાં તમારી સ્ત્રીને ગર્ભ છે તે જન્મે ત્યારે તેનું નામ નારણુ પાડજો. અજામેલ જ્યારે મરવા સુતો અને યમદુતોને જોઇ તે બીન્યો ત્યારે પોતાનો છોકરો જેનું નામ નારણુ પાડયું હતું તે મોટેથી પોકારવા લાગ્યો. જેથી યમ દુતોએ ધર્મરાજા પાસે જઇ ખબર કહી અને દેવગણોએ આવીને યમદુતોને ડરાવી તેમને યમ પાસમાંથી છોડાવી સુગતિને પહોંચાડયો. અને યમ રાજાએ પોતાના દુતે [illegible]મણુ આપી કે જ્યાં હરિગુણુ થતા હોય અને હરી નામ દેવાતું હોય ત્યાં તમારે કો[illegible] ભુલેચુકે પણ જવું નહીં.

### મૂલ ॥ છપ્પય છંદ ॥

**મોચિત વૃત્તિ નિત તહાં રહો જહાં નારાયણુ પારસદ ॥**
**વિષ્વકસેન જય વિજય પ્રબલ બલ મંગલકારી ॥**
**નંદ સુદન સુભદ્ર ભદ્ર જગ આ ભયહારી ॥**
**ચંડ પ્રચંડ વિનિત કુમુદી ક્ષકુ સુદ કરૂનાલય ॥**
**શીલ સુશીલ સુરશેન ભાવભકતની પ્રતિપાલય ॥**
**લક્ષ્મીપતિ પ્રીનન પ્રીવીન મહભજનાનંદ ભકતનિહદ ॥**
**મોચિત વૃત્તિ નિત તહાં રહો જહાં નારાયણુ પારસદ ॥**

જ્યાં નારાયણુના પારસદ રહેતા હોય ત્યાં મારા ચિત્તની વૃત્તિ હંમેશાં રહેજો કે જે પારસદો ભજનાનંદી હોય છે તથા જે ભક્તીની સીમારૂપ છે. પારસદોમાં સોલ પારસદ મુખ્ય છે, તેમાં બે પારસદો કે જેમના નામ પ્રીનન અને પ્રવીણુ હતાં. તે બંને જણુ હંમેશાં ઇશ્વરનું ધ્યાન લગાવીને રહેતા હતા તથા લોકોનું પાલન કરતા હતા. અને પોતાની આંખોને ઠારીને ધ્યાન લગાવતા હતા. એવા તે બે પારસદો શ્રીપતી નારાયણુ દ્વાર આગળ એક સમયે બેઠા હતા અને કોઇને દ્વાર અંદર નહિ જવા દેવાને તેમને હુકમ મળેલો હતો. તે સમયે જ્યારે શનકાદી મુની વીચરતા વીચરતા ત્યાં આવ્યા ત્યારે તેમને નારાયણુ પાસે જતાં તેમને રોકયા ત્યારે તેમણે તેમને શ્રાપ દીધો કે જાઓ તમે અસુર થાઓ. આ શ્રાપ પોતે શ્રી નારાયણે મુનીના મનને અસર કરીને અપાવ્યો હતો કારણકે પોતે પોતાના ભક્તનું અપમાન

સહન કરી શકયા નહીં. આ પ્રમાણે જ્યારે શ્રાપ પામ્યા ત્યારે તે બંને પારસદો શ્રી નારાયણ પાસે તેના અનુગ્રહ માટે આવ્યા ત્યારે શ્રી નારાયણે તેમને કહ્યું કે તમે મારા ભક્ત સાથે પ્રતીકુળપણું લીધું તેથી તમને આ શ્રાપ થએલો યોગ્ય દંડ છે. માટે તે હું ફેરવી શકતો નથી. ત્યારે તેમણે બહુ વીનંતી કરી ત્યારે શ્રી નારાયણે કહ્યું કે જો તમે મને ભક્તી ભાવથી પ્રસન્ન કરશો તો તમે સાતમે જન્મે અસલગતીને પામશો અને વૈર ભાવે જો તમે મને ભજશો તો હું તમારો ત્રણ જન્મમાં નિસ્તાર કરીશ. કારણ કે વૈર ભાવે હું હરદમ યાદ આવીશ. તે ઉપરથી તેમણે વૈર ભાવે ભક્તી અંગીકાર કરી અને પહેલે જન્મે તેઓ રાવણ તથા કુંભકર્ણ અવતર્યા. બીજે જન્મે હરીણાકસ્યપ થયા અને ત્રીજે જન્મે દંતવક્ર થયા અને શ્રી હરીને હાથે તેમણે પોતાના પ્રાણ ત્યાગ કર્યા તેથી પોતાની અસલ ગતીને પામ્યા.

## મૂલ ॥ છપ્પય છંદ ॥

હરી વલ્લભ સબ પ્રારથો જિન પદ રજ આશા ધરી॥
કમલા ગરૂડ સુનંદઆદી ષોડશ પ્રભુ પદરીત ॥
હનુમંત જાંબુવંત સુગ્રીવ બિભીષણ શિવરીખગપતિ ॥
ધ્રુવ ઉદ્ધવ અંબરીશ વિદુર અક્રુર સુદામા ॥
ચંદ્રહાસ ચિત્રકેતુ ગ્રાહ ગજ પાંડવ નામા ॥
કૌષારવ કુંતી વધુ પટ ઐાચંત લજ્જા હરી ॥
હરી વલ્લભ સબ પ્રારથો જિન પદ રજ આશા ધરી ॥ ૯॥

શ્રી હરીના જે જે પ્રેમી ભક્ત થયા તેમની હું પ્રાર્થના કરૂં છું અને તેમના ચરણકમળના રજની હંમેશ આશા રાખી રહ્યો છું. સોળ ભક્ત મુખ્ય થયા છેઃ—શ્રીહરી કહે છે કે મનેજ પ્રીતમ ગણનાર ભક્ત દુનીયામાં મળવા ઘણા દુર્લભ છે, કારણ કે તેમણે સર્વ મનોરથ પુર્ણ કરાવનારી એવી મારી પદરેનની એક આશા રાખી છે. પણ જેઓ જોગી છે, જેઓ તપસ્વી છે, જેઓ યતી છે તે તે લોકો સાથે મારે કંઇ કામ નથી; કારણ કે તેઓ તો પોતાના યોગ્ય બળેથી મને પામશે પણ બીચારા ભક્તજનો જે કંઇ જાણતા નથી તેથી તેઓ પોતાની પ્રીતી તથા પ્રતીતી એક મારા ઉપરજ રાખે છે તેથી મારી મતી તેમના તરફ હરાયેલી છે, તેના પુરાવા તરીકે લક્ષ્મી, ગરૂડ અને જાંબુવાન આદીની રસીક કથાઓ શાસ્ત્રોમાં કહેલી છે કે જેઓ મારી સાથે સચ્ચાઇથી વર્ત્યા છે અને મારી ભક્તિ કરી છે તેથી જગતમાં પ્રસિદ્ધ થઈ ગયાં છે. તેઓ મને અતિ પ્યારાં છે કે જેમની કથા ભક્તિરસથી ભરપુર તથા સુખકારક છે.

## હનુમાનજીનો પ્રસંગ.

રાવણને માર્યા બાદ વિભીષણને રાજ્યાભીષેક કરીને એકવાર શ્રી રામચંદ્રજી સભા ભરીને બેઠા હતા ત્યાં સાગરના સાર રૂપ અપાર રત્નોની એક માળા કે જે રાવણે પોતાને સારૂ બનાવી હતી તે માળા વિભીષણને મળી તેથી તે અમુલ્ય વસ્તુ શ્રી રામચંદ્રજીને ભેટ કરી. ત્યારે બધાં વાંદર આદી અનુચરોને મન થયું કે તે માળા મહારાજ અમને પહેરાવે તો ઘણું સારૂં, પણ શ્રી રઘુનાથજીએ તો તે માળા હનુમાનજીને પહેરાવી દીધી અને તેમણે દરેક મણકાને ફોડી ફોડીને ફેંકી દીધા. ત્યારે બધા સભાસદોએ હનુમાનજીને કહ્યું કે આવી અમુલ્ય ચીજની કીંમત તમે વાંનર જાતી છો તેથી કેમ હોય માટે તમે મોતીને ફોડીને ફેંકી દીધાં પણ

જો મહારાજે તે અમને કોઇને આપી હોત તો તે વધારે સારૂ થાત. ત્યારે હનુમાનજીએ કહ્યું કે તે મણકાઓમાં શ્રી રામનામ મને માલમ પડયું નહિ માટે તે મારા કામની નહોતી તેથી ફોડી નાંખી. ત્યારે બીજાએ કહ્યું કે જો તમે એવા સાચા ભક્ત હો તો તમે આ તમારૂં શરીર શું કરવા રાખ્યું છે? એમાં રામનામ કયાં છે? તે ઉપરથી હનુમાનજીએ બધાના દેખતાં પોતાનું હ્રદય ચીરી નાંખ્યું, અને ખોળીયું જુદું કર્યું તો તેમાં રોમ રોમમાંથી શ્રી રામ, રામ થવા માંડયું. તે ઉપરથી બધાએ જાણ્યું કે તે સાચો ભકત છે અને તેણે પોતાના દેહને પણ વહાલો ન ગણતાં ચામડું જુદુ કરી બતાવી આપ્યું કે એક રામ વગર મારે કોઈ ચીજ ઉપયોગની નથી.

## વિભીષણનો પ્રસંગ.

વિભીષણે જે ભક્તી કરી તે કોઈ કરી શકે તેમ નથી. તોપણ તેમાંની કંઇક હું અત્રે કહું છું તે ચિત્ત દઇને સાંભળજો. લંકાનું રાજ્ય મળ્યા બાદ કંઇક મુદત પછી કોઇ વાર લંકાની પાસેના સમુદ્રમાં એક વહાણ ભરદરીએ જતું હતું તે એકદમ અટકી ગયું તેથી વહાણના માણસોએ એક માણસનો સાગરને ભોગ આપવાનું નક્કી કર્યું. પણ કોનો ભોગ આપવો તેનો બધાએ વીચાર કર્યો. છેવટે એક રક્તપીતનો રોગી ઉતારૂ કે જે અહીં દુઃખી થાય છે તેને દરીઆમાં નાંખી દેવો જેથી તેના દુઃખનો અંત આવે. વળી તે આ દુનીઆને પણ નકામો છે તેથી તેને નાંખી દેવો. એમ નક્કી કરી તેને દરીઆમાં નાંખ્યો, પણ દૈવયોગે તેના હાથમાં એક લાકડું આવવાથી તે [illegible] કીનારે નીકળ્યો. એટલે વિભીષણના અનુચર રાક્ષસોએ તેને લઈ લીધો અને તેને એક [illegible]ગ ગણીને પોતાના રાજા વિભીષણ આગળ શરપાવ લેવાની આશાએ ભેટ તરીકે તેને મુકયો. વિભીષણ તે રાક્ષસો ઉપર ખુશ થઇ તેમને શરપાવ આપ્યો અને તેમને વિદાય કર્યા. રાજા સીંહાસન ઉપરથી નીચે બેઠો અને વીચાર કર્યો કે આવા મનુષ્ય આકારમાં મને શ્રી રામચંદ્રજી મળ્યા હતા. અને ત્યારબાદ આવી માણસની છબી મેં આજેજ જોઈ, માટે મારૂં મોટું ભાગ્ય સમજવું. એમ વીચારી તેને તે સીંહાસન ઉપર બેસાડયો અને તેમના મુખારવીંદ તરફ એકી નજરે ધ્યાન કરીને આંખે નીર વહે જાય તેમ એકી નજરે નીરખી રહ્યો. અને તેમની પ્રાર્થના કરી પણ ( તે ઇતર મનુષ્ય હોતો તેથી ) પ્રસન્ન થયો નહીં અને તેને મારી નાંખવાની હેબક લાગી ગઇ હતી, ત્યારે વીભીષણે પૂછ્યું કે તમે કેમ પ્રસન્ન નથી થતા? ત્યારે પેલાએ કહ્યું કે હું બીહીની ગયેલો છું માટે જો મને પ્રસન્ન કરવો હોય તો તમે મને દરીયાને પેલે પાર પહોંચાડી આપો! ત્યારે વિભીષણે અનેક રત્ન લાવીને એક પોટલુ બાંધી આપ્યું તથા તેના માથા ઉપર રામ લખ્યું અને કહ્યું કે જા સાચો ભાવ રાખજે, જેથી તું સાગર પાર જઇશ. તે દરીયા કીનારે ગયો તો જાણે પોતાનું શરીર જાણે નવું બનેલું હોય તેમ તેણે જોયું અને દરીયા ઉપરથી પગે ચાલીને ગયો. આગળ જતાં પેલું વહાણ ફરીને પાછું જતું જોયું અને તેમાંના માણસોએ પેલાને ઓળખ્યો કે તે પેલો નાખી દીધેલો માણસ છે. અને તેને જળ ઉપર પગે ચાલતો જોઇ તેને હકીકત પૂછી તો પેલાએ વીતેલી સર્વે હકીકત કહી બતાવી. ત્યારે વાહાણવાળાએ તેને મહાત્મા માની તેની પ્રાર્થના કરી અને વાહાણમાં લેવા માંડયો પણ પેલો તેમાં બેઠો નહિ. અને દરીઆમાં પાછો કુદી પડયો અને પગે ચાલીને દરીઓ પાર કર્યો. કારણ કે તેને દ્રઢ વિશ્વાસ શ્રી રામના ઉપર આવી ગયો હતો.

# સવરીજીનો પ્રસંગ.

એક રાજાને એક કુંવરી હતી. તેને સંત સાધુની સેવા કરવાને તથા ભજન કરવાને એકાંતવાસ મળી શકતો નહોતો, તેથી તેને મરતી વખતે ઇશ્વર પાસે માગી લીધુ હતું કે મને વનમાં કોઇ નીચ કુળમાં જન્મ આપજો જેથી હું આપની ભક્તી કરૂં. તે ઉપરથી તે વનમાં એક ભીલને ઘેર છોકરી થઇને અવતરી હતી. બાદ મોટી થએથી એક ભીલ સંગાથે તેને તેના માબાપે પરણાવી, અને બંને ધણીધણીઆણી પહાડની એક ખોમાં વાઘની બીકથી ભરાઈ રહેતાં હતાં. એક દિવસે સાંજે ત્યાં આગળ મતંગ ઋષી આવી ચઢયા અને રાત જવાથી તે સવરીની ખો આગળ ગયા, અને રાતવાસો રહેવાનું કોઇ ઠેકાણું બતાવવાને પૂછયું ત્યારે બંને જણે વિચાર્યું કે ઋષી આપણા બાપ બરોબર છે અને આ ખોણમાં ફક્ત બેજ આદમી શમાય તેવડી પહોળી છે તેથી તેનો ધણી ખોણ બહાર લાકડાં સળગાવી પોતે જાગતો રહીને ચોકી કરવાને ( ખોણ બહાર ) રહ્યો અને ઋષીને તથા સવરીને ખોણમાં રાખ્યાં. પણ પાછલી રાત્રે તે ભીલ ઉંઘી ગયો અને વાઘ તેને લઇ ગયો. સવારે શવરીએ જોયું તો એના ધણીને વાઘ લેઇ ગયેલો છે એમ માલમ પડયું. જેથી ઘણું કલ્પાંત કરવા લાગી તેથી ઋષીએ તેને સમજાવવા સારૂ વૈરાગની બે વાતો સંભળાવી અને તેના ઉપર દયા લાવી તેને પોતાની સાથે લીધી અને પોતાના આશ્રમમાંથી રોજ ટુકડો રોટલો આપી તેનો નીભાવ કરતા રહ્યા. એમ કરતાં કરતાં તેને સાધુ સેવા કરવાનો ભાવ થયો તેથી તે રોજ પાછલી રાતે ઉઠતી અને જે રસ્તેથી સાધુઓ ગંગાસ્નાન કરવા જતા તે આખો રસ્તો સવારમાં વાળી આવતી અને સાધુઓને કાં[illegible]ખુંચે માટે કાંકરા વીણી લેતી તથા સાધુઓની ધુણી આગળ વનમાંથી સુકાં લાકડાં વીણી લાવીને ધુણીએ ધુણીએ ઢગલા કરી આવતી, પણ તે વાત કોઇને જાણવા દેતી નહોતી, કે આ રોજ કોણ કરી જાય છે કારણ કે પોતે જાતની ભીલડી હતી તેથી તે લોકો તેને આભડછેટ ગણે. એમ બહુ દીવસ વીત્યા ત્યારે સાધુઓએ વીચાર્યું કે આ આપણા સુકૃતનો ભાગ લેનાર કોઇ ચોર પેદા થયો છે માટે તેને પકડવો. તેથી એક દિવસ રાતે કેટલાક સાધુઓ જાગતા રહ્યા, અને પાછલી રાતે લાકડાનો ભારો લેઇ સવરીને આશ્રમમાં આવતી જોઈ અને પોતાની જાત જણાવા દીધા વગર જેવી તે જાય છે તેવી તેને પકડી. તેથી તેનું શરીર કંપી ઉઠયું અને તેને મારતા મારતા મતંગ ઋષી પાસે લેઇ ગયા. તેમણે તેને રોતી જોઇને પૂછયું કે તે કોણ છે ? ત્યારે કહ્યું કે જેનું મોં જોઇએ નહીં તેવી ભીલડીની જાત સવરી આપણો આશ્રમ અભડાવી ગઇ છે. હવે તેને કેમ શુદ્ધ કરીએ, માટે તેને મારીએ છીએ. પણ ભક્તાનો પ્રતાપ કે જેના ઉપર હજારો બ્રાહ્મણપણાની છાવર કરીએ તેવી ભક્તીની વાત મતંગરૂષી સારી પેઠે જાણતા હતા તેણે તેને છોડવી પોતાના આશ્રમમાં રાખી જેથી શીષ્યોએ પોતાના ગુરૂએ ભીલડીનો સંગ કર્યો તેમને જમાત બહાર કરીને તેમની પત્રાળી નોખી કરી. આ પ્રમાણે તેમણે ગુરૂ નીંદા કરવા માંડી. તેનો દોષ સમજ્યા પરંતુ આ લોકો નરકે જશે પણ તેઓ મારા શીષ્ય છે માટે તેમને નરકે જતા મારે અટકાવવા જોઇએ તેથી તેમણે પરલોક જવાનું વીચાર્યું કે જેથી હું ન હોઉં તો તેઓ મને દેખે નહિ અને કોઇ નીંદા કરે નહીં અને ગુરૂદ્રોહથી તેઓ બચે. તેથી ગુરૂસ્વધામ ગયા અને સવરીને કહ્યું કે શ્રી રામનાં દર્શન થાય ત્યાં સુધી તું અહીંજ રહેજે. તેથી સવરી ત્યાંજ રહી. ગુરૂના વીયોગથી તેનું તન છુટી જાત પણ શ્રી રામદર્શનની આશાએ તેનું શરીર ટકી રહ્યું. તેણે આગળની માફક ફરીને રસ્તો વાળવા માંડયો અને એક દીવસ મોડું થઇ જવાથી તેણે બધાએ નજરો નજર જોઇ, તેથી પોતાને અભડાયા માની ફરી

સ્નાન કરવા ગયા તો તળાવમાં જળનું રૂધીર થઈ ગયેલુ જોયું અને તે અનેક જીવજંતુથી ભરાઇ ગયું હતું. તેથી તેમને બમણો શોક થયો કે આ તે અમારૂં કેવું અભાગ્ય! સવરી તો શ્રી રામજી આવવાની આશાએ રોજ રસ્તા તરફ નીહાળી નીહાળી જોતી અને બોર વીણી વીણીને લાવતી, અને દરેક ચાખી જોતી અને જે બોર મીઠાં લાગતાં તે શ્રી રામજીને ભટ મુકવા રાખી મુકતી. દરરોજ રસ્તો જોતાં જોતાં, એક દીવસે અચાનક શ્રી રામજી નજીક સુધીના વનમાં આવવાની વાત સાંભળી, તેથી પોતે પર્ણકુટીમાં સંતાઇ ગઇ કે રખેને તે, મને જુવે અને વળી બ્રાહ્મણોની પેઠે અજાણે અભડાઇ જાય? માટે નાશીને ઘરમાં ભરાઇ ગઈ. શ્રીરામજી તેનો આશ્રમ પૂછતા પૂછતા જ્યારે નજીક આવ્યા ત્યારે સવરીએ જાણ્યું કે શ્રી રામજી તો મારાથી અભડાતા જણાતા નથી એમ લાગે છે તેથી તે બહાર આવી અને સાષ્ટાંગ પ્રણામ કરીને શ્રી રામચંદ્રજીને નીહાળી રહી. ત્યારે શ્રી રામજીએ તેને લાકડીની માફક ઉપાડી લીધી અને કહ્યું કે હે સવરી! મારા નેત્ર તને પ્રેમથી જોવાને તલપી રહ્યાં છે. પછી શ્રી રામજીને બેસાડીને સવરીએ પેલાં બોર શ્રી રામજીને ખવરાવ્યાં. ત્યારે તે ખાતાં ખાતાં તેમણે તેનાં બહુ વખાણ કર્યાં અને કહ્યું કે હું શું કહું? વનમાં ફરવાનાં મારાં બધાં દુઃખ આજે મટી ગયાં છે અને એ પ્રમાણે એંઠાં બોર ખાધાં એટલામાં બધા ઋષીઓ કે જેઓ પણ શ્રી રામજીની વાટ જોઇ બેઠા હતા અને શ્રી રામજી અહીં આવે તેમને જળનું જે રૂધીર થઈ ગયું છે તેનું કારણ પૂછ.એ. તેઓ શ્રી રામજીને મળવાને સારૂ આશ્રમમાંથી બહાર આવ્યા, અને જોયું તો શ્રી રામજીને સવરીના આશ્રમમાં બેઠેલા દીઠા. તેથી તેઓ અચંબો પામ્યા અને તેમણે શ્રી રામજીના પગ પકડી લીધા. પછી શ્રી રામજીને પાણી બગડી ગયાનું કારણ પૂછ્યું ત્યારે શ્રી રામજીએ કહ્યું કે તેનો [illegible] એકજ છે કે તમે સવરી ભીલડીના સ્વચ્છ અને પવીત્ર પગ તેમાં જઇ બોળો તો તે પાણી જેવું હતું તેવું થઈ જશે. સવરીનું અંગ તે વખતે સંધી વાયુથી રહી ગયું હતું તેથી સવરીને ઉચકીને તેઓ ત્યાં લઇ ગયા અને તેના પગ જળમાં બોળ્યા એટલે પાણી સ્વચ્છ થઇ ગયું. આ પ્રમાણે પોતાના ભક્તનું મહાત્મ શ્રી રામજીએ પોતે વધારી દીધું.

## ખગપતી જટાયુજીનો પ્રસંગ.

ગીધ પક્ષીની જાતમાં આગળ રામા અવતારના વખતમાં બે નાના ગીધ પક્ષી હતાં. તે આકાશનો છેડો લેવાને સહુ ઉંચે ઉડયાં અને તેમાંનું એક જેનું નામ જટાયુ હતું તે આકાશમાં બહુ ઊંચે ગયું. ત્યાં સૂર્યના તાપથી તેની આંખો દાઝી ગઇ અને તે નીચે પડી ગયું, તેથી તે ઘરડો થતાં સુધી ત્યાં રહ્યો. બીજો ગીધ તેનાથી પણ વધારે ઉંચો ગયો, અને સૂર્યના તાપથી તેની પાંખો બળી ગઇ તેથી તે પૃથ્વી ઉપર એક ઋષીઓના આશ્રમમાં પડયો તેથી ઋષીઓએ તેને કહ્યું કે તુ અહીંજ રહેજે અને જ્યારે અહીં શ્રી રામદુત આવશે ત્યારે તારી પાંખો ફરીથી ઉગશે. અને તે વખતે તું ફરીને નવો જુવાન થઇશ. શ્રી રામચંદ્રજીના દુતો સીતાની શોધ લેવા જ્યારે અહીં આવે ત્યારે તેમને સહાય કરજે. પહેલો ગીધ જે જટાયુ નામનો હતો તેણે શ્રી જાનકી માતાને રાવણના હાથમાંથી છોડાવવાને પોતાનું જીવીત અર્પણ કરીને પણ મદદ કરી. તે એવી રીતે કે, શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી તથા સીતાજી જ્યારે વનમાં નીકળ્યાં છે અને રાવણે પોતાના મામાને મૃગ કરીને કપટથી તેમની આગળ મોકલ્યો અને સીતાજીએ લક્ષ્મણજીને કહ્યું કે તમે મને આ મૃગના ચર્મની કાંચળી બનાવી આપો! ત્યારે શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજીને સીતા સોંપી અને ગ પછવાડી ગયા. માયાવી મૃગશ્રી બહુ દૂર સુધી લઇ ગયો અને જ્યારે

શ્રી રામજીના બાણથી તે મુઓ ત્યારે મરતી વખતે તે મૃગે હાય ! લક્ષ્મણ ધાજો ! એવી બુમ પાડી. જેથી સીતાજીએ લક્ષ્મણજીને રામની મદદે જવા કહ્યું પણ લક્ષ્મણ ન ગયા તેથી સીતાએ લક્ષ્મણને બહુ કડવાં વાક્ય કહીને તેમની પછાડી મોકલ્યા. એટલે રાવણે આવીને સીતાજીનું હરણ કર્યું, એથી ઉભે રસ્તે સીતાજી હે રામ ! હે રઘુનંદન ! એમ પોકાર કરતાં કરતાં રાવણને ખભે રોતાં આકાશ માર્ગે જતાં હતાં તે જટાયુએ સાંભર્યું. માતા સીતાનું રાવણ હરણ કરી લેઈ જાય છે એમ જાણીને તે આકાશમાં ઉડયો અને તેણે રાવણના રથને ભાંગી નાંખીને જમીન ઉપર પાડી નાખ્યો અને તેને રાવણ સાથે બહુ દારૂણ યુદ્ધ કર્યું. પણ તેનું શરીર વૃદ્ધ થઇ ગએલું હતું તેથી તેનાથી રાવણને જીતી શકાયું નહીં. છેવટે રાવણે તેની પાંખો કાપી નાંખી જેથી તે ઉડતો બંધ થયો અને તેની તેજ જગ્યાએ તે પડયો રહ્યો પણ તેના પ્રાણ ગયા નહીં. કારણ કે તેણે જાણ્યું કે જ્યારે શ્રી રામચંદ્રજી સીતાની શોધને માટે અહીં આવશે ત્યારે હું તેમને આ વૃત્તાંત કહી સંભળાવીશ અને રાવણ સીતાનું હરણ કરી ગયાનો તેમને રસ્તો બતાવીશ તથા શ્રી રામચંદ્રજીનું પ્રત્યક્ષ દર્શન હું મારી આંખોએ કરીશ ત્યાર પછી મારા પ્રાણ ત્યાગ કરીશ. જ્યારે શ્રી રામચંદ્ર તથા લક્ષ્મણ ખોળતા ખોળતા તે જગાએ આવ્યા ત્યારે જટાયુએ તેમને સઘળુ વૃત્તાંત કહ્યું અને પોતાનો દેહ છોડયો અને દેહાંત વખતે તેણે શ્રી રામજીને પોતાની પાસે હોવાથી ધ્યાનમાં ઉતારીને શ્રીરામચંદ્રજીના ધામને વીશે ગતીને પામ્યો. શ્રી રામજીએ જટાયુની ક્રીયા જેમ પોતાના પીતાની શાસ્ત્રોક્ત ક્રીયા કરે તેમ પોતાને હાથેજ કરી અગનીદાહ દીધો. એ પ્રમાણે પોતાના ભક્તનું પોતાના કુટુંબીઓ માફક પોતાપણું ગણ્યું.

## અંબરીશજીનો પ્રસંગ.

અંબરીશ કરીને અયોધ્યાનો એક રાજા થઈ ગયો, તેણે જે ભક્તી કરી તે કોણ કરી શકે તેમ છે. તે એવો બુદ્ધીવાન હતો કે તે કોઈથી કળી શકાય તેમ નહોતું. એક વાર દુર્વાસા ઋષી અંબરીશ રાજાની ભક્તીની પ્રશંસા સાંભળીને અને તે અગીઆરસનું વૃત પૂર્ણરીતે કરે છે તે સાંભળીને પોતાને અદેખાઈ આવવાથી તે પોતાના શીષ્યોને લેઇને અગીઆરસને દીવસે અંબરીશને ઘેર આવ્યા. અંબરીશ રાજાએ તેમને સન્માન આપ્યું અને તેમને પોતાને ઘેર રાખ્યા. પછી તેમને કહ્યું કે આજ તો એકાદશી છે માટે આવતી કાલે બારસના પારણા કરીને તમે જજો. બારસની સવારમાં દુર્વાસા સ્નાન કરવાને ગયા અને ત્યાં જાણી જોઇને તેમણે ઘડી વાર લગાડી, કારણ કે તે દિવસે બારસ ઉપર તેરસ થવાની હતી, અને એકાદશીનાં પારણાં જો બારસે ન થાય તો એકાદશીનું ફળ નષ્ટ થાય તેમ હતું. અંબરીશ રાજાએ પારણાં કરવા ઋષીજીની બહુ વાટ જોઈ. દુર્વાસા આવે તો હું પારણાં કરૂં, કારણ કે બારસનો વખત રહે છે અને જો હું તેમના વગર પારણાં કરીશ તો દુર્વાસા મને મોટો શ્રાપ આપશે કારણ કે તે અતીથીને મુકીને મારાથી જમાય નહીં અને જો હું પારણાં ન કરૂં તો મારૂં એકાદશી વૃત નષ્ટ થઈ જાય છે. પછી છેવટે તેમણે વિષ્ણુનું ચરણામૃત લીધું એટલે દુર્વાસાને સ્નાન કરતાં ધ્યાનમાં ખબર પડી કે અંબરીશે આપણને મુકીને પારણાં કર્યાં તેથી તે ઘણો ક્રોધવાન થયો. દુર્વાસાને દેવીની સાધના હતી, દેવીને તે પોતાની જટામાં રાખતા હતા તેથી જટા ખેંચીને દેવીને બહાર કાઢયાં અને કહ્યું કે જાઓ અંબરીશને બાળી ભસ્મ કરો તેથી તે દેવી જવાળાના ભડકા કાઢતી અંબરીશ પાસે આવી. ત્યારે અંબરીશની રક્ષા માટે શ્રી વિષ્ણુએ સુદર્શન ચક્ર મુકયું તે દેવીની સામે ધાયું અને તેમાંથી મહાન અગ્ની નીકળ્યો

અને દેવીને બાળીને ભસ્મ કરી નાખી. તે જાણીને દુર્વાસાને મોટો ક્રોધ ચઢયો અને પોતે જાતે શ્રાપ દેવાને દોડતા અંબરીશ પાસે આવ્યા. પણ જ્યારે નજીક આવ્યા ત્યારે પેલું ચક્ર તેમની પછવાડે પડયું અને અતી દાહ કરતું એવું તે ચક્ર જ્યાં જ્યાં દુર્વાસા ગયા ત્યાં ત્યાં તેમની પાછળ ગયું તેથી દુર્વાસા તેને નીવારણ કરવાને માટે છેવટે બ્રહ્માજી, શીવજી, આદિ દેવો પાસે ક્રમે ક્રમે શરણને માટે ગયા, પણ તેમને કોઇએ શરણ રાખ્યા નહીં, ત્યારે તે સતોગુણી દેવ જે શ્રી વીષ્ણુ તેમની પાસે ગયા ત્યારે શ્રી વીષ્ણુજીએ તેમને કહ્યું કે હું સતોગુણી છું ખરો, પણ ભક્તના પ્રેમમાં હું સતોગુણ ભુલી ગયો છું. અને મને સતોગુણનું પણ ભાન રહ્યું નથી. માટે મારાથી તમને શરણ રખાશે નહીં. એમ કહી પછી દુર્વાસાને ઠપકો આપ્યો કે આ તમારી ખોટી ટેવ પડી છે. મારા દાસનો ભેદ કે જે ફક્ત વેદ ધારી રહ્યા છે, તેવા મારા ભક્તોને તમે વારંવાર સતાવો છો, મારા ભક્ત મને અતી પ્યારા છે અને તેમનો મત અતી અગાધ છે તેમનો તમે અપરાધ કર્યો તે મારાથી કેમ સહન થાય ? તે મારા ભક્તોને મારા સીવાય બીજી કોઈ પણ ચીજ પ્રીતમ નથી અને તેઓ એક મારેજ સારૂં ધામ, ધન, બાયડી, છોકરાં, પ્રાણ તથા તન સુદ્ધાં ત્યાગ કરે છે. રાત દીવસ મારા સન્મુખ ચીત્ત રાખીને તેઓ રહે છે, તેઓ વગર મને પણ બીજું કોઇ વહાલું નથી. તે હું સાચું કહું છું માટે તમે મારા ભક્ત અંબરીશ પાસે પાછા જાઓ કે જ્યાંથી તમને આ ચક્ર પાછળ પડયું છે અને તમે તેને વીનંતી કરી પ્રસન્ન કરો તો તે નીવારણ કરે. મારા ભક્ત સદા દયાળુ સ્વભાવવાળા હોય છે, ગરીબના પ્રતીપાળ કરવાવાળા હોય છે, અને તેમને કોઇ માણસ ઓછું અદકું નથી; કારણ કે તેમને અંગોઅંગ મારી ભક્તીજ વ્યાપી રહેલી છે. તે સાંભળી દુર્વાસા ઋષી નીરાશ થઈ ગયા અને પાછા અંબરીશ રાજા પાસે આવ્યા. અંબરીશ રાજા દુર્વાસા પુંઠે ચક્ર પડયું હતું ત્યારથી તે ખેદમાં ને ખેદમાં એક પગે તપ કરતો તથા શોક કરતો ઊભો રહેલો હતો તે દુર્વાસાએ દીઠો. દુર્વાસાને આવતા જોઈ પોતે ઘણો શરમીંદો થઇ ગયો. બ્રાહ્મણને આ પ્રમાણે દુઃખ પડતુ જોઇને તેનું મોત થયું હોત તો સારૂં એમ તેણે માન્યું. દુર્વાસા ઋષીએ હાથ જોડીને અમરીશ પાસે આવીને કહ્યું કે હે અંબરીશજી ! તમે નિષ્કામ ભક્ત છો, તમે ભક્તી શીવાય બીજું કંઈ ચાહતા નથી અને હું બ્રાહ્મણ અતી દુઃખી થાઉં છું માટે તેનું દુઃખ દુર કરો. દુર્વાસાની આવી વીકળતા જોઇ તેમને હૃદયમાં દયા આવી એટલે તરત તે ચક્ર દુર જઇને ઉભું રહ્યું. અને તેનુ તેજ સમાઇ ગયું.

## અંબરીશનો બીજો પ્રસંગ.

અંબરીશ રાજાનો ભક્તીભાવ સાંભળીને એક બીજા રાજાની છોકરીને તેની સાથે પરણવાનો ભાવ થયો. તેથી પોતાના બાપને કહ્યું કે મને અંબરીશ સાથે પરણાવો. તેથી તેના બાપે એક બ્રાહ્મણ સાથે માગું લખી મોકલ્યું. અંબરીશે કહ્યું કે મારે રાણીઓ ઘણી છે અને હવે ભોગકામના મને નથી તેથી મારે ફરીને પરણવું નથી. ત્યારે કુંવરીએ કહેવરાવ્યું કે જો તમે મને નહીં પરણો તો હું તમને સ્ત્રી હત્યા આપીશ. તે ઉપરથી અંબરીશે ખાંડુ મોકલી તેની સાથે લગ્ન કરી પોતાને ત્યાં તેને તેડાવી અને એક જુદા મહેલમાં તેને રાખી. તે રાણીએ અંબરીશ રાજા પાછલી રાતે રોજ ઉઠે તે પહેલાં તેની શેવાની સામગ્રી છાની માની રોજ તૈયાર કરવા માંડી. એકવાર રાજાએ તે જોયું, તેથી તેને કહ્યું કે તમારે સેવાનો ભાવ હોય તો ભલે તમે તમારે મુકામે જુદી સેવા રાખો, પણ મારી સેવામાં તમે ભાગ પડાવશો નહીં. તે ઉપરથી રાણીએ પોતાને મુકામે જુદી સેવા રાખી અને તેની સેવાની પ્રશંસા ગામમાં ફેલાઇ ગઇ. રાણી જેવી સેવા રાજા અથવા કોઇ પણ માણસ કરતું નથી.

એવી વાત રાજાને કાને પડી તેથી તે એક વાર છાનામાના રાણીની સેવા જોવા ગયા અને તે રાણીને તદરૂપ લીન થએલી જોઇને તથા રાણીનું ગાનતાન સ્પષ્ટ સાંભળવા તે રાણી નજીક ગયા, રાણી તેમનામાં ગુરૂભાવ લાવીને તેમના આગળ શરમાઇ ગઇ અને રાજાએ ફરીને એ પ્રમાણે તાન કરવાનું રાણીને ઘણુ ઘણું કહ્યું. પણ રાણીને તે આવ્યું નહીં. રાજા આ પ્રમાણે તે રાણીની સેવાને લીધે તેને મુકામે ગયો. તે જોઇ બીજી રાણીઓએ પણ તે પ્રમાણે પોતાને ત્યાં રાજાને તેડવા સારૂ ઠાકોર સેવાઓ ચલાવી અને તે પ્રમાણે આખા મુલકમાં એક રાજાને લઇને ભક્તીભાવ વધી ગયો. અને ઠાકોર સેવા થવા લાગી.

## વિદુરજીનો પ્રસંગ.

શ્રીકૃષ્ણ મહારાજે વીદુરજીને ત્યાં આવવાનો એક વાર વાયદો કર્યો હતો, અને તે પ્રમાણે તે વીદુરજીને ઘેર ગયા. વીદુરજીએ ભગવાનને સારૂ ભોજન માટે કેળાં લાવીને પોતાની સ્ત્રીને અગાઉથી આપી રાખ્યાં હતાં. પોતે કાંઇ કામ સારૂ ગામમાં ગયા, તેવામાં ભગવાન આવ્યા. વીદુરજી ઘેર હાજર નહોતા અને તેમનાં સ્ત્રી નહાવા બેઠાં હતાં. ત્યાં શ્રી કૃષ્ણુજીએ વીદુરજીને હાક મારી કે ભગત છે કે ? એટલે તેમની સ્ત્રીએ સાંભળ્યું કે શ્રી કૃષ્ણ પધાર્યા, તેથી પ્રેમને લીધે તેમને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નહીં અને નગ્ન જઇને બારણાં ઉઘાડયાં. શ્રી કૃષ્ણજીએ તેમને પ્રેમાતુર હોવાથી નગ્ન જોયાં કે તુરત પોતાનું પીતાંબર તેમના ઉપર ફેંકીને તેમને ઓઢાડયું. ત્યારે વીદુરજીની સ્ત્રીને ભાન આવ્યું કે હું નગ્ન છું તેથી પોતે લજા પામી ગઇ. પછી પોતે કેળાં લઇને આવી, અને ભોજન આરોગાવ્યું, તેણી હરખમાં ને હરખમાં કેળાંનો ગર્ભ નીચે નાંખતી ગઇ અને તેનાં છોતરાં શ્રી કૃષ્ણજીને ખવરાવતી ગઇ. શ્રીકૃષ્ણુજી તેના પ્રેમને લીધે પોતે પણ ભાનરહિત થઇ ગએલા તેથી છોતરાં ખાધે ગયા. એટલામાં વિદુરજી બહારથી આવ્યા અને કેળાંના ગરભને નીચે પડેલો જોઈ તથા છોતરાંને શ્રી કૃષ્ણને ખવરાવતાં જોઇને પોતાની સ્ત્રીને ઠપકો દીધો. પછી પોતે શ્રી કૃષ્ણજીને કેળાંનો ગર્ભ ખવરાવવા બેઠા. કેળાંનાં છોતરાં ખવરાવ્યાનું જ્યારે ભાન આવ્યું ત્યારે તેમની સ્ત્રીને ઘણું ખોટું લાગ્યું અને પોતાના હાથનો અપરાધ માની તે બંને હાથોને કાપી નાંખવાનો વિચાર કર્યો, એટલે તે વિચાર અંતરયામી મહારાજે જાણી લીધો : તેથી વીદુરજીને કહ્યું કે તમે જે મને ખવરાવો છો તેમાં મને મીઠાશ આવતી નથી. પણ તમારી સ્ત્રી જે ખવરાવતાં હતાં તે કેળાં મને બહુ મીઠાં લાગતાં હતાં. તે સાંભળીને તે સ્ત્રીને સારૂં લાગ્યું અને કૃષ્ણજીએ સ્ત્રીને કહ્યું કે મને તમે ખવરાવો? વીદુરજીના હાથે ખાતાં સ્વાદ પડતો નથી. એમ કહી તેમના પ્રેમીની પ્રસંશા કરી. પ્રેમીની વાત પ્રીતમજ જાણે.

## સુદામાજીનો પ્રસંગ.

સુદામાજી ઘણા નિષ્કામ ભક્ત હતા. તેમની સ્ત્રી રોજ ભીક્ષા માગી લાવીને પોતાના છોકરાંઓનું ભરણપોષણ કરતી. એક વાર તેણીએ પોતાના સ્વામીને કહ્યું કે વીષ્ણુ તમારા મીત્ર છે અને તે લક્ષ્મીપતી છે, અને આપણે ખાવે પીવે હેરાન થઇએ છીએ માટે તમે તેમને ત્યાં દ્વારકાં જઇને કંઈ યાચના કરી લાવો તો આપણું દુઃખ ભાગે ? ત્યારે સુદામાજીએ કહ્યું કે મેં યાચના કરવા સારૂ તેમની દોસ્તી કરી નથી. ત્યારે તેમણે કહ્યું કે તમે અમથા મળવા સારૂ તો જાઓ, ભલે કંઇ માગશો નહીં ? જો તે તમારી દુર્બળ સ્થીતી જોઇને તમને કંઈ આપે તો તે લેતા આવજો, માગશો નહીં. તે ઉપરથી દ્વારકાં ગયા અને શ્રી કૃષ્ણુજી તેમને બહુ હેતથી મળ્યા ને તેમની ચાકરી કરી. તેમની સ્ત્રીએ, તાંદુળ શ્રી કૃષ્ણજીને ભેટ કરવા સારૂ જતી વખતે બંધાવ્યા હતા તે સુદામાએ શ્રી કૃષ્ણુજીની સમૃદ્ધિ જોઇને સંતાડી રાખ્યા

પણ શ્રી કૃષ્ણજીએ તે સુદામા પાસેથી ખેંચી લેઇને પ્રેમસહીત આરોગવા બેઠા અને એક મુઠી ભરી ખાધા અને અંદર સંકલ્પ કર્યો કે સુદામાનું ગામ આખું સોનાનું થઈ જજો. બીજી મુઠી ભરીને દ્વારકા તથા રાણીઓ, સુદામાને આપવાં, એમ સંકલ્પ કરી ખાવા માંડી. તે રૂક્ષ્મણીએ જાણી લીધું તેથી રૂક્ષ્મણીએ તે મુઠી મુકાવી દીધી અને તે બાકીની ભેટ બધાંએ વહેંચીને ખાવી છે એમ કહી બીજી રાણીઓને તાંદુલ વહેંચી આપ્યા. સુદામાને તે વાત કંઈ માલમ પડી નહીં. નાનપણનો ગુરૂના ઘરનો પ્રસંગ બંનેએ સંભાર્યો. ચણા એકલાએ ખાધા ત્યાંથી દરિદ્ર ચોટયું. છેવટે સુદામાજીએ વીદાયગીરી માગી પણ શ્રી કૃષ્ણે તેમને કંઈ આપ્યું નહીં તેથી તે નીરાશ થઇ ગયા અને પોતાને ગામ આવ્યા, ત્યાં પોતાનું ગામ સુવર્ણમય જોઇને પોતાને દીગભ્રમ થયો છે એમ સમજ્યા, પણ તેમની સ્ત્રીએ શ્રી કૃષ્ણજીની કૃપા થઈ ગયાની વાત તેમને સંભળાવી, આનંદ પામ્યાં.

## ચંદ્રહાસજીનો પ્રસંગ.

એક રાજા હતો તેને ચંદ્રહાસ નામે એક ધાવણો છોકરો હતો, તેના રાજ ઉપર બીજો રાજા ચઢી આવી તેના રાજ્યમાં કેર વર્તાવ્યો અને રાજ છીનાવી લીધું. પેલા કુંવરને લેઇને તેની ધાવ બીજા રાજાના રાજમાં નાશી ગઇ અને ત્યાં જઇ દરબારમાં નોકર રહી. આ રાજા પેલા નવા રાજાનો દીવાન હતો અને તે છોકરો તે ધાવનો છે એમ તે તથા બધા માણસો જાણતા હતા. તે છોકરાને નાનપણથી લખોટે રમવાની ટેવ હતી. ગળકી નદીના એક સાલીગરામ તે હંમેશાં મોંમાં રાખતો હતો અને તે વતી તે લખોટે રમતો અને રમી રહીને તે સાલીગરામનો લખોટો પોતાના મોંમાં રાખી મુકતો અને સવારે તે મોંમાંથી રોજ કાઢી તેને ધોઈ તેની પુંજા કરીને તેનું ધ્યાન કરતો. મોટો થયો ત્યારે એક વાર રાજાને ત્યાં કોઇ વાર બ્રહ્મ ભોજન હતુ અને બ્રાહ્મણો એકઠા થયેલા તે વખતે રાજાએ બ્રાહ્મણોને પુછ્યું કે, મારી વીષયા નામની કુંવરી છે તેને કોણ પરણશે ? એ પ્રસંગ ચાલતો હતો. એવામાં પેલો છોકરો રમતો રમતો ત્યાં આવ્યો, ત્યારે એક બ્રાહ્મણે કહ્યું કે આ છોકરો જે આવે છે તે તમારી કુંવરીને પરણશે એમ વરતાય છે. બ્રાહ્મણનું કહેવું સાચું પડશે એમ જાણી તે રાજાએ તે છોકરાને મારી નાંખવા મારા મોકલી વનમાં મોકલ્યો કારણ કે તે દાસી પુત્ર સાથે પોતાની કુંવરી પરણે તો તે રાજાની મોટી નાનમ કહેવાય. મારાઓ તે છોકરાના રૂપ ઉપર દયા લાવ્યા અને તેને મારવો નહીં એમ વીચાર્યું, પણ પોતે નોકર હતા અને રાજાની તેમને બીક લાગતી તેથી તથા રાજાએ તેની એંધાણી માગી હતી, તેથી તેને નક્કી મારવો એમ વિચારી તે છોકરાને પોતાનો ઇષ્ટ સંભારવાનું કહ્યું. છોકરાએ પેલો લકોટો મોંમાંથી કાઢયો, અને ધોઇને તેની પુંજા કરી ધ્યાન લગાવ્યું અને પછી મારવાનો અણસારો કર્યો કે હવે મને મારો ? શ્રી વિષ્ણુજીના ધ્યાનમાં તે તલ્લીન થયો હતો, તે જોઇને તે લોકોએ તેને માર્યો નહીં. પણ તેની એક આંગળી કે જે છઠ્ઠી આંગળી હતી તે તેની એંધાણી તરીકે કાપીને લેઈ ગયા. એક નાનો ખંડીઓ રાજા જે ત્યાં શીકારે આવેલો હતો તે ત્યાં આવી ચઢયો. તેને કંઈ સંતાન નહોતું તેથી તે એકલો પડેલો છોકરો જોઇને પોતાને ઘેર લઈ ગયો. અને પોતાનો છોકરો કરીને તેને પોતાને ઘેર રાખ્યો. કેટલાંક વર્ષ વીત્યા બાદ તેનો બાપ તે છોકરાને રાજ્ય આપી મર્ણ પામ્યો અને તે છોકરે પોતાના ઉપરી રાજાને ખંડણી ભરવી બંધ કરી અને સાધુ સેવામાં બધું ધન ખરચવા માંડયું તેથી તેનો ઉપરી રાજા ત્યાં જાતે આવ્યો અને પેલા છોકરાને ઓળખ્યો તેથી ફરીને મારી નંખાવવા વીચારી તેને કાગળ લખી આપીને પોતાના છોકરાઓ પાસે મોકલ્યો કે આ

ચીઠી લાવનારને તમે વીષ આપજો, તરત વીષ આપજો. એવું લખી કાગળ આપીને કહ્યું કે મારી ઉઘરાણીના ચોપડા હું ભુલી આવ્યો છું, માટે મારે ઘેરથી લઈ આવો જેથી પેલો તેને ગામ ગયો અને ચાલવાથી થાકી ગયો હતો તેથી તે એક બાગમાં જઇને ઉંઘી ગયો. એવામાં પેલા રાજાની છોકરી કે જે ત્યાં ફરવા આવેલી હતી તેણે તેને દીઠો અને તેના ઉપર મોહીત થઈ ગઇ. પછી પેલો કાગળ બાંધેલો દીઠો તે છોડીને વાંચી જોયો તો પોતાને પસંદ આવેલો માણસ મરાશે એમ તેણે જાણ્યું, તેથી આંખમાંથી કાજળ કાઢી વીષનું વીષીયા કાગળમાં કરી નાંખી પાછો બાંધી દીધો અને પાછી પોતાને ઘેર ગઇ. ત્યારબાદ પેલો જાગ્યો અને રાજાને ઘેર ગયો અને કાગળ વંચાવ્યો જેથી અંદર લખ્યા પ્રમાણે તે છોકરાએ પોતાની બહેન પરણાવી દીધી. તે વાત ચાલતી ચાલતી તેના બાપ પાસે ગઇ, તેથી તે પોતાને ઘેર આવ્યો અને પોતાના છોકરાને તેણે ઘણો ઠપકો દીધો. છોકરે તે કાગળમાં વિષયા દેવાનું લખેલું હતું તે બતાવ્યું. તેને મારી નાખવાને ફરીને તેણે નક્કી કર્યું અને તેને ગામ બહાર એક દેવીના મંદીરમાં પુજા કરી આવવાનું કહ્યું. અમારા જે જામાતૃ થાય તેણે દેવીની પુજા પહેલી કરવી પડે છે એવા કુળાચાર છે એમ કહી તેને મંદીર તરફ પુજા લેઇને જવાનું કહ્યું અને અગાઉથી તેને મારી નાંખવાને રાજાએ મારાઓ મોકલી રાખ્યા. તે પ્રસંગે તે મુલકના ઉપરી રાજાને પોતાની છોકરીને પોતાની હયાતીમાં પરણાવવી હતી અને તે ચંદ્રહાસને તે જોવા માગતો હતો તેથી તેને તેના સાળા પાસે તેડાવરાવ્યો. ચંદ્રહાસ તે વખતે દેવીની પુજા કરવા જતો હતો તેથી તેણે પછીથી આવવાનું કહ્યું, ત્યારે તેના સાળાએ કહ્યું કે તમારે બદલે હું પુંજા કરવા જાઉં છું અને તમે અમારા ઉપરી રાજા પાસે જાઓ. ચંદ્રહાસ ઉપરી રાજા પાસે ગયો અને તેનો સાળો દેવીને મંદીર ગયો. મારાઓ ચંદ્રહાસને અથવા તેના સાળાને કોઇને ઓળખતા નહોતા, પણ પુજાના થાળની નીશાની જે રાજાએ બતાવી રાખેલી હતી તે પ્રમાણે તેની પાસે પુજાનો સામાન જોયો તેથી તેના સાળાને મારી નાંખ્યો અને કપટનું ચપટ થઈ ગયું. ચંદ્રહાસના સસરાએ પોતાનો છોકરો આ પ્રમાણે ગરદન મરાયો તે વાત સાંભળી બાવરો થઇ ગયો અને તરત દેવીના મંદીરમાં ગયો અને પોતાના છોકરાનું મડદું જોઇને તરત એક પત્થર સાથે માથું ફોડીને મરી ગયો. ચંદ્રહાસને પેલા મોટા રાજાએ જમાઇ તરીકે પસંદ કર્યો જેથી પોતાની કુંવરી પરણાવી અને તેને પોતાની ગાદીએ બેસાડયો તથા તેને ઘર જમાઈ કરીને રાખ્યો.

પછી ચંદ્રહાસે પોતાના આગલા સસરાની વાત સાંભળી, તેથી તે દેવી આગળ ગયો અને મરવા તૈયાર થયો. દેવીએ તેને કહ્યું કે એ લોકો તારા દુસ્મન હતા, માટે તેમને મેંજ મરાવ્યા છે તેથી હવે તુ મરીશ નહિ. ત્યારે ચંદ્રહાસે દેવીને કહ્યું કે જો તમે તેમને પાછા સજીવન કરો તો હું મરતો અટકું, નહિ તો હું મરીશ. તે ઉપરથી દેવીએ તેમને ફરીને સજીવન કર્યા.

## મૈત્રી ઋષીનો પ્રસંગ.

મૈત્રી ઋષી એક ભક્તરાજ થઇ ગયા કે જેમની ભક્તી જોઇને પ્રભુ પોતે સાધુને રૂપે તેમને ઘેર આવ્યા. તે ઉપરથી પોતે પોતાના આખા ગામમાં કહેવરાવ્યું કે મારે ઘેર પ્રભુ પધાર્યા છે માટે જેમને દર્શન કરવાં હોય તે મારે ઘેર આવજો. એ પ્રમાણે તેમણે આખા ગામને પ્રભુનાં દર્શન કરાવ્યાં.

## કુંતીજીનો પ્રસંગ.

કુંતીજીએ જેવી કરતુતી કરી છે તેવી કરતુતી હાલ કોણ કરી શકે તેવું છે. જેમણે પ્રભુ પાસે હમેશાં દુઃખ અને આપત્તીજ માગી લીધી હતી. તે રોજ પ્રભુની પ્રાર્થના કરતાં કે મહારાજ તમે મને હમેશ દુઃખજ આપજો. જો મને દુઃખ પડશે તોજ તમે મને યાદ આવશો, અને સુખમાં તો હું તમને ભુલી જઈશ. તેમની એવી દ્રઢ ભક્તિ હતી કે શ્રી કૃષ્ણનાં દર્શન કર્યા વગર તેમનાથી જીવી શકાતુ નહીં, તેથી તેમના રોજ દર્શન થાય એવું વરદાન તેમણે શ્રી કૃષ્ણ પાસે માગી લીધું. શ્રી કૃષ્ણજી તેથી વીક ો થઈ ગયા. જ્યારે શ્રી કૃષ્ણજી સ્વધામ પધાર્યા અને સ્વધામ પધાર્યાની વાત કુંતીજીએ સાંભળી કે તરત કુંતીજીનું તાળવું ફાટી ગયું અને પ્રાણ જતા રહ્યા.

## દ્રૌપદીજીનો પ્રસંગ.

શ્રી કૃષ્ણજીને એક વાર આંગળીએ વાગ્યું હતું અને લોહી નીકળ્યું હતું ત્યારે પાટો બાંધવાને રૂક્ષમણીજી પાસે શ્રી કૃષ્ણજીએ લુગડું માગ્યું. તે વખતે દ્રૌપદી પાસે બેઠાં હતાં અને તેમને પોતાનું પહેરેલું ચીર તે વખતે ફાડીને પાટો બાંધવાને આપ્યું, ત્યારે શ્રી કૃષ્ણે તેનાં તાંતણા ગણી જોયા તો તે નવસેં નવ્વાણું થયા હતા. પછી એક વાર જ્યારે દુર્યોધનને પાંડવોએ પોતાને ઘેર જમવા તેડયો હતો ત્યારે ત્યાં પાંડવોના મકાને કાચ ઢાળેલા હતા અને કાચમાં પાણી નહોતું ત્યાં પાણી પ્રતીત થતું હતું, ને જ્યાં પાણી હતું ત્યાં જમીન પ્રતીત થતી હતી તેથી દુર્યોધને અંજાઈ જઇને પોતે જમીન જાણી ચાલ્યો. ત્યાં પાણી નીકળ્યું અને તેનાં લુગડાં પલળ્યાં તેથી બીજે ઠેકાણે તેણે લુગડાં ઉંચાં રાખ્યાં કે જ્યાં પાણી નહોતું. તે જોઈ દ્રૌપદીએ દુર્યોધનની મશ્કરી કરી કે આંધળાનો છોકરો આંધળોજ છે. તે સાંભળી તેણે તેનું વેર લેવાનો નિશ્ચય કરી રાખ્યો હતો અને તે જ્યારે જુગટામાં પાંડવો દ્રૌપદીને હારી બેઠા ત્યારે દુર્યોધને દ્રૌપદીને ભર સભામાં તેડાવી અને પોતાના ણી સમક્ષ તેને નગ્ન કરવા તેનું વસ્ત્ર ખેંચાવરાવ્યું. ત્યારે તે વખતે દ્રૌપદીએ પોતાની લાજ રાખવા સારૂ પ્રભુની પ્રાર્થના કરી અને હે દ્વારકાંનાથ તમે મારી વ્હારે દ્વારકાંમાંથી ઉઠી આવીને ધાજો એમ પોકાર કર્યો તેથી પોતાના ભક્તનું વચન સત્ય કરવા તથા તેનું ઃખ ભાગવાને ભગવાન જો કે સર્વવ્યાપક રૂપે તેમની પાસે હતા છતાં પોતે દ્વારકાં જ ને પાછા આવ્યા નહીં તો પોતે તો ત્યાંના ત્યાંજ હતા કારણ કે તે તો સર્વના અંતઃ ી છે પણ દ્રૌપદીએ તેમને દ્વારકાંનાથ કહીને બોલાવ્યા તેથી તેનું વચન મીથ્યા ન ના હેતુથી પોતે દ્વારકાં જઇને પાછા આવ્યા. આવતાં વાર થઈ તેથી દ્રૌપદીએ ભગ પુછ્યું કે હે મહારાજ! તમને આવતાં વાર કેમ થઈ? ત્યારે ભગવાને કહ્યું કે તમે કાંમાંથી આવજો એમ કેમ કહ્યું? હું તો તમારી પાસેજ હતો અને હજી પણ તેમ મને હવે પછી પણ તેમજ હોઈશ. પછી દ્રૌપદીનાં ચીર તેમણે પુર્યાં અને જેમ ખેંચ્યા ગયા તેમ તેમ બીજાં નવાં ચીર નીકળતાં ગયાં અને આખરે ખેંચનારા લોકે ગયા તેથી ચીર ખેંચવાનું બંધ કર્યું અને એ પ્રમાણે પોતાના ભક્તની સહાય કર

કૌરવોએ પાંડવોને શ્રાપ દેવરાવવા સારૂ બીજે પ્રસંગે દુર્વાસા ઋ ભોજન કરી રહ્યા બાદ ભીક્ષા કરવા સારૂ મોકલ્યા. દ્રૌપદી અક્ષ દ્રૌપદીએ પણ જમી લીધેલું હતું તેથી બધાને ગભરાટ થયો કે

શ્રાપ દેશે. પછી દ્રૌપદીએ ઋષીને કહ્યું કે મહારાજ ! તમે નદીએ સ્નાન કરી આવો એટલે અહીં રસોઇ તૈયાર થઇ જશે અને તે પ્રમાણે તેમને સ્નાન કરવા મોકલ્યા અને દ્રૌપદીએ સહાય કરવા સારૂ ભગવાનની પ્રાર્થના કરી એટલે તરત શ્રી કૃષ્ણજી ત્યાં આવ્યા અને શ્રી કૃષ્ણે દ્રૌપદીને કહ્યું કે મને ઘણી ભુખ લાગી છે માટે મને કંઈ ખાવા આપો ? ત્યારે દ્રૌપદીએ કહ્યું કે અમે તો આજે અક્ષયપાત્ર પણ ધોઇ નાખ્યું છે અને હવે કંઇ નથી, અને તેમાં વળી દુર્વાસા ઋષિ અમારે ત્યાં આવ્યા છે અને અમે તેમને સ્નાન કરવા નદીએ મોકલ્યા છે, તે હમણાં આવશે અને અમે તેમને નહિ જમાડીએ એટલે તે અમને શ્રાપ દેશે; માટે તમે મારા ઉપર આજ કંઇ અનુગ્રહ કરો ? તે ઉપરથી શ્રી કૃષ્ણજીએ તે અક્ષયપાત્ર મંગાવ્યું અને તેમાં એક તાંતણો ભાજીનો ચોંટેલો રહી ગયેલો દીઠો, તે લેઇને આચમન કર્યું એટલે આખા વીશ્વને તેમના સત્ય સંકલ્પથી તૃપ્તી થઇ ગઇ અને કોઇને ખાવાની રૂચી રહી નહિ. સ્નાન કરતાં ઋષિને તેમજ બધા શિષ્યોને અમૃત જમ્યાના ઓડકાર આવ્યા અને ફરીને જમવાની જરા પણ રૂચી રહી નહિ. તેથી તેઓએ જાણ્યું કે જો આપણે હવે પાંડવોને ઘેર જઇશું અને તેઓ આપણને જમાડશે અને આપણાથી કંઈ જમાશે નહિ ત્યારે તેઓ જાણશે કે આપણે તેમની મશ્કરી કરવા ગયા હતા અને એમ ગણીને તેઓ આપણને શ્રાપ દેશે, માટે આપણે હવે ત્યાં ન જતાં બારોબાર આપણે આશ્રમે ચાલ્યા જતા રહીએ, એમ વીચારી બારોબાર જતા રહ્યા. એ પ્રમાણે ભગવાને પોતાના ભક્તોની લાજ રાખી.

## લ છપ્પય છંદ ॥

પદપંકજ વાંછા સદા જિનિકે હરિઉર નિત બસેં ॥
યોગેશ્વર શ્રુતદેવ અંગમ્રુચુકુંદ પ્રિયવ્રત જેતા ॥
પૃથુ પરીક્ષીત શેષ સુત સૌનક પરચેતા ॥
સત્યરૂપા ત્રિસુતા સુનીત સતિ સબહિ મદાલસ ॥
અજ્ઞ પત્નિ બ્રજનારી કીયે કેશવ અપને વસ ॥
એસે નરનારી જીતે તિતિહીકે ગાઉ જસે ॥
પદપંકજ વાંછા સદા જીનકે હરિઉર નિત વસે ॥

ગ્રંથકાર કહે છે કે જેમના ચિત્ત વીશે હમેશ વસે છે એવા ભક્તરાજની ચરણરજની હું હમેશ વાંછના રાખું

## મૂલ છપ્પય છંદ ॥

અં[illegible] જ પાંસુકો જનમ જનમહોં જાચિ હોં ॥
પ્રા[illegible] દ્રી સત્યવૃત રહુંગણ સગર ભગીરથ ॥
[illegible] મેથલેશ ગએ જૈજૈ ગોવિંદપથ ॥
હરિચંદ ભરથ દધીચિ ઉદારા ॥
[illegible]વા સિવરસુમતિ અતી બલિકીદારા ॥
[illegible]ધ્વજ તામ્રધ્વજ અલર્ક કીરતી રાચી હો ॥
[illegible]જ પાંસુકો જનમ જનમહોં જાચી હોં ॥

# વાલ્મીકજીનો પ્રસંગ.

આગળ નીચ જાતમાં બે વાલ્મીક થઇ ગયા છે તેમની કથા સાંભળો. એક વાલ્મીક ભીલનો સંગ કરતો હતો ત્યાં સુધી તે ભીલ ગણાતો હતો અને જ્યારથી ઋષિનો સંગ કરવા માંડયો ત્યારથી ઋષિ ગણાવા લાગ્યો અને શ્રી રામચંદ્રજીનાં તેમને પ્રત્યક્ષ દર્શન થયાં કે જેના પ્રતાપથી તેણે રામાયણ બનાવી. વાલીઓ કરીને એક ભીલ વગડામાં પોતાના કુટુંબ સાથે રહેતો હતો અને ત્યાં થઇને જે જતું હતું તેને મારીને લુંટી લેતો હતો. એક વાર ત્યાં થઇને કેટલાક ઋષીઓ જતા હતા ત્યારે તે વાલીઆએ તેમને મારવા માંડયા ત્યારે ઋષીઓએ તેના ઉપર દ્રષ્ટી કરી એટલે તેની બુદ્ધિ કંઇક સતોગુણી થઇ. તેથી તેમણે તેને કહ્યું કે તુ આ પ્રમાણે જે હીંસા કરે છે અને તારૂં કુટુંબ પાસે છે પણ તેમાં પાપ થાય છે તે કોણ ભોગવશે, તું કે તારા કુટુંબી? ત્યારે તે ભીલે કહ્યું કે બધાં ઘરનાં માણસ ભોગવે. તે ઉપરથી તે કુટુંબીઓને પુછાવરાવ્યું તેથી કુટુંબીઓએ કહ્યું કે જે પાપ કરે તે તેનું ફળ ભોગવે અમારે માથે કંઇ નહીં તે ઉપરથી તેને વૈરાગ થયો અને તે પાપ છુટવાનો ઉપાય તેણે ઋષીઓને પુછયો ત્યારે ઋષિઓએ કહ્યું કે અમે અહીં પાછા આવીએ ત્યાંસુધી તુ આ એક વૃક્ષને ફેરા ફર્યા કરજે. એમ કહી ઋષિઓ ગયા અને તેણે તેમ કર્યા કર્યું અને છેવટ મરી ગયો પણ ઋષિઓ પાછા આવ્યા નહિ. બીજે જન્મે તે એક બ્રાહ્મણને ત્યાં જનમ્યો અને ત્યાં સપ્ત ઋષિઓએ તેને શ્રી રામનામનો ગુરૂમંત્ર આપ્યો કે જેના પ્રભાવથી તે પ્રખ્યાત થઈ ગયો. બીજા વાલ્મીકને તો કોઈ જાણતું નથી પણ શ્રી કૃષ્ણ ભગવાને તેને પોતાનો ભક્ત જાણીને પ્રખ્યાત કર્યો છે. મહાભારતનું યુદ્ધ થયા પછી પાંડવોને કુલઘાતનો દોશ છોડાવા જ્યારે શ્રી કૃષ્ણે રાજસોઇ યજ્ઞ કરાવ્યો ત્યારે ત્યાં એક પાંચ મુખી શંખ મુકયો હતો તે યજ્ઞ પરીપુર્ણ થશે તો પોતાની મેળે તે વાગશે એવો તેનો સંકેત કરી રાખ્યો હતો. પછી યજ્ઞ પુરો થયો અને શંખ વાગ્યો નહિ તેથી શ્રી કૃષ્ણજીને પાંડવોએ પુછયું કે શંખ કેમ વાગ્યો નહિ? ત્યારે શ્રી કૃષ્ણજીએ કહ્યું કે એક સાધુ મારો ભક્ત છે તે તમારે ત્યાં જમ્યા વગર રહી ગયો છે તેથી શંખ વાગ્યો નહિ. ત્યાં પાંડવોએ પુછયુ કે તે કોણ છે અમને તે બતાવો. તે ઉપરથી શ્રી કૃષ્ણજીએ કહ્યું કે તે અતીગુપ્ત ભકત છે અને તે ભંગીઆવાડમાં રહે છે અને તેનું નામ વાલીઓ છે અને તે સ્વપચ મારો પરમભક્ત છે માટે તમે તેને લાવીને જમાડીને તૃપ્ત કરો એટલે તે શંખ વાગશે. તે ઉપરથી ભીમસેન તથા અરજુન તેમને ઘેર ગયા અને વિનંતી કરીને તેમને ઉંચકીને તેડી લાવ્યા. શ્રી કૃષ્ણજી તેને હાથે પકડીને પાકશાળામાં લાવ્યા અને દ્રૌપદીને કહ્યું કે તમે આજ તમારા હાથની સફળતા સમજજો, તમે રસોઇમાં કંઇ પણ કસર રાખશો નહિ. તે ઉપરથી દ્રૌપદીએ આખી રાત વેઠી જુક્તી બંધ રસોઇ કરી અને તે પેલા સ્વપચ વાલ્મીકજીને પીરસી. સ્વપજીએ તે પરમેશ્વરને ભોગ લગાવીને પછી બધું એકઠું કરીને ખાવા મંડયા. એટલે પેલો શંખ થોડો થોડો વાગવા માંડયો અને પાછો તરત બંધ થઇ ગયો. ત્યારે તેમણે શંખને કારણ પુછયું ત્યારે શંખે કહ્યું કે તમે દ્રૌપદીને પુછો ત્યારે દ્રૌપદીએ કહ્યું કે જમાડતાં મને એવો વિચાર આવ્યો કે આખરે આ ચંડાળ છે તેથી મારી રસોઇની કીંમત તે શું જાણે? મેં રાત વેઠીને જુક્તિબંધ રસોઈ કરી અને સ્વપચજીએ તો બધું એકઠું કરીને ખાધું. બીજે દીવસે ફરીને રસોઇ કરાવી અને તેમને ફરીને આદર સહીત જમાડયા. એટલે શંખ વાગ્યો. એ પ્રમાણે ભક્તનું મહાત્મ પોતે વધાર્યું. તેમણે જે એકઠું કરીને ખાધું તેનું કારણ એ હતું કે તેમણે

પહેલું પરમેશ્વરને ધરાવ્યું અને પછી એકઠું કર્યું. તે એટલા માટે કે ખાતી વખતે સ્વાદનો રસ તેમને કંઈ આસક્ત કરે નહિ. બીજું કારણ એ હતું કે પરમેશ્વરને જુદું જુદું કરીને ભોગ આપતાં પરમેશ્વરને ગુંચવણ પડે. માટે બધું એકઠું કરીને મારે તેમને જમાડવું. એવા તેમાં બે હેતુ હતા.

## રૂકમાંગદજીનો પ્રસંગ.

રૂકમાંગદ કરીને એક રાજા હતો, તેણે પોતાના શહેરમાં સૌથી સારો બગીચો બનાવ્યો હતો. ત્યાં સ્વર્ગમાંથી અપશરાઓ રોજ રાતે ફુલ વીણવાને અંતરીક્ષથી આવતી હતી. રાજા રોજ બગીચાને જોતો ત્યારે તે બગીચાનાં ફુલ ચુંટી લીધેલાં જોતો, તેથી તેણે એકવાર બગીચાના માળીને પુછયું કે રોજ ફુલ કોણ તોડી લે છે? ત્યારે માલીએ કહ્યું કે અહીં કોઈ આવતું નથી, તેમજ કોઈનું પગલું પણ પડતું નથી; માટે તે ચોરને હું કેવી રીતે પકડી શકું? એક દીવસ અપસરાને પગે કાંટો વાગ્યો જેથી તે ભ્રષ્ટ થઇ તેથી તેનું વીમાન અંતરીક્ષ ઉડી શક્યું નહિ તેથી તે અપસરાઓ સાથે તે વીમાન ત્યાંજ રહ્યું. સવારમાં ઉઠીને માળીએ તેમને જોયાં અને તુરત રાજા પાસે દોડતો ગયો. રાજાને ચોર પકડાયાની ખબર કરી. રાજાએ તે સાંભળી બગીચામાં આવી જોયું તો ત્યાં દેવાંગનાઓ દીઠી, જેથી રાજા તેમને બધો હેવાલ પુછી વાકેફગાર થયો. પછી તેમને પાછા જવાનો ઉપાય પુછયો, ત્યારે તેમણે કહ્યું કે જો તમારા ગામમાં કોઇ માણસે ગઈ કાલે જે એકાદશી હતી તેનું વ્રત કરેલું હોય અને તે માણસ અમને તેની એકાદશીનું પુણ્ય જો મને સંકલ્પ કરી આપે તો અમારૂં વીમાન પાછું અંતરીક્ષ ઉડે. અગીઆરશની વાત તો તે ગામમાં કોઇ જાણતુંજ નહોતું પણ એક વાણીઆની દાસીને પોતાના શેઠે કંઇ વાંક સારૂં મારી હશે તેથી તે રીસમાં આખો દીવસ ભુખી રહેલી હતી અને તે ભુખના કારણથી તેને રાતે ઉંઘ પણ આવી નહોતી તેથી તેણે અજાણપણે આવી રીતે એકાદશી થઇ ગઇ હતી, તે તપાસ કરતાં રાજાને તપાસમાં મળી આવી અને તેણે તેનું પુન્ય દેવાંગનાઓને આપ્યું એટલે તે દેવાંગનાઓ વીમાનમાં બેસી પોતાના લોકમાં ગઇ. એકાદશીનું આવું મહાત્મ જોઇ, પછીથી આખા ગામમાં રાજા સુધાંત બધા લોકોએ એકાદશી કરવા માંડી અને તેના પ્રતાપથી તે રાજાની આખી પુરી કે જેનું નામ અયોધ્યાપુરી હતું તેથી વસ્તીનો ઓદ્ધાર થયો. તે રાજાને એક કુંવરી હતી અને તેનો પતી દુર દેશાવર રહેતો હતો. તે એકવાર એકાદશીના દીવસે પોતાના ઘેર આવ્યો અને તેને ઘણી ભુખ લાગેલી, તેથી તેણે પોતાની સ્ત્રી પાસે કંઈ ખાવાનું માગ્યું પણ તે દીવસે આખા ગામને એકાદશીવ્રત હતું તેથી તેણે તેને કંઈ ખાવાનું આપ્યું નહીં. ત્યારે તેણે કહ્યું કે હવે તા મારા પ્રાણ જાય છે, પણ તેની સ્ત્રીએ કહ્યું કે ભલે તમારા પ્રાણ જાઓ પણ ખાવાનું આપીશ નહીં. તેથી છેવટે તેના પ્રાણ ગયા. તેને લેવાને વીમાન આવ્યું તે જોઇને તે કુંવરી ઊલટી વધારે ખુશી થઈ, કારણ કે એકાદશીને દીવસે તેનું મૃત્યું થયું અને તે વિમાનમાં બેશી સ્વર્ગે ગયો માટે સારૂં થયું, અને પોતે વીધવા થઇ તેનો જરા પણ શોચ કર્યો નહીં. અને એક ટેકને વળગી રહી.

## સમુદાયનો પ્રસંગ.

હરીશ્ચંદ્ર રાજા એક ટેકવાળો ભક્ત હતો. લોકોમાં તેનો કીર્તી થતી સાંભળીને વિશ્વામીત્રને તેની અદેખાઇ આવી તેથી તેણે વાલ્મીક ઋષી સાથે એક વાર સરત કરી કે જો હું હરીશ્ચંદ્રને તેના ધર્મથી ભ્રષ્ટ ન કરૂં તો હું કુતરાની તુમલીમાં રસોઈ કરીને જમું. પછી એક વાર જ્યારે હરીશ્ચંદ્ર રાજા શીકારે ગયો હતો ત્યારે ત્યાં પોતાની સીદ્ધી બળથી વિશ્વામીત્ર એક

છોકરો છોકરી બનાવ્યાં અને તે રાજાને વીનંતી કરી કે તમે આ વીપ્રના બાળક કે જે નબાપાં છે તે તેમને પરણાવી આપો. તે ઉપરથી હરીશ્ચંદ્ર રાજાએ તેમને કન્યાદાન દીધું અને તે દાનમાં વિશ્વામીત્રે તેનું રાજ ખુટવાડી દાન કરાવી દીધું. પછી વીશ્વામિત્રે ગોર દક્ષણાની બાકી કાઢી. ત્યારે રાજાએ રાણીનો અમુલ્ય હાર મંગાવ્યો પણ તે હાર વીશ્વામીત્રે પહેલેથી કંઈ કપટ કરી પોતાની પાસે રાખેલો હતો તેથી ગુરૂ દક્ષણા આપવાને તેને કંઈ મળી આવ્યું નહીં. તેથી રાજપાટ વગરનો તે રાજા, રાણી તથા તેનો કુંવર ગોર દક્ષણા પુરી કરી આપવા કાશી ગયાં. રાણી એક ગુણકાને ત્યાં વેચાઈ અને છોકરાને માળીને ત્યાં વેચ્યો તથા પોતે રાજા એક ભંગીઆને ત્યાં વેચાયો અને વિશ્વામીત્રની દક્ષણા પુરી કરી આપી. પછી વિશ્વામીત્રે એક માયાવી સાપ કરીને છોકરાને કરડાવી તેના પ્રાણ લીધા. રાણી છોકરાની લાસ લેઇને તેને બાળવાને શ્મશાન ગઈ, ત્યાં હરીશ્ચંદ્રે પોતાના ભંગીઆ શેઠનો મસાણ કર લેવા માંડયો અને તે પ્રમાણે તેમને ઘણી આપત્તીમાં નાખી તેમણે તપાવ્યાં. પણ તેઓ જ્યારે જરા પણ સત્યથી ડગ્યાં નહીં ત્યારે તેઓ મને શ્રાપ દેશે એવી વીશ્વામીત્રને બીક લાગી, તેથી તેમને વધારે કનડવું મુકી દીધું. પછી પરમેશ્વરે તેમની સચ્ચાઇ જોઇને તેમને પ્રગટ દર્શન દીધું તેમનો છોકરો સજીવન કર્યો તથા તેમનું પાછું રાજપાટ સોંપ્યું. તેમના સત્યને લીધે તેમનું નામ જગતમાં પ્રખ્યાત થઇ ગયું.

## સુધન્વાજીનો પ્રસંગ.

સુધન્વા કરીને એક રાજ કુંવર ભકતરાજ થઇ ગયો. મહાભારતના યુદ્ધ પછી જ્યારે પાંડવોએ અશ્વમેધ કરવા સારૂ ઘોડાને છોડયો હતો ત્યારે તે ઘોડો સુધન્વાએ બાંધ્યો હતો. તેથી અરજુન અને સુધન્વાને મોટું યુદ્ધ થયું. છેવટે અરજુને પ્રતીજ્ઞા કરી કે આ છેલ્લા ત્રણ બાણ હું કાઢું છું અને તેથી હું તારૂં મુસ્તક જરૂર છેદી નાંખીશ, અને જો હું તે પ્રમાણે ન છેદી શકું તો મારા સાત પેઢીના પિત્રુ નરકે જાય. સુધન્વાએ પ્રતિજ્ઞા કરી કે આ છેલ્લાં ત્રણ બાણ હું ન કાપી નાખું તો મારી સાત પેઢીના પીતૃ નરકે જાય. એમ સરત કરીને પછી અરજુને બે બાણ મુકયાં તે સુધન્વાએ કાપી નાંખ્યાં. પછી છેવટે અરજુને ત્રીજું બાણ મુકીને પોતાનું જે સુકૃત કરેલું હોય તેનું ફળ તેના ઉપર મુકયું, તે બાણ પણ તેણે કાપી નાંખ્યું પણ તેનો એક કકડો ઉડીને સુધન્વાને મુસ્તકે વાગ્યો અને તેનું મુસ્તક છેદ્યું. ત્યારે સુધન્વાએ શ્રી કૃષ્ણને કહ્યું કે હું તથા અરજુન આપના સરખા ભકત છીએ છતાં તમે પક્ષ કરીને તેને કેમ જીતાડયો ? ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે તમારા બંનેની પ્રતિજ્ઞા સાચી પાડવા મેં આમ કર્યું છે. પછી તે બાણે તે મુસ્તકને સુધન્વાના બાપના ખોળામાં ફેંકયું તેના બાપે પોતાના પુત્રનું મૃત્યુ થએલું જોઇને ઘણો શોક કર્યો. પછી તે મુસ્તક શ્રીકૃષ્ણજીની પાસે શરણે થવા ગયું અને શ્રીકૃષ્ણે તેને ગંગાજીમાં પધરાવા ગરૂડજીને આજ્ઞા કરી મોકલ્યા. ત્યાં રસ્તામાં શીવજીને ખબર પડી તેથી પોતાના ગણનંદીને તે લેવાને મોકલ્યો ત્યાં ગરૂડ અને નંદીના વચ્ચે દારૂણ યુદ્ધ થયું, અને ત્યાં બંને જણે પ્રતીજ્ઞાઓ લીધી. ત્યારે તે પ્રતીજ્ઞા સાચવવા ગરૂડે જેવું તે મુસ્તક ગંગાજીમાં નાખ્યું તેવું નંદીએ તેને અધર ઝીલી લીધું અને લેઇ જઇને શીવજીને રૂંઢમાળામાં નાંખવા આપ્યું. ભક્તનું મુસ્તક શીવજી પોતાની રૂંઢમાળામાં નાખી છાતી સરસાં રાખે છે, કારણ કે તેવાં મુસ્તક તેમને ઘણાં પ્રીય છે.

## સીબી રાજાનો પ્રસંગ.

સીબી રાજા એક મોટા ભક્ત થઈ ગયા. એક વાર અગ્ની દેવ અને ઇંદ્ર દેવ તેની પરીક્ષા લેવાને ગયા. તેમાં એક હોલો થયો અને બીજો બાજ થયો, જેથી બાજ હોલા પછવાડે તેને

મારવાને દોડયો. હોલો સીબી રાજાની પાસે શરણે ગયો ત્યારે બાજે આવીને તેને માગ્યો. ત્યારે સીબીએ કહ્યું કે શરણે આવેલા હોલાને હું નહીં આપું. જો તારે માંસથી કામ હોય તો હોલા બરોબર હું તને માંસ આપું. પછી તે પ્રમાણે સીબી રાજાએ પોતાની જાંગ કાપી અને માંસ કાઢી આપ્યું. અને હોલા બરોબર તોલવા માંડયું પણ તે બનાવટી હોલો હતો તેથી હોલો ભારે થયો અને જેમ જેમ વધારે માંસ નાંખ્યું તેમ તેમ હોલો વધતો ગયો. આથી રાજાએ એ પ્રમાણે પોતાનું આખું શરીર કાપી નાંખ્યું, અને પોતાની ટેક સાચવી. તેથી પ્રભુએ તેની દ્રઢતા અને ટેક જોઇને તેને પ્રગટ દર્શન દીધું.

## દધીચ ઋષીનો પ્રસંગ.

દાનવોથી જ્યારે દેવતાઓ બહુ દુઃખી થયા ત્યારે તેઓ બ્રહ્મા પાસે ગયા ત્યારે બ્રહ્માએ તેમને કહ્યું કે તમે દધીચઋષી પાસે જાઓ અને તમે તેની સેવા કરી તેમનાં હાડકાં માગી લ્યો અને તેનું વજ્ર કરી દાનવોને મારો એટલે દાનવોનો નાશ થશે. ત્યારે દેવોએ કહ્યું કે તમો જાતે માગો તો તે તમને આપશે અને અમને તો ના કહેશે. તેથી બ્રહ્મા બ્રાહ્મણનું રૂપ લેઇને ઋષી પાસે ગયા. ઋષીએ બ્રહ્માને ઓળખ્યા અને તેમને આદરસતકાર કર્યો. પછી તેમને ત્યાં આવવાનું કારણ પૂછ્યું ત્યારે બ્રહ્માએ કહ્યું કે કંઇક તમારી પાસે માગવા આવ્યો છું, જો તમો તે આપો તો હું તે વાત કહું. ત્યારે ઋષીએ કહ્યું કે હું તે આપીશ. ત્યારે બ્રહ્માએ તેમનું વચન લીધું અને પછી કહ્યું કે દેવતાઓનું દુઃખ ભાગવાને હું તમારાં હાડકાં માંગવા આવ્યો છું. ત્યારે દધીચે કહ્યું કે ભલે લેઈ જાઓ પણ મને મારવાથી તમને બ્રહ્મહત્યા લાગશે, માટે તમે માખણ લાવી મારે શરીરે ચોપડો અને ગાયો પાસે તમે મારૂં શરીર ચટડાવો એટલે તે ચાટતાં ચાટતાં મારી ચામડી ઉતરી જશે અને મારો પ્રાણ જશે, એટલે તમે મારાં હાડકાં લેઈ જજો અને તમને તેની હત્યા લાગશે નહીં. એમ પોતાનું પણ સાચવવાને તેણે પોતાના પ્રાણ આપ્યા.

## બળી રાજાની રાણી વીંધાવળીનો પ્રસંગ.

બળી રાજાનું અતી પુણ્ય જાણી ઇંદ્ર દેવતાએ ભગવાનને બળીરાજા પાસે તેમની વિભુતી હરણ કરી લેવાને મોકલ્યા. ભગવાન વામનરૂપ ધરી બ્રાહ્મણ બનીને બળીરાજા પાસે આવ્યા અને દાનની યાચના કરી. ત્યારે બળી રાજાએ તે આપવાનું વચન આપ્યું. પછી ભગવાને સાડા ત્રણ ડગલાં જમીન તેને પાસે માગી, ત્યારે બળીરાજાએ તે આપવી સ્વીકારી. પછી ભગવાને વૈરાટરૂપ ધારણ કર્યું અને સ્વર્ગ મૃત્યું અને પાતાળમાં ત્રણ ડગલાં મુકયાં અને તેના ત્રણ લોક લીધા અને છેવટે અડધું ડગલું બાકી રહ્યું તેથી તેણે કહ્યું કે તે ડગલું તમે મારી છાતી ઉપર મુકો અને તે પ્રમાણે ભગવાને કર્યું. બળી રાજાને તેની રૈયતે તથા ગુરૂએ ઘણું સમજાવ્યો હતો પણ તેણે પોતાનું પણ સાચું કરવા માટે પોતાનું સર્વસ્વ આપી દીધું હતું. તેમની રાણીએ કહ્યું કે હરીનું આપેલું હતું અને હરીને તમે આપ્યું તેમાં તમે શી નવાઇ કરી છે? તેમાં તમારૂં શું હતું. પછી બળી રાજાએ પોતાની છાતી ઉપરનો ભગવાનનો પગ મસળવા માંડયો અને કહ્યું કે હે મહારાજ! હું દૈત્ય છું અને મારી છાતી વજ્ર જેવી સખત છે તેથી તમને ખુંચતુ હશે માટે હું તે મસળું છું. ભગવાને તેનો પ્રેમ જોઇને તેને વરદાન માગવા આજ્ઞા કરી, ત્યારે બળી રાજાએ કહ્યું કે બારે માસ તમે મારે ત્યાં રહેજો. તે ઉપરથી બ્રહ્મા, વીષ્ણુ અને રૂદ્રના રૂપે ભગવાન ત્રણે રૂપમાંથી એક એક રૂપે ચાર ચાર માસના વારા કરી તેમને ત્યાં રહેવા માંડયું અને એ પ્રમાણે ભક્તને આધીન થઇ ભગવાન પોતે પાતાળમાં રહ્યા છે.

## મોરધ્વજનો પ્રસંગ.

મોરધ્વજ રાજા ખંભાતમાં એક મોટો ભક્તરાજ થઈ ગયો. અરજુનને એક વાર અહંકાર થયો હતો કે મારા જેવો શ્રી કૃષ્ણનો કોઈ ભક્ત હશે નહીં, તેથી તે મેલરૂપ જે અહંકાર તે ઉતારવાને શ્રી કૃષ્ણજી તેને મોરધ્વજને ત્યાં લઈ ગયા. અરજુનને એક છોકરાનું રૂપ લેવડાવ્યું અને પોતે એક બ્રાહ્મણનું રૂપ લીધું. પછી બંને જણ મોરધ્વજને ઘેર ગયા અને મોરધ્વજને કહેવરાવ્યું કે તમારે ત્યાં કોઇ સાધુઓ ભીક્ષા માગવાને આવ્યા છે? ત્યારે તેણે તેમને કહેવરાવ્યું કે હું હાલ પુજામાં બેઠેલો છું તેથી તમે જરા થોભો, હું થોડી વારમાં આવું છું. તે સાંભળી તે બંને જણ ત્યાંથી રીસાઇને પાછા ચાલ્યા. રાજાએ તે ખબર સાંભળી પુજા કરવી પડતી મુકી તેમની પાસે તરત ઊઠીને ગયો અને તેમની વીનંતી કરી અને તેમને પાછા વાળી લાવ્યો. પછી તેમને પોતાને ત્યાં પધારવાનું કારણ પૂછ્યું ત્યારે કહ્યું કે અમે તમારે ત્યાં એક ચીજ માગવા આવ્યા છીએ. પણ જો તમે એ ચીજ આપવાનું વચન આપો તો અમે માગીએ. ત્યારે મોરધ્વજે વચન આપ્યું એટલે શ્રી કૃષ્ણે કહ્યું કે અમે બંને જણ બાપ દીકરો થઇએ છીએ. અમે વનમાંથી ચાલી આવતા હતા ત્યાં વનમાં અમને એક વાઘ મળ્યો અને વાઘે છોકરાને ખાવા લીધો ત્યારે તેને બદલે મેં તે વાઘને મારો દેહ તથા તે જે માગે તે આપવા માંડયું, અને તું છોકરાને મારીશ નહીં તેમ કહ્યું, પણ તેણે તે માન્યું નહીં અને કહ્યું કે જો તમે મોરધ્વજ રાજાનું જમણું અંગ આપો તો હું તે છોકરાને મારૂં નહિ. તે ઉપરથી અમે તમારૂં જમણું અંગ માગવા તમારે ત્યાં આવ્યા છીએ. તે સાંભળી તેની રાણીએ કહ્યું કે હું રાજાની અર્ધાંગના છું માટે તમે મને લેઇ જઇને વાઘને આપો. તેના પુત્રે કહ્યું કે હું પુત્ર છું તેથી રાજનુંજ રૂપ છું માટે તમે મને તે વાઘને આપો. પછી તે બ્રાહ્મણે કહ્યું કે તે બધી તકરાર મારે જોઇતી નથી મારે તો મોરધ્વજનુંજ જમણું અંગ જોઇએ છે અને તે પણ તમે તેની સ્ત્રી તથા તેનો છોકરો બન્ને જણ ગાતાં ગાતાં વહેરીને આપો. અને મોરધ્વજને આંખે એક આંસુ પણ આવે નહિ તો તે લેવા અમે કબુલ છીએ. કારણ કે અમે વાઘ સાથે તે પ્રમાણે કબુલાત કરી છે. તે ઉપરથી સ્ત્રી તથા દીકરા પાસે મોરધ્વજે પોતાનું અંગ વહેરાવ્યું ત્યારે ડાબી આંખે તેને પાણી આવ્યું. તે જોઇ તે બ્રાહ્મણે રીસાઇને ત્યાંથી જવા માંડયું, ત્યારે તેને મોરધ્વજે વારી રાખ્યો અને તેને સમજણ પાડી કે હું કંઈ દુઃખથી આંસુ લાવ્યો નથી પણ મારૂં ડાબુ અંગ મને કહે છે કે હું તો નકામું પડ્યું રહ્યું અને દાન દેવાના કામમાં પણ ખપ લાગ્યું નહિ તેથી ડાબા અંગને ખોટું લાગવાથી તેને આંસુ આવ્યું. તે સાંભળી બ્રાહ્મણના રૂપે આવેલા ભગવાન તેના ઉપર પ્રસન્ન થયા અને ચતુર્ભુજ મૂર્તિ થઇને તેમને દર્શન દીધાં. જ્યારે તેમને કંઈ વરદાન માગવાનું કહ્યું ત્યારે તેમણે માગ્યું કે હે મહારાજ! આગળ કળીયુગ આવે છે તેથી તેમાં ધર્મની દ્રઢતા રહેવી ઘણી કઠણ પડશે, માટે તમે આ પ્રમાણે કોઇને પરીક્ષા લેવા સારૂ તપાવશો નહિ અને જો તમે તેમ કરશો તો કોઈથી ભક્તી થશે નહિ, માટે કોઈની આજથી કસોટી કરવી નહિ એવું વરદાન આપો. અરજુન મોરધ્વજની તથા તેની રાણીની તથા પુત્રની ભક્તિ જોઇ દીંગમુઢ થઈ ગયો અને તેનો ગર્વ ગળી ગયો.

## અલરકજીનો પ્રસંગ.

મદાલસા કરીને એક ઋષિની છોકરી હતી. તેને દત્તાત્રેય મુનીનો ઉપદેશ થયેલો હતો. મદાલસા વગડામાં રહેતી હતી. તેને એક રાજા કે જે શીકાર કરવા વનમાં આવેલો હતો તે

તેને ત્યાંથી પરણીને પોતાને ઘેર લઇ ગયો. મદાલસાએ રાજા સાથે સરત કરી કે મારે પેટે જે છોકરાં થાય તેને હુંજ ઉપદેશ કરૂં, અને તે વાત તે રાજાએ કબુલ રાખી. તેને ૭ છોકરા થયા. તે બધાને મદાલસાએ ઉપદેશ કર્યો તેથી તેઓ સંસાર ત્યાગ કરી વેરાગી થઇ જંગલમાં જતા રહ્યા. પછી રાજાએ પોતાના વંશની વૃદ્ધિ સારૂ એક છેલો છોકરો થયો તે માગી લીધો અને તેને ઉપદેશ કરવા દીધો નહિ. મદાલસાએ તે પ્રમાણે એકને રાજા થવા દીધો. જ્યારે તે મરવા સુતી ત્યારે તેના પ્રાણ જતા નહોતા તેથી તેના પુત્રે તેનું કારણ પુછ્યું, ત્યારે મદાલસાએ પોતાના પુત્રને કહ્યું કે હું તને એક માદળીયું આપું તે તું લે તો મને શાંતી વળે, જેથી તેણે લીધું. જ્યારે તારે માથે કોઈ સંકટ આવે ત્યારે તું તે માદળીયું ખોલીને અંદર જોજે એટલે તારૂં સંકટ દુર થશે. એમ કહી માતાએ પ્રાણ છોડી દીધા. પછી ઘણાં વરસ વિત્યા બાદ પેલા ૭ ભાઇઓને ચીંતા થઇ કે આપણો ભાઇ રાજ કરે છે માટે તે નરકે જશે અને તેથી આપડી માની કુખ લાજશે, માટે આપણે તેને આપણા જેવો કરવો. એમ નક્કી કરી પોતાના ભાઇ પાસે આવ્યા અને તે રાજ્યનો પોતાનો હિસ્સો તેની પાસેથી માગ્યો, પણ તેણે તેમને કંઇ આપ્યું નહિ અને કાઢી મુકયા, તેથી તેઓ પોતાનો મામો કે જે કાશીનો રાજા હતો તેની પાસે ગયા અને ત્યાંથી સૈન્ય લઇને તેઓએ પોતાના ભાઈના રાજ્ય ઉપર ચઢાઈ કરી. તે વખતે સંકટ જોઇને તેને પેલા માદળીઆની વાત યાદ આવી, જેથી તે ઉઘાડીને જોયું તો તેમાં પોતાની માનો આપેલો દત્તાત્રેય મુનીનો મંત્ર લખેલો હતો તે તેણે વાંચ્યો. તેથી તેણે દુનીઆને નાશવંત જાણી અને તેને વૈરાગ્ય થયો. તેથી તે પોતાના ભાઇઓને રાજ સોંપી દેવાને તેમની સન્મુખ ગયો, ત્યારે ભાઇઓએ કહ્યું કે અમારે રાજ્ય જોઇતું નથી પણ અમારે તો આટલુંજ કરવું હતું જેથી તને કંઇ વૈરાગ્ય થાય. પછી તેમણે પોતાના મામાને રાજ્ય આપવા માંડયું પણ તેમની વાત ઉપરથી મામાને પણ વૈરાગ થયો અને તે પણ જોગી થયો. તે વાત તેના પ્રધાને સાંભળી તેથી તેને પણ વૈરાગ થયો અને તે પણ જોગી થઇ ગયો. એ પ્રમાણે એક સમર્થ મહાત્માના બોધનો આટલો બધો પ્રતાપ વર્તાયો.

## મુલ ॥ છપ્પય છંદ ॥

તિન ચરન ધૂરિ મો ભૂરી શીર જે જે હરિમાયા તરે ॥
રિભુ ઈક્ષ્વાકુ ઐલ ગાધિ રઘુ અંગ શુચિ સત ધન્વા ॥
અમૂર્તિ અરૂરતિદેવ ઉતંગ ભૂરિ દેવલ વૈવસ્વત મન્વા ॥
નહુષ યયાતિ દિલિપ પુરૂ યદુ ગુહ માન્ધાતા ॥
પિપ્પલ નિમિ ભારદ્વાજ દક્ષ સરભંગ સંધાતા ॥
સંજય સમીક ઉત્તાન પાદ જાજ્ઞવલ્ક જગ જસ ભરે ॥
તિન ચરન ધૂરિમો ભૂરી શીર જેજે હરી માયા તરેં ॥

## રતીદેવનો પ્રસંગ.

દુસ્યંત રાજાના વંશમાં રતીદેવ કરીને એક રાજા થયો તેણે આખર વખતે વાનપ્રસ્થ ધર્મ લીધો અને વનમાં ગયો ત્યાં ચાળીસ દીવસ સુધી તેને અનાજ મળ્યું નહિ તેથી તે ભુખ્યો રહ્યો. ચાળીસમે દીવસે તેને કંઇક કંદ મળી આવ્યું તેથી તેની રસોઇ કરી. જ્યારે તે જમવા બેઠો ત્યારે તેને ત્યાં એક વિપ્ર જે ઘણો ભુખ્યો હતો તે માગવા આવ્યો, તેથી

તેણે તેને રસોઇમાંથી એક ભાગ આપ્યો. ત્યાર પછી એક શુકદ્રજાતી ભંગીઓ ત્યાં આવ્યો અને તેને પણ એક ભાગ ભુખ્યો જાણીને આપ્યો. ત્યાર પછી ત્યાં એક કુતરૂ આવ્યું તેથી તેને પણ એક ભાગ આપ્યો. એમ બધું ખાવાનું ખપી ગયું ને તેની પાસે પોતાને ખાવા કંઇ રહ્યું નહિ. આ પ્રમાણે છેવટ સુધી તેણે સંકટ વેઠયું તેથી શ્રીહરી તેની ભક્તિ ઉપર પ્રસન્ન થયા અને તેને દર્શન દીધું. તેથી તેનું દુઃખ માત્ર જતું રહ્યું અને તેને ભક્તિનો રંગ લાગ્યો.

## ગુહ્યરામજીનો પ્રસંગ.

રામચંદ્રજી વનવાસ નીકળ્યા ત્યારે ફરતા ફરતા ભીલના મુલકમાં આવ્યા. ત્યાં ભીલનો રાજા ગુહ્યરામ નામનો એક મોટો ભક્ત હતો. તેણે પોતાની ગાદી શ્રીરામચંદ્રજીને સોંપી, તેમને બદલે પોતે વનમાં જવાની શ્રીરામચંદ્રજી પાસે આજ્ઞા માગી. રામચંદ્રજીએ કહ્યું કે હું પીતાનું વચન પાળવા નીકળ્યો છું માટે હું ગાદી ઉપર નહીં બેસું, એમ કહી રામચંદ્રજી ચાલી નીકળ્યા તેથી વીયોગના દુઃખે તેણે દારૂણ રૂદન કરવા માંડયું અને છેવટે તેણે લોહીનાં આંસુ પાડયાં અને પછીથી તેણે પોતાની આંખો બંધ કરી દીધી તે પછી કોઇવાર ઉઘડીજ નહીં, કારણ કે શ્રી રામચંદ્રજી વગર મારે હવે શું જોવું. જોવું તો એક રામરૂપ જોવું. અને તે પ્રમાણે પોતે આંધળો રહ્યો. રાવણને મારી રામચંદ્રજી પાછા ફર્યા અને ત્યાં આવ્યા ત્યારે લોકોએ તેને કહ્યું કે શ્રીરામ પાછા આવ્યા, હવે તમો આંખો ઉઘાડો પણ તેને તેની પરતીત પડી નહીં. ત્યારે શ્રીરામચંદ્રે તેને કહ્યું કે હે ગુહ્યરામજી! તમે મને મળો ? એટલે તેણે તેમનો સાદ ઓળખ્યો અને આંખો ખોલીને દર્શન કર્યાં. પછી પ્રેમના સાગરમાં લોટી પડયા.

### મૂલ ॥ છપ્પય છંદ ॥

નિમિ અરૂનવ જોગેશ્વરા પાદત્રાનકી હ્યા શરન ॥
કવિહુરીક ભાજન ભક્તિ રત્નાકર ભારી ॥
અંતરીક્ષ અરૂ ચકસ અન્યનતા પધતિ ઉધારી ॥
પ્રબુધ પ્રેમકી રાસિ ભુરીદા આવિર હોતા ॥
પિપ્પલ દ્રુમિલ પ્રસિદ્ધ ભવાબ્ધિ પાદકે પોતા ॥
જયંતીનંદન જગનકે ત્રિવિધ તાપ આમપ હરન ॥
નિભી અરૂનવ જોગેશ્વરા પાદત્રાન કીહો શરન ॥
પદ પરાગ કરૂના કરો જે નીયંતાનવધા ભક્તીકે ॥
શ્રવન પરીક્ષીત સુમતી વ્યાસ માવક કીરતન ॥
મીસુ સુઠીર પ્રહલાદ પ્રથુપુજા કમલા ચરનનિમન ॥
વંદન સુફલ કસુવન દાશદંપતી કપિશ્વર ॥
સખ્યત્વ પાર્થ સમર્પ્યન આત્મબલીધર ॥
ઉપ જીવી ઇન નામકે એ તે ત્રાતા અગતીકે ॥
પદ પરાગ કરૂના કરો જે નિયંતા નવધા ભક્તિકે ॥

## પરીક્ષીતજીનો પ્રસંગ.

પાંડવ કુળમાં પરીક્ષીત રાજા થયો. તેણે માતાના ગર્ભસ્થાનમાં શ્રી હરીની ભક્તી કરી હતી અને તેમને ત્યાં આગળ સાક્ષાત દર્શન થયાં હતાં. તે મહાધાર્મીક રાજા નીવડયા

હતા. એકવાર તે શીકારે ગયા હતા. ત્યાં કળીયુગે તેમના મુગટમાં પ્રવેશ કર્યો તેથી તેમણે એક ધ્યાનસ્ત મુનીને કોટે મુવેલો સાપ વળગાડયો અને પોતે ત્યાંથી ઘેર ગયા. પછીથી મુનીના શિષ્ય આવ્યા અને તેમણે મુનીના કંઠે સાપ જોઇ અવજ્ઞા કરેલી જોઇને તે સાપ નાંખનારને તેમણે શ્રાપ દીધો કે આ સરપ તક્ષપ થઇને તેને સાતમે દીવસે કરડી તેના પ્રાણ લેજો. મુની ધ્યાનમાંથી જાગ્યા, પછી શિષ્યોએ સાપની તથા શ્રાપની વાત કહી સંભળાવી તેથી મુની ખેદ પામ્યા; અને શિષ્યોને કહ્યું કે આ વાત પરીક્ષીતથી થઇ ગઇ છે માટે તમે તેને પહેલેથીજ સુચવી દો. એટલે તે પોતાનું જે સાર્થક કરવું હોય તે કરી લે. તે ઉપરથી તેઓએ પરીક્ષીતને શ્રાપની વાત કહી. પોતાનું મોત નક્કી થશે એમ જાણી તેમણે સુકદેવજીને તેડાવ્યા અને ભાગવતની કથા મંડાવી અને સાતમે દીવસે તે મોક્ષને પામી ગયા.

## સુકદેવજીનો પ્રસંગ.

મહાદેવજીએ પાર્વતીને મહામંત્ર સંભળાવ્યો ત્યારે વનમાંના બધા જીવોને દૂર કર્યા હતા. પણ એક પોપટનું ઈંડું ત્યાં રહી ગયું હતું અને તેણે તે ઉપદેશ સાંભળ્યો અને જ્યારે પાર્વતી સાંભળતાં સાંભળતાં ઝોકું ખાઈ ગયાં ત્યારે તે ઈંડું ફાટી તેમાંનો ગર્ભ પોપટ બની હુંકારો આપ્યો, તેથી મહાદેવજી તેને મારવા દોડયા; ત્યારે તે ઉડતો ઉડતો એક જગ્યાએ જ્યાં વ્યાસ મુનીની સ્ત્રી બગાસું ખાતાં હતાં ત્યાં પેટમાં પેસી ગયો. ત્યારે મહાદેવજી ત્યાં રોકાઇ ગયા અને પાછા ફર્યા. પછી બાર વરસ સુધી ત્યાં માતાના પેટમાં ને પેટમાંજ તે રહ્યો. ત્યારે વ્યાસજીએ ભગવાનની પ્રાર્થના કરી તેથી ભગવાન ત્યાં આવ્યા અને સુકને બહાર નીકળવા કહ્યું ત્યારે તેણે કહ્યું કે એક ઘડીવાર જો તમે તમારી માયા સંકેલો તો હું બહાર નીકળું, જેથી મને માયાનું આવરણ લાગે નહીં. ભગવાને તે પ્રમાણે કર્યું અને સુકદેવજી બહાર આવ્યા; પણ જનમ્યા કે તરત ત્યાંથી નાશી ગયા અને તેના પીતા પુત્ર ભાવથી તેમની પછવાડે દોડયા પણ તે પાછા આવ્યા નહીં, ત્યારે વ્યાસજીએ તેને રસ્તામાં ઉભો રાખીને એક વાત સંભળાવી. એક ચોર કે જે બ્રાહ્મણ જાતીનો હતો તે વાણીઆને ઘેર ચાર રત્ન ચોરવા પેઠો અને તે પકડાઈ ગયો તેથી તેને શૂળીની સજા થઇ. શૂળી આગળ તે એક રત્ન મનથી આપીને પોતે પરણ્યો, અને તેણે પોતાની સ્ત્રીને શીખામણ દીધી કે હું મરી જાઉં છું અને તું વીધવા થઇશ પણ તારે પુત્ર નથી તેથી મારૂં શ્રાદ્ધ કોણ સરાવશે? માટે તું એક રત્ન આપીને કોઇ પાસેથી ઋતુદાન લેજે અને તે તને જે છોકરો થાય તેના રૂમાલે એક રત્ન બાંધીને તેને બજારમાં મુકજે. જેથી તેને કોઈ ઉચકી લેઇ ઉછેરે. અને તે પ્રમાણે તેને એક રાજા લેઈ ગયો. અને મોટા થયો ત્યારે તેને ગાદીએ બેસાડયો. પછી તે રાજા જ્યારે મરી ગયો અને કુંવર તેનું શ્રાધ્ધ સરાવી નદી ઉપર બેઠો ત્યાં પીંડદાન આપતી વખતે નદીમાં ત્રણ હાથ દેખાયા, તેથી તેણે પોતાની રાણીમાને પુછયું કે મને ત્રણ હાથ કેમ દેખાયા? ત્યારે તેણે કહ્યું કે તને તો રાજા બજારમાંથી રત્ન સાથે લાવ્યો હતો માટે તે તારો બાપ નથી. તે ઉપરથી તેણે પોતાની ખરી મા ખોળી કાઢી અને પોતાની હકીકત પુછી. પછી તેણે પોતાના બ્રાહ્મણ બાપના હાથમાં પીંડ આપ્યો તેવી વાત શુકને કહી સંભળાવી અને કહ્યું કે છોકરા વગર મને પીંડદાન કોણ દેશે? માટે તું પાછો ચાલ. તે ઉપરથી સુકજીએ પીતાને એક રાજાના છોકરાની વાત કહી. નારદે એક રાજાના નસીબમાં છોકરો થવો નહીં હતો, તોપણ છોકરો અપાવ્યો; અને રાજાને કહ્યું કે

"આ છોકરાથી તને સુખ અને દુઃખ બંને થશે. રાજાએ કહ્યું કે ભલે" પછી તે કુંવર પાંચમે વરસે મરી ગયો, ત્યારે રાજાએ કલ્પાંત કર્યું; તેથી નારદે તેને સજીવન કર્યો. પછી છોકરાએ બાપને કહ્યું કે કોણ કોનો બાપ અને કોણ કોનો છોકરો? તું મારે પેટ કેટલી વાર આવ્યો હઇશ અને હું તારે પેટ કેટલી વાર આવ્યો હઇશ; માટે એમાં કોણ કોનો બાપ અને કોણ કોનો છોકરો સમજવો? માટે તું ખોટી મમતા મુકી દે. તે ઉપરથી તે રાજાને વૈરાગ થયો અને તેને સમજ પડી. સુકદેવે વ્યાસને કહ્યું કે હવે કોનો છોકરો અને કોણ બાપ સમજવો? માટે તમે પાછા જાઓ? એટલું કહી સુકદેવજી વનમાં ચાલી ગયા. અને ભાગવતનો પાઠ કરતા રહ્યા. મોટા થએ સુકદેવજી એવા પ્રખ્યાત થયા કે જેમણે પરીક્ષીતની સભાને ભકતીમાં ચકચુર કરી નોખી હતી.

## પ્રહલાદજીનો પ્રસંગ.

હીરણ્યાકસ્યપ રાજા પોતાને પરમેશ્વર કહેવરાવતો હતો, તેના રાજ્યમાં એક વાર એક કુંભારે નીભાડો સળગાવ્યો હતો અને ત્યાં અજાણે એક બીલાડીનાં બચ્ચાં એક માટલા મહીં રહી ગયાં હતાં અને તે વચમાં મુકાઇ ગયાં હતાં; તેની તે કુંભાર તથા કુંભારણને સરત રહી નહીં પણ પછીથી સાંભળી આવ્યું, તેથી ઘણું કલ્પાંત કરવા માંડયું અને આખી રાત મનમાં પરમેશ્વરની પ્રાર્થના કરતાં રહ્યાં. પ્રહલાદે તે વાત સાંભળી અને સવારે બચ્ચાં જીવતાં નીકળ્યાં તેથી તેને આકીન આવ્યું અને પોતાનો બાપ જે હું પરમેશ્વર છું એમ જે કહે છે તે વાત ખોટી લાગી. અને શ્રી રામનામપીને સાચું લાગ્યું. તેના બાપે જાણ્યું કે મારો પુત્ર રામ ભક્ત થયો અને મને ભજતો નથી તેથી તેને તરવારથી માર્યો, પણ શ્રી રામે તેની રક્ષા કરી. તેને પહાડ ઉપરથી ફેંકયો પણ તેને મરવા દીધો નહીં તેમ તેને હોળીમાં સળગાવ્યો પણ તે બળ્યો નહીં. તેને તાતા તેલમાં તળ્યો પણ તે મુવો નહીં. તેથી તેને એક તપ્ત લોહસ્થંભે બઝાડયો, તે વખતે શ્રી હરીએ નરસીંહ રૂપ ધરી પ્રગટ થઈ તેના બાપને માર્યો. પછી દેવતાઓ ત્યાં ભગવાનનાં દર્શન કરવા આવ્યા પણ વિકોળરૂપ જોઇને ડર્યા અને લક્ષ્મીને કહ્યું કે તમો તેમનું નાનું રૂપ કરાવો. લક્ષ્મીજી પણ ડર્યાં અને કહ્યું કે પ્રહલાદજી વીના કોઈ તે સ્વરૂપ સમાવે એવું નથી. પછી પ્રહલાદે જઇને ભગવાનની સ્તુતી કરી તેથી ભગવાને તેમને ખોળામાં લીધા અને તેમની છાતીમાંથી પરસેવાનાં બે ટીપાં પડયાં તે પોતે ચાટીને શાંત થયા. પછી ચતુર્ભુજ રૂપે બધાંને દર્શન દીધું.

## અક્રુરજીનો પ્રસંગ.

કંસે શ્રી કૃષ્ણને તેડવાને જ્યારે અક્રુરજીને મધુપૂરી મોકલ્યા ત્યારે અક્રુરજીની આંખે જળધારા ચાલી કે હું શ્રી કૃષ્ણને કયારે દેખું? રસ્તે જતાં જતાં જ્યાં જ્યાં શ્રી કૃષ્ણજી ચાલ્યા હોય તથા બેઠા હોય તે તે જગ્યાએ તે લોટી પડતા અને પોતાને માથે તેમની ચરણરજ ચઢાવતા. પોતાના દેહનું ભાન પણ તે દર્શનની આશાએ તે ભુલી ગયા. પછી મથુરાંપુરી આવી ત્યાં શ્રી કૃષ્ણનાં દર્શન કર્યાં અને તેમનું હૈયું પ્રેમમાં ચકચુર થઇ ગયું. જે વાત સુકદેવજીએ ભાગવતમાં વર્ણન કરી છે.

## બળીરાજાનો પ્રસંગ.

બળીરાજાને ત્યાં ભગવાન વામનરૂપે માગવા ગયા ત્યારે તેમના ગુરૂએ તેમને દાન

આપતાં વાર્યા હતા, તેમ છતાં પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા સારૂ તેમણે જરા પણ પોતાનો પગ પાછો કર્યો નહિ અને પોતાની સાચી ભક્તીથી ભગવાનને પોળીઆ કરી રાખ્યા.

### છપયછંદ.

હરિપ્રસાદ રસ સ્વાદકે ભકત ઇતે પરવાન ॥
શંકર શુક સનકાદિ કપીલ નારદ હનુમાન ॥
વિષ્વકસેન પ્રહલાદ બલિરૂ ભિષ્મ સુજગજાના ॥
અર્જુન ધ્રુવ અંબરીશ વિભીષણ મહીમા ભારી ॥
અનુરાગી અક્રુર સદા ઉધ્ધવ અધિકારી ॥
ભગવંત ભકત ઉચ્છિષ્ટકી કીરતી કહન સુજાન ॥
હરિપ્રસાદ રસ સ્વાદકે ભકત ઇતે પરવાન ॥
ધ્યાન ચતુર્ભુજ ચીત્ત ધર્યો તીન્હેં શરનહોં અનુસરો ॥
અગસત્ય પુલસત્ય પુલહ ચિમન વાસષ્ટ સાૈભરીરૂષી ॥
કર્દમ અત્રી રચીક ગર્ગ ગૌતમ વ્યાસ ઋષી ॥
લોમશ ભૃગુ દાલભ્ય અંગીરા શૃંગી પ્રકાશીત ॥
માંડવ્ય વિશ્વમિત્ર દુર્વાસા સહસ્ર અઠયાસી ॥
જાજ્ઞવલ્ક યામદગ્નિ મયાદસિ કશ્યપ પર્વત પારાશર પદ રજ ધરો ॥
ધ્યાન ચતુર્ભુજ ચિત્ત ધર્યો તિન્હે શરનહોં અનુસરો ॥
સાધન સાધિ સત્રહ પુરાન ફલરૂપી શ્રી ભાગવત ॥
બ્રહ્મા વિષ્ણુ શીવલીંગ પદ્મસ્કંદ વિસ્તારા ॥
વામન મીન વરાહ અગ્નિ કુરમ ઉદારા
ગરૂડ નારદી ભવિષ્ય બ્રહ્મવૈવર્ત શ્રવનશુચિ ॥
માર્કંડ બ્રહ્માંડ કથા નાના ઉપજે રૂચિ ॥
પરમ ધર્મ શ્રીમુખ કથીર ચતુર શ્લોકી નીગમસત ॥
સાધન સાધી સત્રહ પુરાન ફલરૂપી શ્રી ભાગવત ॥
દશ આઠ સ્મૃતિ જીની ઉચ્ચરી તિનિ દસર સીજભાલમો ॥
મનુસ્મૃતિ આત્રે વૈષ્ણવી હાર્તીક યામિ ॥
જાજ્ઞવલ્ક અંગીરા શનિશ્ચર સામૃતકનામી ॥
કાત્યાયની સાંડિલ્ય ગૌતમી વસિષ્ટદાષી ॥
સુરગુરૂ આસા તાપી પરાશર કૃતમુનિ ભાષી ॥
આસા પાસ ઉદાર ધીરપરલોક લોક સાધનસો ॥
દશ આઠ સ્મૃતિ જીનિ ઉચ્ચરીતિની પદસર સીજભાલમો ॥
પાવે ભાક્ત અન પાયિનીજે રામસચીવ સુમિરન કરેં ॥
સૃષ્ટિ વિજયી જયંત તીતિપર શુચિરવિનીતા ॥
રાષ્ટ્ર વર્ધન નિપુન સુરાષ્ટ્ર પરમ પુનીતા ॥
અસોક સદા આનંદ ધર્મપાલક તત્વવેત્તા ॥

મંત્રી વર્ય સુમંત ચતુર્યુગ મંત્રિ જેતા ॥
અનાયાસ રઘુપતિ પ્રસંન્ન ભવસાગર દુસ્તર તરૈં ॥
પાવેભક્તિ અન પાયિનીજે રામસચીવ સુમિરન કરૈં ॥
સુભ દ્રષ્ટિ વૃષ્ટિ મોપર કરોજ સહચર રઘુવીરકે ॥
દિનકર સુત હરિરાજ બાલ વછકેશરી ઔરસ ॥
દધિમુખ દુવિંદ મયંદ રીંછપતિ સમકો પૈરસ ॥
ઉલ્કા સુભટ સુસેંન દરીમુખ કુમુદ નીલનલ ॥
સરભોંગ વેગ વાંછપન સગંધ માદન અતિબલ ॥
પદ્મ અઠારહ જુથપાલ રામકાજ ભટભીરકે ॥
સુભ દ્રષ્ટિ વૃષ્ટિ મોપર કરોજે સહચર રઘુવીરકે ॥
વ્રજ બડે ગોપ પરજન્યકે સુતનીકે નવનંદ ॥
ધરાનંદ ધ્રુવનંદ તૃતીય ઉપનંદ સુનાગર ॥
ચતુર્થ તહાં અભીનંદ નંદ સુખસીંધુ ઉપજાગર ॥
સુઠીસુનંદ પશુપાલ નિર્મલ નિશ્ચૈ અભિનંદન ॥
કરમા ધરમા નંદ અનુજ વિદિત વલ્લભ જગવંદન ॥
આસપાસ વાવગરકે જહાં વિહરત પશુ પસુ છંદ ॥
વ્રજબડે ગોપ પરજન્યકે સુતનિકે નવનંદ ॥
બાલવૃદ્ધ નરનારી જીતે ગોપહોં અર્થી ઉનપાદરજ ॥
નંદગોપ ઉપનંદ ધ્રુવ ધરાનંદ મહરીયશોદા ॥
કિરતીદા વૃષભાન કુંવરી સહચરી વિહરતી મનમોદા
મધુમંગલ સુબલ સુભાહુ ભોજ અર્જુન શ્રીદામા ॥
મંડલી ગ્વાલ અનેક શ્યામસંગી બહુ નામા ॥
ધોષ નિવાસ નિકીકૃપા સુરનર વાંછીત આદી અજ ॥
બાલ વૃદ્ધનરનારી જિતેં ગોપહોં અર્થિ ઉનપાદ રજ ॥
વ્રજરાજ સુવન ચંગસદન વન અનુગ સદા તત્પર રહે ॥
રકતક પત્રક અવર પત્રિ સબહિ મન ભાવે ॥
મધુરકંઠો મધુરવર્ત રસાલ વિશાલ સુહાવે ॥
પ્રેમકંદ મકરંદ આનંદ સદા ચંદ્રહાસા ॥
પયદ બકુલ રસદાન સારદાબુદ્ધિ પ્રકાશા ॥
સેવા સમે વિચારીકે ચારૂ ચતુર ચિત્ત કીલહે ॥
વ્રતરાજ સુવંન સંગ સદન વન અનુગ સદા તતપર રહે ॥
સપ્ત દ્વીપમેં દાસ જેતેં મેરે શીરતાજ ॥
જંબુ ઓર પ્લક્ષિ શાલ્મલિ બહુત રાજરૂષી ॥
કુશ પવિત્ર પુનિ કૌચ કૌંન મહીમા જાને લખી ॥
શાક વિપુલ વિસ્તાર પ્રસિદ્ધ નામિ અતિપુષ્કર ॥

પરવત લોકા લોક ઓક ટાપુ કંચનધર ॥
હરિભૃત્ય વસત જેજે જહાં તિનીસોં નિત પ્રતિકાજ ॥
સપ્ત દ્વિપમેં દાસ જેતે મેરે શીર તાજ ॥
મધ્યદ્વીપ નવખંડનમેં ભક્ત જીતે મમ ભુપ ॥
ઈલાવર્તે અધીશ સંકર્ષણ અનુગ સદાશીવ ॥
રમણુક મછ મનુદાસ હિરન્યકુમે અર્જુન ઈવ ॥
કુરૂ વરાહ ભુ ભૃત્ય વરિષ હરીસિંહ પ્રહલાદ ॥
કિંપુરૂષ રામ કપિ ભરથ નારાયન વીના નાદા ॥
ભદ્રા સુગ્રીવ હય ભદ્ર શ્રવકેતુ કામ કમલા અનુપ ॥
મધ્ય દ્વીપ નવખંડમેં ભક્ત જીતે મમ ભુપ ॥
સ્વેત દ્વીપમેં દાસજે શ્રવન સુનો તીનિકી કથા ॥
શ્રી નારાયણુકો વદન નિરંતર તાહિ દેખે ॥
પલક પરે જોવીચ કોટી જુગ જાતન લખે
તિનિકે દરશન કાજ ગયે તહાં બીનાધારી ॥
શ્યામ દઈ કરસેંન ઉલટી અવનહિ અધિકારી ॥
નારાયણ આખ્યાન દ્રઢતહાં પ્રસંગ નાહિમેં તથા ॥
શ્વેત દ્વીપમેં દાસજે શ્રવન સુનો તિનિકી કથા ॥

## શ્વેતદ્વીપનો પ્રસંગ.

નારદજીને ભક્તીનું અભિમાન વધી ગએલું જોઇને એકવાર શ્રી કૃષ્ન તેમને શ્વેતદ્વીપમાં લઈ ગયા. ત્યાં એક પક્ષીને જોયું તો તે પક્ષી ભક્તી કરતુ ધ્યાન ધરીને એક સરોવરમાં એક પગે ઉભું ઉભું તપ કરતું હતું, અને તેમ કરતાં તેને એક હજાર વરસ વીતી ગયાં હતાં અને તેને ઘણી તૃષા લાગી હતી અને પોતે સરોવરમાં ઉભું હતુ તેમ છતાં તેણે જરા પણુ પાણી પીધું નહોતુ અને તેને તૃષાનું કંઈ દુઃખ જણાયું નહોતું, કારણુ કે તે ધ્યાન આસક્ત હતું. શ્રી કૃષ્ણે તેની વાત જાણી તેથી નારદને કહ્યું કે તમે પાણીનો કોગળો ભરીને તે પક્ષી આગળ નાંખો તો તે પક્ષી તેને સંતની પ્રસાદી જાણીને પીએ તેથી જ્યારે નારદે તેમ કર્યું ત્યારે તેણે તે પાણી પીધું. આગળ જતાં એક ઠેકાણે ઠાકોરજીની આરતી થતી જોઇ, અને આરતી થઇ રહી ત્યારે એક માણુસ ત્યાં નીત્ય નીયમે આવ્યો અને આરતી ન દેખી તેથી તેણે પોતાનો પ્રાણુ ખેંચી લીધો. તે પછી તેની સ્ત્રી આવી અને તેણે પણ આરતી ન જોઇ તેથી ત્યાં મરી ગઇ, ત્યાર બાદ તેનો છોકરો ત્યાં આવ્યો અને તેને પણુ આરતીનાં દર્શન થયાં નહિ એટલે તે પણ તેજ પ્રમાણે ત્યાં મરી ગયો. આ હકીકત જોઇને નારદજી તો દીંગમુઢ થઇ ગયા અને આવો ભાવ પોતામાં નહોતો તેથી તેમણે પોતાની ભક્તિની હીનતા માની. પછી ભગવાને ત્રણે જણુને સજીવન કર્યાં અને ચતુર્ભુજ દર્શન દીધાં.

## મુલ છપ્પય છંદ ॥

ઉરગ અષ્ટકુલ દ્વારપાલ સાવધાન હરિ ધામથિતિ ॥
ઈલાપુત્ર મુખ અનંત કીરતી વિસતારત ॥
પદ્મસંકુ પનંગ પ્રગટ ધ્યાન ઉરતે નહિ ટારત ॥
અસુકમલ વાસુકી અજીત અજ્ઞા અનુવર્તી ॥
કર કોટીક તક્ષક સુભટ સેવા સિરધર્તી ॥
આગમોક્તી શિવસંહિતા અગર એક રસભજનરતિ ॥
ઉરગ અષ્ટકુલ દ્વારપાલ સાવધાનહરિ ધામથિતિ ॥
ચોવીસ પ્રથમ હરિ વપુધરે ત્યૌં ચતુર્વ્યુહ કલિયુગ પ્રગટ ॥
શ્રીરામાનુજ ઉદાર સુધાનિધિ અવનિ કલ્પતરૂ ॥
વિષ્ણુ સ્વામી બોધિ ત્થસિંધુ સંસાર પારકરે ॥
મધ્વાચાર્ય મેઘ ભક્તિસર ઉસર ભરિયા ॥
નિવાદિત્ય આદિત્ય કુહર અજ્ઞાન જુંહરિયા ॥
જનમ કરમ ભાગવત ધરમ સંપ્રદાઇ થાપી અઘટ ॥
ચોવીસ પ્રથમહરિ વપુધરે ત્યૌં ચતુર્વ્યુહ કલીયુગ પ્રગટ ॥

## નિ ાદીત્યને પ્રસંગ.

નિવાદીત્ય નામને સાધુ નિવાદીત્ય નામના ગામમાં રહેતે હતે. તે ગામમાં એક દંડી સન્યાસી આવ્યા હશે તેમને નીવાદીત્યે પોતાને ઘેર જમવાનું આમંત્રણ કર્યું, પણ સાંજે વાર થઈ અને રાત પડી ગઈ તેથી તે સન્યાસી તેમને ત્યાં જમવા આવ્યા નહિ. ત્યારે નીમાદીત્ય સ્વામીએ તે દંડી સ્વામીને પોતાની ભક્તીના સીદ્ધી બળથી રાત પડેલી નથી એમ બતાવવા આથમતા સૂર્યનાં દર્શન કરાવ્યાં, જેથી તે દંડીએ ભીક્ષા કરી. અને ભીક્ષા કરી રહ્યા પછી જુવે છે તે એ ઘડી રાત ગયેલી જોઈ, તેથી દંડી તેમની ભક્તિની સીદ્ધીને લીધે તેમને પગે પડયો અને તેમનો શીષ્ય થયો.

## મૂલ છપ્પય છંદ ॥

સંપ્રદાઇ શિરોમનિ સિંધુ જારચ્યો ભક્તી વિતાન ॥
વિશ્વકસેન મુનિવર્ય સપુન સઠકોપ પ્રનીતા ॥
વોપદેવ ભાગવત લુપ્ત ઉધર્યો નવનીતા ॥
મંગલમુનિ શ્રીનાથ પુંડરીકાક્ષ પરમજસ ॥
રામમિશ્ર રસરાસી પ્રગટ પરતાપ પરાંકુશ ॥
યામુન મુનિ રામાનુજ તિમિર હરન ઉદૈભાન ॥
સંપ્રદાઈ શિરોમની સિંધુ જારચ્યો ભક્તી વિતાન ॥
સહસ્ર આસ્ય ઉપદેશ કરી જગત ઉદ્ધારજન જતન કીયો ॥
ગોપુર વ્હેઆરૂઢ ઊંચ સ્વતંત્ર ઉચ્ચાર્યો ॥
સુતેનર પરેજાગી વહતરી શ્રવન નિધાર્યો ॥

નિતનેઈ ગુરૂદેવ પદ્ધતી ભઇ ન્યારી ન્યારી ॥
કુરૂતારક શિષ્ય પ્રથમ ભક્તી વપુ મંગળકારી ॥
કૃપનપાલ કરૂના સમુદ્ર રામાનુજ સમનાહ બિયો ॥
સહસ્ત્ર આસ્ય ઉપદેશ કરી જગત ઉદ્ધારન જતન કીયો ॥

## રાનુજ સ્વામીનો પ્રસંગ.

રામાનુજ સ્વામી શેષ નાગનો અવતાર હતા અને જેમ શેષ નાગને હજાર મોં હતાં તેમ તેમણે હજારો પ્રકારથી લોકોને ઉપદેશ કરીને હરી ભક્તી શીખવી. તેમને તેમના ગુરૂએ એક ગુરૂમંત્ર આપ્યો હતો કે જે એવો સિદ્ધ મંત્ર હતો કે તેનો જાપ કરવાથી શ્રી હરી ધ્યાનમાં પ્રગટ મૂર્તીમાન થઈ દર્શન દેતા. તે મંત્ર તેમના ગુરૂએ તેમને ગુપ્ત રાખવાનું કહ્યું હતું. પણુ પોતાનો દયાનો ભાગ વીશેષ હતો તેથી તેમણે બીજા લોકોને પણુ તે મંત્ર સંભળાવાની રૂચી કરી અને પોતાના પ્રમાણે અન્યલોકો પણુ તે ફળને પામે તેમ જાણીને તેમણે દરવાજે ચઢી મોટા ઉચ્ચાર કરીને તે મંત્ર જપવા માંડયો અને જે જે લોકોએ તે મંત્ર સાંભળ્યો અને જપવા માંડયો તે બધા સિદ્ધ દશાને પામી ગયા. તેમને ભક્તિની ખરી ચોટ લાગી ગઈ હતી, તેમના હજારો લોકો શિષ્ય થયા હતા. તે પોતે દક્ષિણુ દેશમાં રહેતા હતા. એક વાર ત્યાંથી જગન્નાથજી દર્શન કરવાને પોતાના હજારો શિષ્યને લેઇને ગયા પણુ જગન્નાથજીમાં તેમણે ઘણો અશુદ્ધ આચાર જોયો તેથી ત્યાંના પુજારીઓને તેમણે કાઢી મુકયા અને પોતાના શિષ્યો સાથે તેમણે પવિત્રપણુાથી ઠાકોરજીની પુજા કરવા માંડી, પણુ જગન્નાથજીએ તે અંગીકાર કરી નહીં અને તેમને પ્રગટ થઇને કહ્યું કે હું તો મારા પંડયાઓની સેવાથી પ્રસન્ન રહું છું; કારણુ કે તેઓ મારી સેવા ભાવ લાવીને કરે છે અને હું તેમના ભાવને આધીન થઇ ગયો છું. તેથી હું તેમની પવિત્રતા અપવિત્રતા જોતો નથી. રામાનુજ સ્વામીએ તેમને કહ્યું કે તમે કયા શાસ્ત્રમાં અશુદ્ધ સેવા કરવાનું કહ્યું છે તે મને કહો. તેમ કરીને તેમણે વેદના મંત્ર બોલીને પવિત્રતાથી ઠાકોર સેવા કરવી તેજ પોતાની વાત સિદ્ધ કરી આપી. ત્યારે જગન્નાથજી તે સાંભળીને ચુપ થઈ રહ્યા. રામાનુજ સ્વામી પણુ તેમના આરૂઢ ભક્ત હતા, તેથી તેમના પ્રેમ આગળ જગન્નાથજી દેવનું કંઈ ચાલ્યું નહીં. અને તેમણે પ્રમાણુ સાથે વાત કરી તેથી તેમની તે વાત ભગવાનને કબુલ કરવી પડી. અને તેમને અવગુણુ મનમાં લીધો નહીં. રામાનુજ સ્વામીએ જગન્નાથજીની જોરાવરીથી પવિત્રપણે સેવા કરવા માંડી જેથી ભગવાન અકળાયા તેથી પોતાના ગરૂડને પોતે આજ્ઞા કરી કે જ્યારે રામાનુજ રાતે ઊંઘી જાય ત્યારે તમે તેના બધા શિષ્યો સહીત તમારી પાંખોમાં સંભારીને ભરીને તેમને પોતાને ગામ રાતો રાત મુકી આવો. ગરૂડે તે પ્રમાણે કર્યું અને પછી પોતાના અસલના પુજારીઓને તેમણે ઠાકોર સેવામાં પાછા દાખલ કર્યા. રામાનુજ સ્વામી સવારમાં ઉઠયા ત્યારે તો તેમણે પોતાના ગામમાં પોતાને આવેલા દીઠા અને તેથી તેમણે વિચાર કર્યો કે શ્રી હરીની મરજી એમજ છે તો હવે આપણે ત્યાં પાછા જવું નહીં. અને પુંજારીઓના ભાવને લીધે ઠાકોરજીએ અશુદ્ધ સેવા પણુ વિશેષ માની.

### છપ્પય છંદ ॥

ચતુર મહંત દિગ્ગજ ચતુર ભક્તિ ભુમિ દાવેં રહે ॥
શ્રુપ્રતિજ્ઞા શ્રુતિદેવ રિષભ પુહકર ઇભુ ઐસેં ॥

શ્રુતિધામા શ્રુતિઉદધિ પરાજીત વામન જૈસે ॥
શ્રી રામાનુજ ગુરૂ બંધુ વિદિત જગ મંગલકારી ॥
શીવ સંહીતા પ્રનીત જ્ઞાનસનકાદિક સારી ॥
ઇંદીરા પદ્ધતિ ઉદારધી સભા સાખી સારંગ કહે ॥
ચતુર મહંત દિગ્ગજ ચતુર ભક્તિ ભુમીદાવે રહે ॥
આચારજ જામાતકી કથા સુનત હરી હોઈ રતી ॥
કોઉમાલ ધારી મૃતક વહ્યો સરિતામેં આયો ॥
દાહ કૃત્ય જ્યોં બંધુ ન્યોંતિ સબ કુટુંબ બુલાયો ॥
નાક સકો યહિ વિપ્ર તબહરિ પુરતેં હરીજન આયે ॥
જેંવત દેખે સબની જાતકાહુ નહિ પાયે ॥
લાલા ચારજલક્ષધા પ્રચુર ભઇ મહીમા જગતી ॥
શ્રી આચારજ જામાતકી કથા સુનત હરિ હોઇ રતિ.

## લાલા આચારજનો પ્રસંગ.

લાલા આચાર્ય નામનો એક ભક્તરાજ હતો. તેના જમાઇએ પોતાના સસરા પાસેથી ગુરૂ ઉપદેશ લીધો હતો. સસરાએ તેમને પૂછ્યું કે તમે સંતની સેવા કેવી રીતે કરશો? ત્યારે જમાઇએ કહ્યું—કે હું સંતને બંધુ સમજીને તેમની સેવા કરીશ. ત્યારે આચાર્યે કહ્યું—કે ઠીક. તે પ્રમાણે તમે સંત સેવા કરજો, અને સંતમાં તમો બંધુભાવ રાખજો. અને તેમાં ભુલ પડવા દેશો નહીં. તે પ્રમાણે ગમે તેવો સાધુ હોય તોપણ તેને બાનાધારી ગણી, તેમજ તેને ભાઇની માફક ગણી તે તેમની સેવા ચાકરી કરતો. એક વાર એક તીલકમાળા ધારણ કરેલું એવું મડદું તેના ગામની નદીમાંથી તણાતું જતું હતું અને તે વખતે તેની વહુ નદીએથી પાણી ભરીને પોતાને ઘેર જતી હતી ત્યાં બીજા લોકોએ તેની મશ્કરી કરી કે તારા દીએર તો પેલા નદીમાં તણાયા જાય છે. તે વાત ઘેર આવીને પોતાના પતીને કહી, તે સાંભળી તે નદી ઉપર ગયો અને જોયું તો કોઇ સાધુનું મડદું તણાતું હતું તેથી તેણે તેને પોતાના ભાઇનું મડદું ગણ્યું અને તેને નદી બહાર કાઢયું અને તેને પોતાને ઘેર લેઇ આવ્યો. પછી ત્યાંથી ઓચ્છવ કરતા કરતા ફરીને તેને નદી ઉપર લાવ્યા અને ત્યાં પોતાના ભાઇના મૃત્યુ સમાન તેના ઉપર સાચો ભાવ લાવીને રૂદન કર્યું અને પછી તેની ક્રિયા કરી તથા તેને અગ્નિદાહ દીધો અને પાછા ઘેર ગયા, તેમજ પોતાના ભાઇ સમાન તેની બધી ક્રીયા કરીને તેનું કારજ કરવા પોતાની નાતના માણસોને પુછ્યું કે જો તમે મારે ઘેર આવો તો હું તેના કારજની નાત કરૂં, ત્યારે ન્યાતના લોકોએ તેને મશ્કરીમાં હા કહી. અને તે ઉપરથી તેણે રસોઇ કરાવી. પણ ન્યાતના લોકો કોઇ જમવા આવ્યા નહીં અને ઉલટી તેની મશ્કરી કરવાને તે લોકો છુપા છુપા એકઠા થયા તથા બધાં માણસો તેમની ચરચા જોવાને એકઠાં થઇને બજારમાં બેઠાં. સાંજ પડી અને તે લોકો જમવા આવ્યા નહીં, અને તેઓ તો ઉલટા મશ્કરી કરે છે અને કહે છે કે મડદાની નાત જાત જાણ્યા વગર અમે કેમ જમવા આવીએ, તેથી તે પોતાના ગુરૂ પાસે ગયો અને બધી હકીકત કહી સંભળાવી. તેમજ રસોઇ કરાવીને હવે કોઈ જમવા આવતું નથી તેથી રસોઇ બગડે છે, તેનું મારે શું કરવું તે વાત પણ કહી. ત્યારે તેમણે કહ્યું કે ન્યાતના લોકો પ્રસાદીના અધીકારી નથી માટે તમે ઘેર પાછા જાઓ અને તે પ્રસાદીના જે અધીકારી હશે, તે તમારે ત્યાં આવીને જમી જશે. તે ઉપરથી તે ઘેર ગયા.

અને જમનારાઓની વાટ જોઇને બેઠા તથા ઉંચું નીચું જોયા કર્યું પણ કોઇને આવતા જોયા નહીં. તેથી ભગવાનને તેનો શોચ થયો અને પોતાના પારસદોને આજ્ઞા કરી કે તમે પૃથ્વી ઉપર જાઓ અને તેને ઘેર જઇને રાંધેલી બધી રસોઇ જમી આવો? તે ઉપરથી પારસદો નીચે આવ્યા અને તેમણે તેમની ન્યાતના માણસોનાં રૂપ લીધાં તથા ગામ વચમાં થઇને ગયા અને તેમને ન્યાતવાળાઓએ જોયા અને વળી પોતાની ન્યાતના તેઓ ફલાણા માણસ છે એમ પણ ઓળખ્યા. તેઓ જમીને પાછા આવે ત્યારે આપણે તેમને ન્યાત બહાર મુકવા, માટે હાલ તેમને જવા દો. આવો વિચાર કરી તેઓ પછી તેમની વાટ જોતા બેઠા. પેલા પારસદો તે ભક્તને ઘેર ગયા અને તે ભક્તે તેમને ભક્તીના પ્રભાવે પારશદો તરીકે ઓળખ્યા. અને તેથી તે પોતાને કૃતાર્થ માનવા લાગ્યો, તેમજ તેમની ઘણી સેવા કરી તેમને જમાડયા. પછી તેઓ ગામમાંથી ન જતાં આકાશ માર્ગે પોતાના લોકમાં પાછા ગયા. જ્યારે તેમના નાતીલાઓ વાટ જોઇને અકળાયા ત્યારે તેઓ તેમની ખબર કાઢવા ભક્તને ઘેર આવ્યા, તો બહાર પત્રાળાંનો ઢગલો પડેલો તેમણે જોયો, તેથી તેઓ આશ્ચર્ય પામ્યા અને તેઓ ભગવાનના પારશદો હતા એમ સમજ્યા. તેમજ તેઓ આકાશ માર્ગે પાછા ગયા તે ઉપરથી તેમનો એંઠવાડો પત્રાળાંમાંથી તેઓ વીણી વીણી લઇને પ્રસાદી ગણીને ખાઇ ગયા. વળી તેમનાં જ્યાં પગલાં પડયાં હતાં ત્યાં ધુળમાં આળોટી પડયા અને ધુળ માથે ચઢાવીને પવિત્ર થયા તથા તે ભક્તની પાસે પોતાના અપરાધની ક્ષમા માગી અને પોતે મશ્કરી છોડી દીધી તથા તેમના દાસ થઇને તેમના શિષ્ય બન્યા ને ભક્તી કરવા લાગ્યા.

## મુળ છપ્પય છંદ.

શ્રી મારગ ઉપદેશ કૃત શ્રવન સુનો આખ્યાન શુચિ ॥
ગુરૂ ગવન કીયો પરદેશ શિષ્યની સ્વરધ્વનિ દ્રઢાઈ ॥
એક મંજન નિત પાન એક હૃદ વંદન કરાઇ ॥
ગુરૂ ગંગામેં પ્રવેશ શિષ્યકોં વેગી બુલાયો ॥
વિષ્ણુ પરીમયજાની કમલ પત્રની પરધાયો ॥
પાદ પદ્મતા દિન પ્રકટ સબ પ્રસન્ન મુનિ પરમ રૂચી ॥
શ્રી મારગ ઉપદેશકૃત શ્રવન સુનો આખ્યાન શચી ॥

## એક ગુરૂ ભક્તનો પ્રસંગ.

ગંગાને કીનારે જ્યાં ઘણાં મંદીર હતાં. ત્યાં એક મઠમાં એક મહાત્મા પોતાના ઘણા શીષ્યો સાથે રહેતા હતા. તે શિષ્યોમાં એક શિષ્ય સાચો ભક્ત હતો. ગુરૂ કહેતા તે પ્રમાણેજ તે ચાલતો હતો અને ગુરૂથી તે ઘડીવાર જુદો રહી શકતો ન હતો. એક દીવસે તેના ગુરૂને કાંઈ કામસર બહાર જવાની જરૂર પડી તેથી તે ગુરૂ ભક્ત શીષ્યે પોતાના ગુરૂને પુછ્યું કે તમે પરગામ જાઓ છો ત્યારે મારાથી તમારા દર્શન વગર રહેવાતું નથી તેનું શું કરવું? ત્યારે ગુરૂએ કહ્યું કે શ્રી ગંગાજીને તું મારૂં રૂપ જાણજે અને તેમનાં દર્શન કરજે એટલે તને મારા દર્શનનું ફળ થશે, એમ કહી ગુરૂજી ગયા અને તે શિષ્ય તે પ્રમાણેજ કરવા લાગ્યો. તે પ્રમાણે રોજ શ્રી ગંગાજીનાં દર્શન કરતો અને નાવા ધોવાની શૌચ ક્રિયા તે કુવા ઉપર કરતો. કારણ કે શ્રી ગંગાજીને તે ગુરૂ મૂર્તી સમજતો તેથી તેના ઉપર તે પગ મુકી

શકતો નહોતો. બીજા શિષ્યો તેના આ પ્રમાણેના વર્તવાથી તેની નીંદા કરવા લાગ્યા, અને તેઓ કહેતા હતા કે લોકો હજારો ગાઉથી શ્રી ગંગાસ્નાન કરવા અહીંઆં આવે છે અને આ મુર્ખ શ્રી ગંગાતીરે રહેવા છતાં કુવા ઉપર સ્નાન કરવા જાય છે. પછી જ્યારે ગુરૂ પાછા આવ્યા ત્યારે બધા શિષ્યોએ ગુરૂને તે શિષ્યની ચાડી ખાધી કે શ્રી ગંગાજીનું સ્નાન મુકીને તે કુવા ઉપર સ્નાન ક્રિયા કરે છે અને શ્રી ગંગાજીનું મહાત્મ્ય તે જાણતો નથી માટે આવા મુર્ખને તમે કયાંથી શિષ્ય કર્યો ? ગુરૂ તો તે વાત સમજી ગયા અને પોતે શિષ્યને ગંગાજીને ગુરૂ મુર્તીરૂપ સમજાવી છે તેથી તે શીષ્ય ગંગા ઉપર કેમ પગ મૂકે એમ તેણે જાણ્યું, પણ તે વાત બીજા શિષ્ય જાણતા નથી માટે તેઓ સાચાગુરૂ ભક્ત શિષ્ય નથી અને ગુરૂ ભક્ત શિષ્ય તો એકજ છે. એક દીવસ ગુરૂજી બધા શિષ્યોને લેઇને ગંગાજી સ્નાન કરવા ગયા, ત્યાં ગુરૂ સાથે બધા શિષ્યો નહાવા પેઠા પણ પેલો ગુરૂ ભક્ત શિષ્ય પેઠો નહીં. તેવામાં ગુરૂ શરીર લ્હોવાનો અંગુચો ભુલી ગયા હતા તે સાંભળી આવ્યો, જેથી તેમણે તે શીષ્યને અંગુચો આપી જવાનું કહ્યું, તેથી તે શીષ્યને ઘણી ચીંતા થઈ કે હવે કેમ કરૂં ? ગંગામાં જાઉં તો અપેક્ષા થાય છે અને નહીં જાઉં તો ગુરૂની આજ્ઞાનો લોપ થાય છે એમ ચીંતા કરતો અંગુચો લેઇને તે કીનારા સુધી આવ્યો. એટલે શ્રી ગંગાજીએ તેને શબ્દ કર્યો કે-તું મુઝાઇશ નહીં ? હું તારે સારૂં કમળ ઉત્પન્ન કરૂં છું તેથી તું તેના ઉપર પગ મુકીને અંગુચો આપી આવ ? પછી તે પ્રમાણે તે અંગુચો ગુરૂને આપી આવ્યો, અને શ્રી ગંગાજી ઉપર પગ મુકવાની તેને કંઇ જરૂર પડી નહીં અને તેના પગને પાણી પણ અડયું નહીં. ગુરૂ પાંચ કદમ દુર હતા તેથી પાંચ કમળ થઇ ગયાં હતાં અને તે પ્રમાણે તેનો ટેક સચવાયો. તે જોઇ બધા શીષ્યો તેને પગે પડયા અને તેની ભક્તીનો પ્રભાવ જાણીને તેનાં ઘણાં વખાણ કર્યાં.

## મુલ ॥ છપ્પય છંદ ॥

શ્રી રામાનુજ પદ્ધતિ પ્રતાપ અવનિ અમૃત વ્હૈ અનુસર્યો॥
દેવાચારજ દ્વિતિય મહા મહિમા હરી આનંદ ॥
તસ્ય રાઘવાનંદ ભયે ભક્ત નિકોનાનંદ ॥
પત્રાવલંબ પૃથિવી કરી કાશી સ્થાઇ॥
ચારિ વરન આશ્રમ સબહીકો ભક્તિ દ્રઢાઇ ॥
તીનીકે રામનંદ પ્રગટ વિશ્વમંગલ જિહિવપુ ધર્યો ॥
શ્રી રામાનુજ પદ્ધતી પ્રતાપ અવનિ અમ્રત વ્હૈ અનુસર્યો ॥
શ્રી રામાનંદ રઘુનાથ જયોં દ્વિતીય સેત જગ તરન કીયો ॥
અનંતાનંદ કબીર સુખા સુર સુરસુરા પદ્માવતિ નરહરી ॥
પીપા ભાવાનંદ રૈદાસ ધનારોનસુર સુરકી ધરહરી ॥
ઔરોં શિષ્ય પ્રશિષ્ય એક તેં એક ઉજાગર ॥
વિશ્વમંગલ આધારઃવિશ્વકે સર્વાનંદ દશધાકે આગર ॥
બહુત કાલ વપુધારીકે પ્રણંત જનનિંકોં પાર દીયો ॥
શ્રી રામનંદ રઘુનાથ જયોં દ્વિતીય સેત જગ તરન કીયો ॥
અનંતાનંદ પદ પરસિકે લોકપાલ સેતે ભયે ॥

યોગાનંદ ગયેસ કરમચંદ અલ્હ પૌહારી ॥
સારી રામદાસ શ્રીરંગ અવધિગુન મહિમા ભારી ॥
તિનકે નરહરી ઉદિત મુદિત મહા મંગલ તન ॥
રઘુવર યદુવર ગાઇ વિમલ કીરતી સંચ્ચોધન ॥
હરિભક્તિ સિંધુ વેલારચે પાની પદ્મજા સીર દીયે ॥
અનંતાનંદ પદ પરસીકે લોકપાલ સેતે ભયે ॥

## શ્રીરંગજીનો પ્રસંગ.

ઘોસા નામના ગામમાં શ્રીરંગ નામને એક શાહુકાર રહેતો હતો અને તે શ્રાવકનો જૈન ધર્મ પાળતો હતો, કારણકે શ્રાવક ધર્મનો તે વખતે ઘણો પસારો થઇ ગએલો હતો. તેને ત્યાં એક વાણોતર રહેતો હતો અને તે પણ તેજ ધર્મ પાળતો હતો. જ્યારે તે વાણોતર મરી ગયો ત્યારે તેને ધર્મરાજને ત્યાં લઇ ગયા અને તેને શરીરે મજબુત જોઇને ધર્મરાજે તેને પોતાના યમદુત તરીકે રાખ્યો અને તેથી તે લોકોના પ્રાણ લેવાનું રોજ કામ કરતો હતો તેથી તેને ઘણો ત્રાસ વેઠવો પડતો હતો. એક વાર તેણે વિચાર્યું કે મેં મારી જીંદગીમાં શ્રાવવકનો ધર્મ પાળ્યો તેથી મને આ ત્રાસદાયક કામ મળ્યું અને મારો શેઠ હજી સુધી તે ધર્મ પાળ્યો જાય છે તો તેની શું:ગતિ થશે? માટે મારો ધર્મ છે કે તેને ચેતાવી દેવો. એમ વીચારી એક દીવસ તેણે પોતાની કામગીરીએ જતાં જતાં વચમાં પોતાના શેઠને દષ્ટિગ્રુત દેખાવ દીધો. ત્યારે શેઠે તેને પૂછ્યું કે તું કોણ છે? ત્યારે તેણે તેને કહ્યું કે હું તારો નોકર જે મરી ગયો હતો તે છું અને હું યમદુતની ગતીને પામ્યો છું અને તું પણ તેવીજ ગતીને પામીશ, માટે શ્રાવકનો ધર્મ પાળવો તું મુકી દે અને વૈષ્ણવ ધર્મ પાળ? ત્યારે શેઠે કહ્યું કે તું જે કહે છે તે હું સાચું માનું નહિ, પણ તેની મને ખાતરી પાડ? ત્યારે તેણે કહ્યું કે જો હું એક અમુક વણઝારાના પ્રાણ લેવા આવ્યો છું અને તેના પોઠીઆના શીંગડા ઉપર બેસીને હું તેના પ્રાણ લઇશ માટે તારે જોવું હોય તો ચાલ? એમ કહી તે અદશ્ય થયો અને પેલો શેઠ ત્યાંથી ગામ બહાર તે તમાશો જોવા માટે ગયો, એટલે તેણે વણજારાની પોઠ આવતી જોઈ તેથી તે ત્યાં બેઠા અને વણજારાના નોકરોએ બધી પોઠો બળદો ઉપરથી ઉતારી બળદોને ટોળે કર્યા પણ તેમાંનું એક આખલું મસ્તીપર આવી ગયું હતું તેણે પોતાની પોઠ ઉતારવા દીધી નહિ અને તેની આંખો ફાટેલી વીકરાળ જોઈ તેથી તેના નોકરોએ તેને છંછેડયું નહીં. એટલામાં પાછળથી તે વણજારો આવ્યો અને પેલા આખલાને વગર ઉતારેલું જોયું તેથી તેણે નોકરોને ઠપકો દીધો. ત્યારે નોકરોએ કહ્યું કે તેની આંખો ફાટેલી છે માટે અમારાથી તે વશ રહેતું નથી પણ જ્યારે થોડી:વારે તે નરમ પડશે. ત્યારે અમે તેની ગુણ ઉતારી લઈશું. ત્યારે તેણે કહ્યું કે તેના શું ભાર છે? લાવો હું ઉતારી નાખું. એમ કહી તે વણજારો તે આખલાને પકડીને પોઠ ઉતારવા ગયો એટલે આખલે તેના પેટમાં પોતાનાં શીંગડાં ઘાલી દીધાં અને તે વણજારો ત્યાંજ મરી ગયો. જે પેલા શેઠે નજરે જોયું તેથી તેને પોતાના ગુમાસ્તાની વાત ઉપરથી શ્રદ્ધા આવી, અને ત્યારથી તેણે શ્રાવકનો ધર્મ પાળવો મુકી દીધો અને હરીભક્ત થયો. તેનો એક છોકરો હતો તેને રોજ ભુત સતાવતું હતું તેથી તેણે એક દીવસ પોતાના બાપને તે વાત કહી કે મને રોજ રાત્રે ભુત સતાવે છે. ત્યારે તેના બાપે કહ્યું કે આજ હું તારી પથારીમાં સુઇ

જઇશ અને તું મારી પથારીમાં સુઇ જજે, તે પ્રમાણે તે રાત્રે સુઈ રહ્યો. ત્યારે પેલું ભૂત હંમેશની માફક ત્યાં આવ્યું ત્યારે તેના બાપે પુછ્યું કે તું કોણ છે ? ત્યારે તેણે કહ્યું કે હું ભૂત છું. ત્યારે તેણે કહ્યું કે અહીંઆં કેમ આવ્યો છે ? ત્યારે તેણે કહ્યું કે હું પૂર્વજન્મમાં એક સોની હતો અને વ્યભીચારમાં હું બહુ આસકતી રાખતો હતો, પરંતુ તે પરીપુર્ણ ન થવાથી મરતી વખતે મારૂં ચિત્ત તેમાં રહ્યું અને તેથી મને આ ભુતયોની પ્રાપ્ત થઇ છે; માટે તેની સદ્દગતી કરવા સારૂં હું દેશે દેશ ફર્યો પણ કોઇ જગ્યાએ મારી ગતી થઇ નહીં. અને મેં તમારી કીર્તી મુલકે મુલક ઘણી સાંભળી તેથી મારી ગતિના હેતુથી હું તમારે ઘેર આવીને તમારા છોકરાને સતાવું છું, તેથી તમો કોઇ દીવસ મને ગતિને પહોંચાડો, માટે તમારે શરણે આવ્યો છું. શ્રીરંગજીએ પોતાને ત્યાં જ્યારે સાધુ પધારતા ત્યારે પગ ધોઇને ચર્ણામૃત એકઠું કરીને રાખી મુકતો, તેમાંથી તેને આચમન આપ્યું એટલે તે દીવ્ય રૂપ ચતુર્ભુજ મૂર્તી થઇ વિમાનમાં બેસીને ત્યાંથી ગયો.

## છપ્પયછંદ.

નિર્વેદ અવધિકલિ કૃષ્ણદાસ અનપરિહરી પયપાન કિયો ॥
જાકે શિરકર ધર્યો તાસુ કરતર નહી અડયો ॥
અર્પ્યો પદ નિર્વાને સોઇ નિરભે કરિ છડયો ॥
તેજપુંજ બલ ભજન મહામતિ ઉર્ધ્વરેતા ॥
સેવતચરન સરોજરાઈ નાના ભુવ જેતા ॥
દાહિમા વંશ દિનકર ઉદૈસંત કમલહિય સુખદિયો ॥
નિર્વેદ અવધિ કિલ કરણદાસ અનપરિહરિ પયપાન કિયો ॥

## પૈહારીજીનો પ્રસંગ.

પૈહારીજી દુધ પીને રહેતા હતા અને તે ઉપરથી તેમનું નામ પૈહારી પડયું હતું. તે એવા પ્રતાપી થયા કે તે જેને માથે હાથ મુકતા તથા શીષ્ય કરતા તેને ફરીને બીજા કોઈ પાસે હાથ ધરીને માગવાનો વખત રહેતો નહીં. ફલુક નામનો રાજા તેમનો શિષ્ય થયો હતો પણ તેની વાત કહેતાં પહેલાં હું પૈહારીજીની વાત કહું છું. પૈહારીજી પોતે પર્વતોની ગુફામાં એકાંત ભજનને માટે રહેતા હતા, ત્યાં કોઇ વાર એક વાઘ તેમના બારણા આગળ આવ્યો. ત્યારે તેને જોઇને તેમણે અતીથી માન્યો. અને પોતાની જાંગ કાપીને તેને આપી. તેનો આવો ભાવ જોઇને શ્રી હરીએ તે વાઘનું રૂપ મટાડીને પોતાનું ચતુર્ભુજ રૂપ દેખાડીને તેને દર્શન આપ્યું. ત્યારે તેમણે શ્રી હરીને પુછ્યું કે આમ કેમ કર્યું ? ત્યારે ભગવાને કહ્યું કે તમારો આવો સાચો ભાવ જોઇને મેં તમને દર્શન આપ્યું. આ વખતમાં કોઇ રોટલાનો કકડો આપી શકતું નથી અને તેને ઠેકાણે તમે પોતાનું શરીર કાપીને આપ્યું ? એ તમારી ભારે ઉદારતા અને હરી ભક્તી છે ! અને તે જોઇ મેં તમને પ્રગટ દર્શન દીધું. હવે પેલા રાજાની વાત ચાલી. તે એવી છે કે તે રાજા સાચો ભક્ત થયો હતો. તે એક વાર થાળમાં નૈવેદ્ય ધરાવવા લેઇ જતો હતો ત્યાં રસ્તામાં તેમાંથી એક કકડો પડી ગયો તે તેના કુંવરે લેઇને મોંમાં મુકયો. તે પછવાડેથી તેણે જોયું એટલે તેણે કુંવરને કહ્યું કે, મારા ઠાકોરજીને ધરાવ્યા પહેલાં તેં ખાધું માટે તને તલવારથી મારી નાંખું ! એમ કહી તલવાર લેઈ તે મારવા દોડયો, પણ તે છોકરો એક સાધુની ઓથે સંતાઈ ગયો એટલે તે સાધુએ તેને

મારવા દીધો નહીં અને તે છોકરાને સાધુએ વેચાતો લીધો ને પછી તેને પાછો સોંપ્યો. તે છોકરો પણ પછીથી એવો ભક્તીવાન થયો કે તેના જેવો બીજો કોઇ ભક્તીવાન થયો નહીં હશે! એક વખત તે સાધુઓને જમાડતો હતો. ત્યાં એક સાધુની સ્ત્રી જમવા બેઠી હતી, તે ભક્તીના પ્રતાપે ગર્ભવંતી જણાઇ તેથી તેણે તેને બે પત્રાળાં મુકયાં અને બીજા બધાને એક એક મુકયું. ત્યારે બીજાઓએ તેનું કારણ પુછ્યું, ત્યારે તેણે કહ્યું કે તે સંત વધુના પેટમાં ગર્ભ છે અને તે મારા ઇષ્ટદેવ પુજ્ય થવાના છે માટે તેમને નીમીતે મેં એક પત્રાળુ વધુ મુકયું છે. એક પ્રસંગે સાધુઓ તેમને ત્યાં ઓચ્છવ કરવા આવ્યા હશે ત્યાં તેમનાં પગરખાં એકઠાં કરીને એક વેશધારી સાધુ લેઇ જવા લાગ્યો, ત્યારે તેમણે જાણ્યું કે પગરખાં વગર, પછીથી સાધુઓને દુઃખ થશે તેથી તેને કહ્યું કે તમે સાધુ થઇને પગરખાંનું પોટલું માથે મુકશો તો લોકોમાં તમારી નીંદા થશે માટે લ્યો હું તમને તેની કીંમત આપું છું અને તમે તે પાછાં મુકી દો? તે ઉપરથી તેની બુદ્ધિ ફરી ગઇ તેથી તેણે તે મુકી દીધાં અને તેમની પાસેથી ભક્તીભાવ લીધો.

## મૂલ ॥ છપ્પય છંદ ॥

પૈહારી પરસાદ તે શિષ્ય સબૈ ભયપારકર ॥
કિલ્હ અગર કેવલ ચરન વ્રત હરિ નારાયણ ॥
સુરજ પુરૂષા પૃથુ ત્રપુર હરિ ભકિત પ્રરાયન ॥
પદ્મ નાભ ગોપાલ ટેક ટીલા ગદાધારી ॥
દેવાહેમ કલ્યાન ગંગા ગંગા સમનારી ॥
વિષ્ણુદાસ કન્હર ગંગા ચાંદન સબહરિ ભજન પર ॥
પૈહારી પરસાદ તે શિષ્યસબૈ ભયપારકર ॥
ગાંગેય મ્રત્યુ ગંજ્યો નહિ ત્યૌં કિલ્હ કરની નહિ કાલવસ ॥
રામચરન ચિતવન રહત નિસિદિન લે લાગી ॥
સરવભુત શિર નમિત સુર ભજના નંદ ભાગી ॥
સાંખ્ય યોગ મત સુદ્રઢ કિયૌ અનુ ભૌ હસ્તામલ ॥
બ્રહ્મ રંધ્રકરી ગૌંન ભયે હરીતન કરની બલ ॥
સુમેર દેવ સુત જગ વિદિત ભુવિસ્તાર્યો વિમલજસ ॥
ગાંગેય મ્રત્યુ ગંજ્યો નહિ ત્યૌં કીલ્હ કરની નહિ કાલવસ ॥

## સુમેરદેવનો પ્રસંગ.

ગુજરાતમાં અમદાવાદ શહેરમાં સુમેરદેવ કરીને એક ભક્ત હતો તેનો છોકરો પોતાના બાપનું ઘર છોડીને ત્યાગી થયો અને ગળતા નામના ગામમાં એક સાધુને ત્યાં ચેલો મુડાયો. પછી તેનું નામ કીલ્હ પાડયું અને ત્યાંથી તે મધુપુરીમાં ગયો. તે ગામમાં તે એક વાર કથા કરતો હતો, ત્યાં માનસીંગ નામનો રાજા જે તેમનો શિષ્ય થયો હતો, તે તે કથા સાંભળતો હતો. તેવામાં તે કીલ્હ સાધુ તાબોટા પાડીને ભલે, ભલે, ભલે! એમ બોલી ઉઠયા. ત્યારે રાજાએ તેમને પુછ્યું કે આ તમે શું બોલ્યા? ત્યારે તેણે કહ્યું કે મારા બાપે આજે દેહ ત્યાગ કર્યો અને તે વીમાનમાં બેસીને દેવ લોકમાં જાય છે તે મેં જોયું, તેથી તેમણે ભલી કરી, માટે ખુશીના આવેશમાં હું બોલી ઉઠયો છું. ત્યારે રાજાએ પુછ્યું કે તે વાત

સાચી કેમ મનાય ? ત્યાર તેમણે કહ્યું કે આજની તારીખ તથા વખત નોંધી રાખો. અને તમે એક ખેપીઓ મોકલીને મારા બાપ મરી ગયાની ખબર કઢાવો કે તે કયે દીવસે અને કયે વખતે મરી ગયા અને તે બંને વખત જો મળતા આવે તો આ વાત સાચી માનજો. તે પ્રમાણે રાજાએ ખાતરીવાળું માણુસ મોકલી તપાસ કરાવી લીધી, જેથી તે વાત સાચી પડી તેથી તેને ઘણો અચંબો થયો. પછી તેણે કોઇ પોતાના પુર્વેના પુણ્યથી આવા સાધુ મળ્યા છે એવું માન્યું. તે કીલ્હ નામના સાધુ એવા પ્રતાપી થઈ ગયા કે તે કાળને પણ આધીન થયા નહોતા. એક વખતે તેમણે ઠાકોરજીની સેવા કરીને તેમને ફુલ ચઢાવાને એક પેટીમાં જ્યાં ફુલ મુકયાં હતાં ત્યાં ફુલ લેવા હાથ ઘાલ્યો, એટલે ત્યાં એક નાગ સંતાઇ રહેલો હતો તે તેમને કરડયો. તે જોઇને તેમણે ત્યાં ફરીને હાથ ઘાલ્યો અને નાગને કહ્યું કે તું ફરીને કરડ ? એટલે તે ફરીને કરડયો. એવી રીતે ત્રણવાર તેમણે સાપને કરડાવ્યો પણ તેમણે સાપ કરડયાની વાત કોઇને કહી નહીં અને તે ભક્તીના રસમાં મગન રહ્યા, ને મૃત્યુ પામ્યા નહીં, પણ કેટલાંક વર્ષ વીત્યા બાદ બધા સાધુઓને એકઠા કરી તેમના વચમાં યોગની માફક દશે દ્વારથી તેમણે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો પણ સાપ કરડયો હતો તે વખતે પ્રાણ ત્યાગ કર્યો નહોતો.

## મુલ છપ્પય છંદ ॥

શ્રી અગ્રદાસ હરિભજન બિન કાલ વૃથા નહિ બીતયો ॥
સદાચાર જ્યોં સંતપ્રાત જૈસે કરી આયે ॥
સેવા સુમિરન સાવધાન ચરણ રાઘવ ચિત લાયે ॥
પ્રસિદ્ધ બાગસોં પ્રીતી સ્વહસ્ત કૃત કરત નિરંતર ॥
રસના નિર્મલ નામ મનહું વરષત ધારાધર ॥
કૃષ્ણદાસ કૃપા કરિ ભકિત દત્ત મનબચ ક્રમ કરિ અટલ દિયો ॥
શ્રી અગ્રદાસ હરિભજન બિન કાલ વ્રથા નહિ બીતયો ॥

## અગ્રદાસનો પ્રસંગ.

કિલ્હના શિષ્ય રાજા માનસીંગ અગ્રદાસ બાવા કે જે કિલ્હના ગુરૂ ભાઈ હતા, તેમનાં દર્શન કરવાને ગળતા નામના ગામમાં આવ્યા, અને તેમનું ઘર શોધી કાઢી ત્યાં તેમની તપાસ કરી. ત્યારે માલમ પડયું કે તે બગીચામાં છે તેથી તે બગીચામાં ગયા. ત્યારે દ્વારપાળોએ તેમનો સામાન્ય વેશ હોવાથી તેમને અંદર જવા દીધા નહીં. ત્યારબાદ બાવાજી અગ્રદાસ બગીચાના વૃક્ષનાં સુકાં પાંદડાંને વાળી બહાર નાંખવા ગયા, પરંતુ માણસોની ઘણી ભીડ હોવાથી તેમનાથી અંદર પાછું જવાયું નહીં. તેથી તે એક વૃક્ષ નીચે બેસી રહ્યા. અને રાજા અંદર દાખલ થઇ ગયો પણ અંદર બાવાજીને ન દીઠા. એટલામાં તેનો શિષ્ય નાભાજી તેમની શોધ કરવા લાગ્યો કે બાવાજી કયારના કયાં ગયા, તો તેમને એક વૃક્ષ હેઠળ બેઠેલા જોયા. પછી ત્યાં સાષ્ટાંગ નમસ્કાર કર્યો અને આંખોમાંથી આંસુ લાવીને તેમને કહ્યું કે હે મહારાજ તમે અહીંજ પડી રહ્યા ? ત્યારે બાવાજીએ કહ્યું કે લોકોની ભીડને લીધે મને રસ્તો મળ્યો નહીં તેથી હું અહીંજ બેસી રહ્યો છું. પછી રાજાને દર્શન આપવા સારૂ તેમને અંદર લેઇ ગયા અને રાજાને દર્શન કરાવ્યાં. તે એવા દયાળુ થઇ ગયા કે દર્શન દેવાને પોતે ચાલીને ત્યાં ગયા.

## મૂલ છપ્પય છંદ ॥

કલિયુગ ધર્મ પાલક પ્રગટ આચારજ શંકર સુભટ ॥
ઉત શૃંખલ અજ્ઞાન જીતે અન ઇશ્વર વાદી ॥
બૌદ્ધ કુતર્કી જીન ઔર પાખંડહિ આદી ॥
વિમુખ નીકોં દિયો દંડ ઐચિસન મારગ આને ॥
સદા ચાકરી શીંવ વિશ્વ કિરતીહી વખાને ॥
ઇશ્વર અંશ અવતાર મહિ મર્યાદા માંડી અઘટ ॥
કલિયુગ ધર્મ પાલક પ્રગટ આચારજ શંકર સુભટ ॥

## શંકરાચાર્યનો પ્રસંગ.

જ્યારે દુનિયા ઉપર વિમુખ લોકો વધી ગયા અને ભક્તિનો લોપ થવા લાગ્યો ત્યારે શંકરાચાર્ય ભગવાને લીલા અવતાર દેહ ધારણુ કર્યો અને ધર્મને પાછો ઠેકાણે લાવ્યા. શંકરાચાર્ય એક વિધવાને પેટે જન્મ્યા હતા, તે વિધવાને દુષણુ લાગવાથી તેના માબાપે તેને વગડામાં કાઢી મુકી હતી અને તે ત્યાં ફળ ફુલ ખાઇને ગુજારો ચલાવતી હતી. તે સ્થિતિમાં તેણે પોતાના છોકરાને મોટો કર્યો. અનાજ તો તે છોકરાએ કોઈ દીવસ સ્વપ્ને પણુ જોયું નહોતું. તે છોકરો જ્યારે પાંચસાત વરસનો મોટો થયો, તેવામાં એક વાર બ્રાહ્મણો શેવડાની પ્રબળતાની બીકથી કંઇ પુજા કરવાનો તથા રસોઇ ભોજન કરવાને તે વનમાં આવ્યા હતા. ત્યાં પેલા રાંડીરાંડના છોકરાને તે રસોઈની ગંધ આવી તેથી તેણે પોતાની માને પુછ્યું કે આ સારી વાસ શાની આવે છે? ત્યારે તેની માએ કહ્યું કે કોઇ નજીકમાં રસોઇ કરતું હશે તેથી અનાજની વાસ આવે છે. ત્યારે તેણે કહ્યું કે મને તે લોકો તેમાંથી કંઇ ભીક્ષા આપશે? ત્યારે તેણે કહ્યું કે નહીં આપે, તે છતાં તારે માગવા જવું હોય તો જા? તે ઉપરથી તે બ્રાહ્મણો પાસે ગયો અને જઇને ભીક્ષા માગી. પણુ તે બ્રાહ્મણોએ કહ્યું કે તું વર્ણુશંકર છે, તું રાંડીરાંડને પેટે જન્મ્યો છે, ને તારે બાપ નથી માટે તું અમારી પાસે આવીશ નહીં? અમે તારા આવવાથી અપવિત્ર થઇએ છીએ માટે તું જતો રહે? ત્યારે તે બોલ્યો કે તમે બ્રાહ્મણો છો પણુ ખરી વાત સમજતા નથી અને આભડછેટમાં વળગી રહો છો, વળી માણુસની તમને પરખ નથી. તમે ગૌતમ મુનીને બહુ દુઃખ દીધું હતું તેથી તેમણે જૈનમત ઉત્પન્ન કરીને તથા ફેલાવીને તમને આમ રઝળતા કર્યા. તે છતાં હજી તમને શીક્ષા લાગી નથી માટે હવે તમે મારો ચમત્કાર પણુ જોજો; એમ કહી તે ચાલતો થયો તેથી તે લોક સમજ્યા કે આ કોઇ પ્રતાપી માણુસ લાગે છે તેથી તેને છેડવો યોગ્ય નથી, માટે તેને પાછો બોલાવ્યો અને તેને રસોઇ આપવા માંડી. ત્યારે તેણે કહ્યું કે હું તે વાત કબુલ કરતો નથી. જો તમે મારા આજથી શિષ્ય થાઓ તો હું તમારી વાત સાંભળું, તેથી તેઓએ હા કહી અને તેમના શિષ્ય થયા એટલે શંકરાચાર્યે ચારે તરફ પોતાનો મત ફેલાવ્યો, અને શેવડાઓનું જોર નરમ પડયું. એક વાર તે પાટણુ કે જ્યાં શેવડાઓનું જોર વધારે હતું. ત્યાં ગયા અને રાજાને ત્યાં ઉતર્યા. રાજા જો કે જૈન મતનો હતો તોપણુ તેમના ઉપર ઘણો ભાવ રાખતો હતો; કારણુ કે તેમની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. રોજ શેવડાઓની તથા શંકરાચાર્યની સભા થતી હતી તેથી તે કોઈ પ્રતાપી માણુસ છે એમ તે જાણુતો હતો. શેવડાઓની રોજ હાર થવાથી એક દીવસ શેવડાઓએ તેમને સંસાર વ્યવહારના સવાલ તથા કામવિષયના

સવાલ પુછયા. શંકરાચાર્યે પોતે ત્યાગી હતા અને સંસારનો અનુભવ તેમને ન હોવાથી તે તેને આપી શકયા નહીં, પણ તેમણે એક દીવસની મહેતલ માગી. રાજાએ શંકરાચાર્યને કહ્યું કે તમે પરકાયા પ્રવેશની વિદ્યા જાણો છો તેથી તમે મારા શરીરમાં પેસો અને મારા મહેલમાં જઈ રાણીઓ સાથે ભોગવિલાસ કરીને તેનો અનુભવ લેઇને કાલે એનો જવાબ સભામાં આપજો. અને ત્યાં સુધી મારો જીવાત્મા તમારા ખોળીઆમાં રાખો. સવારે તમે જલદી આવજો, નહીં તો તેઓ મને શંકરાચાર્ય જાણીને સવાલ પૂછશે અને મારાથી તેના જવાબ દેવાશે નહીં, જેથી શંકરાચાર્ય રાજાના વેશથી મહેલમાં ગયા અને રાણીઓ સાથે રાત રહ્યા. સવાર થતાં જ્યારે પાછા આવ્યા નહીં ત્યારે રાજા શંકરાચાર્યના દેહથી મહેલમાં જવા ગયો, પરંતુ દરવાનોએ તેને અંદર પેસવા દીધો નહીં, ત્યારે માળણ પાસે ગયો અને તેની દાસી તરીકે બનીને તે મહેલમાં દાખલ થયો. અને શ્લોક બોલીને શંકરાચાર્યને ચેતાવ્યા. તેથી શંકરાચાર્યે શરીર અદલબદલ કરીને શેવડાની સભામાં ગયા, અને ત્યાં વાદવિવાદમાં "મોહમુદગર" નામનો ગ્રંથ બનાવ્યો અને તેમને પૂર્ણ રીતે હરાવ્યા. શેવડાઓએ એકવાર રાજાને કહ્યું કે અમાસને દહાડે ચંદ્રમા ઉગશે અને તે પ્રમાણે ચંદ્રમા ઉગાડયો. ત્યારે શંકરાચાર્યે રાજાને કહ્યું કે તેમણે તે જાદુના ઇલિમથી આકાશમાં ઢાલ ચઢાવીને ચંદ્ર દેખાડયો છે માટે તમે સ્વાર મોકલીને બાર બાર ગાઉ ફરતાં જોવડાવો કે ત્યાં અજવાળું છે કે અંધારૂં ? જો ખરો ચંદ્ર હશે તો અજવાળું બધે સરખું હશે. પણ બાર ગાઉ પછી અંધારૂં છે એવી ખબર મળવાથી તેમણે ઢાલ ચઢાવી છે તે નક્કી પ્રતીત થયું, અને શંકરાચાર્યની વાત ખરી પડી. પછી શંકરાચાર્યે એક દીવસ માયા રચી અને નદીમાં પુર આણ્યું અને બધા શેવડાઓને એકઠા કરી રાજાના મહેલ ઉપર ચઢાવી દીધા, તેમજ સાતમા માળ સુધી પાણી ઉંચું ચડાવ્યું. ત્યાર બાદ એક માયાવી વહાણ દેખાડયું અને કહ્યું કે આ વહાણમાં કુદી પડી બેસશે તે જીવશે અને બીજા બધા ડુબી મરશે. રાજા જાતે બેસવા ગયો ત્યારે શંકરાચાર્યે તેને પકડી રાખ્યો ને કહ્યું કે પહેલાં તમારા ગુરૂને બેસવા દો. એમ કહી એક પછી એકને તેમણે પડતાં મુકાવ્યાં અને બધા શેવડાઓના એ પ્રમાણે ચુરેચુરા કરાવી નાંખ્યા. એક કાંણીઓ જતી ત્યાંથી નાસી ગયો કે જેનો વિસ્તાર હાલ દેખાય છે. શંકરાચાર્યે માયાને અલોપ કરી અને પુર અદ્રસ્ય થયું. રાજા તેથી ખુશ થયો અને શંકરાચાર્યનો શિષ્ય થયો. શંકરાચાર્યે ભક્તિનો પ્રભાવ ફેલાવ્યો અને કેટલાક વિમુખ લોકોને ભક્તિ તરફ વાળ્યા.

## મુલ ॥ છપ્પય છંદ ॥

નામદેવ પ્રતિજ્ઞા નિર્વહી જ્યૌં ત્રેતા નરહરી દાસકી ॥
બાલદશા વિઠલ પાની જાકે પયપીયો ॥
મૃતક ગઉ જીવાઇપરચો અસુરનિકો દિયો ॥
સેજ સલીલ તે કાઢી પહિલે હિ જૈસી હોતી ॥
દેવલ ઉલટો દેખિ સકુચિ રહે સબહી સોતી ॥
પઢરિનાથ કૃત અનુગજ્યોં છાની સ્વકર છાઇ ધાસકી ॥
નામદેવ પ્રતિજ્ઞા નિર્વહી જ્યોં ત્રેતા નરહરિ દાસકી ॥

# વામદેવજીનો પ્રસંગ.

વામદેવ કરીને એક હરજી ભક્તરાજ હતો, તેમને એક છોકરી હતી. તે બાર વરસમાં ડાઇ ત્યારે તેના બાપે તેને પુછ્યું કે તારે બીજો ધણી કરવો છે? ત્યારે તેણે કહ્યું કે ના. ારે તો હવે શ્રી હરીની ભક્તી કરવી છે માટે મને ઠાકોર સેવા સોંપો. તે ઉપરથી તેને તેના બાપે ઠાકોર સેવા સોંપી અને કહ્યું કે, તારા મનમાં જે જે મનોરથ થશે તે આ ઠાકોરજી પરિપુર્ણ કરશે, જેથી મારી આ વાત તું સાચી કરી માનજે. છોકરીએ ઠાકોરજીની તેજ પ્રમાણે સાચાભાવથી ભક્તિ કરી ઠાકોર સેવામાં તત્પર થઇ, અને એકવાર તેણે ઠાકોરજી ઉપર પોતાના પતી તરીકે કામ ભોગ કરે એવી ભાવના કરી. ભક્ત આધીન ઠાકોરજીએ તેનો કામ વિષય પુર્ણ કર્યો તેથી તે વિધવાને ગર્ભ રહ્યો અને આથી ગામમાં તેની નીંદા થવા લાગી કે ફલાણા ભક્તના છોકરીએ ભક્તિમાં ધર ઘાલ્યું. તે વાત ચાલતી ચાલતી તેના બાપને કાને આવી. તે ઉપરથી તેણે ધ્યાન ધરીને જોયું, ત્યારે માલમ પડયું કે તેને વ્યભીચારથી ગર્ભ રહ્યો નથી પણ ઠાકોરજીએ પ્રસન્ન થઇ તેને તેની ભાવના પ્રમાણે ફળ આપ્યું છે, પણ તેમાં છોકરીનો વ્યભીચાર નથી. તેથી તે છોકરી ઉપર ગુસ્સે થયો નહીં. તે છોકરીને જે બાળક જનમ્યું તેનું નામ નામદેવ પાડયું અને તેની ખુશાલીમાં તેણે બહુ સંપતિ લુંટાવી દીધી. દહાડે દહાડે તે છોકરો મોટો થતો ગયો અને તેને પણ ભક્તીનો રંગ ચઢતો ગયો. જ્યારે તે રમત રમતો, ત્યારે તેમાં પણ ઠાકોર સેવાનો ભાવ લાવતો, ભોગ લગાવતો, ઘટા વગાડતો, ધ્યાન કરતો, આંખોમાં પ્રેમનાં આંસુ લાવતો અને તે વારંવાર પોતાના દાદાને કહેતો કે મને ઠાકોર સેવા આપો, તેથી એકવાર તેમણે કહ્યું કે જ્યારે હું પરગામ જઇશ ત્યારે હું તને ઠાકોર સેવા સોંપીશ. તે ઉપરથી રોજ તેમના ગામ જવાની વાત પુછ્યા કરતો રહેતો હતો કે તમારે ક્યારે ગામ જવું થશે? એમ કરતાં તેવો વખત આવ્યો ત્યારે તે પોતાના દોહીત્રને સેવા સોંપીને ગામ ગયા. અને તેને કહ્યું કે તારે ઠાકોરજીને દુધ ધરાવવું અને બાકી વધે તે પીવું, હું ત્રણ દીવસ પછી આવીશ ત્યાં સુધી તું ઠાકોરની સેવા કરજે. તે પ્રમાણે કહીને તે ગયો અને તેણે ઠાકોરજીને પહેલે દીવસે બશેર દુધ ધરાવ્યું અને વચમાં પડદો કર્યો તથા પડદો ઉંચો કરીને ફરી જોવા માંડયું કે ઠાકોરજીએ તે પીધું કે નહીં? પણ ઠાકોરજીએ તો તે પીધું નહીં. તેથી તેમને કાલાવાલા કર્યા અને કહ્યું કે હે મહારાજ! મારા દાદા આવશે ત્યારે મને ઠપકો દેશે તથા મને મારશે. તેમના હાથે તમે રોજ દુધ પીતા હતા અને આજ મારે હાથે કેમ પીતા નથી? મારો શો અપરાધ પડયો છે? બીજે દીવસે પણ તેણે તેજ પ્રમાણે કર્યું પણ ઠાકોરજીએ દુધ પીધું નહીં. તેને સેવા કરતાં વાર લાગી તેથી તેની માએ તેને ઠપકો દીધો કે તું સેવા કરતાં બહુવાર લગાડે છે? ત્યારે તેણે કહ્યું કે ઠાકોરજી દુધ પીતા નથી તેથી મને વાર લાગે છે. મને દાદા કહી ગયા છે કે તું રોજ દુધ ધરાવજે અને વધે તે તુ પીજે, માટે મારે દાદાના કહેવા પ્રમાણે કરવું; કારણ કે જો હું નહીં કરૂં તો દાદા આવે ત્યારે મને મારે. ત્રીજે દીવસે પણ તેણે તેજ પ્રમાણે દુધ લીધું, અને અંદર સાકર નાંખી કટોરીમાં ભરી, ખુશી થતો ઠાકોરજી પાસે લેઈ ગયો, અને કહ્યું કે ઠાકોરજી મહારાજ! તમે આ દુધ પીઓ? પણ ઠાકોરજીએ તે પીધું નહીં. તેથી તેણે જાણ્યું કે ઠાકોરજી શરમાય છે. તેથી તેણે વચમાં પડદો કર્યો તોપણ ઠાકોરજીએ તે પીધું નહીં. પછી તેણે ખુબ ધરાઇને પીઓ એમ કહ્યું, પણ તેમણે તો કંઇ પીધુંએ નહિ તેમ કંઈ સાંભળ્યું પણ નહિ. ત્યારે છેવટે ગુસ્સે થઇ તેણે કહ્યું કે હું તમને વારંવાર ... છતાં તમે તો સાંભળતાજ નથી અને મારા દાદા આવે ત્યારે તેમની પાસે મને

માર ખવરાવવો ધારો છો; માટે જો તમે દુધ નહિ પી જાવ તો આ છરી લાવું છું. પહેલી હું તમારા પેટમાં ઘોચી દઇશ અને પછીથી તે મારા પેટમાં ઘોચી ઘાલીશ. એમ પહેલાં તમને મારી પછીથી હું મરીશ. એમ કહી છરી પકડી અને જેવી તે ઠાકોરજીને ઘોચવા જાય છે કે તરત ઠાકોરજીએ તેનો હાથ પકડી લીધો ને કહ્યું કે હું દુધ પી જાઉં છું, તું છરી ઘોચીશ નહિ. એમ કહી ઠાકોરજીએ દુધ પીવા માંડયું ત્યારે નામદેવજીએ જોયું કે આતો બધું દુધ પી જશે ને મારે માટે કંઇ રાખશે નહીં અને દાદાએ તો કહ્યું છે કે દુધ વધારીને તારે પીવું. માટે ઠાકોરજીને કહ્યું કે હવે પીવું બંધ કરો અને થોડું દુધ મારે માટે રાખો. તે પ્રમાણે તેમણે થોડું દુધ રાખ્યું અને તેણે તે પીધું. પછી ચોથે દીવસે તેના દાદા આવ્યા અને તેણે દુધની વાત પુછી, ત્યારે તેણે બધીએ વાત કહી. બે દીવસ સુધી તો ઠાકોરજીએ મને ઓળખ્યો નહોતો તેથી દુધ પીધું નહોતું, પણ ત્રીજે દીવસે જ્યારે ઠાકોરજીને ડરાવ્યા અને તેમના પ્રાણ લેવાની વાત કરી ત્યારે તેમણે દુધ પીધું. તે બધું દુધ પી જતા હતા ત્યારે મેં થોડું મારે માટે રખાવ્યું અને તે મેં પીધું. તેના દાદાએ કહ્યું કે આ વાત હું સાચી કેમ માનું ? ત્યારે તેણે કહ્યું કે હું હાલ તમારા દેખતાં દુધ પાઉં છું. તમે ચાલો એમ કહી દુધ લઇ બંને જણા ઠાકોરજી પાસે ગયા અને ઠાકોરજીને કહ્યું કે મારા દાદા આગળ શું તમારે મને જુઠો પાડીને મને માર ખવરાવવાનો વિચાર છે. માટે જો તમે નહિ પીઓ તો પેલી છરી સંભારજો. એમ કહ્યું કે તરત ઠાકોરજીએ દુધ પીધું અને તે તેના દાદાએ નજરે જોયું.

તેમના આવા પરચાની વાત આખા શહેરમાં ફેલાઈ અને તે વાત પાદશાહ પાસે ગઇ કે વામદેવ ભક્તનો એક છોકરો બહુ કરામતવાળો છે. ત્યારે તેણે તે છોકરાને બોલાવી મંગાવ્યો ને કહ્યું કે તારી કરામત અમને બતાવ ? ત્યારે તેમણે કહ્યું કે મારી પાસે તો કંઇ કરામત નથી હું તો ભગવાનનું નામ જાણું છું. કરામત હોત તો દરજીનો ધંધો શું કરવા કરત ? અમે તો સાધુની સેવા કરી તેમની પ્રસાદી ખાઇએ છીએ અને તેમના પ્રતાપથી તમે મને અહીંઆં બોલાવ્યો છે. બીજી કરામત મારી પાસે નથી માટે તમે મને રજા આપો એટલે હું ઘેર ચાલ્યો જાઉં. ત્યારે પાદશાહે એક મરેલી ગાય બતાવી અને કહ્યું કે આને તમે જીવતી કરો ? ત્યારે પેલા છોકરાએ સહેજ ભાવે પેલી ગાયને પુંછડે બેવાર હાથ ઠોકયો કે ગાય તરત ઉભી થઇ અને તેમાં જીવ આવ્યો. તે જોઇ પાદશાહનો ભાવ તે છોકરા ઉપર વધારે થયો અને તેથી તેમણે કહ્યું કે તમે કોઇ ગામદેશ માગો તે આપું ? ત્યારે તેણે કહ્યું કે મારે કાંઇ જોઈતું નથી. ત્યારે પાદશાહે એક લાખ રૂપીઆની હીરા મોતીની એક સેજ હતી તે પોતાના નોકરો સાથે ઉચકાવી તેમની સાથે મોકલાવી અને નોકરોને કહ્યું કે તેમને ઘેર જઈ મુકી આવો ? જેથી તેમને વિદાય કર્યા. રસ્તામાં જતાં એક નદી આવી અને તેમાં એક ઉંડો ધરો અથાગ પાણીથી ભરેલો હતો તેમાં પેલી સેજ પોતે નોકરો પાસેથી લેઇને નાંખી દીધી ને નોકરોને કહ્યું કે તમે હવે જાઓ અને પાદશાહને કહેજો કે તેમને ઘેર પહોંચાડી આવ્યા. નોકરોએ ઘેર આવીને પાદશાહને કહ્યું કે આવા મુર્ખ કે જેને સેજની કીંમતની ખબર નહોતી તેને લાખ રૂપીઆની સેજ આપીને શું કર્યું ? તેણે તો તે સેજ નદીના ઉંડા ધરામાં નાંખી દીધી. તે સાંભળી પાદશાહ ચમકી ઉઠયો અને નોકરોને કહ્યું કે તે સાધુ પાસે તમે પાછા જાઓ અને તેમને વિનંતી કરી કહો કે અમારા રાજાને એવી સેજ ફરીને

બનાવવી છે માટે નમુનો બતાવવા માટે તે સેજ અમને જરા પાછી આપો. નોકરોનો વિશ્વાસ ન કરતાં રાજા પંડે તેમની સાથે ગયો અને તેમને તે પ્રમાણે કહ્યું, તેથી નામદેવે જળદેવની સ્તુતી કરી એટલે જળદેવે તેવી હજારો સેજો જુદા જુદા પ્રકારની અને અમુલ્ય કીમતની તે નદીના કીનારા ઉપર બતાવી દીધી, અને કહ્યું કે હવે કોઈ સાધુને કરામત જોવા સારૂ દુઃખ દેઇશ નહીં. એમ કહી તેને વીદાય કર્યો. નામદેવજીને રોજ એક મંદીરમાં દર્શન કરવા જવાનો નીત્ય નીયમ હતો અને ત્યાં આપ જોડીયાં પાંચ પદ બનાવીને ગાતા. એક દીવસ તે ત્યાં નવા જોડા પહેરી ગએલા તે દરવાજા આગળ કાઢયા, પણ નવા જોડા કોઈ લેઈ જશે તેની બીકથી લુગડામાં લપેટી કમરે બાંધ્યા અને પછી મંદીરમાં ગયા. પણ જોડાનો કંઈ ભાગ દેખાયો તેથી પુજારીઓએ તેને ધક્કા મારીને તથા માર મારીને દરવાજા બહાર કાઢયા, તેથી તે મંદીર પછવાડે ઓટલે જઇ બેઠા અને પોતાના પંડને કહ્યું કે ઠીક થયું કે તને માર પડયો. જોડા બાંધીને અંદર ગયો માટે તને એવુંજ ઘટે છે માટે આજથી તારે મંદીર પછવાડે ઓટલે બેસવું. અને પદ ગાવાં, અંદર જવું નહીં. એમ કરી તેણે અંદરના ઠાકોરજીને કહ્યું કે હે મહારાજ! આજની વાત હું તમને કહું છું તે મન દેઇને સાંભળજો. અને હવે પછી તમારાં પદ હું આ ઓટલેજ બેસીને ગાઇશ. એમ કહી પદ ગાવા માંડયાં એટલે મંદીરનું બારણું ફરીને તેમના તરફનું થઈ ગયું અને જ્યાં આગળ બારણું હતું ત્યાં પુંઠ થઈ. તે જોઇને પુંજારીઓ ગભરાયા અને તેમનો અહંકાર ગળી ગયો, અને પેલા ભક્તરાજને આદરસત્કારથી અંદર તેડી લાવીને બેસાડયા અને તેમને પગે પડયા. એક વાર તેમના ઘરમાં આગ લાગી હતી અને તે ઘરમાં નહોતા. તેથી પાડોસીઓએ બળતો માલ કેટલોક બહાર કાઢી બચાવ્યો. એટલામાં તે ઘેર આવ્યા અને આ પ્રમાણે માલ કાઢી લીધેલો જોઈ પોતે તે માલ પાછો અગ્નીમાં નાંખવા લાગ્યા, અને કહ્યું કે હે પરમેશ્વર! મારો બધો માલ અંગીકાર કરો? ત્યારે લોકોએ કહ્યું કે અમે મહેનત કરી માલ બચાવ્યો અને તમે પાછો નાંખી દો:છો માટે આવું જાણ્યું હોત તો અમે તેવી મહેનત ન કરત. ભગવાન માણસનું રૂપ ધરી તેનું છાપરૂ પાછું બનાવી ગયા, અને તેનું બળેલું છાપરૂ તેની ગેરહાજરીમાં નવું કરી ગયા. રાંડેલીને પેટે થએલા છોકરાએ આ પ્રમાણે ભક્તીથી પોતાની માતાને સતી ગણાવી. એક ધનવાન રોજ તોલાદાન કરતો અને નામદેવ વગર બધા સોનાનું દાન લેઈ ગયા, એમ જાણીને એક વાર તેણે નામદેવને બોલાવ્યા અને કહ્યું કે હે મહારાજ! તમે મારા કલ્યાણને અર્થે મારૂ દાન અંગીકાર કરો? ત્યારે તેમણે કહ્યું કે મારે કાંઈ જોઇતું નથી. ત્યારે તેમણે આગ્રહ કરીને કહ્યું કે મારી પાસેથી કંઇકિ દાન લો? ત્યારે તેમણે કહ્યું કે મારે પૈસાની દરકાર નથી. જેને દરકાર હોય તેને આપ; તેમ છતાં તેણે ન માન્યું તેથી તેણે કહ્યું કે એક તુળશીનું પત્ર લાવો અને તે, તે, લાવ્યો. એટલે તેના ઉપર તેમણે રામ નામનું અડધું નામ એટલે "રા" લખ્યું અને કહ્યું કે, આટલું સોનું અમને તોળી આપો? તે ઉપરથી તે સાહુકારે કહ્યું કે શું અમારી મસ્કરી કરો છો? તમે પુર્ણ રીતે જે જોઇએ તે માગો. જેથી અમે ખુશી થઇએ. ત્યારે તેણે કહ્યું કે તમે આટલું આપશો તોએ બસ છે. એમ કહીને એક કાંટો મંગાવી તુળશી પત્ર મુકાવ્યું અને બીજા પલ્લામાં તેના ઘરનું જેટલું ઘરેણું હતું તથા માલ મીલકત હતી તેટલી બધી મુકાવી. પણ તે ત્રાજવું જરા નીચું નમ્યું નહીં, તેથી તેની નાતના બધા માણસોના ઘરેણાં મંગાવ્યાં, પણ પેલું તુળસીવાળું ત્રાજવું નમેલું રહ્યું અને પેલું બીજું ઉંચું'ને ઉંચું રહ્યું. તેથી બધાને શોચ ઉત્પન્ન થયો કે આ બધાંને ભીખારી કરી નાંખ્યા, તોપણ હજુ

પુરૂં થયું નહીં. નામદેવે કહ્યું કે તમે જેટલાં વ્રત, દાન, સ્નાન, તીર્થ કર્યાં હોય તે બધાં ફળનો સંકલ્પ મુકીને તેમાં ઉમેરો કરો? અને તેમ કરવા છતાં પણ તુલસી વાળું ત્રાજવું નમેલું રહ્યું. ત્યારે શાહુકારે કહ્યું કે હવે તો હું થાકી ગયો અને તુળશી વાળું ત્રાજવું તો જમીનને અડેલુંજ રહ્યું, હવે મારાથી તમારા માગ્યા પ્રમાણે અપાતું નથી; માટે હવે આટલુંજ લેઇને ખુશ થાઓ. પછી તેમણે કહ્યું કે મારે આ લેઇ ક્યાં નાંખવું? અને માગ્યા પ્રમાણે તમારાથી અપાયું નહીં, માટે આ અધુરૂં હું લેતો નથી, માટે જેનું હોય તેનું પાછું આપી દો. પછી તેમણે કહ્યું કે જુઓ નામનો પ્રભાવ કેવો છે કે એક અડધા નામમાં તમારી બધી મીલકત આવી ગઈ. જો આખું નામ લખ્યું હોત તો શું થાત તે કહેવાતું નથી. માટે ભક્તીનો એવો પ્રભાવ છે કે જે આખું રામનામ ભાવ લાવીને બોલે તેના બરાબર કોઈ પદાર્થ નથી માટે ભક્તી ભાવ લાવો. દરેક એકાદશીને દીવસે નામદેવ વ્રત કરતા હતા, તેથી તેમની પરિક્ષા લેવાને શ્રીહરી એકવાર એક દુબળા બ્રાહ્મણનું રૂપ લેઇને તેમને ઘેર માગવા આવ્યા, અને કહ્યું કે હું ઘણા દીવસનો ભુખ્યો છું માટે મને એક શેર અન્ન આપો? ત્યારે નામદેવે કહ્યું કે આજ એકાદશી છે અને તેથી હું કોઇને અનાજ આપતો નથી અને કોઈનું લેતો પણ નથી. ત્યારે તે બ્રાહ્મણે તેમને ઘણા કાલાવાલા કર્યા ત્યારે તેમણે કહ્યું કે તમે ઘી, ગોળ, દુધ, સાકર, ફળ, હાર બીજું જે માગો એ આપું, પણ અનાજ નહી આપું. ત્યારે બ્રાહ્મણે વધારે કલ્પાંત કરવા માંડયું અને ભુખથી પ્રાણ ત્યાગ કર્યો. લોકોએ તેને બ્રહ્મ હત્યારો કહી ઘણો ધીક્કાર્યો અને એક શેર અનાજ સારૂં બ્રાહ્મણ માર્યો તેથી તેના સગાં પણ તેને ઠપકો દેવા માંડયા; તેથી નામદેવે તે બ્રાહ્મણ સાથે બળી મરવાનો નિશ્ચય કર્યો. અને સ્મશાનમાં જઈ ચીતા ખડકાવી તે બ્રાહ્મણનું માથું ખોળામાં લીધું અને ચીતા સળગાવી દેવાનું લોકોને કહ્યું. સળગાવવા જતાં તે બ્રાહ્મણ ઉઠી ઉભો થયો અને ચતુર્ભુજ મૂર્તી થઇ નામદેવને દર્શન આપ્યું, અને કહ્યું કે હું તારા ટેકની પરિક્ષા જોવા આવ્યો હતો. તારી ભક્તીની ટેક સાચી છે અને તારૂં ચીત્ત મારામાંજ રહેલું છે માટે હવેથી એકાદશીનું કષ્ટ વેઠવાની તારે જરૂર નથી. તેમજ તું સાધુની સેવામાં તત્પર રહેજે. એમ કહીને તે અંતરધ્યાન થઇ ગયા. એકવાર નામદેવ પોતાની મંડળીને લેઇને ઓચ્છવ કરવાને પરગામ ગયા હતા, ત્યાં રાત્રે ભજન કરતાં એક જણને તરસ લાગી, તેથી નામદેવને કહ્યું, તેથી નામદેવે તે ગામના લોકોને પુછ્યું કે આટલામાં કંઈ પાણી મળશે? ત્યારે લોકોએ કહ્યું કે અહીં પાસેજ એક વાવ છે પણ રાતે તેમાં ભુત આવીને રહે છે માટે રાતે તેમાં કોઈથી જવાતું નથી, માટે તમારી પાસે જો જાદુનો સાચો ઇલિમ હોય તો તમે જાઓ અને પાણી લાવો; પણ ભુત તમને મારી નાંખશે માટે હીમત હોય તો જજો. નામદેવે કહ્યું કે તેતો મારૂંજ કામ છે, એમ કહી વાવમાં ઉતર્યા. ત્યારે એક મોટું લાંબું લાંબું વાવને એક છેડે પગ અડેલો અને બીજે છેડે માથું અડાડેલું એવું એક ભયંકર રૂપ જોયું, એટલે તેમણે કમરમાંથી કડતાલ કાઢીને ભજન ગાવા માંડયું કે "આવો મારા નાથ, તમારા લાંબા લાંબા હાથ" વીગેરે કહીને ભજન કરવા માંડયું. ત્યારે ભુતે ચતુર્ભુજ મૂર્તી થઇને દર્શન દીધું. ત્યારે નામદેવે પુછ્યું કે હે મહારાજ! તમારે આમ કેમ કરવું પડયું? ત્યારે ભગવાને કહ્યું કે ગામના લોકોએ મારા વિષે ભુતની ભાવના કરી તેથી મારે તે રૂપ થવું પડયું છે. પછી પાણીનો ઘડો ભરીને નામદેવ ભજનની જગાએ ગયા. તે જોઇ બધા લોકોને મોટું આશ્ચર્ય થયું અને નામદેવના જાદુની સાચી ક્રીયા છે એમ જાણી તેમની વીનંતી કરી, કે હે મહા-

રાજા અમારા ગામને તે ભુત ઘણું સતાવે છે માટે તમે તેને તમારે ગામ લેઇ જાઓ અને તેના બદલામાં તમો અમને કહો તે પ્રમાણે કરીએ ? ત્યારે નામદેવે કહ્યું કે ઠીક, હું તે લઈ જાઉ છું; પણ તમે તે જગાએ આજથી સદાવ્રત શરૂ કરો અને ધર્મની ધજા બાંધો, તેઓએ તે કબુલ કર્યું. એટલે પેલા ભુતને ઉચકીને નામદેવ પોતાને ગામ લેઈ ગયા. તેનું બીહામણું રૂપ તથા લાંબા લાંબા હાથ પગ જોઇ લોકો ડરીને નાશી ગયા, તેમ તેમ નામદેવે તેમને ડરાવ્યા કે જો સદાવ્રતમાં કંઈ કસર પડશે તો આ ભુત પાછું તમારે ગામ આવશે. માટે સારી રીતે તમે સાધુની સેવા કરજો અને સદાવ્રત આપજો. લોકોએ તે કબુલ કર્યું અને તેમનું ભુત ત્યાંથી દુર થયું.

## મુલ ॥ છપ્પય છંદ. ॥

જય દેવ કવિ નૃપ ચક્રાવે ખંડ મંડલેશ્વર આન કવિ ॥
પ્રચુર ભયો તિહું લોક ગીત ગોવિંદ ઉજાગર ॥
કોક કાવ્ય નવરસ શૃંગારકો સાગર ॥
અષ્ટપદી અભ્યાસ કરે તિહિ બુદ્ધિ બઢાવે ॥
શ્રી રાધા રવન પ્રસન્ન સુનત નિશ્ચે તહાં આવે ॥
સંત સરો રૂહ ખંડકો પદ્માવતિ સુખ જનક રવિ ॥
જય દેવ કવિ નૃપ ચક્રવે ખંડ મંડલેશ્વર આન કવિ ॥

## જયદેવનો પ્રસંગ.

ગંગા કિનારે કીંદુબલ કરી એક ગામ હતું તેમાં જયદેવ નામે એક કવીરાજ રહેતો હતો. તે નાના પ્રકારની ભગવાન વિષે કવિતા કરતો અને તેની મગનતામાં તેણે ઘરબાર છોડી દીધું અને ત્યાગી થઈ ગયો. અને સંસારની આશક્તી પોતાને ન લાગે માટે તે રોજ નવા નવા ઝાડ હેઠળ રાતવાસા રહેતો. તે એક ગોદડી અને એક કમંડળ રાખતો અને વનમાં ફરતો રહેતો હતો. એક બ્રાહ્મણને છોકરાં થતાં નહોતાં તેથી તેણે જગન્નાથજીની બાધા રાખેલી કે જો મને કંઈ છોકરૂ થશે તો તેહું તમને ભેટ મુકી જઇશ. જગન્નાથજીએ તેને એક છોકરી આપી. તે છોકરી મોટી થઈ ત્યારે તેના બાપે તેને પરણાવવાનો વિચાર કર્યો. તે ઉપરથી તેની સ્ત્રીએ તેને કહ્યું કે એ છોકરી આપણી નથી પણ જગન્નાથજી દેવની સમજવી, માટે તેને ત્યાં આપી આવો ? તેથી તે બ્રાહ્મણ છોકરીને લેઇને જગન્નાથજી ગયો અને ઠાકોરજીને કહ્યું કે હે મહારાજ ! આ તમારી ભેટ છે તે તમે અંગીકાર કરો ? ત્યારે જગન્નાથજી બોલ્યા કે જયદેવ નામનો મારો એક ભક્ત વનમાં વિરક્ત દશામાં ફરે છે તેને જઇને તમે તે કન્યા પરણાવો એટલે તમારી ભેટ મને પહોંચશે. ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે તે માણસ તો ત્યાગી છે તેથી મારી કન્યાનો સત્કાર કરશે નહીં ? ત્યારે જગન્નાથજીએ કહ્યું કે મારૂં નામ દેઇને તમે તેમને કહેજો કે અમને જગન્નાથજી દેવે આજ્ઞા કરી છે તેથી તે અમે તમને પરણાવવા લાવ્યા છીએ, તમે પરમેશ્વરના સાચા ભક્ત છો માટે તેમની આજ્ઞા માનશો કે નહીં ? એમ કહી તે કન્યા તમે તેમને આપજો. તે પ્રમાણે તે બ્રાહ્મણે કવિરાજને વનમાંથી શોધી કાઢયા અને તેમને નમસ્કાર કરી કહ્યું કે, આ કન્યાનો તમે અંગીકાર કરો ? ત્યારે તેમણે કહ્યું કે અમે ત્યાગી છીએ અને વગડામાં ફરીએ છીએ અને અમારે સ્ત્રીની કંઈ અપેક્ષા નથી માટે જેને અપેક્ષા હોય તેને જઇને તમે આપો, હું તેને લેઇશ નહીં. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હું જગન્નાથજી દેવની આજ્ઞાથી આ કન્યા

તમારી પાસે લાવ્યો છું અને તમે તેમના સાચા ભક્ત છો તેથી તેમણે કહ્યું છે કે મારી આજ્ઞા માનજો. ત્યારે કવીરાજે કહ્યું કે જગન્નાથજીને જઇને તમે કહો કે તમારે તો હજાર સ્ત્રી હોય તોપણ શોભે પણ મારે તો એક સ્ત્રી પણ પહાડ જેવી થઇ પડે, માટે હું તે નહીં રાખું. તે સાંભળી તે બ્રાહ્મણે કહ્યું કે તમારે ફાવે તેમ કરજો, હું તો આ મુકીને ચાલ્યો. એમ કહી તે બ્રાહ્મણ ગયો એટલે કવીરાજને મનમાં શોચ પડયો. પછી પેલી કન્યાને કહ્યું કે તું પણ તારા બાપ સાથે જા, મારે તારો ખપ નથી? ત્યારે તે કન્યાએ કહ્યું કે જગન્નાથજી દેવે મને તમને સોંપવાનું કહ્યું છે અને તે પ્રમાણે મારો બાપ તમને સોંપી ગયો, માટે હવે હું કયાં જાઉં? હું તમારી સ્ત્રી થઇ ચુકી, માટે તમારે ફાવે તેમ કરો. તે સાંભળી કવીરાજ સમજ્યા કે હવે આ વેઠ નક્કી વળગી માટે તેને ઉપાડવી પડશે. હું તો રાજ ઝાડ તળે રહીને મારો નીવાસ નભાવું છું પણ આ સ્ત્રી જાત છે માટે એને રહેવા માટે કાંઇ આશ્રમ કરવો જોઇશે, માટે આ વગડામાંથી લાકડાં કપાવી એક ઝુંપડી કરાવી આપું. એમ વીચારી સેવકોને કહી એક છાપરૂં બંધાવી આપ્યું અને ત્યાં તે કન્યાને રાખી. પછી વિચાર કર્યો કે તેની ખોરાકીને માટે મારે કંઈ વિચાર કરવો જોઇએ. હું કોઇ એક ગ્રંથ બનાવું અને કોઇ રાજાને તે ભેટ આપું અને તેના જે પૈસા આવે તે સ્ત્રીની ખોરાકી પોષાકીને માટે આપું. એમ વિચારી તેમણે એક ગ્રંથ બનાવવા માંડયો જેનું નામ "ગીત ગોવિંદ" રાખ્યું. તે ગ્રંથ લખતાં એક વાર તેમનાથી એવું લખાઇ ગયું કે "શ્રી કૃષ્નના માથા ઉપર રાધીકા બીરાજે છે" તે ઉપરથી તેમને શોચ પડયો અને તે વખતે લખવું બંધ રાખ્યું. કારણ કે રાધીકાજી તેમનાં સ્ત્રી થઇને પતીના માથા ઉપર કેવી રીતે હોઈ શકે! માટે હાલ મારૂં મગજ ઠેકાણે નથી, થોડી વાર બીજું કામ કરીને પછી લખવા માંડીશ. એમ વિચારી તે નદીએ સ્નાન કરવા ગયા એટલે તે ગ્રંથમાં ભગવાને પોતે જ્યાંથી કવીતાની ટુંક અધુરી મુકી હતી ત્યાંથી ટુંક પુરી કરી, જેથી કવિરાજને પોતાનું લખવું ખોટું છે એમ માનવામાં આવે નહીં. કવીરાજ સ્નાન કરી પાછા આવ્યા અને ચોપડી લખવાને ઉઘાડી તો તેમાં પોતાની અધુરી ટુંક પુરી લખેલી જોઇ. તેથી વિસ્મય પામ્યા અને બોલ્યા કે પરમેશ્વરની જ્યારે એવીજ મરજી છે તો પોતે આવીને લખી ગયા અને તે વાત સાચી પડી. કારણ કે શ્રી રાધીકા શ્રી કૃષ્નના પગ આગળ છે તોપણ શ્રી કૃષ્નજીએ માથે મુગટ પહેરેલો છે અને તેમાં દર્પણ છે અને તેમાં રાધીકાનું પ્રતિબીંબ પડયું તેથી રાધીકા શ્રી કૃષ્ણના માથા ઉપર દેખાયાં અને તેથી કવીનું લખવું સાચું પડયું. જગન્નાથ પુરીનો રાજા તેજ પ્રમાણે ભગવાનના ગુણનો એક ગ્રંથ તેજ અરસામાં લખતો હતો, તે પુરો કરીને પોતાના ગામના પંડીતોની એક સભા ભરી તેમને કહ્યું કે તમો મારા ગ્રંથની દેશદેશાંતર પ્રસિદ્ધિ કરો? ત્યારે તેમણે કહ્યું કે તમારો ગ્રંથ જયદેવજીના ગ્રંથ જેવો અપૂર્વ નથી પણ તેમાં ઘણા દોષ રહી ગયા છે, માટે અમારાથી તેને પ્રસિદ્ધિમાં લવાય તેમ નથી. ત્યારે રાજાએ કહ્યું કે તમે કહો છો તે વાત મારા માનવામાં આવતી નથી માટે ચાલો આપણે જગન્નાથજી દેવ પાસે ન્યાય કરાવીએ. એમ કહી પોતાનો ગ્રંથ તથા જયદેવનો ગ્રંથ લેઇ જગન્નાથજીના મંદીરમાં જઈ મુકયા. અને જગન્નાથજીને વિનંતી કરી કહ્યું કે આ બંને ગ્રંથમાંથી જે સારો ગ્રંથ હોય તેને તમે હાથમાં લેજો, અને બીજાને તમે ફેંકી દેજો? એમ કહીને મંદીરનાં દ્વાર બંધ કર્યાં અને બધા બહાર નીકળ્યા. થોડીક વાર પછી દ્વાર ઉઘાડયાં અને જોયું તો જગદેવજી વાળો ગ્રંથ જગન્નાથજીના હૃદય સાથે ચોંટેલો અને પેલા રાજાનો ગ્રંથ ફેંકી દીધેલો જોયો, તેમજ તેનાં પાને પાનાં વીંખેલાં દીઠાં. રાજાને તે ઉપરથી ઘણું ખોટું લાગ્યું અને તેણે પોતાને કહ્યું

કે મેં પરમેશ્વરના આટલા બધા ગુણુ ગાયા છતાં તેમણે તે વાત મન ઉપર લીધી નહીં, અને મારો ગ્રંથ ખોટો પાડયો અને જયદેવજીનો ગ્રંથ સાચો ગણી હૃદય સાથે દાબ્યો માટે મારે શું મોં લેઈ જીવવું? જેથી આપઘાત કરવો એમ નિશ્ચય કરી દરિયામાં ડુબી મરવા ગયો. આગળ જતાં તેને આકાશ વાણી થઈ કે તું નકામો શા માટે જીવ ખુવે છે? જે ગ્રંથ સારો છે તે સારોજ કહેવાય. જયદેવજીનો ગ્રંથ તારા કરતાં સારો છે. તેમ છતાં તું નીરાશ થઈશ નહીં. તારા ગ્રંથના બારમા સર્ગના બાર શ્લોક જયદેવજીના ગ્રંથના પાંચમા સર્ગમાં જયદેવજી ખુશીથી મુકશે અને તેથી જયદેવજીનો ગ્રંથ વંચાશે, ત્યાં ત્યાં તારૂં નામ પણુ આવશે માટે તારે ડુબી મરવું નહીં અને ઘેર પાછો જા. તેથી તે પાછો ગયો. જયદેવજીએ પોતાના ગ્રંથમાં રાજાના શ્લોકને પ્રેમી લખાણુ જાણીને પોતાના ગ્રંથમાં દાખલ કર્યા અને પોતાનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. તે પ્રસિદ્ધ થએલા ગ્રંથના પાંચ શ્લોક જે તે રાજાના શ્લોક બનાવેલા હતા તે ઘણા રસીક લાગવાથી એક માળીની છોકરીએ તે મોઢે કરી લીધા અને બગીચામાં રોજ ફુલ વીણુવા જતી ત્યાં હરતાં ફરતાં તે ગાતી. તેનો સ્વર મધુર હતો તેથી ઠાકોરજીને તે ગીત સાંભળવા પ્રેમ ઉપજતો અને તેથી તે છોકરી ગાવા માંડતી, ત્યારથી તે સાંભળવાને તેની પાછળ પાછળ ફરવાનું શરૂ કરતા, અને જ્યાં જ્યાં તે છોકરી ફરતી ત્યાં પાછળ પાછળ જઇ સાંભળતા. અને કોઇ વાર કાંટા ઝઈડામાં થઇને તેમને ફરવું પડતું. તેથી ઠારોરજીના વાધા ફાટી જતા અને તે ફાટેલા વાધાથી રોજ ઠાકોરજી મંદીરમાં માલમ પડતા, તેથી રોજ નવા વાધા બદલવા પડતા. આ પ્રમાણે રોજની હકીકત જોઇને રાજાને આશ્ચર્ય થયું, તેથી પુંજારીઓને પુછયું કે હું રોજ નવો પોષાક આપું છું અને રોજ તેને કોણુ ફાડી નાંખે છે, માટે તમે તેની પાકી તપાસ કરો? પણુ તેમને તેનો કંઇ પતો મળ્યો નહીં તેથી તેમણે તે વાત ઠાકોરજીનેજ પુછી. ત્યારે ઠાકોરજી બોલ્યા કે એક માળીની છોકરી ગીત ગોવીંદમાંથી એક સર્ગ મોઢે કરી મધુર સ્વરથી ગાય છે અને તે ગાયન ઉપર હું મોહીત થઇ ગયો છું માટે તેની પછવાડે પછવાડે હું બાગમાં ફરૂં છું, અને ત્યાં કાંટામાં મારો વાધો ભરાય છે તેથી રોજ ફાટે છે માટે જો તમારે તે આખાં રાખવાં હોય તો તે છોકરીને શોધી કાઢીને તેને પાલખીમાં બેસાડી મંદીરમાં આદર સહીત તેડી લાવો, તથા તેને મારી પાસેજ હમેશ રાખો અને તે મધુર સ્વરી ગીત ગોવીંદ રોજ અહીંઆંજ ગવરાવો તો હું અહીંનો અહીંજ રહીશ. એટલે મારા વાધા આખા રહેશે. તે ઉપરથી રાજાએ આખા શહેરમાં તપાસ કરાવી તે છોકરીને શોધી કઢાવી અને તેને પાલખીમાં બેસાડી મંદીરમાં લાવ્યા અને તેને ત્યાંજ રાખી અને તેની પાસે રોજ ગીત ગોવીંદ ગવરાવવા માંડયું. રાજાની બનાવેલી કવિતા આવી સિદ્ધ બનેલી જોઇ રાજાને ઘણો આનંદ થયો. ગીત ગોવીંદ જે જે મધુર સ્વરથી ગાય તેની પછવાડે ઠાકોરજી ફર્યા કરે છે એવું આખા ગામમાં પ્રસિદ્ધ થયું, તેથી દરેક માણુસે મોઢે કરી લીધું. દેવતાના લોકમાં દેવ વધુઓએ પણુ તે મોઢે કરી તેને સ્વર્ગ લોકમાં ગાવા માંડયું. જગન્નાથ પુરીમાં એક મોગલે તે વાત સાંભળી કે જે ગીત ગોવીંદ ગાય છે તેના પછવાડે ઠાકોરજી ફરે છે માટે મારે પણુ તેનું પારખુ લેવું. તે ઉપરથી તેણે ગીત ગોવિંદ મોઢે કરી લીધું. અને પછી ઘોડા ઉપર સ્વાર થયો અને પુછડાં તરફ મોઢું કર્યું. પછી તે ઘોડાને જંગલમાં દોડાવી મુકયો. તોપણુ ઠાકોરજીનું રૂપ તેના મોં આગળનું મોં આગળ દેખાયા કર્યું, અને જરા પણુ છેટું પડયું નહીં. તેથી તે વિસ્મય પામ્યો અને તે ઉપરથી તેને ઠાકોરજી ઉપર શ્રદ્ધા થઈ. પોથીની વાત થઈ રહી. અને હવે કવીરાજની વાત કહું છું.

કવીરાજે, જે ગ્રંથ બનાવી પુરો કર્યો હતો તે તેમણે કોઈ રાજાને ત્યાં જઇને અર્પણ કર્યો; અને તે રાજાએ તેને જે દ્રવ્ય આપ્યું, તે લેઇને તે પોતાના રહેઠાણે પોતાની સ્ત્રીને આપવા ગયો ત્યાં રસ્તામાં તેને સાધુના વેશે ચાર ઠગ મળ્યા. તેમને જોતાં કવીરાજે તેમને ઓળખી કાઢયા કે આ કોઈ ઠગ છે. કવીરાજે તેમને પુછ્યું કે તમે કયાં જાઓ છો ? ત્યારે તેમણે કહ્યું કે જ્યાં તમે જાઓ છો ત્યાંજ. ત્યારે કવીરાજે કહ્યું કે ઠીક, આપણો સંગાત થયો. પછી કવીરાજે મનમાં વિચાર્યું કે મારી પાસે જે પૈસો છે તે લેવાને આ ચારે તકાસે છે અને તેથી તે મને મારી નાખશે. માટે એ દ્રવ્ય હું તેમને પહેલેથીજ આપી દઉં તો ઠીક કે જેથી મારો જીવ બચે. એમ વિચારીને પેલા ચોરોને કહ્યું કે મારી પાસે થોડોક ભાર છે તે તમે ઉચકી લેશો ત્યારે ચોરોએ કહ્યું કે હા, ઘણી ખુશીથી. તેથી કવીરાજે તેમને પોટલું આપ્યું. તેઓ સમજ્યા કે હવે આપણું કામ પુર્ણ થયું. એક ચોરે કહ્યું કે તેણે આમ કરવામાં અક્કલ વાપરી છે. આપણને પૈસો આપી, આપણે જ્યારે ગામમાં જઇશું ત્યારે આપણને સરકારમાં પકડાવી દેશે માટે આપણે તેને અહીંજ ઠેર મારી નાખવો. બીજા ચોરે કહ્યું કે આપણને તેના પૈસાથી કામ છે અને તે પૈસો આપણી પાસે આવી ગયો, માટે આપણે તેને મારવો યોગ્ય નથી. ચોરોએ એ પ્રમાણે અંદર અંદર રકઝક કરીને છેવટે વચલો રસ્તો પકડયો. તે એ કે તેના હાથ પગ કાપી નાંખી તેને એક ઉંડા ખાડામાં નાંખી દીધો જેથી તેને જીવતો મુકયો પણ ગણાયું, અને તેનો માલ પણ લીધો અને તેમને સરકારમાં પકડાવાની ધાસ્તી પણ રહી નહીં. અને તેમ કરીને ચોરો પોતાને ગામ જતા રહ્યા. પેલા કવીરાજ હાથ પગ વગરના તેજ ખાડામાં પડી રહ્યા અને મોઢેથી શ્રી રામનામની ધ્વની કર્યે ગયા. એવામાં રાત પડી ત્યારે ત્યાં આગળથી એક રાજાની સ્વારી નીકળી ત્યાં રાજાએ તે ખાડામાં રામ નામની ધ્વની થતી સાંભળી, તેથી તેણે પાલખીમાંથી નીચે ઉતરી કાન દેઇને સાંભળ્યું તો ખાડામાંથી અવાજ આવતો માલમ પડયો, તેથી તેણે ખાડામાં જોયું તો ચંદ્રમાના જેવું તેજ દેખાયું. અને તેની અંદર તપાસ કરાવી તો એક મહાત્મા જાપ કરતા જણાયા તેથી તેમને બહાર કઢાવ્યા, અને તેમને પુછ્યું કે તમારા હાથ પગ કયાં ગયા ? ત્યારે તેમણે કહ્યું કે મારે તો જન્મથીજ આવા છે અને ચોરીની વાત કંઈ જણાવી નહીં. રાજાએ કહ્યું કે મારાં મોટાં ભાગ્ય કે આવા તપેશ્વરી મહાત્મા મને સેજ મળી આવ્યા. બીજા મહાત્માઓ તો મારે ઘેર પગે ચાલીને પણ આવી શકે, પણ તમે મારે ત્યાં શી રીતે આવી શકત. માટે હવે મારે ત્યાં પધારો. તો હું તમારા હાથ પગની સારવાર કરીશ અને ત્યાં હું રોજ તમારી સેવા કરીશ તથા તમારી આજ્ઞામાં વર્તીશ. એમ કહી તેમને પાલખીમાં બેસાડી પોતાના રાજ્યમાં લેઈ ગયો અને ત્યાં તેમની સારી સેવા ચાકરી કરી હાથ પગ રૂઝવ્યા બાદ તેમને પોતાની ગાદી ઉપર બેસાડયા અને રાજા તેમના સેવક રૂપે રહ્યો અને તેમની આજ્ઞા પ્રમાણે રાજ કરવા લાગ્યો. તે કવીરાજે તે રાજા પાસે એક સદાવ્રત ચાલતું કરાવ્યું, અને સંત સાધુની સેવા ચાકરી સારી પેઠે કરાવવા માંડી તથા રાજાને જાતે પણ તેમાં તત્પર રાખવા માંડયો. એકવાર દેશમાં મોટો દુકાળ પડયો ત્યારે પેલા હાથ પગ કાપનારા ચોરો પણ સાધુનો વેશ લેઇને ભટકતા ભટકતા તે રાજાને ત્યાં સદાવ્રત લેવાને આવ્યા. તે પેલા કવીરાજે છેટેથી આવતા ઓળખ્યા. તેથી રાજાને કહ્યું કે પેલા સાધુઓ જે આવે છે તે મારા બંધુ છે માટે તેની ખાસ સેવા બજાવજો. અને તેમને મહેલમાં જુદો ઉતારો આપજો તથા તેમની સારી પેઠે સેવા કરજો અને તેમની તહેનાતમાં બે નોકરો વધારે રાખજો અને

તેમને પ્રસન્ન કરજો. રાજાએ તે પ્રમાણે, તેમની સેવા ચાકરી રાજમહેલમાં રાખીને કરવા માંડી. તે ચોરોએ મનમાં વિચાર્યું કે રાજાનો ગુરૂ થઇને જે બેઠો છે તેના તો આપણે હાથ પગ કાપી નાંખ્યા હતા અને તેણે આપણને ઓળખ્યા છે માટે હાલ તે આપણને ખવરાવી પીવરાવી તાજા કરાવે છે અને પછીથી તે આપણને ગરદન મરાવશે માટે જેમ બને તેમ જલદીથી વિદાયગીરી માગીને આપણે જીવ લઇને નાશી જવું. રાજા તો તેમની સારી સેવા કરવાની આકાંક્ષાને લીધે તથા ગુરૂની આજ્ઞા પાળવાને માટે તેમને જવા દેતો નહોતો તેથી ચોરોએ એક વાર અકળાઇને રાજાને કહ્યું કે અમને ગરદન મારવા હોય તો ગરદન મારો નહીં તો અમને જવા દો? તે વાત રાજાએ ગુરૂને કહી સંભળાવી ત્યારે ગુરૂએ કહ્યું કે તમે તેમને ખુબ દ્રવ્ય આપીને તમારા માણસો પાસે ઉચકાવીને તેમના ગામ સુધી તેમને પહોંચડાવી આપો. રાજાએ તેમને પુષ્કળ દ્રવ્ય આપી, પોતાના નોકરો પાસે ઉચકાવી તેમને પોતાને ગામ વિદાય કર્યા, કેટલેક દુર ગયા પછી ચોરોએ દ્રવ્ય ઉચકી લીધું અને નોકરોને પાછા ફેરવ્યા. ત્યારે નોકરોએ તેમને પુછ્યું કે તમારે અને રાજાના ગુરૂને શું હતું કે તેમણે તમારી આટલી બધી સેવા કરાવી? અને પૈસો અપાવ્યો ત્યારે ચોરોએ કહ્યું કે એક રાજાને ત્યાં તે અને અમે બધા એકઠા નોકર હતા અને ત્યાં તેણે એક ખુન કર્યું હતું તેથી તે નાશી ગયો હતો તે હાલ સાધુ બનીને બેઠો છે અને તેણે અમને ઓળખ્યા તેથી અમે તેની એબ ઉઘાડી પાડીએ નહીં, માટે તેણે અમારી સૌથી સારી સેવા કરાવીને અમને દ્રવ્ય અપાવ્યું. એવું કહેતામાં જમીનમાં ચીરાડા પડી ગયા અને તે ચોરો માલ સહીત અંદર ગરક થઈ ગયા. તેમજ તે જમીન પાછી જોડાઇ ગઇ. તે જોઇને રાજાના નોકરો ગુરૂ પાસે આવ્યા અને બધી હકીકત કહી સંભળાવી. તે સાંભળી ગુરૂને તેમના ઉપર દયા આવી કે અરે! તે બીચારા જમીનમાં ગરક થઈ ગયા. એમ કહી પોતાના હાથ પગ જમીન સાથે શોકના આવેશમાં ઘસ્યા કે તેમને હાથ પગ નવા આવ્યા. તે જોઇને નોકરોને વધારે આશ્ચર્ય થયું અને રાજા પાસે જઈ તે સર્વે હકીકત કહી સંભળાવી. તે સાંભળી રાજા ગુરૂ પાસે આવ્યો અને તે છુપા ભેદનો હેવાલ ગુરૂને પુછયો, ત્યારે ગુરૂએ વિસ્તારીને બધી હકીકત કહી સંભળાવી. સાધુ સાધુ ભાવ મુકતા નથી અને દુષ્ટ દુષ્ટતા તજતા નથી.

ગુરૂની આવી વૃત્તી જોઇને તે વિસ્મય થયો, પછી ગુરૂને તેમની સ્ત્રી વિષેની હકીકત પુછી ત્યારે તેમણે તે કહી બતાવી અને તેનું ઠેકાણું તથા પત્તો બતાવ્યો, તેથી રાજાએ પોતાના માણસો સાથે એક પાલખી મોકલીને તેમને પોતાના મહેલમાં તેડાવી મંગાવ્યાં અને તેમને રાણીઓ સાથે રાખ્યાં. અને એ પ્રમાણે કવીરાજને તેમની સ્ત્રી સાથે મેળાપ કરાવી આપ્યો. એક દીવસ બધી રાણીઓ બેઠી હતી, ત્યાં પટરાણીને તેમના ભાઈ મરી ગયાનો કાગળ આવ્યો, તેમાં લખ્યું હતું કે રાજા પછવાડે કેટલીક રાણીઓ સતી થઈ, કેટલીકે અંગ કાપી નાંખ્યાં, અને કેટલીકે વાળ તોડી નાંખ્યા, અને કેટલીક તો એમને એમ બળી મુઇઓ. એ સાંભળીને કવીરાજની સ્ત્રી કે જે ત્યાં બેઠાં હતાં તેમણે કહ્યું કે તે બધી સ્ત્રીઓ સતી નહોતી પણ બળાત્કારે તેમને સતીઓ કરેલી લાગે છે. જે ખરી સતી હોય તેના તો પોતાના પ્રાણનાથના પ્રાણ ત્યાગ થાય કે તરત તેમનું તાળવું પણ ફાટી જઇને તેમનો જીવ જતો રહે, પણ આ પ્રમાણે આમાંની કોઈ સતીને થયેલું નથી, પરંતુ તેમને તો કેફ કરાવીને બળાત્કારે સતીઓ કરેલી છે. તેથી તે પટરાણીને તે કવિરાજની સ્ત્રી ઉપર ઝેર આવ્યું, શું દુનિયા ઉપર આટલી બધી સતીઓ થાય છે તે ખોટી અને આ એકજ સતી ખરી છે? માટે હવે તેની

પરીક્ષા લેવી જોઇએ. તેથી તે વાતને બે ચાર દીવસ વીતવા દેઇને તથા વીસારે પડવા દેઇને પછી તેણે પોતાના પતિ રાજાને કહ્યું કે મારે કવીરાજની સ્ત્રીની પરિક્ષા લેવી છે. કારણ કે મારા ભાઇ પછવાડે જે સતીઓ થઇ તેને તે સતીઓ ગણતી નથી અને ખરી સતી તો તે એકજ છે એવું ખરી સતીપણાનું તે ડોળ ઘાલે છે. તેનો પતી મરી જાય એટલે તરત તેનું તાળવું ફાટી જાય અને જીવ જતો રહે એવું તે કહે છે માટે તે વાતની પરિક્ષા લેવા સારૂ તમે કવીરાજને બાગમાં ફરવા લઇ જાઓ અને ત્યાંથી તમે કાગળ લખીને મને મોકલજો કે કવીરાજને બાગમાંથી સાપ કરડયો તેથી તે મરી ગયા. તે સાંભળી, રાજાએ તેને તેમ કરવાની ઘણી ના પાડી તથા સતીની હત્યા લેવામાં તેણે ઘણું પાપ માન્યું પણ તે રાણીએ ઘણી હઠ પકડી તેથી સ્ત્રી હઠના મો ગળ તેનું કાંઇ ચાલ્યું નહીં અને છેવટે નાખુશીથી તેણે તે પ્રમાણે કરવાનું કબુલ કર્યું. તેથી એક દીવસે રાજા કવીરાજને બગીચામાં ફરવા લેઇ ગયો અને પછી ત્યાંથી એક કાગળ લખીને રાણીને મોકલાવ્યો. તે કાગળ રાણીએ કવીરાજની સ્ત્રી આગળ વાંચ્યો અને પોતે કલ્પાંત કરવાનું ડોળ કર્યું અને પોતાના માથાના વાળ ખેંચવા લાગી. કવીરાજ બહુ સારા હતા તેમ કહી શોક કરવા માંડયો અને જમીન ઉપર આળોટી પડી પણ કવીરાજની સ્ત્રીએ પોતાના સતીપણાના પ્રભાવને લેઇને તે વાત જાણી લીધી, અને પટરાણીને કહ્યું કે તમે શા માટે આટલું બધું કલ્પાંત કરો છો ? કવીરાજ તો હજી જીવતા છે તે કંઇ મુવા નથી, અને તે આપણાથી કંઇ છેટા નથી પણ ગામ પાસે બગીચામાં છે માટે તમે શોક તજી દો ? તે સાંભળીને રાણી ઘણી લજ્જા પામી ગઇ અને પોતાની વાત ઉઘાડી થએલી સમજી તેથી તેની ક્ષમા માગી. પછી કેટલીક મુદ્દત વીતવા દેઇને ફરીને રાણીએ તેની પરિક્ષા લેવાનું મન કર્યું અને રાજાને ફરીને આગ્રહ કરીને કહ્યું કે તમે તે પ્રમાણે કવીરાજને ફરવા લેઇ જાઓ અને તેમના મરી ગયાની વાત ફરીને અમને કહેવડાવો. રાજાએ ફરીને ઘણું ઘણું સમજાવી ના કહી પણ રાણીએ પોતાની હઠ મુકી નહીં. છેવટે રાજાએ તે પ્રમાણે કર્યું અને કવીરાજની સ્ત્રી પાસે તે પ્રમાણે ફરી તેના પતી મરી ગયાની ખબર વાંચી, તેથી તેણે વિચાર કર્યો કે મારી દેહ તો નાશવંત છે. અને રાણીને આ પ્રમાણે ચમત્કાર જોવાનું મન છે, તો તે નહીં જુવે ત્યાં સુધી મારો પીછો છોડવાની નથી. માટે બહેતર છે કે મારે પ્રાણ ત્યાગ કરવો. એમ નક્કી કરીને પોતાના પ્રાણને ઉંચે બ્રહ્મ રંધ્રમાં ચઢાવીને પ્રાણ ત્યાગ કર્યો. તે જોઇ બધે ઠેકાણે હાહાકાર વર્તાઇ ગયો. પછી તેની ખબર રાજાને કહેવડાવી એટલે રાજા દોડતો ત્યાં આવ્યો અને પોતાના ગુરૂની સ્ત્રીને મરેલી જોઇ, તેથી તેની હત્યા પોતે કરી એમ તેણે માન્યું. સ્ત્રીને વશ થયો થકો તેને કાંઈ પણ સારૂં નરતું સુઝયું નહીં અને એક સતીની હત્યા કરી અને આજ દીન સુધી જે ભકતી કરી તેની કંઇ પણ અસર તેને લાગી નહીં, માટે તે લજ્જાયમાન થઈ ગયો અને તેણે ઘણો પશ્ચાતાપ કર્યો તથા છેવટે કવીરાજની સ્ત્રી સાથે પોતે બળી મરવા સારૂ ચીતા તૈયાર કરાવી. ગુરૂ મહારાજને તે વાત ખબર પડી તેથી ગુરૂ મહારાજ ત્યાં જાતે આવ્યા અને રાજાને બળી મરતાં રોકયો અને તેને ઘણું સમજાવ્યો અને કહ્યું કે તેનો નીમીત આવી રહ્યો હતો માટે તે મરી ગઈ તેમાં તમે કંઇ કર્યું નથી. રાજા લજ્જાયમાન થયો અને પોતાની કરેલી ભક્તિ ઉપર ધુળ ફેરવી તેથી તે મરવાનો આગ્રહ હજી છોડતો નહોતો. ગુરૂએ જોયું કે કંઇ પડઓ જોયા વગર તેનું મન શાંત થશે નહીં. એમ જાણી પોતે મધુર સ્વરથી "ગીત ગોવીંદનો" ગ્રંથ ગાવા માંડયો અને ગાતાં ગાતાં સ્વર લંબાવવાની જરૂર પડી. રોજ તો તેમની સ્ત્રી તેમને સ્વર પુરાવાને સાથ ગાતાં, પણ હાલ તે મરી ગયેલી તેથી એકલા

ગાવા માંડયું, પણ લાંબો સ્વર ખેંચીને ગાઈ શકયા નહીં ત્યારે તેમણે તે મુડદાને કહ્યું કે તમે હજી કેમ સુઇ રહ્યાં છો? મારાથી એકલા રાગ ખેંચાતો નથી માટે મને સુર પુરાવો ! આટલું બોલતામાં કવીરાજની સ્ત્રી બેઠાં થયાં, અને તેમની સાથે ગાવા લાગ્યાં. તેથી બધા લોકો આશ્ચર્ય પામી ચકીત થઈ ગયા. રાજા હજી પણ લાજનો માર્યો આપઘાત કરવા લાગ્યો. ભકતીનો લેશ પણ મેં જાણ્યો નહીં ને આજ દીન સુધી વૃથાશ્રમ કર્યો. માટે મારે શું મોં બતાવવું. કવીરાજે તેને ઘણી રીતે સમજાવ્યો અને મરવા દીધો નહીં. પછી કવીરાજ રાજાની મરજી લેઇને પોતાને વતન કિંદુબલ ગામ આવ્યા. તે ગામ ગંગાજીથી અઢાર ગાઉ દુર હતું. તેમણે એવો નિત્ય નિયમ લીધો હતો કે રોજ ગંગાજીનું સ્નાન કરી આવવું અને તે પ્રમાણે તે રોજ છત્રીશ ગાઉની મજલ કરતા. ઘણાં એક વરસ સુધી તેમણે એ પ્રમાણે કર્યું, પણ પછી અવસ્થા થવાથી તેમને ઘરડપણ આવ્યું અને રોજ મજલ કરવાથી ઘણા થાકી જતા હતા તેથી ગંગાજીએ એક દીવસ તેમને મૂર્તિમાન થઇને કહ્યું કે તમારૂં સ્નાન મેં માની લીધેલું છે અને હવે તમે વૃદ્ધ થયા માટે આવી મજલ કરી અહીં આવવાનું છોડી દ્યો ? કવીરાજે તે વાત માની નહીં, અને પોતાના ટેકને વળગી રહ્યા. ત્યારે ગંગાજીએ તેમને કહ્યું કે હું પોતે તમારા ગામના તળાવમાં રોજ આવીશ અને તમે ત્યાં સ્નાન કરજો, અને તમે અહીં આવવાનું છોડી દ્યો ? તમારે અહીં આવી સ્નાન કરવું તે સ્નાન તમે તમારા ગામમાંજ કરજો ? ત્યારે કવીરાજે કહ્યું કે તમે તળાવમાં આવશો તેની મને શી ખાત્રી પડે ! ત્યારે ગંગાજીએ કહ્યું કે તે તળાવમાં તમે રોજ સવારમાં સ્નાન કરવા જશો એટલે ત્યાં પાંચ રંગનાં પાંચ કમળ ઉગીને તમને દેખાશે એટલે તમે ત્યાંજ સ્નાન કરજો, અને તમે સ્નાન કરી બહાર નીકળશો એટલે તે કમળ અદ્રસ્ય થશે અને તે પ્રમાણે થાય એટલે હું આવી છું એમ સમજજો. એ પ્રમાણે તેમના ટેકને લીધે ગંગાજી પ્રસન્ન થઇ તેમને ગામ પ્રતીત થવા લાગ્યાં, અને તેમણે પણ ત્યાંજ સ્નાન કરવા માંડયું.

## મૂલ છપ્પયછંદ.

શ્રીધર શ્રી ભાગવતમે પરમ ધર્મ નિર્ને કિયો ॥
તીનિકાંડ એકત્વ સાની કોઉ અજ્ઞ વખાનત ॥
કર્મ વિજ્ઞાની ઐચિ અર્થકો અનર્થ ઠાનત ॥
પરમ હંસ સંહિતા વિદિત ટીકા વીસ્તાર્યો ॥
ષટ શાસ્ત્ર અવિરૂદ્ધ વેદ સંમતહિ વિચાર્યો ॥
પરમાનંદ પ્રસાદતેં માધૌ સ્વકર સુધારી દિયો ॥
શ્રીધર શ્રી ભાગવતમેં પરમ ધર્મ નિર્ને કિયો ॥

## શ્રીધરજીનો પ્રસંગ.

શ્રીધર કરીને એક મોટા ભક્તરાજ પંડીત થઇ ગયા. તેમણે ભાગવતની અપુર્વ ટીકા કરી. તે પુસ્તક લેઇને તે એક વાર કાશીપુરમાં ગયા. અને ત્યાં પંડીતોની એક સભા કરીને તેમણે તેમને કહ્યું કે આ મારા ગ્રંથને તમે પ્રમાણભુત કરી પ્રસિદ્ધ કરો ? ત્યારે પંડીતોએ તેમને કહ્યું કે અમારા ગ્રંથ તમારા ગ્રંથ કરતાં વધારે સારા છે. માટે તમારા ગ્રંથને અમે પ્રમાણ કરી શકતાં નથી તે ઉપરથી તે બન્ને પક્ષો વચ્ચે તકરાર થઇ અને તે તકરારનો ચુકાદો બંને પક્ષે ઠાકોરજીને સોંપ્યો. બિંદુમાધુના મંદીરમાં ઠાકોરજી પાસે તે બંને પક્ષવાળા

પોતાનો ગ્રંથ લેઇને ગયા અને ત્યાં શ્રીધરનું પુસ્તક છેક નીચે મુકયું. અને બીજાં બધાં પુસ્તકોને તેના ઉપર મુકયાં અને પછી ઠાકોરજીની પ્રાર્થના કરી કે આ બધા ગ્રંથમાં જે ઉત્તમ ગ્રંથ હોય તેને આપ સૌથી ઉપર મુકજો. એમ કહી બધા બહાર નીકળ્યા અને ઠાકોરજીનાં દ્વાર બંધ કરી દીધાં. થોડીક વાર પછી તેમણે બારણાં પાછાં ઉઘાડીને જોયું તો શ્રીધરજીનો ગ્રંથ સૌથી ઉપર મુકેલો જોયો. તે ઉપરથી બધા પંડીતોએ શ્રીધરજીના ગ્રંથને સર્વોપરી માન્યો.

## મુલ છપ્પય છંદ.

કૃષ્ણ કૃપાકો પરમ પ્રગટ બિલ્વમંગલ મંગલ સ્વરૂપ ॥
કરૂનામૃત કબિત ઉક્તિ અનુચિષ્ટ ઉચારી ॥
રસિક જનની જીવનિ હૃદૈ હારાવલિધારી ॥
હરિ પકરાયો હાથ બહુરિ તહાં લીયો છૂટાઇ ॥
કહા ભયોકર છૂટે વંદો જે લિયે તેં જાઇ ॥
ચિંતામાન સંગ પાઈ કેં બ્રજ વધૂ કેલિ વરની અનૂપ ॥
કૃષ્ણ કૃપાકો પરમ પ્રગટ બિલ્વમંગલ મંગલ સ્વરૂપ ॥

## બિલ્વ મંગળજીનો પ્રસંગ.

કૃષ્ણાવીણા નદીને કીનારે એક બુદ્ધિમાન બ્રાહ્મણ રહેતો હતો. અને તે નદીને બીજે કીનારે ચીંતામણી નામની ગુણકા રહેતી હતી. તે બ્રાહ્મણનું મન ગુણકા ઉપર ચોંટયું તેથી રોજ તે ગુણકાને ઘેર જતો અને લોકોમાં તેની નીંદા થતી પણ તેને તે કંઈ મન ઉપર લેતો નહીં. અને પોતાની બધી ધનદોલત તેણે તે ગુણકાને ખવરાવી દીધી. હમેશ તેને તે ગુણકાનુંજ ચીંતવન રહેતું હતું. એક દીવસ તેને ઘેર તેના બાપનું શ્રાદ્ધ આવ્યું તેથી તે સગાં સ્નેહીઓને જમાડવામાં રહ્યો તેથી તે ગુણકાને ત્યાં જઈ શકયો નહીં પણ ગુણકા વગર તેનાથી રહેવાયું નહીં તેથી છેવટે મોડી રાતે તે ગુણકાને ત્યાં જવા નીકળ્યો, પણ વચમાં નદી હતી ત્યાં ઘણું પુર આવ્યું હતું. છતાં તેણે પોતાના પ્રાણની પણ દરકાર કરી નહીંઅને તેણે નદીમાં પડતું મુકયું પણ તેને તરતાં આવડતું નહોતું તેથી તે ડુબવા લાગ્યો. તેવામાં એક મુડદું તણાતું તેને હાથ લાગ્યું, ગુણકાએ મારે માટે નાવ મોકલ્યું છે એમ સમજીને તે તેના ઉપર ચઢી બેઠો અને પાણીએ તેને અથડાતો કુટાતો મડદા સાથે પેલે પાર કાઢી નાંખ્યો. ત્યાંથી તે ઉતરીને ગુણકાને ઘેર ગયો, તો ત્યાં ગુણકાનાં બારણાં બંધ દીઠાં પણ ત્યાં એક દોરડું લટકતું જોયું તેથી તેણે જાણ્યું કે આ દોરડું તેણે મારે માટે બાંધેલું લાગે છે માટે તેનો મારા ઉપર પુર્ણ ભાવ સમજાય છે. હું જ્યારે તણાતો હતો ત્યારે તેણે મને નાવ મોકલ્યું અને પોતે જ્યારે સુઇ ગઇ ત્યારે મારે માટે આ દોરડું બાંધી રાખ્યું. પછી એ દોરડે ચઢીને તે એની અગાશીમાં ઉતર્યો. અને ત્યાંથી ભુસકો મારી તેના ચોકમાં પડયો. ત્યાં એક ખાળકુડી હતી તેમાં પડયો, તેથી તેમાં ધબાકો સાંભળી ગુણકા જાગી ઉઠી અને દીવો કરીને જોયું તો પેલા બિલ્વમંગળ બ્રાહ્મણને જોયો. ત્યારે તેણે કહ્યું કે તારૂ નામ મંગળ છે પણ તેં ઘણું અમંગળ કામ કર્યું. તારે આટલી મોડી રાતે કામાંધ થઇને તથા

હરકતો વેઠીને મારે ત્યાં આવવાની શી જરૂર હતી? નદીએ પુર આવેલું છે તેમાં વખતે તું તણાઈ ગયો હોત તો તારો પ્રાણ પણ જતો રહેત. પછી તેને નવડાવીને તથા બીજાં કોરાં લુગડાં પહેરાવીને તેને બધી હકીકત પુછી કે તું અહીં કેવી રીતે આવ્યો? ત્યારે તેણે કહ્યું કે જો કે નદીએ પુર આવ્યું હતું તોપણ તેં હેત કરીને મારે માટે એક નાવ મોકલ્યું હતું તેથી હું તે ઉપર બેશી નદી પાર આવ્યો અને અહીં આવતાં બારણા અગાડી એક દોરડું બાંધેલું દીઠું તે ઉપર ચઢીને હું અગાશીમાં ઉતર્યો અને ચોકમાં કુદી પડયો. માટે તારો ભાવ મારા ઉપર ઘણોજ હોય એમ લાગે છે. ગુણકાએ કહ્યું કે નાવ શું! મેં તો કંઇ પણ મોકલ્યું નથી. તેં આ પ્રમાણે તારી જીંદગીને જોખમમાં નાખી તે ઘણું ખોટું કામ કર્યું. તેં જેવું મારામાં ચિત્ત રાખ્યું તેવું પરમેશ્વરમાં ચિત્ત રાખ્યું હોત તો તારૂં કયારનું કલ્યાણ થયું હોત. મારાં હાડકાં ચામડામાં અને વિષ્ટાના કોથળા રૂપ આ મારા શરીરમાં તેં આસક્તિ રાખી તેથી તારૂં શું સુધર્યું? સહવાર થશે કે તરત હું તો ઘરસંસાર છોડી દઇને પરમેશ્વરનું એકાંત ભજન કરવા વનમાં નીકળી પડીશ, પછી તારી વાત તું જાણે. આજથી મારે તારૂં કંઇ કામ નથી માટે હવે તું મારી પાસે આવીશ નહીં. તારે જો મારી માફક ત્યાગ કરવો હોય તો ભલે કરજે, નહીં તો જેવી તારી મરજી પણ હુંતો સવારે જરૂર ત્યાગ કરીશ. એમ કહી તેને પેલું નાવ તથા દોરડું બતાવવા કહ્યું અને દીવો લેઇને તેણે દોરડાને જોયું તો તે દોરડું નહોતું પણ મોટો વીષધર નાગ હતો અને નાવને ઠેકાણે એક છડેલું મુડદું જોયું. તે જોઇને બંને જણને વૈરાગ ઉત્પન્ન થયો. ગુણકાએ કહ્યા પ્રમાણે સંસારનો ત્યાગ કર્યો અને તેજ પ્રમાણે તે બ્રાહ્મણે પણ ત્યાગ કર્યો તથા ત્યાંથીજ વનમાં ચાલી નીકળ્યાં. હાથમાં વીણા લઇને તે વગાડતો હરીના ગુણ ગાતો ગાતો ચાલ્યો અને તે એક અગોચળ જગ્યામાં સોમગીરી નામના મહાત્મા જ્યાં રહેતા હતા ત્યાંજ જઈ ચઢયો. તેમના આશ્રમમાં જઇને તેણે તેમની ઘણી ઘણી સેવા કરી તેથી તે પ્રસન્ન થયા, એટલે તેણે તેમની પાસેથી ગુરૂમંત્ર લીધો અને તેણે તેમને પોતાના ગુરૂ તરીકે માન્યા તથા ત્યાં તેમની પાસે એક વરસ સુધી રહ્યો. એકવાર તેને વંદ્રાવન જવાનું તથા ત્યાં ઠાકોરજીનાં દર્શન કરવાનું મન થયું તેથી ગુરૂની આજ્ઞા માગીને તે ત્યાંથી વંદ્રાવન જવા નીકળ્યો. રસ્તામાં જતાં એક તળાવ આવ્યું, ત્યાં એક સ્ત્રીને તેણે નહાતી જોઇ તેથી તેને ગુણકાનો સહવાસ સાંભળી આવ્યો અને તેથી તેને કામ વિષય પ્રગટયો જેથી તે ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો તથા તે સ્ત્રી તરફ એકી નજરે જોયા કર્યું. તે સ્ત્રી નાહી રહીને પોતાને ઘેર ગઇ ત્યારે તે તેની પછવાડે પછવાડે તેને ઘેર ગયો અને સ્ત્રી જ્યારે ઘરમાં પેઠી ત્યારે તે બહાર ઉભો થઇ રહ્યો. થોડી વાર પછી જ્યારે તે સ્ત્રીનો ધણી આવ્યો ત્યારે તેને ઘર બહાર ઉભેલો જોયો, તેથી તેણે તેને ઘરની અંદર આવવાનું કહ્યું અને ઘણી નમ્રતાથી તેની સ્તુતી કરીને તેને પોતાના મેડા ઉપર લેઇ ગયો અને પછી તેને ત્યાં બેસાડીને તે ઘરમાં પોતાની સ્ત્રી પાસે ગયો. પછી તેને પુછયું કે આ મહાત્મા આપણા ઘર આગળ ઉભા થઇ રહેલા હતા તે કોણ છે? ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે હું તેમને ઓળખતી નથી. પણ હું તળાવમાં નહાતી હતી અને તે રસ્તે થઇને જતા હતા. તે મને જોઇને ત્યાંજ ઉભા રહ્યા. અને હું સ્નાન કરી જ્યારે ઘેર આવી ત્યારે તે મારી પાછળ પાછળ આવ્યા. પછી હું ઘરમાં પેઠી અને તે બહાર ઉભા રહ્યા. મેં તેમને પુછયું નથી કે તમે કોણ છો? અને કેમ ઉભા છો? તેમ તેમણે પણ મને કંઇ પુછયું નથી. આટલી વાત સાંભળી તે સ્ત્રી

નો પતી સમજ્યો કે તેને કામ ઉત્પન્ન થયો લાગે છે. તે એક ભક્તારાજ હતો અને સાધુ સેવામાં ઘણો તત્પર રહેતો હતો, તેથી આ સાધુને કામ વૃત્તિ થયેલી જોઇને તે કામના પુર્ણ કરવા માટે તેણે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે તમે રસોઈ કરીને તે સાધુ પાસે મેડે લઇ જાઓ. અને તેમને તૃપ્ત કરીને જમાડો તથા તેમની ઈચ્છા પ્રમાણે તમે તેમની સેવા કરો. અને તે જે કહે તે પ્રમાણે તમે કરજો તથા તેમને પ્રસન્ન કરજો જેથી પરમેશ્વર આપણા ઉપર પ્રસન્ન થાય, મારી ખાસ આજ્ઞા છે કે તમે કોઈ પણ વાતે સંકોચ પામ્યા વગર તેમને પ્રસન્ન કરજો. એમ કહી તેનો પતી પોતાની દુકાને ગયો. અને સ્ત્રીએ ત્યાં રસોઇ તૈયાર કરી અને શણગાર સજીને ભીક્ષા લેઇને તે સાધુ પાસે મેડે ગઈ અને ત્યાં બંને હાથ જોડી તેમની વીનંતી કરીને ઉભી રહી અને કહ્યું કે મહારાજ આ રસોઈ તમે જમો અને આ દાસીને સેવા માટે આજ્ઞા કરો? તમે જે કહેશો તે કરવાને માટે હું તૈયાર છું અને મારા પતીએ મને ખાસ તેવીજ આજ્ઞા કરી છે, માટે કોઇ પણ વાતે આપ મનમાં સંકોચાયા વગર જેવી તમારી ખુશી હોય તે પ્રમાણે તમે કરો, અને તમારી મન કામના પૂર્ણ કરો. તે સાંભળી તે સાધુએ કહ્યું કે ઠીક. મારે પહેલવહેલાં, બે સોયા જોઇએ છે. તે લાવી આપ્યા. એટલે તે સાધુએ પોતાની બંને આંખોમાં તે ઘોંચી દીધા અને આંખો ફોડી નાંખી અને કહ્યું કે આંખોનો વાંક માટે પહેલી એને ઘટતી શિક્ષા કરવી જેથી ફરીને તે મને સતાવે નહીં. આ હકીકત જોઇને પેલી સ્ત્રી દોડતી પોતાના ધણી પાસે ગઈ અને તેને બધી હકીકત કહી સંભળાવી. તેનો ધણી તે સાંભળી તે સાધુ પાસે આવ્યો. અને કહ્યું કે હે મહારાજ! તમને સાધુને અમે ઘણા દુઃખવ્યા છે, અને તમારો મોટો અપરાધ કર્યો છે. તે સાધુએ કહ્યું. કે હે ભાઈ! અમે તો નામના સાધુ છીએ અને ખરા સાધુ તો તમે છો, આમાં તમારો કંઇ વાંક નથી પણ જેનો વાંક હતો તેને મેં યોગ્ય ઓસડ આપ્યું તેમાં તમારે ખોટું લગાડવું નહીં. એમ કહી તે સાધુએ ત્યાંથી ચાલવા માંડયું ત્યારે તેણે કહ્યું કે તમે અહીં રહો. અમે તમારી સેવાચાકરી કરીશું? ત્યારે તેમણે કહ્યું કે તમે જે સેવા કરી છે અને મને ઉંધા રસ્તેથી સીધા રસ્તે ચઢાવ્યો તેથી હું પ્રસન્ન થયો છું અને તમે મારૂં મન હરી લીધું છે. મને દ્રષ્ટિરૂપી જે ભુત વળગ્યું હતું તેનાથી તમે મને આજે મુક્ત કર્યો તેથી હું આપનો ઘણો આભારી થયો છું. હવે હું અહીંથી જાઉં છું અને તમે સાધુઓની સેવામાં જેમ તત્પર રહો છો તેમજ રહેજો. એમ કહી તે ત્યાંથી ચાલી નીકળ્યો. પછી રસ્તામાં તેણે પોતાના મનને કહેવા માંડયું કે તારી ચર્મચક્ષુ હવે જતી રહી અને હવે હૃદયની આંખ્યો સાથે તારે કામ પડયું, માટે હે મારી હૃદય ચક્ષુ તમે મને રસ્તો બતાવજો. જે મને હમેશ રસ્તો બતાવતી હતી તે ગઇ તેથી હવે મને રસ્તો સુજતો નથી. તે અંધ બન્યો તેથી વાડોમાં, ખાડાઓમાં, અને કાંટાઓમાં પડતો પડતો અડબડીઆં ખાતો ખાતો વગડામાં ચાલતો ભુખ્યો થએલો અને થાકી ગએલો એક ઠેકાણે બેસી ગયો. શ્રી હરીને તેની ચીંતા થઇ કે આ બીચારો મારાં દર્શન કરવા આવતો હતો અને રસ્તામાં તેને વિઘ્ન નડયું તેથી તેણે આંખો ફોડી નાંખી અને આટલું આટલું દુઃખ સહન કરે છે, માટે હું તેને દોરીને વૃંદાવન પહોંચાડું. એમ વિચારી મનુષ્યરૂપ લેઇને પેલા અંધ પાસે આવ્યા અને તેને કહ્યું કે તું અહીં કેમ બેઠો છે? જો તું દ્રષ્ટિહીન હોય અને તને રસ્તો સુઝતો ન હોય તો ચાલ હું તને દોરી લઉં એમ કહી તે અંધને પોતાનો હાથ પકડાવ્યો અને તેને છાંયડે છાંયડે થઇને ચલાવીને જલદીથી ઠેઠ વૃંદાવન સુધી પહોંચાડી દીધો. પછી

એક ઝાડ તળે તેને ઊભો રાખીને તેને કહ્યું કે આ વંદ્રાવન આવ્યું હવે તું મને છોડી દે? ત્યારે તેણે કહ્યું કે હવે હું તમને કેમ છોડું? મેં તમને ઓળખી લીધા. મને છાંયડે છાંયડે દોરી લાવનાર તમારા વગર બીજું કોણ હોય? તમે મને આવું સુખ આપ્યું માટે હવે હું તમને કેમ જવા દઉં? શ્રી હરીએ જાણ્યું કે આ તો ઉલટી વેઠ વળગશે માટે જોર કરીને તેમણે પોતાનો હાથ છોડાવી દીધો અને દુર જંઈ ઉભા. ત્યારે તે સુરદાસ બોલ્યા કે તમે જોર કરીને મારો હાથ છોડાવી દુર ગયા પણ તમે મારા હૃદયમાંથી દુર જાઓ તો હું તમને સાબાશ કહું? તે સાંભળી ભગવાન પ્રસન્ન થયા અને તેમને હૃદયમાં ચતુર્ભુજ મૂર્તીનાં દર્શન કરાવ્યાં અને પછી પોતે અંતરધ્યાન થઈ ગયા. તે સુરદાસ વીણા વગાડતા અને હરી ગુણ ગાતા ત્યાંજ બેઠા. વંદ્રાવનના ઠાકોરજી શ્રી વિહારીલાલનાં દર્શન કરવાને તેને ઘણી ઉત્કંઠા થઈ હતી પણ તે અંધ તેથી મંદીર સુધી વગર દોર્યો જવાને તથા દૃષ્ટિહીન તેથી દર્શન કરવાને અશક્ત હતો તેથી ઠાકોરજી ત્યાં આગળ આવ્યા અને મધુરી મોરલી વગાડી જેથી તે સુદરદાસનું ત્યાં આવવું સફળ થયું. ઠાકોરજીએ જાણ્યું કે તે દૃષ્ટિહીન છે માટે મારૂં દર્શન પુર્ણ રીતે કરી શકશે નહીં, તેથી તેની આંખો જેવી હતી તેવી કરી દીધી. એટલે તેણે તે દીવ્યરૂપના પરીપુર્ણ રીતે નીહાળી નિહાળીને દર્શન કર્યાં. પછી ઠાકોરજી અંતરધ્યાન થઈ ગયા અને સુરદાસ ગામમાં ગયા અને ઠાકોરજીના મંદીરમાં જઇને રહ્યા. ત્યાં તે આપજોડીઆ રોજ નવાં નવાં પદ બનાવી ઠાકોરજીના આગળ ગાતા અને એમ કરતાં કરતાં પછી તેમણે મોટા ગ્રંથ કરવા માંડયા. તેમાંનું એકાદ પદ પેલી ગુણકાએ કોઇ પાસેથી એકવાર સાંભળ્યું. તેથી તેમને જોવાને માટે ઘણી આતુરતા થઇ, તેથી તે તેમની ગામે ગામ તપાસ કરતી કરતી વંદ્રાવન આવી, અને ત્યાં પોતાનો આગલો નાતો સંભારીને તેમની પાસે મળવા ગઇ, તેને જોઇ તે સાધુએ તેને પોતાની ગુરૂ તરીકે માની, અને આ બધું જે ફળ મળ્યું તે તે ગુણકાનો પ્રતાપ જાણ્યો. પછી તેનો ઉપકાર માન્યો અને તેને આદરસત્કારથી પોતાની પાસે બેસાડી તે સાધુને રોજ અંતરીક્ષથી ઠાકોરજી દુધ અને ભાત એક વાસણમાં ભરીને ખાવા સારૂ મોકલતા. તે ખાવાનું રોજની માફક જ્યારે ત્યાં આવ્યું ત્યારે તેમાંથી તેમણે ગુણકાને અડધું ભોજન આપવા માંડયું, ત્યારે ગુણકાએ તે લીધું નહીં, અને કહ્યું કે શું ઠાકોરજી તમારા એકલાના છે? અને મારા નથી કે તે તમને ભોજન આપશે અને મને નહીં આપે? આ તમને મોકલ્યું તે તમે ખાઓ અને મને મોકલશો તો તે હું ખાઇશ અને નહીં મોકલે તો ભુખી રહીશ, પણ તમારૂં ભોજન મારે કામનું નથી. એમ કહીને તે તેણે લીધું નહીં તેથી તે બિલ્વમંગળ સાધુએ પણ ખાધું નહીં. અને બન્ને જણ ભુખ્યાં રહ્યાં. તે જોઈ ઠાકોરજીએ બીજું વાસણ દુધ ભાતનું અંતરીક્ષથી મોકલ્યું. ત્યારે બન્ને જણાએ ખાધું અને બન્ને જણ આનંદ પામ્યાં.

## મુલ ॥ છપ્પય છંદ ॥

કલિ જીવ જંજાલી કારને વિષ્ણુપુરી બડિ નિધિ સચી ॥
ભાગવત ધર્મ ઉતંગ આનધર્મ આનન દેખા ॥
પીતલપટ તર વિગત નિકષ જ્યૌં કુંદન રેષા ॥
કૃષ્ણ કૃપા કહી બેલ ફુલિત સતસંગ દિખાયો ॥
કોટિ ગ્રંથકો અથ તેરહ વિરંચન મેં ગાયો ॥

મહા સમુદ્ર ભાગવત તેં ભક્તિ રતન રાજી રચી ॥
કલિ જીવ જંજાલી કારને વિષ્ણુ પુરી બડિ નિધિ સચી ॥

## વિષ્નુપુરીનો પ્રસંગ.

આગળ શ્રીકૃષ્ણુ અને બળદેવજીના જે અવતાર થયા તેજ બીજા અવતારમાં મહા પ્રભુ અને કૃષ્ણુ ચૈતન્યરૂપે થયા. તેમાંના મહા પ્રભુ જે ભક્ત લોકોમાં સર્વોપરી રાજા જેવા હતા, તો તે ભકતોની સભા કરીને એક વખતે જગન્નાથપુરીમાં બેઠા હતા, તે વખતે વિશ્નુપુરી નામના સાધુ બોલ્યા કે કાશીપુરી એજ મોક્ષનું ધામ છે. બીજે ઠેકાણે મોક્ષ નથી, તે વાત મહા પ્રભુએ મનમાં રાખી અને કાશીમાં એક પોતાનો ચેલો રહેતો હતો તેને એકવાર કાગળ લખી મોકલ્યો; અને ત્યાંથી એક મણીગણુ માળા મંગાવી. તેમનો ચેલો સમજી ગયો કે મારા ગુરૂ કંઈ જડમાળા મંગાવે તેવા નથી. પણુ મારી પરિક્ષા લેવા માટે મને આમ લખે છે. એમ સમજી તેમણે ભાગવત લખીને તેની સુંદર ટીકા બનાવીને મોકલી, જેની અંદર મુક્તીને કંઈ પણ હીસાબમાં ગણી નહિ અને ભક્તીને સર્વથી વિશેષ માનીને ભક્તીનું પ્રતીપાદન કર્યું; અને મુક્તી કરતાં ભક્તી સર્વોપરી સિદ્ધ કરી આપ્યું, તેમજ તે ગ્રંથ તેણે માળાને બદલે પોતાના ગુરૂને મોકલી આપ્યો. ગુરૂ તે વાંચીને ઘણા પ્રસન્ન થયા અને શિષ્યની બુદ્ધિનાં વખાણુ કર્યાં, અને વિશ્નુપુરીને તે પુસ્તક બતાવ્યું. વિશ્નુપુરી જે પહેલાં કાશીપુરીને મુક્તિરૂપ ગણુતા હતા, તે પછીથી ભક્તીનેજ મુક્તિથી પણુ વિશેષ ગણુવા લાગ્યા.

### મુલ ॥ છપ્પય છંદ ॥

વિષ્ણુ સ્વામી સંપ્રદાઈ દ્રઢ જ્ઞાનદેવ ગંભીર મતિ
નામ તલોચન શિષ્ય સુરશશિ સદ્રશ ઉજાગર ॥
ગિરા ગંગ ઉન હારી કાવ્ય રચના પ્રેમાકર ॥
આચારજ હરિદાસ અતુલ બલ આનંદ દાઇન ॥
તિહિં મારગ વલ્લભ વિદિત પ્રભુ પદ્ધતિ પરાઇન ॥
નવધા પ્રધાન સેવા સુદ્રઢ મન વચ ક્રમહરિ ચરન રતિ ॥
વિષ્ણુ સ્વામી સંપ્રદાઈ દ્રઢ જ્ઞાનદેવ ગંભીરમતિ ॥

## જ્ઞાનદેવનો પ્રસંગ.

વિષ્નુ સ્વામી સંપ્રદાયના ગંભીર મતવાળા જે જ્ઞાનદેવ થઈ ગયા તેમના બાપે પોતે ઘરબાર ત્યાગ કરીને તથા પોતાની સ્રીનો ત્યાગ કરીને કોઈ.પરગામ જઇને એક મહાત્મા સન્યાસી પાસે સન્યાસ ગ્રહણુ કર્યું, તે સન્યાસીએ તેમને સ્રી છે કે નહી ? તે વાત પુછી ત્યારે તેમણે કહ્યું કે મારે સ્રી નથી. અને તે ઉપરથી તેમણે સન્યાસ આપ્યો, તે વાત તેમની સ્રીએ સાંભળી તેથી તે તે સન્યાસી પાસે ગયાં અને તેમને કહ્યું કે મારા પતીને તેમની સ્રી હું હયાત છતાં તમે કેમ સન્યાસ આપ્યો, અને તે કયા શાસ્રને આધારે છે તેનો કંઈ આધાર મને બતાવો, નહીં તો તમે તેનો હાથ પકડીને મને પાછો સોંપો. ત્યારે સન્યાસીએ કહ્યું કે તેણે મારા મેં આગળ જુઠું કહ્યું કે મારે સ્રી નથી. માટે મેં તેને સન્યાસ આપ્યો. પછી તે સન્યાસીએ તેને આજ્ઞા કરી કે તમે ઘેર પાછા જાઓ. અને તે પ્રમાણે તે

સ્ત્રી સાથે ઘેર પાછા આવ્યા અને ફરીને ઘર સંસાર ચલાવ્યો, જેથી નાતવાળાઓએ તેને નાત બહાર મુકયો. તેને પછી ત્રણ છોકરા થયા. તેમાંનો સૌથી મોટો છોકરો જેનું નામ જ્ઞાનદેવ હતું તેને શ્રીકૃષ્ણ દેવની સાથે સાચી પ્રેમ ભક્તી થઇ. તે ઉમ્મર લાયક થયો ત્યારે વેદ ભણવાને કોઈ બ્રાહ્મણોને ઘેર ગયો ત્યારે બ્રાહ્મણોએ તેને કહ્યું કે તારો બાપ સન્યાસી થઇને વટલઈ ગયો, અને પાછો ઘરમાં પેઠો. અને તું તેનો છોકરો થયો તેથી તું વર્ણશંકર કહેવાય માટે તને વેદ ભણવાનો અધિકાર નથી. એમ કહી કોઇએ તેને વેદ ભણાવ્યા નહીં. ત્યારે તેણે બ્રાહ્મણોની એક સભા કરાવી અને તેમાં તેણે જઇને કહ્યું કે તમે મને વેદ ભણાવતા નથી તેનું કારણ શું? ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે તારામાં બ્રહ્મત્વ નથી માટે તને શ્રુતિવેદનો અધીકાર નથી. તે છોકરા પાસે તે વખતે એક પાડો ઉભો હતો, તેથી તેના પુંછડાને તેણે બે ચાર થપડો મારી એટલે પાડાના પુંછડે ચારે વેદ ભણી દીધા તેથી તેણે તે બ્રાહ્મણોને કહ્યું કે તમારા વેદ જેને તમે આટલા પવિત્ર ગણો છો તે તો આ પાડાને પુંછડે બોલી દીધા. ત્યારે હવે બ્રહ્મત્વ અને અધીકારપણું તમારૂં કયાં ગયું? આ ચમત્કાર જોઇને તથા તેની ભક્તીનો સાચો ભાવ જાણીને બધા બ્રાહ્મણો તેમને પગે પડયા, અને તેને આધીન થઈ ગયા અને ઉલટા તેમના શિષ્ય થયા.

## ત્રીલોચનજીનો પ્રસંગ.

નામદેવ અને ત્રીલોચન બે એક ગુરૂના ચેલા હતા. નામદેવની વાત આગળ કરી. હવે બીજો ચેલો ત્રીલોચન તેની વાત કહું છું. તે વાણીઆના કુળમાં ઉત્પન્ન થયો હતો. અને તે અચ્યુત પંથના એટલે ગમે તે વર્ણના પણ સાધુભાવવાળા એવા સાધુઓની તે સેવા કરતો હતો. તેને એક સ્ત્રી હતી અને તે બંને સ્ત્રીપુરૂષ સાધુ સેવા કરતાં. તેમને ત્યાં ઘણા સાધુઓ આવતા તેથી તે સેવા કરતાં થાકી જતા હતા. તેમને સાધુ સેવામાં મદદ કરવાને કોઈ નોકર નહોતો, તેથી તેમને એકવાર એવી ભાવના થઇ કે જો કોઈ નોકર મળી આવે તો આપણે સાધુ સેવાનો સંપુર્ણ લાભ લેઇ શકીયે. એક વાર, સ્ત્રી સાથે આ પ્રમાણે નોકર વિષે ઘરમાં વાત કરી ત્રીલોચન બારણાં ઉઘાડી બહાર આવ્યો. ત્યાં બારણા આગળ એક ફાટેલી કામળી ઓઢેલો અને ફાટાં લુગડાં પહેરેલો એક માણસ તેણે જોયો. તે જોઇ તેણે તેને પુછ્યું કે કહો મહારાજ તમે કયાંથી પધાર્યા? તમે કોણ છો? તમારાં માબાપ કોણ? ત્યારે તેણે કહ્યું કે મારે માબાપ કોઇ નથી. એ હું સાચું કહું છું અને હું જેની સાથે મળતો સ્વભાવ આવે તેની નોકરી કરવાનો ધંધો કરૂં છું. અને જે જેવો માણસ હોય, તેની જેવી સેવા કરવી ઘટે, તેવી સેવા હું કરી શકું છું. ગમે તેટલાં વધારે માણસ હોય તોપણ તે બધાંના મનને હું એકી વખતે સંતોષ પમાડી શકું છું. મને કોઇ નોકરીએ રાખે તે હેતુથી હું ઘેર ઘેર ભટકું છું અને તેથી આજ હું તમારે ઘેર આવ્યો છું. ત્યારે તેમણે કહ્યું કે અમે તમને નોકર રાખીએ તો રહેશો? ત્યારે તેણે કહ્યું કે હા ઘણી ખુશીથી રહીશ, પણ મારામાં એક દોષ છે તે એજ કે મારે ઘણુંજ ખાવાનું જોઇએ છે, માટે હું ધરાઉં તેટલું મને રોજ ખાવાનું આપો તો હું તમારે ત્યાં નોકર રહું. મારે જે વધારે ખાવાની ટેવ છે તે વાત તમારે છુપી રાખવી પડે અને જો તમે કોઇને તેની કંઈ વાત કરો તો હું રીસાઇને ચાલ્યો જાઉં. એ સાંભળી ત્રીલોચને પોતાની સ્ત્રીને કહ્યું કે આપણે સાધુની સેવા કરવામાં રોજ થાકી જઇએ છીએ. માટે જો આને એકનેજ સાચવીને એનીજ સેવા પરિપુર્ણ કરીએ, તો તે આપણા બધા સાધુની સેવા સારી રીતે કરી લેશે. સ્ત્રીએ કહ્યું કે ઠીક. ત્યારે નોકરે કહ્યું કે તમે કોઈ વાતે શંકા રાખશો નહીં. સાધુઓની સેવા

કરતાં કરતાં તો મારો જન્મારો ગએલો છે અને ચારે વર્ણની સેવા તો હાથે ચઢી ગયેલી છે. માટે જેટલી સેવા કરવાની હશે તેટલી બધી હું કરીશ. ત્રીલોચને તે ઉપરથી તેને નોકર રાખ્યો. નોકરે કહ્યું કે મારૂં નામ અંતરજામી છે અને આજથી હું તમારો નોકર થયો છું. ત્રીલોચને કહ્યું કે બહુ સારૂં થયું કે તમે અમને મળી આવ્યા. પછી પોતાની સ્ત્રીને કહ્યું કે તું તેની એકનીજ સેવામાં તત્પર રહેજે અને તેનું કોઇ વાતે ઉંચું મન થવા દઇશ નહીં. કારણ કે જો તે રીસાઇ જશે તો આપણને એવો સેવા કરનાર ફરીને મળશે નહીં માટે તે જેટલું ખાય તેટલું રોજ રાંધીને ખવડાવજે, અને આપણે હવે નવરાં થઈ રોજ હરીગુણ ગઇશું. પછી નોકરે સેવા કરવી ચાલતી કરી. ત્યાં અનેક સાધુ આવતા અને તે બધાની સેવા તે પરિપુર્ણ રીતે કરતો, તે બધાના પગ દાબતો અને તેમને લાડ લડાવતો અને તેમને રીઝવી નાંખતો. ત્રીલોચનની સ્ત્રી તો તેને ખવડાવવા સારૂ સવારથી રાંધવા પેસતી તે આખો દીવસ તેના માટે રસોઇ કરીને સાંજે છુટી થતી. એમ કરતાં કરતાં તેર મહીના વિતી ગયા અને પરમેશ્વરને એવી વાત બનાવવી તેથી ત્રીલોચનની સ્ત્રી એક દીવસ એક પાડોસણને ત્યાં સહેજ બેસવાને ગઇ, ત્યારે પાડોસણે તેને પુછયું કે તું આવી મલીન કેમ થઇ ગઇ છે? કંઈ નાહતી ધોતી નથી અને તારાં વસ્ત્ર મેલાં થઇ ગયાં છે અને શરીરે પણ મેલ ચઢી ગયો છે માટે તેનું કારણ શું છે? ત્યારે ત્રીલોચનની સ્ત્રીએ કહ્યું કે મારે ઘેર એક નોકર આવ્યો છે તે ઘણુંજ ખાય છે. માટે તેને સારૂ રોટલા કરીને તેને ખવડાવામાં હું જરા નવરાશ પામતી નથી કે જેથી હું નાહી ધોઇ શકું તેના એકની શેવામાંજ હુતો થાકી જઉં છું, પણ આ વાત કોઇને કહેશો નહીં. જો તે નોકર કંઇ સાંભળશે તો મારે ઘેરથી રીસાઇને ચાલ્યો જશે અને પછી અમારે બધા સાધુઓની સેવા જાતે કરવી પડશે. પાડોશણે કહ્યું કે બહુ સારૂં. પણ, અંતરયામીએ તો તે વાત જાણી લીધી અને પોતાની સરત પ્રમાણે ત્યાંથી ચાલી નીકળ્યા. ઘેર આવી સ્ત્રીએ જોયું તો અંતરયામીને દીઠો નહીં, તેથી પોતાના ધણીને પુછ્યું અને તેની બધે તપાસ કરાવી પણ કોઇ ઠેકાણેથી અંતરયામી મળી આવ્યો નહીં, તેથી તેના શોકમાંને શોકમાં પાણી વગર જેમ માછલું તરફડે તેમ બંને જણાં તરફડવા લાગ્યાં અને તેમણે ખાવું પીવું ત્યાગ કર્યું. ત્રણ દીવસ સુધી બંને સ્ત્રી પુરૂષને એ પ્રમાણે લાંઘણો થઈ અને તેઓ ફરી ફરીને તેને સંભાળીને રોતાં. પછી ત્રીલોચને સ્ત્રીને કહ્યું કે આવો પ્રવિણ નોકર હવે હું કયાંથી લાવીશ? તેં કંઇ તેને દુભવ્યો હશે અથવા તેં તેની કોઇ ઠેકાણે વાત કરી હશે જેથી તે નાશી ગયો. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે મેં એક પડોશણને એકલીને છાનું માનું ભોળે ભાવે કહ્યું હતું. ત્યારે ત્રીલોચને કહ્યું કે તું ઘણી અભાગણી છે. જે માણસ સાધુની સેવામાં આવો પ્રીતીવાળો હતો તેની વાત તારે શું કરવા પાડોશણને કરવી પડી? એ રીતે સ્ત્રીને તેણે ઘણો ઠપકો દીધો. ત્યારે ત્યાં આકાશવાણી થઇ કે તમે ભુખે મરશો નહીં. પ્રીતીની રીતી એવીજ હોવી જોઇએ. હુંજ તમારે ત્યાં આવ્યો હતો અને જયારે મારે જવાની મરજી થઈ ત્યારે મેંજ તે સ્ત્રીની મતી ફેરવી અને તે વાત તેની પાસે કરાવી. માટે મારી મરજી હતી ત્યાં સુધી હું તમારે ત્યાં રહ્યો, તેમાં તેનો કંઇ દોષ નથી. હે ત્રીલોચન! હું તો તારે આધીન છું અને તું કહેતો હોય તો ફરીને તારે ત્યાં આવીને સેવા કરવા રહું. તે સાંભળીને ત્રીલોચને માન્યું કે તે નોકર રૂપે બીજો કોઇ નહીં પણ ભગવાન પોતેજ આવ્યા હતા. અને તેમની પાસે મેં જે અત્યાર સુધી ચાકરી કરાવી તે હું કેવો મુર્ખ કહેવાઉં? આખું જગત મારી મસ્કરી કરશે. બધા લોકો ભક્ત કહે છે તે હું ભક્ત શાનો?

હ
ને

એમ કહી ભગવાનની પ્રાર્થના કરી કે હે પ્રભુ! મારો અપરાધ ક્ષમા કરો? મેં આપને ઓળખ્યા નહોતા તેથી મેં આપની પાસે સેવા કરાવી. આપ તે મનમાં લેશો નહીં? આપના ભેદ તો આપજ જાણો, માટે મારા અવગુણ સામું જોશો નહીં. આપ મારે ઘેર પધાર્યા છતાં હું મુઢ બુદ્ધિ આપને ઓળખી શક્યો નહીં, તેથી તેનો મને પસ્તાવો થાય છે. આપ જો હવે ફરીને મારે ત્યાં પધારો તો હવે હું આપના ચર્ણોમાં લપેટાઇ પડું એવું મન થાય છે. એમ સ્તુતી કરીને પછી તે મન વાળીને રહ્યા.

## વલ્લભાચાર્યનો પ્રસંગ.

વલ્લભાચાર્ય નામના મહાત્મા ગોકુળમાં રહેતા હતા અને ત્યાં ઘણી પ્રીતીથી ઠાકોરની સેવા કરતા. તે મહાજ્ઞાની, પંડીત અને ભક્ત હતા. અને તેમની ચતુરાઇની તથા તેમની આતુરતાની કંઇ હદ રહેતી નહોતી. તે ઠાકોરજીને નાના પ્રકારના ભોગ ધરાવતા, અને ઠાકોરજીને લાડ લડાવી તેમની સાથે સાચો ભાવ લાવતા. તેથી ઠાકોરજીનું મન તેમણે હરણ કરી લીધું હતું. તે વાતની પ્રસંશા ગામો ગામ થવા લાગી, જેથી એક સાધુએ તે વાત સાંભળી તેથી તેને વલ્લભાચાર્યની સેવા જોવાનું મન થયું તેથી તે ગોકુળ આવ્યો અને એક ઝાડ ઉપર પોતાની સેવાનો બટવો ઉંચો બાંધ્યો અને પછી તે વલ્લભાચાર્યને ત્યાં દર્શન કરવા ગયો અને ત્યાં વલ્લભાચાર્યને મળ્યો તથા ત્યાં તેમની ઠાકોર સેવાનાં તેણે દર્શન કર્યાં. પછી તે પાછો ગયો તો તે ઝાડે તેણે પોતાની સેવા દીઠી નહીં તેથી તે પાછો વલ્લભાચાર્ય પાસે આવ્યો અને તેમને કહેવા લાગ્યો કે મેં એક ઝાડે મારી સેવા બાંધી હતી, તે હવે મને દેખાતી નથી તેથી હું ઘણો દુઃખી થાઉં છું. મારા જીવનરૂપ તે સેવા કોઇ લઇ ગયું હશે કે કેમ? ત્યારે વલ્લભાચાર્યે કહ્યું કે તારી સેવા ત્યાંની ત્યાંજ છે, કોઇ તેને લેઇ ગયું નથી, માટે તું ત્યાં ફરી જઇને જો, તેથી તે પ્રમાણે તે ત્યાં પાછો ગયો અને જોયું તો ઝાડ ઉપર બાંધેલી હતી તેવીને તેવીજ તેણે પોતાની સેવા જોઇ, તેથી તે આશ્ચર્ય પામ્યો અને ખુશી થયો. પછી તે છોડી લેઇને ફરી વલ્લભાચાર્ય પાસે આવ્યો અને તેમને કહ્યું કે મને તે મળી આવી. એમ કહી તે મંદીરમાં પેઠો. એટલે તેના હાથમાંથી તે સેવાનો બટવો અલોપ થઇ ગયો, જેથી તેણે ફરીને વલ્લભાચાર્યને પુછ્યું કે મારી સેવા ફરીને ક્યાં જતી રહી? ત્યારે વલ્લભાચાર્યે કહ્યું કે આ મંદીરમાં ઘણા ઠાકોરજી છે તેમાં જે ઠાકોરજી તારા હોય તે તું ઓળખી લે? તે ઉપરથી તેણે અંદર જોયું તો પોતાના ઠાકોરજીને તેમના ઠાકોરજીની અંદર દીઠા તેથી તેમને ઉપાડી લીધા અને ખુશી થયો અને વલ્લભાચાર્યને પગે પડયો. પછી તેણે પોતાના ઠાકોરજીએ તેને આ પ્રમાણે એ ત્રણ વાર ભ્રમણામાં નાંખ્યો તેનું કારણ પુછ્યું? ત્યારે તેમણે કહ્યું કે તેં સ્થુલ શાલીંગરામની મૂર્તીનેજ પરમેશ્વર માન્યા છે પણ ભક્તીભાવ તારામાં નથી, માટે તને ભક્તીનો પ્રભાવ બતાવવા સારૂ પરમેશ્વરે તને આમ તેમ અથડાવ્યો; જેથી તું ભક્તીની વાત સમજે. માટે હવેથી તારે ઠાકોર સેવાની સાથે ભક્તીભાવ પણ વિશેષ કરતા રહેવું પછીથી તેણે ભક્તી અને ઠાકોર સેવા બંને કરવા માંડયાં. અને તેથી તેને રોજ જુદા જુદા ચમત્કાર દેખાવા લાગ્યા. અને તેથી તે પોતાના ભાગ્યનો પૂર્ણ ઉદય થયેલો સમજ્યો.

### મુલ છપ્પય છંદ ॥

સંત સાખિ જાને સબે પ્રગટ પ્રેમ કાલજુગ પ્રધાન ॥
ભક્તદાસ ભુપ ઇક શ્રવન સીતા હરકીનો ॥
માર માર કરિ ખડ્ક વાજી સાગરમેં દીનો ॥

નરસિંધકો અનુકરન હોઇ હિરનાકુસ માર્યો ॥
વહૈ ભયો દશરથહિરામ બિછુરત તન ડાર્યો ॥
કૃષ્ણદાસ બાંધે સુનત તિહિં છિન દિયો પ્રાંન ॥
સંત સાખિ જાને સબૈ પ્રગટ પ્રેમ કલિજુગ પ્રધાન ॥

## ભક્તદાસ કુલશેખર નામના રાજાનો પ્રસંગ.

કુલશેખર નામનો એક રાજા દરિયા કીનારે પોતાના નગરમાં રહેતો હતો. તે ભક્તિમાં કંઇ સમજતો નહોતો પણ એક બ્રાહ્મણ પાસે તે રોજ રામ કથા કરાવતો, અને ત્યાં રામ કથામાં જે જે હકીકત તે સાંભળતો તે તે હકીકત જાણે હાલજ બનતી હોય તેમ તે સાચી કરીને માનતો. અને તેના કંઇ દાખલા, તે કથા કરનાર બ્રાહ્મણને મળેલા તેથી તે જેટલું સંભળાવવું ઘટતું તેટલું તેને કથામાંથી સંભળાવતો અને બાકીનો કથા ભાગ તે છોડી દેતો. કથા ચાલતાં ચાલતાં એકવાર સીતાના હરણ થવા વિષેનો પ્રસંગ આવ્યો, ત્યારે તે બ્રાહ્મણે જાણ્યું કે સીતાનું હરણ થયું અને તેમને રાવણ લેઇને નાશી ગયો. એવું જો આ રાજા સાંભળશે તો તે તેની શોધ કરવા સારૂ દરીયામાં જઇને પડશે અને મરશે. માટે તે પ્રસંગ આગળ તેણે કથા કરવી અધુરી મુકી અને કથાનો વખત પુરો થવાથી તે પોતાને ઘેર ગયો. બીજે દીવસે તે માંદો પડયો. તેથી તેણે પોતાના છોકરાને કથા કરવા મોકલ્યો પણ સીતા હરણની કથા છોડી દેવાનું તે પોતાના છોકરાને કહેવું ભુલી ગયો. તેથી તે છોકરાએ રાજા આગળ સીતાના હરણની કથા કરી કે તરત તે રાજા ચમકી ઉઠયો અને બોલી ઉઠયો કે એવો તે કેવો દુષ્ટ રાવણ છે કે તેણે મારી સીતા માતા કે જે આખા જગતને પાવન કરનારાં છે તેમનું હરણ કરીને તે લેઇ ગયો? એમ કહી તેનું હૈયું ભરાઇ આવ્યું અને તેને સાચો આવેશ આવ્યો. તેથી એકદમ ઉઠીને ઘોડા ઉપર સવાર થયો અને હથીઆર બાંધીને દરિયા ઉપર ગયો. અને ઘોડાને દરિયામાં મુકયો અને તે વખતે તેને પોતાના જીવનું ઘણુ ભાન રહ્યું નહીં. દરિયાની સપાટી ઉપર તે જમીન માફક ચાલ્યો ગયો અને ઘણે દુર ગયો ત્યારે પરમેશ્વરને તેની ચીંતા થઇ કે આ રાજા મારે સારૂ જીવ ખોશે, માટે હવે હું તેને પાછો વાળું. રામા અવતાર કે જે કંઇ જુગ ઉપર થઇ ગયો તેની વાત હાલ સાંભળીને તે વાત હાલ બને છે એમ સાચી માની, તે રાવણ પછવાડે જવા નીકળ્યો; માટે જરૂર તે દરિયામાં કંઇ ડુબી મરશે. એમ સમજી ભગવાન રામચંદ્રજીનું રૂપ ધારણ કરી લક્ષ્મણ, સીતા અને હનુમાનજીને સાથે લેઈ દુરથી તેના સામા ચાલી આવીને તેને દરિયામાં મળ્યા. અને તેને પુછ્યું કે તમે કયાં જાઓ છો? ત્યારે તેણે કહ્યું કે દુષ્ટ રાવણ મારા પરમેશ્વર! જે રામચંદ્રજી તેમની સ્ત્રી મારી માતા જે જાનકી, તેનું હરણ કરીને તે લેઇ ગયો માટે તેમને છોડાવવા હું રાવણ સાથે લડવા જાઉં છું. ત્યારે તેમણે કહ્યું કે હું પોતેજ રામચંદ્ર અને આ સીતાજીને છોડાવીને અમે પાછા આવીએ છીએ તે તમે જુઓ? માટે હવે તમે તમારે ઘેર પછા જાઓ. એમ કહીને રાજાને ત્યાંથી પાછો વાળ્યો. એ પ્રમાણે જે હકીકત રામા અવતારમાં બની હતી તે હકીકત પણ રાજાના ભાવથી ભગવાને તે વખતે બનેલી સાચી કરીને બતાવી.

## લીલાઅનુકર્ણ તથા રંતીબાઇનો પ્રસંગ.

નીલાચલ નગરમાં લીલા અનુકરણ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તે એક વખત સભા કરીને બેઠો હતો. ત્યાં આગળ કોઇ ભવૈયા રમત કરી આવ્યા અને ત્યાં તેમ-

ઘણા ઘણા વેશ કાઢીને બતાવ્યા પણ રાજા ભક્ત હતો તેથી કોઇ રમતથી તે ખુશ થયો નહીં. ત્યારે તેમણે તેને ખુશ કરવા સારૂ ભક્તિનો એક વેશ કાઢયો અને પોતામાંથી એક માણુસને પ્રહલાદ બનાવ્યો, એક માણુસને સ્થંભ કર્યો, એક માણુસને હિરણ્યકશ્યપ કર્યો, અને બેચાર ભવૈયાને નોકરો કર્યા. પછી તેમણે પ્રહલાદને ઘણાં દુઃખ દેવા માંડયાં, અને છેવટે એક તમ લોહસ્થંભે જાણે બઝાડતા હોય એવો ભાવ બતાવ્યો. પછી પ્રહલાદને પુછયું કે તારો પરમેશ્વર કયાં છે? ત્યારે તેણે કહ્યું કે તારામાં, મારામાં, આ થાંભલામાં અને બધામાં તે વ્યાપક છે. ત્યારે તેણે કહ્યું કે જો એમ હોય તો તું આ થાંભલાને બાઝી પડ કે પછી તારા પરમેશ્વર જો તેમાં હશે તો તને બચાવી લેશે. તે ઉપરથી પેલા થાંભલા થએલા ભવૈયાને પ્રહલાદ ઉપર કરૂણા ઉત્પન્ન થઇ, તેથી તેને નરહરી નરસીંહ રૂપનો આવેશ આવ્યો અને તેણે પ્રહલાદના બાપને ત્યાં આગળ મારી નાંખ્યો, તેથી સભામાં હાહાકાર વર્તાઇ ગયો. ત્યારે કોઇ કહે કે આગળના દ્વેષથી તેણે માર્યો અને કોઇ કહે કે તેણે આવેશથી માર્યો. તેથી તે વાતનો નિર્ણય કરવા સારૂ રાજાએ તે ભવૈયા પાસે રામા અવતારનો વેશ લવરાવ્યો, અને પેલા મારનારાને દશરથનો વેશ લેવરાવ્યો. પછી રામ વિયોગ થતાં તેના પ્રાણ છુટી ગયા તેથી બધાંને તેના સાચા આવેશની ખાત્રી થઇ.

## રંતીબાઇનો પ્રસંગ.

રંતીબાઇ કરીને એક ડોસી હતી તે ઘણી પ્રેમી ભક્ત હતી. તેને એક છોકરો હતો, અને તે પણ શ્રી કૃષ્ન ઉપર ઘણો ભક્તીભાવ રાખતો. તેમના ઘર પાસે એક ધર્મશાળા હતી તેમાં રોજ હરી કથા થતી પણ તે સાંભળવા જવાને ઘર સુનું રહેવાની ધાસ્તીથી તે બંને જણ એકી વખતે કથા સાંભળવાને જઇ શકતાં નહોતાં. તેથી એક દીવસ મા જતી અને એક દીવસ છોકરો જતો. એમ કથા સાંભળવાનો તથા ઘર સાચવવાનો બંને જણે વારો કર્યો. બાદ જે કથા સાંભળવા જતું તે ઘેર આવીને ઘેર રહેલાંને બધી કથા સંભળાવતું. એક વાર કથામાં એવું આવ્યું કે ભગવાનને જસોદાએ દોરડાંથી બાંધ્યા. કારણ કે તે માખણ ચોરીને ખાઇ ગયા અને લોકોનાં ગોરસ ફોડી આવ્યા. તે તે કથા સાંભળીને છોકરો ઘેર આવ્યો અને પોતાની માને તે સંભળાવી. ત્યારે તેની મા તરત હેબક ખાઇ ગઇ કે અરે! એવી તે કેવી નીર્દય જસોદા હશે કે તેણે મારા સુકોમળ ભગવાનને દોરડાંથી બાંધ્યા. એટલું બોલી તેનું તાળવું ફાટી ગયું અને તેનો જીવ જતો રહ્યો. એ પ્રમાણે તેને સાચો ભાવ આવ્યો કે જાણે હાલજ કૃષ્ણાઅવતાર ચાલે છે. ભગવાન બંધાયા અને તેની કથા પણ હાલ વર્તમાનકાળમાંજ ચાલે છે. એવી સત્ય પ્રતીતીથી તેને સાચો આવેશ આવ્યો.

## મુલ ॥ છપ્પય છંદ ॥

પ્રસાદ અવજ્ઞા જાનિકે પાનિ તજ્યેં એકે નૃપતિ ॥
હો કહાં કહો બનાઈ બાત સબહી જગજાને ॥
કરતે દોનો ભયો સ્યામ સૌરભ મનમાને ॥
છપન ભોગતે પહિલ ખીચ કરમાકો ભાવે ॥
સિલપિલ્લેકે હેત કુવરીપે હરિચલિ આવે ॥
ભકતનિહેત સુત વિષ દિયો ભુપનારી પ્રભુરા ખિપતિ ॥
પ્રસાદ અવજ્ઞા જાનિકે પાનિ તજ્યેં એકે નૃપતિ ॥

## પુરૂષોત્તમવાસી મહારાજનો પ્રસંગ.

એક રાજા ભક્તરાજ હતો. તે એકવાર પોતાના પ્રધાન મંડળ સાથે ચોપટ રમવાને બેઠો હતો. ત્યાં બાજીમાં તે ઘણો લીન થઈ ગયો. તે વખતે ત્યાં જગન્નાથજીના બેટીઆ પ્રસાદ લેઇને તેમને ત્યાં આપવા આવ્યા અને રાજા પાસે જઇને ઉભા. રાજાના જમણા હાથમાં બાજીના પાસા હતા, તેથી તેણે પ્રસાદ લેવાને પોતનો ડાબો હાથ ઉંચો કર્યો. પંડ્યાઓએ જાણ્યું કે આ રાજા પ્રસાદ લેવાનો અધિકારી નથી. બાજીના પાસા તેણે જમણા હાથમાં રાખ્યા અને ડાબા હાથમાં તે પ્રસાદ માગે છે માટે તેને તે આપવો નહીં. એમ વિચારીને તેઓ રીસાઇને ત્યાંથી જગન્નાથજીપુરી પાછા ગયા. બાજી પુરી થઈ ત્યારે તેને પંડ્યા સાંભર્યા, તેથી તેણે તેમની ખબર કઢાવી તો માલુમ પડયું કે તેઓ રીસાઇને જતા રહ્યા. રાજાને તેથી ઘણો પશ્ચાતાપ થયો. ઠકોરજીનો પ્રસાદ લેવા સારૂ મારો જમણો હાથ આળસ કરી ગયો અને તે કામમાં ન આવ્યો, માટે મારે તેને હવે સંઘરવો નહીં એમ સોચનામાં તે સુકાવા લાગ્યો. તેના પ્રધાને તેને તેનું કારણ પુછયું ત્યારે રાજાએ કહ્યું કે રોજ રાત્રે મારા મહેલમાં એક ભૂત આવે છે અને તે મારા જાળીઆમાં હાથ ઘાલી મને બીવરાવે છે તેથી હું રોજ સુકાતો જાઉં છું, માટે જો તેનો હાથ કોઈ કાપી નાંખે તો ફરીને તે મને બીવરાવે નહીં. પ્રધાને કહ્યું કે તે કામ હું કરૂં. એમ કહી પછી પ્રધાન તે દિવસે રાત્રે રાજાની પાસે ગયો અને રાજાએ તેને પોતાના પલંગમાં બેસાડયો, અને તેને કહ્યું કે, ભૂત હાથ નાંખે તે વખતે તમે સાવધ થઇને તેને કાપી નાંખજો. એમ સોંપરત કરીને રાજા ત્યાંથી ગયો, અને થોડીવાર પછી તેણે ફરી વળીને બહારથી પેલા જાળીઆમાં પોતાનો જમણો હાથ નાંખ્યો. તે જોઇને પેલા પ્રધાને જાણ્યું કે ભુત આવ્યું. તેથી તેણે તલવારનો ઝટકો માર્યો અને ભૂતનો હાથ કાપી નાંખ્યો; એમ સમજી પોતે ખુશી થયો અને પછી રાજા પાસે ગયો અને જોયું તો રાજાનોજ હાથ કપાયલો દીઠો, તેથી તેને ઘણો ખેદ થયો. રાજાએ તેને કહ્યું કે તેમાં તારો દોષ નથી તેમાં તો મારે તારો મોટો ગુણ માનવાનો છે. મને એજ ભૂત સતાવતું હતું, કારણ કે ઠાકોરજીની પ્રસાદી લેવામાં જે જમણે હાથે આળસ કરી તેને રાખવો મારે લાયક નહોતો. તેથી મેં તે કપાવરાવ્યો, માટે તેમાં તારે દીલગીર થવું નહીં. જગન્નાથજીએ તે ઉપરથી તરત પોતાના પુજારીઓને કહ્યું કે અમુક રાજાએ મારે સારૂં પોતાનો હાથ કાપી નંખાવ્યો છે, માટે તમે પાલખી લઇને તે હાથને તેની પાસેથી વીનંતી કરી માગી લેઇને પાલખીમાં મુકીને અહીં આવો અને બગીચામાં રોપો. પછી તેનું એક ઝાડ થશે અને તેને ફુલ થશે અને તે ફુલ મારે માથે ચઢશે અને તે ફુલ મને ઘણુંજ પ્યારૂં રહેશે. એમ કહી પંડ્યાઓને પ્રસાદી લેઇને મોકલ્યા અને તેમણે તે રાજાને ત્યાં આવી પેલો હાથ જે જગન્નાથજીએ મંગાવ્યો હતો તે માગી લીધો, અને તે લાવીને તેમણે બગીચામાં રોપ્યો અને તેનાં ફુલ થવા માંડ્યાં. જે આજ દીન સુધી જગન્નાથને ચઢયાં જાય છે. અને તેને દુણાનાં ફુલ કહે છે.

## કરમાબાઇનો પ્રસંગ.

કરમાબાઈ કરીને એક બાઈ મારવાડમાં રહેતી હતી. તે સાચા ભાવથી ઠાકોર સેવા કરતી, પણ સ્નાનક્રીયાનો આચાર તેનાથી સચવાતો નહોતો. ઠાકોરજી તેનો સાચો ભક્તીભાવ જાણીને તેને ત્યાં રોજ આવતા અને તે ખીચડી રાંધીને તેમને ભોગ ધરાવતી તે તે આરોગતા. તે વાત સાંભળીને એક સાધુ કરમાબાઇને ઘેર આવ્યો. અને તેણે કરમાબાઇને

સવારમાં સૌચ સ્નાન કર્યા વગર ખીચડી કરતી જોઈ, ત્યારે તેણે તેને કહ્યું કે ન્હાયા ધોયા વગર અપવિત્રપણામાં ઠાકોરજીને ભોગ લગાવવો તે યોગ્ય નથી, માટે હવેથી તારે ન્હાઈ ધોઈ ચોકા કરીને રસોઈ કરવી. એ પ્રમાણે તે સાધુ બતાવીને ચાલતો થયો અને કરમાબાઈએ નહાઈ ધોઈ અબોટ કરી ચુલે ખીચડી ચઢાવી. મોડું થવાથી ખીચડી રંધાતાં વાર થઇ એટલામાં જગન્નાથજી ત્યાં આવ્યા અને જોયું તો ખીચડી તૈયાર થઇ નહોતી, તોપણ તેને ચુલેથી ઉતરાવીને ઠાકોરજીએ બે ગ્રાસ ખાઇ લીધા. કારણ કે જગન્નાથજીપુરીમાં ભોગ ધરાવવાનો વખત થઇ જતો હતો, તેથી ઉતાવળ કરી જેથી ઉતાવળમાં ઠાકોરજી મોઢું ધોવું ભૂલી ગયા અને એઠા મોઢે જગન્નાથજીના મંદીરમાં દેખાયા. ભોગ વખતે ઠાકોરજીને મોઢે ખીચડી ચોટેલી જોઇને પંડ્યાઓ બોલ્યા કે ઠાકોરજી ! અત્યારમાં કોને ત્યાં ખીચડી ખાઈ આવ્યા ? પરંતુ તે જાણવા તેમણે ઠાકોરજીને વિનંતી કરી અને તેનો ભેદ પુછયો, ત્યારે ઠાકોરજીએ કહ્યું કે મારવાડમાં કરમાબાઇ નામની એક બાઇ મારી પરમભક્ત છે તેથી તેના ભાવને લેઇને હું રોજ તેને ત્યાં ખીચડી ખાવા જઉં છું પણ આજ એક સાધુ તેને નહાવા ધોવાનું બતાવી ગયો તેથી તેને ખીચડી કરતાં મોડું થઇ ગયું. અહીંના મંદીરમાં ભોગ ધરાવાનો વખત થવા આવ્યો હતો તે સાચવવા સારૂ હું ઉતાવળમાં મોં ધોવું ભુલી ગયો તેથી ખીચડી મોઢે ચોટેલી રહી ગઇ, માટે હવે તમે તે બાઇને ગામ જાઓ અને તેને કહો કે તમારે ન્હાવા ધોવાની કંઇ જરૂર નથી. તમે જેમ આગળ કરતાં હતાં તેમ ખીચડી કરજો. સ્નાન કરવાની અથવા અબોટની મારે જરૂર નથી. હું તો તમારા ભાવને વશ છું. માટે પેલો સાધુ બતાવી ગયો છે તેમ કરશો નહીં. તમારા સાચા ભાવ આગળ પવિત્રપણું અથવા અપવિત્રપણું હું કંઇ જોતો નથી.

## સીલ અને પીલ્લે બન્ને કુંવરીઓના પ્રસંગ.

સીલ અને પીલ્લે બન્ને રાજાઓની કુંવરીઓ હતી. એક મોટા રાજાની કુંવરી હતી અને એક નાના રાજા જમીનદારની કુંવરી હતી. તે બંને કુંવરીઓ બેહેનપણીઓ હતી. તેમાંની જમીનદારની કુંવરી રાંડેલી હતી. અને રાજાની કુંવરી સેવાસણ હતી. તે બન્ને કુંવરીઓ રાજાને ત્યાં એક દિવસ બેઠી હતી ત્યાં એક સાધુ આવ્યો. કારણ કે રાજા ભક્તરાજ હતો તેથી સાધુઓ તેને ત્યાં આવતા રહેતા. તે સાધુએ પોતાના ઠાકોરજીની પુજા કરવા માંડી જેથી તેને ઘણો પ્રેમવાળો જોયો તેથી તે બન્ને કુંવરીઓને તેવી સેવા કરવાનું મન થઇ આવ્યું. તેમણે તે સાધુને કહ્યું કે અમને તમે આવી સેવા કરવાનું આપો ? તેથી તે સાધુએ તેમને રસ્તામાં પત્થરાના બે કકડા લાવીને તે બન્ને કુંવરીઓને એકેકો આપ્યો અને કહ્યું કે આ તમારા ઠાકોરજી છે. તેમને તમે ભવપાર થવા સારૂ સાચો ભાવ લાવીને સેવા કરજો. તેમ કહી તે સાધુ ત્યાંથી ગયો. કુંવરીઓને ઠાકોર સેવા કરતાં કરતાં ઘણો પ્રેમ વધી ગયો અને તેમની વીચીત્ર રીતી થઇ ગઇ. હવે પછી બંનેની જુદી જુદી વાત તથા પડચા કહું છું તે સાંભળોઃ—રાજાની કુંવરીને એક બીજા રાજા સાથે પરણાવેલી હતી. અને તેના સાસરીયાં ભક્તીની વાત કંઇ જાણતાં નહોતાં. તે છોકરી જ્યારે ઉમ્મર લાયક થઈ ત્યારે તે રાજાનો જમાઇ કેટલાંક માણસો તથા ગાડી લેઇને પોતાની સ્રીને તેડવા આવ્યો, પણ તે કુંવરીને તેમની સાથે જવું બીલકુલ ગમ્યું નહીં અને પોતાનો જીવ ગયા બરોબર તેને તેમની સાથે જવું તે લાગ્યું. પણ પોતાનાં માબાપોએ તેને તેમની સાથે મોકલી તેથી તેને જવું પડયું. પોતાના ઠાકોરજીને લેઇને તે ગાડીમાં બેઠી અને ત્યાંથી એક પણ દાસી તેણે સાથે લીધી નહીં. આગળ જતાં રસ્તામાં તેના પતીએ તેને કહ્યું

કે તમે મારા સામું જુઓ, મારી સાથે વાતચીત કરો પણ તે છોકરી તેના સામું જોતી નથી અને પોતાના ખોળામાં ઠાકોરજીનું પોટલુ બાંધી લીધું છે તેના સામું જોયા કરે છે. અને તેનું મોં ઘણું ઉદાસ થઈ ગયેલુ તે જોઇ તેના પતીએ તેને પુછ્યું કે તમને શો રોગ થયો છે અને તમને શું દુઃખ થાય છે, જો તમને કંઇ વ્યાધી હોય તો તે મને બતાવો એટલે તેનું ઓસડ કરીએ ? ત્યારે છોકરીએ કહ્યું કે તમે અભક્ત લોક છો તેથી તમારી સાથે અમારે બોલવું વ્યાજબી નથી. અમે તમારી સાથે કાંઈ બોલીએ તો અમે દોશીત થઇએ, માટે જો તમારે અમારી સાથે બોલવું હોય તો તમે ભક્તિ કરો એટલે હું તમારી સાથે પ્રસન્નતાથી બોલીશ, તે સાંભળી તેના પતીને હાડોહાડ લાગી ગઈ કે આ તો એક ભગતડી છે અને તેના ખોળામાં કંઈક ઠાકોરજી લાવી છે તેના સામું તે જોયા કરે છે અને અમારા સામું જોતી નથી. માટે જો તેના ઠાકોરજીને કુવામાં નાખી દીધા હોય તો તે પછી અમારી સાથે બોલે. તે ઉપરથી તે કુંવરી ઠાકોરજીનું પોટલુ મુકી જ્યારે દીશા જંગલ ગઈ ત્યારે લાગ જોઇ તેણે તે પોટલું એક પાસેના કુવામાં નાંખી દીધું. કુંવરીએ પાછાં આવીને જોયું તો ઠાકોરજી દીઠા નહીં તેથી તેણે ઘણું કલ્પાંત કરવા માંડ્યું. અને તેને જીવ ગયા જેવું લાગ્યું. તેથી તે રોતી રોતી રસ્તો નીઠાડતી પોતાના પતીને ગામ પહોંચી. ત્યારે ત્યાં તેની સાસુ, સસરો, નણંદ, વિગેરે મળ્યાં પણ તે કોઈની સાથે કંઇ બોલી ચાલી નહીં અને તેણે રોયાંજ કર્યું અને ખાવાપીવાનું પણ ત્યાગ કર્યું તથા ઉદાસ રહેવા માંડ્યું. તેથી તેની સાસુએ તેની ઉદાસીનતાનું કારણ પુછ્યું–ત્યારે તેણે કહ્યું કે મારા ઠાકોરજી મને અહીં લાવી આપો તો હું અન્ન, જળ લઉં. તે ઉપરથી તેના પતિને તેની હકીકત પુછી જેથી તે પતીએ તે પોટલીને પોતે કુવામાં નાંખી દીધી હતી તે વાત કહી. તે ઉપરથી તેની સાસુ નોકરોને લેઇને તથા તે કુંવરીને તથા તેના ધણીને તથા નણંદને તથા સસરાને સાથે લેઇને તે કુવા ઉપર ગઈ, અને ત્યાં આગળ એક બટક બોલો માણુસ બોલી ઉઠયો કે, જો તેમને ઠાકોરજીની સાથે આટલી બધી પ્રિતી છે તો તે ઠાકોરજીને બોલાવે, એટલે ઠાકોરજી તેની પ્રીતીને લીધે એની મેળે ઉપર આવશે એટલે આપડે તેમને કાઢવાને કુવામાં માણુસ ઉતારવાની જરૂર રહેશે નહીં એમ મશ્કરી કરી. તે ઉપરથી તે કુંવરીએ ઘણીજ આતુર વાણીથી પોતાના ઠાકોરજીને બોલાવ્યા અને તેમની વિનંતી કરી કે તરતજ તે ઠાકોરજીનું પોટલું કુવામાંથી ઉછળીને બહાર આવ્યું અને તે કુંવરીના હૃદય સાથે લાગી ગયું. તે ઉપરથી બધા લોકો વિસ્મય થઈ ગયા અને કુંવરીની સાચી પ્રિતી જોઈ બધા તેને પગે પડયા. પોતાને ઘેર આવી ભક્તરાજ વહુ આવી છે તે જોઇ તેનાં સાસુ સસરાએ પોતાના ઘણાં ભાગ્ય માન્યાં અને તે વખતથી પોતે ભક્તિ કરવા લાગ્યાં.

## જમીનદારની છોકરીનો પ્રસંગ.

તે કુંવરીને બે ભાઈ હતા. તે બન્ને ભાઇઓ એક બીજાના વેરને લીધે જુદા ગામોમાં રહેતા હતા. તે કુંવરી તેમાંના એકના ગામમાં રહેતી હતી. અને પોતાના ઠાકોરની સેવા સંપૂર્ણ રીતે કરતી હતી. કેટલાંક વર્ષ વીત્યા બાદ બીજો ભાઈ કેટલું એક લશ્કર લેઈ પેલી કુંવરીવાળા ભાઇના ગામ ઉપર ચઢી આવ્યો અને પહેલા ભાઇના ગામને હરાવીને ગામ લુંટી લીધું. તેમાં પેલી કુંવરીની ઠાકોર પુજા પણ ગઇ, તેથી તે કુંવરી પોતાના ભાઇ પાસે ગઇ અને અરજ કરી કે મારી પુજા મને મંગાવી આપો ? પુજા વગર હું જીવી શકતી નથી અને મારો જીવ ગભરાય છે. ત્યારે તેના ભાઇએ કહ્યું કે તુ મારી પણ બેન છે અને તેની

પણ બેન છે. અને તે મને હરાવી ગામ લુંટી ગયો માટે તેમાં હું શું કરૂં ? અમારે ભાઇઓ ભાઇઓને વેર છે પણ તારે કાંઇ વેર નથી, માટે તું તેને ગામ જા, અને તેને વિનંતી કર એટલે તે તને પુજા પાછી આપશે. તે ઉપરથી તે કુંવરી પોતાના બીજા ભાઇને ગામ ગઈ અને ત્યાં ચોરામાં જ્યાં બધા લોક બેઠા હતા ત્યાં આગળ જઇને પોતાના ભાઇને તેણે વિનંતી કરી. અને પોતાની ઠાકોર સેવા માંગી, ત્યારે તેના ભાઇએ નોકરોને આજ્ઞા કરી કે તમે તેની ઠાકોર સેવા કાઢી આપો ? તે ઉપરથી તે માણુસે કહ્યું કે પેલાં બધાં પોટલાં પડયાં છે તેમાંથી જે તેનું પોટલું હોય તે ભલે તે ઓળખી લે ? ત્યારે એક અટકચાળો માણુસ બોલી ઉઠયો કે તેને ઠાકોરજી ઉપર જો સાચો ભાવ હોય તો તે પોતાના ઠાકોરજીને બોલાવે એટલે ઠાકોરજી તેના ભાવને લેઇને પોતાની મેળે તેની પાસે આવશે. તે સાંભળી તે કુંવરીની આંખો રાતી થઇ ગઇ અને હૃદય ફાટવા જેવું થઇ ગયું. પછી ઘણી આતુર વાણીથી પોતાના ઠાકોરજીને બોલાવ્યા એટલે તે પોટલું બીજાં બધાં પોટલાંઓમાંથી ઉછળીને તેની પાસે આવી તેના હૃદય સાથે ચોટી ગયું. તે જોઇને બધા લોકો આશ્ચર્ય પામી ગયા અને તેનો સાચો ભક્તિભાવ જાણ્યો અને તે કુંવરી ત્યાં પધારી તેથી તેમણે પોતાનું મોટું ભાગ્ય માન્યું અને તેની આવી ભક્તિ જોઇને પછી સૌએ ત્યાં ભક્તી કરવા માંડી.

## બે સ્ત્રીઓએ સંતનાં દર્શન કરવા સારૂ પોતાના છોકરાઓને ઝેર દીધું તે બન્નેનાં પ્રસંગ.

---

## પહેલી બાઇનો પ્રસંગ.

એક ભક્તરાજ રાજા હતો અને તેને ત્યાં રોજ સંત સાધુનો અવર જવર રહેતો હતો. એક વાર તેને ત્યાં સાધુની મંડળી આવી અને તે ત્યાં ઘણા દીવસ રહી. અને તેમાં મહન્ત હતા તેમની સાથે રાજાની ઘણી પ્રિતી બંધાઇ ગઇ. રાજા રોજ તેમની ઘણા ભાવથી સેવા કરતો હતો, જેથી તે મહન્ત સાધુ રાજાની પ્રિતી જોઇને ત્યાં ઘણા દીવસ રહ્યા. છેવટે એક વાર તે સાધુએ બીજે ગામ જવા સારૂ રાજા પાસે વિદાયગીરી માગી, ત્યારે રાજાએ તે આપી નહીં અને આજકાલ કરીને કેટલાક દીવસ કાઢી નાંખ્યા. પછી તે સાધુએ એક દીવસ ચાલી નીકળવાનો નક્કી વિચાર બતાવ્યો. અને રાજાને કહ્યું કે આવતી કાલ સવારે અમે જરૂર નીકળીશું. તે સાંભળી રાજાને ઘણું દુઃખ ઉત્પન્ન થયું અને સાધુના વિયોગથી પોતાના પ્રાણુ ત્યાગ થશે એવું પ્રતીત થયું. તે ઘેર ગયો પણ ત્યાં રાણીએ તેને ઉદાસ જોઇને તેનું કારણુ પુછ્યું. ત્યારે તેણે કહ્યું કે મારા ગુરૂ મહારાજા આવતે કાલે જરૂર વિદાય થશે જેથી તેમનો વિયોગ મારાથી સહન થશે નહીં અને તે ઉપરથી વખતે મારા પ્રાણુ જશે. માટે મને હવે એકે ઉપાય સુઝતો નથી. રાણીએ તેને હીમ્મત આપીને કહ્યું કે કાલનો દિવસ હું તેમને ગમે તેમ કરીને રોકી રાખીશ અને તે કામ હું મારે હાથે લઉં છું, માટે તમે કોઇ વાતની ચિંતા રાખશો નહીં. એમ કહી રાજાનું મન શાંત પાડયું. પછી રાત્રે રાણીએ ઝેર મંગાવ્યું અને પોતાનો જે એકનો એક કુંવર હતો તેને પાઈ દીધું તેથી થોડી વારે તે કુંવર મરી ગયો. એટલે ત્યાં રોકકળ થઇ રહી અને આખું ગામ કુંવરના મરણથી શોકાતુર થઇ ગયું. પરોઢીએ પેલા સાધુઓએ કંમરો બાંધીને જવાની તૈયારી કરવા માંડી એટલામાં તેમને કુંવરના મૃત્યુની ખબર પડી તેથી તે સાધુઓના મહંતે વિચાર કર્યો કે આ રાજાએ અત્યાર સુધી આપડી આટલી પ્રિતીથી સેવા કરી અને આજ તેનો કુંવર મરી ગયો અને આપણે વિદાય થઇએ તે ઠીક નહીં, માટે આજ જવાનું બંધ રાખવું. એમ કહી કંમર

છોડી નાંખી અને બધા સાધુઓને લેઇને રાજાને ત્યાં દુઃખ મનાવવા માટે ગયા. ત્યાં જઇને જોયું તો કુંવરનો દેહ લીલો થઇ ગયેલો જોયો. તે ઉપરથી મહંત સાધુએ અનુમાન કર્યું કે આ કુંવર કંઇ મોતથી મુવો નથી પણ કોઇએ તેને ઝેર દેઇ મારી નાંખ્યો છે; માટે તેની સાચે સાચી હકીકત રાજા પાસે રાણીને પુછાવરાવી. રાણીએ ગુરૂ પાસે આવીને કહ્યું કે મહારાજ! રાજાને તમારા ઉપર ઘણો પ્રેમ છે, અને તમારા વિયોગથી તેમનો પ્રાણ ત્યાગ થવાનો હતો; માટે કાલનો દીવસ આપને રોકવા ખાતર અને રાજાને એક દિવસ વધારે જીવાડવા ખાતર મેં આ કામ કર્યું છે એટલે મારા કુંવરને મેં ઝેર દીધું છે. અને આ હકીકત હું સાચે સાચી કહું છું. તે સાંભળી મહાત્માને ઘણુંજ હૃદયભેદક લાગી આવ્યું અને તેથી તેમનું હૈયું ભરાઇ આવ્યું અને ત્યાં પોકે પોક રોયા. પછી બધા સાધુઓનું ચર્ણામૃત લેઇને તે કુંવરના ઉપર છાંટયું, એટલે કુંવર જીવતો થયો અને ઝેર ઉતરી ગયું. તે જોઇ બધાને આશ્ચર્ય લાગ્યું. રાજાનો આવો પ્રેમ જોઇને તે મહારાજ પછી ત્યાંજ રહ્યા અને બન્નેની હયાતી સુધી તેજ ગામમાં રહેવાનું કબુલ કરી બીજા સાધુઓ જેમને જવાની મરજી હોય તેમને જવાની આજ્ઞા કરી અને પોતે રાજાના પ્રેમને લીધે બાકીનું આયુષ્ય ત્યાં ગાળ્યું.

## બીજી બાઇનો પ્રસંગ.

એક રાજા ઘણો ભક્તિવાન હતો અને તેની કુંવરી ભક્તિ વગરના એક રાજાને ત્યાં પરણાવેલી હતી. તે કુંવરી પોતાને સાસરે ગઇ ત્યાં પોતાના બાપના ઘરની માફક કોઈ સંત સાધુને આવતા દેખતી નહીં તેથી તે ઘણી અકળાતી. અને તે ઉપરથી તેણે પોતાની દાસીને કહ્યું કે તારે રોજ ગામમાં તેમજ ગામ બહાર તપાસ રાખતા રહેવું અને જો કોઈ ઠેકાણે કોઇ સાધુ ઉતરેલા દેખે તો મને ખબર કહેવી. તે પ્રમાણે તે દાસી કરતી. એક દિવસે તેણે તળાવ કિનારે એક સાધુને પોતાના શિષ્યો સહીત ઉતરેલા તથા ઠાકોરની પુજા કરતા જોયા. તે ઉપરથી તે દાસીએ પોતાની રાણીને તે ખબર કહી. એટલે રાણીએ થોડું ઝેર મંગાવ્યું અને પોતાના છોકરાને પાઈ દીધું, તેમજ તેણે સાધુનાં દર્શન કરવાની પ્યાસ આગળ કુંવરનો શોક કંઇ ગણ્યો નહીં. થોડી વારે તે છોકરો મરી ગયો અને તેની ખબર પોતાના ધણીને તેમજ સાસુ સસરાને કહી. તે ઉપરથી તે બધાં ઘણું રોવા તથા કલ્પાંત કરવા લાગ્યાં, પણ પોતે છોકરાની માએ તેમ કરવા માંડયું નહીં. તેથી બધાંને આશ્ચર્ય લાગ્યું અને તેને તેનું કારણ પુછ્યું, ત્યારે તેણે કહ્યું કે મારા બાપને ઘેર આવા કંઈક છોકરા મરી જતા પણ તેમને ત્યાં સાધુઓ આવીને ચર્ણામૃત છાંટતા કે તે પાછા જીવતા થતા, માટે તેના મૃત્યુનો મને કાંઈ શોક લાગતો નથી. તે વાત સાંભળી તેના પતીએ તેને પુછ્યું કે તે સાધુ કેવા હશે અને કયાં રહેતા હશે? ત્યારે પેલી દાસી બોલી ઉઠી કે આપણા ગામની ભાગોળે કેટલાક સાધુ આજ આવ્યા છે અને મેં તેમને જોએલા છે, માટે ચાલો હું તમને તે બતાવું! એમ કહી તે દાસી તે રાજાને સાથે લઇ ચાલી. રસ્તામાં જતાં તેણીએ રાજાને સમજાવ્યો કે તમે કુંવર મુવાની વાત ત્યાં કહેશો નહીં. તમે સાધુ પાસે જઇને તેમને નમસ્કાર કરી વિનંતી કરી કહેજો કે હે મહારાજ! અહીં આવીને તમે જેવું મારૂં ગામ પાવન કર્યું તેવું મારે ઘેર પધારીને મારૂં ઘર પાવન કરો. ઘણા દિવસથી હું સાધુનાં દર્શન વગરનો રહ્યો છું માટે હું ઘણો અકળાઉં છું, એમ કહી તમે રડી પડજો. એટલે સાધુ તમારો ભાવ સાચો સમજીને તમારા ઉપર દયા લાવીને તમારે ઘેર આવશે. એમ સમજાવી દાસી છેટેથી તે સાધુને બતાવી

ઘેર પાછી ગઈ અને રાજાએ દાસીના કહેવા પ્રમાણે તે સાધુ પાસે જઇને વિનંતી કરીને આંખમાં આંસુ લાવ્યો. તે ઉપરથી તે સાધુ તેનો સાચો ભાવ સમજીને તેને ઘેર ગયા અને ત્યાં રોવા કુટવાનું એટલી વાર સુધી બંધ રાખેલું હતું. સાધુ ઘરમાં ગયા કે તરત પેલી કુંવરી આવીને તેમને પગે લાગી અને તેણીએ પોતાની ઘણા દિવસની દર્શનની પ્યાસ પુરી કરી. તે સાધુ તેના બાપને ઘેર ઘણી વાર આવતા જતા હતા તેથી તેને ઓળખી. પછી તેમણે કુંવર મરી ગયાની વાત જાણી, ત્યારે તેની હકીકત પુછી. ત્યારે તે કુંવરીએ કહ્યું કે તમારા દર્શનની આશાથી મેં કુંવરને ઝેર દીધું છે. જે ઉપરથી તેને પાછો જીવતો કરવાની લાલચે મારાં સાસરીઆં તમને મારી પાસે તેડી લાવે અને મને આપના દર્શનનો લાભ મળે. કારણ કે તે લોકો અભક્ત છે. તેથી અહીં કોઇ સાધુ આવતા જતા નથી અને સંત દર્શન વગર હું ઘણી મુંઝાઉં છું તેથી મેં આ છેવટનો ઉપાય લીધો છે. તે સાંભળીને તથા તેની પ્રિતી જોઇને તે આશ્ચર્ય પામ્યા. પછી બધા સાધુઓના પગ ધોઇ તેનું ચર્ણામૃત લેઇને તે કુંવરને છાંટયું એટલે તરત તે જીવતો થયો, અને તે બધું આ અભક્ત લોકોએ નજરે જોયું તેથી ચકીત થઇ ગયાં અને તેમને ભક્તિ ઉપર શ્રદ્ધા થઈ તેથી સાધુની સેવા કરવાને તેમની મતી પલટઇ અને ત્યારથી ભક્તિ કરવા માંડી. બધાં લોકો શાખ પુરે તે પ્રમાણે તે કુંવરીએ પોતાની ભક્તિનો પડચો બતાવ્યો અને બધાંને ભક્તિ કરતાં શીખવી.

## મુળ છપ્પય છંદ.

આસય અગાધ દુહું ભક્તકો હરિતોષન અતિસે કિયો ॥
રંગનાથ કોં સદન કરન બહુ બુદ્ધિ વિચારી ॥
કપટ ધર્મ રચિ જૈન દ્રવ્યહિત દેહ વિસારી ॥
હંસ પકરવે કાજ બધિક બાનો ધરિ આએ ॥
તિલક દામકી સકુચ જાનિ તિહિ આપ બંધાએ ॥
સુત વધ હરિજન દેખિકે દેકન્યા આદર દિયો ॥
આસય અગાધ દુહું ભક્તકો હરિતોષન અતિસે કિયો ॥

## મામા ભાણેજ બન્નેનો પ્રસંગ.

એક મામો અને એક ભાણેજ જેમનો આશય અગાધ હતો. તે બન્ને જણ સંસાર ત્યાગ કરીને પરમેશ્વરની ભક્તિ કરવા ચાલી નિકળ્યા. આગળ જતાં વગડામાં તેમણે એક મૂર્તી જોઇ અને ત્યાં કોઇ મંદિર નહોતું તે ઉપરથી તે બંને જણે વિચાર કર્યો કે આ ઠાકોરનું આપણે અહીં મંદિર કરીએ તો ઘણું સારૂં, પણ તેમ કરવામાં પૈસો જોઇશે અને તે આપણી પાસે નથી માટે ગમે તેવી રીતે કમાવી લાવીએ અને આ રંગનાથ ઠાકોરજીનું મંદીર કરીએ; કારણ કે તે મૂર્તી રંગનાથ દેવની હતી. તેઓ ત્યાંથી પાછા ફર્યા અને પૈસા પેંદા કરવાને તેમણે બહુ બહુ પ્રયત્ન કર્યો પણ તેમને કોઇ ઠેકાણે પૈસો મળ્યો નહીં. એક વાર તેઓ શ્રાવકના મંદીરમાં ગયા અને ત્યાં પારસમણીની મૂર્તી જોઈ. તે ઉપરથી તેમનું મન ત્યાં લલચાયું અને વિચાર્યું કે જો આ મૂર્તી આપણે ચોરીને લઇ જઇએ અને લોઢા સાથે ઘસીએ તો તેનું સોનું બનશે અને તેથી આપણને જોઇશે તેટલું દ્રવ્ય પેંદા થશે. તે ઉપરથી તે શ્રાવકના મંદીરમાં ગયા અને ત્યાં ચેલા થયા અને તેમના મુખ્ય ગોરજીની ઘણી સારી સેવા કરવા માંડી, અને

પોતે સેવામાં જાણે ગળી ગયા હોય તેમ બતાવ્યું. તે ઉપરથી ગોરજીએ તેમને તાળાંકુંચીઓ પણ સોંપી દીધી. એક દિવસ રાજાનો કુંવર કે જેનો બાપ પણ શ્રાવક ધર્મનો હતો અને તેણે તે મંદિર બંધાવ્યું હતું તે મંદીરમાં દર્શન કરવા આવ્યો. ત્યાં પેલા ભાણેજે તેને પુછ્યું કે આ મંદીર એવું જાપતા બંધ બનાવ્યું છે કે તેની અંદર સાંજે મંદીર બંધ કર્યાં પછી પવન પણ પેસી શકતો નથી, પણ જો કોઈ અકસ્માત થાય અને મંદીર ખોલવું પડે અને કુંચી ન જડતી હોય તો તેનો બીજો કોઈ રસ્તો રાખેલો હશે કે નહીં? ત્યારે તેણે કહ્યું કે દેરા ઉપર એક ભમર કડી છે તેને ફેરવે એટલે તેની બારી થઈ જાય છે અને ત્યાંથી મંદીરમાં ઉતરવાનો બીજો રસ્તો બને છે. તે વાત ભાણેજે ધ્યાનમાં રાખી અને મામાને કહી. પછી એક દિવસે મામો તે મંદિરમાં સંતાઈ રહ્યો અને તે મંદીર સાંજે બંધ થયું અને તાળાં કુંચી થયાં. પછી મોડી રાતે જ્યારે બધાં ઉંધી ગયાં ત્યારે પેલો ભાણેજ દહેરા ઉપર ચઢયો અને ભમર કડી ફેરવી એટલે ત્યાં બારી થઇ ગઇ. એટલે ત્યાં આગળથી તેણે એક દોરડું ફાંસ્યું અને મામાને ચેતાવ્યો કે પેલી મૂર્તી બાંધી દો. મામાએ તે પારસમણીની મૂર્તી બાંધી દીધી એટલે ભાણેજે તે ખેંચી લીધી. પછી ફરીવાર મામાને કાઢવા સારૂ તેણે દોરડું ફાંસ્યું અને તે ઉપર ચઢીને મામો આવ્યો અને બારીમાંથી નીકળતો હતો, તેવામાં તેને મનમાં ઘણો આનંદ થયો કે આ મૂર્તી હાથ લાગી તે ઘણું સારૂં થયું. અને બન્ને જણ આબાદ બહાર નીકળીને હવે જોઇશે તેટલો પૈસો પેદા કરીને એક સુંદર મંદીર બંધાવીશું. એવો વિચાર કરતાં તેનું હૃદય પ્રફુલ્લીત થઈ ગયું અને તેનું શરીર ફુલી ગયું તેથી પેલી બારીમાં ભરાઇ ગયું. ન તો હેઠે ઉતરાયું કે ન તો ઉપર ચઢાયું અને અધવચ ભરાઇ રહ્યું. તે ઉપરથી મામાએ ભાણેજને કહ્યું કે સવારે બધા શ્રાવકો ઉઠશે ત્યારે મને ઓળખશે અને આપડા ભેખની તેઓ નિંદા કરશે તથા આપણને પારકા ધર્મના અને ઠગ સમજશે. તેથી બેહેતર છે કે તું મારૂં માથું કાપીને લેઇ જા જેથી મને કોઇ ઓળખી શકે નહીં. એ પ્રમાણે ભાણેજે કર્યું અને માથું કાપી લીધું. પણ માથું કાપતી વખતે મામાને એવી ભાવના થઇ કે ભાણેજ એકલો પડશે માટે તેની મદદમાં જો હું સાથે હોત તો બહુ સારૂં થાત. પણ ખેર! નથી તો કંઇ નહીં એમ સંકલ્પ કર્યો. તેથી તેને ભાવનાનો બીજો દેહ બંધાયો અને પેલા રંગનાથ ઠાકોરની મૂર્તી આગળ જઇને બેઠો. પેલો ભાણેજ હજુ રસ્તામાં જતો હતો તે પહેલાં તે ત્યાં ગયો. ભાણેજ રસ્તામાં જતાં વિચાર કરવા લાગ્યો કે મામા જો જીવતા રહ્યા હોત તો મને ઘણી મદદ કરત. એમ વીચાર કરતાં તે મૂર્તી નજીક ગયો એટલે તેણે તે મંદીરનું કામ પાયા ખોદાવવાનું તથા સરસામાન લાવવાનું શરૂ કરેલું જોયું. તે ઉપરથી તે ભાણેજ પસ્તાવા લાગ્યો અને પોતાની સેવા બીજાએ છીનવી લીધી એમ માન્યું, પણ આગળ જઇને જોતાં પોતાના મામાનેજ ત્યાં દીઠો તેથી તે આશ્ચર્ય પામ્યો. પછી બન્ને જણ ત્યાં ભેટયા અને પછી બન્નેએ મળીને પોતાની મરજી પ્રમાણે તે મંદીર બનાવરાવ્યું.

## હંસનો પ્રસંગ.

કોઈ એક રાજા હતો. તેના શરીરે કોઢ નીકળ્યા હતા, તેથી તેણે બધા વૈદોને એકઠા કરીને કોઢની દવા કરાવરાવી પણ કોઇનાથી કંઈ મટયું નહીં. ત્યારે તેણે વૈદોને હુકમ કર્યો કે આનો ઇલાજ તમો અમુક મુદતમાં નહીં શોધી લાવો તો તમને બધાને હું ગર્દન મારીશ. તે ઉપરથી બધા વૈદોએ વિચાર કર્યો કે કોઈ ન બની શકે એવી વાત આપડે તેને બતાવો કે જેથી તે આપણો ખ્યાલ મુકે. એમ વિચારી રાજાને કહ્યું કે માન સરોવર ઉપર રાજ હંસ જે મો-

તીનો ચારો ચરે છે અને જે ત્યાંજ રહે છે તેમને લાવીને તેનું તેલ કાઢીને જો કોઇ તમારે શરીરે ચોપડે તો તમને આ કોઢ મટી જાય. તે ઉપરથી તે રાજાએ પારધીઓને બોલાવ્યા અને કહ્યું કે મારે રાજહંસ જોઇએ છે માટે તે અમુક મુદતમાં લાવી આપો, નહીં તો તે મુદત પુરી થયે હું તમારી આખી જાતને ગરદન મારીશ. આખી જાત ગરદન મરાય તેના કરતાં ચાર જણનો જીવ જાય તો ખેર ! એમ વિચારી તેઓએ આખી નાતમાંથી ચાર માણસો આગેવાન ઉભા કર્યા અને તેઓ ચાર જણ રાજહંસની તપાસ કરવા ગયા. તેઓએ ઘણું વન પસાર કર્યો અને ઘણાં દુઃખ ભોગવ્યાં ત્યારે છેવટે માનસરોવર ઉપર જઇ પહોંચ્યા. ત્યાં રાજ હંસને દીઠા પણ તે કોઇ રીતે હાથમાં આવ્યા નહીં. એક વાર તેમણે જોયું તો ત્યાં કોઇ સાધુ આવ્યા હશે અને તેમને જોઇને તે હંસ ઉડી ગયા નહીં તેથી તેઓ સાધુને ધીરે છે એમ જાણીને તેઓએ પોતાનો વેશ બદલ્યો અને મરડીઆ ઘસી ધોળાં ટીલાં કર્યાં તથા રાતી માટીથી લુગડાં રંગીને પહેર્યાં અને શંખલાઓની માળા બનાવી કોટે નાખી. અને પછી માન સરોવર ફરીને ગયા ત્યારે હંસલીએ હંસને કહ્યું કે પેલા પારધીઓ વેશ બદલીને આપણને પકડવાને પાછા આવ્યા છે માટે ચાલો આપણે ઉડી જઇએ. ત્યારે હંસે કહ્યું કે તે હવે આપણા ઇષ્ટનો વેશ લઇને આવ્યા છે માટે ઉડી જવું નહીં. તેમના મનમાં કપટ હશે તો તે જાણે, આપણે તો તેમને સાધુ તરીકે માનવા જોઇએ. પછી ભલે તેઓ આપણને પકડીને મારી નાખે પણ આપણે તો તેના બાનાને માનવું છે. તેમના પેટની વાત આપણે જોવાની નથી. તે ઉપરથી તે પંખી ત્યાંથી ઉડી ગયાં નહીં અને પેલા વેશધારી સાધુ ત્યાં આવ્યા એટલે ઉલટાં તેમની પાસે જઇ તેમને પગે લાગ્યાં, એટલે પેલા પારધીઓએ તેમને પકડી લીધાં અને રાજાને ત્યાં લેઇ જઇને આપ્યાં અને પોતાની આખી નાતને છોડાવી લાવ્યા. પરમેશ્વરને તે ઉપરથી ચીંતા થઇ કે મારા સાધુનો વેશ લઇને તે પારધીઓ માનસરોવર પર ગયા તેથી તે હંસ હંસલીએ તેમને ધાર્યા જેથી તેઓ પકડાયાં એટલે તેમને રાજાને સોંપ્યાં. જો રાજા તેમને મારીને તેલ કાઢશે તો ઘણું અયોગ થશે માટે તેમની સહાયતાએ મારે જલદી જવું, નહીં તો તેમના પ્રાણ નકી જશે, તેથી વૈદનું રૂપ લેઇને તે ગામમાં ગયા અને કહેવા માંડયા કે કોઢ, રક્તપિત, અથવા જે રોગ હોય તેને હું જલદી મટાડી દઉછું. માટે કોઇને વૈદું કરાવવું હોય તો આવો. તેથી લોકોએ તેમને રાજાને ત્યાં મોકલ્યા અને રાજાએ તેમને ઘણું સનમાન દેઇ બેસાડયા અને પોતાના રોગની હકીકત કહી. ત્યારે તેમણે કહ્યું કે એ રોગ તો હું સપાટાબંધ મટાડી દેઇશ, પણ આ ગરીબ પંખીને જે મંગાવ્યાં છે તેમને તું જલદીથી છોડી દે. તે ઉપરથી તેણે તે બન્ને પંખીને ઉરાડી દીધાં અને તે વૈદે પોતાની ઝોળીમાંથી એક મુળાડીઉં કાઢી ઘસીને રાજાને ચોપડી દીધું, તેથી તે રાજાનું શરીર કોઢ મટી સોના જેવું કાંતીવાન થયું. તેના શરીર ઉપર ભગવાનનો હાથ ફર્યો તેથી પહેલાંના કરતાં પણ સુંદર થઇ ગયું, તેથી રાજા આશ્ચર્ય પામ્યો અને ખુશી થયો અને વૈદને કહ્યું કે તમે કાંઇ ઇનામ માગો અથવા રાજ્ય માગો તથા જે માગો તે આપવા હું તૈયાર છું. ત્યારે વૈદે કહ્યું કે મારે કાંઇ જોઇતું નથી. પણ તું સાધુઓની સેવા કરજે એટલે બસ છે. એમ કહી આગળ જઇને પોતે અંતરધ્યાન થઇ ગયા. રાજાએ તથા બધા લોકોએ પછીથી તે વૈદના રૂપે ભગવાન આવ્યા હતા એમ જાણ્યું, પણ પછી શું કામનું. પેલા ચાર પારધી જેમણે ફક્ત સાધુનો વેશ ધારણ કરી પોતાનાં ભુંડાં કૃત્ય કરવા સારૂ ઢોંગ કર્યો હતો તેમણે વિચાર કર્યો કે આપડા ઢોંગની પ્રતિતી કરીને તે રાજહંસ પંખીઓએ પણ આપણને ધાર્યાં અને આપણી પાસે બંધાયાં. આથી પોતે મોત કબુલ કર્યું, તેથી તેમને છોડાવવા સારૂ ભગવાન

વેદનું રૂપ લેઇને આવ્યા અને તેમને છોડાવી ગયા. તો જો આપણે સાચા ભાવથી ભગવાનની ભક્તી કરીશું તો આપણને શું શું થાય અને આપણું કેવું ભાગ્ય થશે તે કહી શકાતું નથી. માટે હવે ભક્તિ કરવી એમ વિચારી તેઓ ત્યાંથી બારોબાર વનમાં ગયા અને ખરા પ્રેમથી ઇશ્વરની ભક્તિ કરી અને પોતાનો ઓદ્ધાર કર્યો, પણ ઘેર પાછા ગયા નહીં. તેમજ તેની રૈયતે પણ તે ઉપરથી ભક્તિ કરવા માંડી.

## મહાજન સદાવૃતિનો પ્રસંગ.

એક વાણીઓ સદાવ્રત આપનારો અને ભક્ત હતો તેમજ તેની સ્ત્રી પણ તેવીજ હતી. તે બંને રોજ સાધુની સેવા કરતાં. એક વાર એક સાધુ તેમને ઘેર આવ્યો અને તે સ્ત્રી પુરૂષે તેની સારી સેવા કરી, તેથી તેનું મન ત્યાં રહેવાને લલચાઈ ગયું. તેથી તે વાણીઆને ઘેરજ તે જાથુક રહ્યો. થોડાક દિવસ વિત્યા બાદ ગામમાં કોઈ ઠેકાણે લગ્ન હશે તેનો વરઘોડો પાસે થઇને જતો જોઇને તેની વાત તેણે લોકોને પૂછી: લોકોએ કહ્યું કે આ માણસ પરણવા જાય છે. તે સાંભળી તે સાધુને પણ મન થયું કે જો મારી પાસે પૈસો હોત તો હું પણ પરણીને આવી રીતે વરઘોડો ચડાવત. પછી તેણે એક વાર વિચાર કર્યો કે આ વાણીઆનો છોકરો જે હંમેશાં ઘણું ઘરાણું પેહેરેલો રહે છે અને જેને મારી સાથે ઘણી મોહબત છે તેને દુર બોલાવી જઇને મારી નાંખીને દાટી દઇને તેનું ઘરાણું લેઈ લેઉં તો હું પેલાની માફક પરણી શકું. પછી પોતાની મતલબ સાધવાનો નિશ્ચય કર્યો, અને જો કે તે વાણીઆને તે એ[illegible] એ[illegible]જ છોકરો હતો તોપણ તેને મારવામાં તેને કાંઇ ખેદ ઉત્પન્ન થયો નહીં. [illegible]તથી એક [illegible]સ તેને ગામ બહાર તેડી ગયો અને તેને મારીને તેનું ઘરાણું કાઢી લીધું તથા તેની [illegible] દાટી દીધી અને પાછો તે વાણીઆને ઘેર આવીને બેઠો. ઘણીવાર સુધી તે છોકરો ઘેર [illegible]ાવ્યો ત્યારે તેની માએ પોતાના પતી તે વાણીઆને ખબર કરી કે છોકરો હજી ઘેર [illegible] નથી ત્યારે વાણીઆએ આખા ગામમાં ઢંઢેરો પીટાવી તપાસ કરાવીને દરબારમાં [illegible]વ્યું પણ તેનો કાંઇ પત્તો લાગ્યો નહીં, પણ એક સાધુએ પેલા વાણીઆના સાધુને [illegible]ને મારી નાખતાં દુરથી નજરે દીઠેલો હતો તેથી તેણે રાજાને આવીને કહ્યું કે એના [illegible]ર સાધુ રહે છે તેણેજ તે છોકરાને મારી નાંખી દાટી દીધો છે, અને પાછો તેને ઘેર [illegible]ધુ થઇને બેઠો છે. વાણીઆએ તે વાત સાંભળી, રાજાને કહ્યું કે આ સાધુએજ મા[illegible] [illegible]માર્યો છે માટે એને બાંધો? ત્યારે તે સાધુએ કહ્યું કે હું તો ફક્ત વાત કહું છું, મેં [illegible]કરો માર્યો નથી. ત્યારે વાણીઆએ કહ્યું કે અમારા સાધુએ અમારા છોકરાને માર્યો [illegible]મારે શું કામ ચાડી ખાવી પડે છે. તમે તમારે છાનામાના ઘેર જાઓ? અમારા [illegible]ન સર્વસ્વ સાધુનું છે, માટે તમારે તેમની નિંદા કરવી નહીં અને કોઇના આગળ આ વાત [illegible]ો નહીં. એમ કહી તે સાધુને રજા આપી. પછી તે વાણીઓ તથા વાણીઅણ ઘેર [illegible] સાધુને કહ્યું કે આ ઘરની બધી ચીજ તમારી છે અને તેમાંથી એક ચીજ એક [illegible] લેઇને બીજે ઠેકાણે મુકવાની તમારે શી જરૂર પડી? એટલે તે સાધુ ચેતી ગયો [illegible]ને છોકરાને માર્યો તે વાત કબુલ કરી. અને કહ્યું કે હું ઘણો પાપી છું અને તમારૂં [illegible] તમારૂંજ ખોયું માટે તમે મને જલદીથી મારી નાંખો? ત્યારે તેમણે કહ્યું કે [illegible] કંઇ દોષ નથી. જે બનવાનું હતું [illegible]બન્યું પણ કૃપા કરીને અમને કહો કે [illegible] [illegible]મને શી જરૂર પડી? ત્યારે તેણે [illegible]પરણવાનું મન થયાની વાત કહી. તે [illegible]પણે પોતાના પતીને કહ્યું કે

હવે શોકને તજી આપડી છોકરી જે હજુ કુંવારી છે તે આ સાધુને પરણાવી દો ? જેથી આપણી છોકરીને કોઇ અભક્ત પતી સાથે પરણાવવી પડે નહીં, માટે આ સાધુ સાથેજ પરણાવીએ તો ઘણું સારૂં. તે સાંભળી વાણીઆએ પોતાની સ્ત્રીને શાબાશી આપી. પણ તે સાધુ ઘણો શરમીંદો થઇ ગયો અને પોતાને જીવથી મારી નાંખવાનું બંને જણને ઘણું ઘણું કહ્યું, પણ બન્ને જણે તેને સમજાવ્યો, અને કહ્યું કે તેમાં તમારો કાંઇ દોષ નથી એમ કહી પોતાની છોકરીને તેની સાથે પરણાવી આપી. જુઓ ! પેલા વાણીઆ વાણીઅણની સાધુતાઇ કે તે સાધુ કે જેની તે લોકોએ સેવા કરી અને તે સાધુએ તેમનો અપકાર કર્યો તે છતાં પણ તેમણે તેનો ઉપકાર કર્યો, અને જરા પણ તેનો દોષ ગણ્યો નહીં. પણ ઉલટું કહ્યું કે તમે છોકરીને અંગીકાર કરો જેથી મારા હૃદયનો દાહ મટે. અને એમ કરી પોતાની છોકરી પરણાવી આપી અને તેમને વિદાય કર્યા. અને પછી પોતાના છોકરાની લાશ જમીનમાંથી કાઢી તેને અગ્નીદાહ કર્યો. કેટલીક મુદ્દત વિત્યા બાદ તે વાણીઆના ગુરૂ તેને ઘેર ફ[illegible]ગ ફરતા આવી ચઢયા અને છોકરાંની ખબર પુછી. ત્યારે તેમણે કહ્યું કે છોકરો તો મ[illegible] ગયો અને પેલા સાધુએ તેને મારી નાંખ્યો તે વાત કહી નહીં, પણ ગામમાં ઉડતી વાત ઉ[illegible]થી તેના ગુરૂએ જાણ્યું કે તે છોકરાને એક સાધુએ મારી નાખ્યો. તે ઉપરથી તેમણે વાણી[illegible]ને સાચેસાચી વાત કહેવા કહ્યું ત્યારે તેણે માર્યાની વાત હા કહી. વાણીઆને તેમણે ભક્તિ ક[illegible]તાં શીખવી અને તેને ભક્તિનો ખરો રંગ ચઢયો. તે જોઇ તે ગુરૂ ખુશી થયા. પણ ભક્તિ કરતાં છોકરો ખોયો તે[illegible] તેમને ઘણો શોક ઉત્પન્ન થયો, તેથી તેમણે તેને કહ્યું કે આ તો પરમેશ્વરે તારી પરિક્ષ લીધી[illegible]. [illegible] તારો છોકરો મરી ગયો નથી. માટે ચાલ જે જગાએ તેં તેને બાળ્યો હોય [illegible] જગ્યા મને બતાવ ! તેથી તે વાણીઓ પોતાના ગુરૂને તે જગોએ લેઇ ગયો અને [illegible] ત્યાં બેસીને ધ્યાન કર્યું અને પરમેશ્વરની સ્તુતિ કરી એટલે છોકરો જમીનમાંથી ની[illegible] તે જોઇ બધા આશ્ચર્ય પામ્યા અને તેની ભક્તિની પ્રસંશા કરી.

## મુલ છપ્પયછંદ.

ચારોં જુગ ચતુર્ભુજ સદા, ભકત ગિરા સા[illegible] [illegible] ॥
દારૂ મયી તરવાર, સાર મૈ રચી ભુવનકી
દેવા હિત સિત કેશ, પ્રતિજ્ઞા રાખી જ
કમધુજકે કપિચાર, ચિતા પરકાષ્ટ જુ[illegible]
જૈમલકે યુદ્ધ માંહિ, અશ્વ ચઢિ આ[illegible] [illegible]ગે ॥
ધૃત સહિત ભેંસ ચૌગુની, શ્રીધ[illegible] સાયક ધરન ॥
ચારોં યુગ ચતુર્ભુજ સદા, ભ[illegible] સાચી કરન ॥

## [illegible] ભુવન [illegible] પ્રસંગ.

કળીયુગના ભક્તમાં ભૂવન ચોહા[illegible] એક મોટા ભક્ત થઇ ગયો. તે ઉદેપુરના રાણાને ત્યાં નોકર હતો. અને રાણા[illegible] લાખ રૂપિઆનો દરમાયો બાંધી આપ્યો હતો. કોઇથી થઇ શકે નહી તેવું[illegible] કરવું. એવી સરતે તે ત્યાં રહ્યો હતો. તેની હંમેશ નોકરી તો ફક્ત કચેરી [illegible] રીમાં જઇને રાજાને સલામ કરી આવ[illegible] એટલીજ હતી. એકવાર રાજા[illegible] અને તેની સાથે બધા પટાવત ની[illegible]

અને ભૂવન ચોહાણ પણ નીકળ્યો અને વનમાં જઇને એક ગર્ભવંતી હરણીને ઘેરી. હરણી ચારે તરફ જોઇ વળી કે હું કયાં થઇ નાશી જાઉં? બધાઓની તરફ જોયું તો ત્યાં પોતાનો કાળ દીઠો. પછી ચોહાણ તરફ જોયું તો તેના કપાળમાં તીલક દીઠું, તેથી તે હરણી સમજી કે આ કોઇ ભક્ત દેખાય છે માટે તે મને મારશે નહીં. એમ સમજી તે હરણી તેની તરફ થઇને નાઠી. ત્યારે ચોહાણે વિચાર કર્યો કે આ હરણી મને ભગત જાણી મારી પાસે થઈ જવા ધારે છે માટે જો હું તેને મારૂં તો હું અભગત થાઉં ને જો હુ નથી મારતો તો રાજાનો હરામનો પગાર ખાઉં છું, એમ ઠરશે અને તેથી રાજા મને શિક્ષા કરશે; માટે મારે શું કરવું? છેવટે એમ વિચાર્યું કે હું તલવારને ઉંધી ફેરવીને એટલે ધારવાળું પાસું ઉપર અને બુઠું પાસું નીચે રાખીને તેને મારૂં એટલે તે હરણી મરે નહીં અને જીવતી નાશી જાય અને મેં ચોટ મારી પણ ગણાય. એમ વિચાર કરી જ્યારે હરણી આવી ત્યારે તેણે ઉંધી તલવાર મારી, તેથી હરણીએ જાણ્યું કે હું તલવાર ઉપર કુદીને નાસી જઉં, તે ઉપરથી તેણે થોડોક થેકડો માર્યો એટલે ધારવાળું પાસું જે ઉપર હતું તેથી તેના કકડા થઈ ગયા. તે ઉપરથી ચોહાણને ઘણો પશ્ચાતાપ થયો. આ લોઢાની તરવાર હતી તેથી હરણીનો જીવ ગયો માટે આજથી મારે લોઢાની તલવાર રાખવી નહીં એમ નક્કી કરી તેણે એક લાકડાની તલવાર બનાવી અને તેને મુઠ સોનાની કરાવીને મ્યાનમાં રાખી મુકી અને તેને તલવારની જગાએ બાધવા માંડી. એક વાર તે સુની પડેલી હશે ત્યારે તેનું મ્યાન સારૂ જોઇને તે તલવાર કેવી હશે તે જોવાનું એક બીજા નોકરનું મન થઇ આવ્યું, તેથી તેણે જોઇ તો અંદર લાકડાની તલવાર દીઠી. તે વાત તેણે મનમાં રાખીને એક વાર રાજાને ચાડી ખાધી કે ચોહાણ લાકડાની તલવારે મહીનો ખાય છે. ત્યારે રાજાએ તે વાત સાચી માની નહીં, કારણ કે થોડા દિવસ ઉપર તેણે હરણીના કકડા કરી નાંખ્યા હતા તે પોતે નજરે જોયું હતું. પેલો નોકર તો રોજ તે પ્રમાણે રાજાને કહેતો રહેતો પણ રાજા તે માનતો નહોતો. એક વાર તે નોકરે અકળાઇને રાજાને પ્રતીજ્ઞા કરી કહ્યું કે ચોહાણની તલવાર નક્કી લાકડાની છે માટે તેની પરિક્ષા લેવી જોઇએ અને જો તે લાકડાની નહીં નીકળે તો મારૂં માથું ડુલ ભલે! તમે મને ગરદને મારજો. તે સાંભળી રાજાને તેના ઉપર પ્રતિત આવી અને તેથી તેની પરિક્ષા લેવાની હા કહી. એક દીવસે રાજાએ પોતાના બધા નોકરોને પોતાની તલવારો લેઇને એક વાડીમાં મીજબાનીએ તેડાવ્યા અને ગમ્મતમાં રાજાએ બધાઓને કહ્યું કે બધા પોતપોતાની તલવારો મને બતાવો, કારણ કે કોઇની બગડી હોય તો તે હું સમરાવું. બધાએ તે પ્રમાણે બતાવી અને ફરતો ફરતો ચોહાણ ઉપર વારો આવ્યો. ત્યારે ચોહાણ સમજ્યો કે રાજાને કોઇએ મારી લાકડાની તલવારની ચાડી ખાધી લાગે છે, માટે તેનું પારખું જોવાને રાજાએ આ મહેનત ઉઠાવી છે માટે તે જોતાં પહેલાંજ હુંજ તેને સાચી વાત કહી દઉં કે મારી તલવાર દારની એટલે લાકડાની છે પણ તેના મોંમાંથી સાર એવું નીકળી ગયું. સાર એટલે સાચી. પરમેશ્વરે તેની વાણી સાચી પાડી અને રાજાએ જ્યારે તેની તલવાર જોવાનો આગ્રહ કર્યો ત્યારે તેણે તલવાર મ્યાનમાંથી ખેંચી અને ખેંચી તેવોજ વીજળીના જેવો ચમકારો થયો અને બધા અંજાઇ ગયા અને મુર્છીત થઇ ગયા. પછી તે તલવાર મ્યાનમાં ઘાલી દીધી. રાજાએ પેલા ચાડીઆને ગરદન મારવાનો હુકમ કર્યો. તે સાંભળી ચોહાણે રાજાને વિનંતી કરી કે એ જૂઠો નથી પણ સાચો છે. મારી તલવાર તો લાકડાની છે પણ પરમેશ્વરેજ તેને લોઢાની કરીને બતાવી છે માટે તમે તેને ગરદન મારશો નહીં. અને તમારે જોવું તો આ રહી [illegible] જૂઓ. એમ કહી તલવાર ફરીને બતાવી એટલે તે લાક-

ડાની તલવાર દેખાઇ. એ પ્રમાણે પેલાનો જીવ બચાવવા સારૂ તેણે ફરીને તલવાર બતાવી, કારણ કે એકવાર ચોહાણની તલવારે હરણીનો જીવ લીધો હતો તેથી તેણે લાકડાની રાખી તોપણ તે આ માણસનો જીવ લેતી હતી તેથી તેને બચાવવા ખાતર પોતે સાચી હકીકત કહી દીધી. તેનો ભક્તિનો આવો પડચો જોઇને તેને તે દીવસથી રાણાએ બમણો પગાર એટલે ચારલાખનો પગાર કરી આપ્યો અને તેની નોકરી ભરવી બંધ કરી, પણ ઉલટું રાજાએ તેમને કહ્યું કે હું આજથી તમારે ત્યાં તમારાં દર્શન કરવા રોજ આવીશ અને તમારી નોકરી આજથી માફ છે.

## પૂજારીનો પ્રસંગ.

ઉદેપુરના એક રાણાએ ઠાકોરજીનું એક મંદીર બનાવ્યું હતું. અને તેની સેવા કરવાને તેણે એક પૂજારીને નીમ્યો હતો. અને તેની ભોગ સામગ્રી વિગેરેનું ખર્ચ તે આપતો હતો અને પોતે રોજ સાંજે કચેરી બરખાસ્ત કર્યાબાદ ઘેર જતી વખતે તે મંદીરમાં દર્શન કરવા જતો હતો. ત્યારે તે પુજારી ઠાકોરજીને પેહેરાવેલો ફુલનો હાર જે તે રોજ એક ખુંટીએ ભરાવી રાખતો તે કોટમાં પ્રસાદી તરીકે નાખતો અને પછી રાજા દર્શન કરીને પોતાને ઘેર જતો. એક દિવસ પંડયાને મન થયું કે હું રોજ રાજાના કોટમાં હાર નાંખું છું માટે આજ હું મારા કોટમાં હાર નાંખી જોઉં અને પછી હું કેવો દેખાઉં છું તે દર્પણમાં જોઉં. તે પ્રમાણે તેણે કોટમાં હાર નાંખ્યો અને જેવું પોતાનું મોં દર્પણમાં જોતો હતો તેટલામાં રાજાની સ્વારી આવતી સાંભળી, તેથી તેણે ધાસ્તીને મારે તે હાર જલદીથી કાઢીને ખુંટીએ ભરાવી દીધો; પણ ઉતાવળમાં તેની છાતીના વાળ કે જે ઘરડપણને લીધે ધોળા થયેલા હતા તેમાંના કેટલાક તે હાર સાથે ચપટી ભરાવાથી ઉખડીને હારને ચોટયા. રાજા અંદર આવ્યો અને દર્શન કરી રહ્યો એટલે પેલા પુજારીએ પેલો હાર તેને પહેરાવ્યો. રાજાએ તેમાં ધોળા વાળ જોયા. તેથા તે પૂજારીને પુછ્યું કે શું ઠાકોરજી ઘરડા થયા કે આ ધોળા વાળ હારમાં આવ્યા. ત્યારે પુજારીએ કહ્યું કે હા. ઘરડા થયા. ત્યારે રાજાએ કહ્યું કે ઠીક. આવતે કાલ સવારમાં આવી ઠાકોરજીને તપાસી જોઇશ અને તેમને ધોળા વાળ આવ્યા છે કે નહીં તેની ખાત્રી કરીશ અને જો ઠાકોરજીને ધોળા વાળ નહીં આવ્યા હોય તો હું તમારી ખબર લેઈશ. એમ કહી રાજા તે વખતે ઘેર વિદાય થયો અને પૂજારીના મનમાં ઘણી ચિંતા પેઠી કે હાર તો મેં પહેર્યો હતો તેથી ઉતાવળમાં કાઢતાં મારા ધોળા વાળ તેમાં વળગી રહ્યા હશે. અને તે વાત હવે રાજાને માલમ પડી, પણ ઠાકોરજી ઘરડા થયાની વાત મેં જુઠી બતાવી તેનું કેમ થશે. રાજા સવારે આવીને જોશે અને ઠાકોરજીને ધોળા વાળ નહીં દેખે એટલે તે મને જરૂર ગરદન મરાવશે માટે હવે જીવવાનો એકે ઉપાય નથી. હવે તો ઠાકોરજીની કંઇ સ્તુતી કરૂં અને તે બચાવે તોજ હું બચું. એમ વિચારી આખી રાત તે એક પગે તપ કરતો ઉભો રહ્યો અને ઠાકોરજીની ઘણી આતુરતાથી વિનંતી કરી કે હે મહારાજ! હું તો અભક્ત છું. ભક્તીની વાત તો હું કંઇ જાણતો નથી, અને પે ગુજરાનને સારૂ આ પૂજારીની નોકરી કરૂં છું, પરંતુ મારી મુર્ખતાથી મેં હાર મારી કે ઘાલ્યો અને હવે તે વાત રાજાને માલમ પડી માટે તે મને ગરદન મારશે. માટે હે મહારાજ મારા ઉપર આપ દયા લાવો અને મારો જીવ બચાવો. હે હ્રષીકેશ ભગવાન! તમે સ્વેત કરો. મોતની બીકથી વિનંતી કરતો તે આખી રાત જાગ્યો ... તેને ઉંઘ આવી અને સવાર થઈ ત્યારે રાજા આવ્યો અને મંદીરનું તા... અંદર જોયું

રજીને ધોળા વાળથી ભરેલા જોયા અને તેને વૃદ્ધ સ્વરૂપની મૂર્તી પ્રતીત થઇ તેથી તે આશ્ચર્ય પામ્યો, તોપણ તેને સંશય રહ્યો કે વખતે પુંજારીએ કોઇના ધોળા વાળ લાવીને મૂર્તીને ચોટાડયા હશે માટે તેની ખાતરી લાયક પરિક્ષા લેવી જોઇએ. તેથી તેણે મૂર્તીની દાઢી ઉપરથી એક વાર ખેંચ્યો ત્યારે જેમ કોઇ માણસના વાળ ખેંચાય અને દુઃખ થાય તે પ્રમાણે તે મૂર્તીએ વાળ તોડતાંજ ઉંચો શ્વાસ ખેંચ્યો અને તે વાળની જગાએથી લોહીની ધારા નીકળી અને તેથી રાજાનાં કપડાં બગડયાં. રાજા તે જોઇ મૂર્છા પામ્યો, અને થોડીવારે મૂર્છા વળી ત્યારે તેણે જે અપરાધ કર્યો તેની ક્ષમા માગી, અને વારંવાર ઠાકોરજીની વિનંતી કરી. ત્યારે ત્યાં આકાશવાણી થઇ કે હે રાજા ! તેં મોટો અપરાધ કર્યો છે તોપણ હું તને તે ક્ષમા કરૂં છું પણ આજથી તને એટલી શિક્ષા કરૂં છું કે તને તથા તારી પછી બીજો રાજા તારી ગાદી ઉપર આવે તેને મારી મૂર્તીનાં દર્શન કરવાનો અધીકાર નથી માટે તમારે અહીં દર્શન કરવા આવવું નહીં અને જો આવશો તો વીપરીત થશે અને તે નિયમ આજદીન સુધી જે ગાદીએ બેસે છે તે પાળ્યે જાય છે.

## કમુધ્વજનો પ્રસંગ.

ઉદેપુરના રાજ્યમાં કમુધ્વજ કહેવાતા એવા ચાર ભાઇઓ રહેતા હતા, તેમાંના ત્રણ રાજાને ત્યાં સીપાઇની નોકરી કરતા હતા, અને તેમાંનો એ સૌથી નાનો હતો તે કોઇની નોકરી કરતો નહોતો: પણ વગડામાં જઇને પરમેશ્વરનું ભજન કરતો હતો અને ફક્ત ખાવાની વખતે બન્ને વેળા ઘેર આવીને તે ખાઇ જતો. એક વાર તેના ત્રણે ભાઇઓએ તેને કહ્યું કે તું કંઈ નોકરી કરતો નથી અને વગડામાં જઈ ભજન કરે છે, માટે જો તું નોકરીમાં તારૂં નામ લખાવે તો તારો પગાર ચાલતો થાય અને તારાં છોકરાંઓનો ગુજારો ચાલે, અને તેમાં તારે જાતે નોકરી કરવા આવવું પડશે નહીં પણ તારી નોકરી અમે ઉઠાવી લેઈશું. માત્ર તારૂં નામ નોકરીમાં નોંધાવીશ એટલે બસ છે, પણ તેણે તે વાત સ્વીકારી નહીં. ત્યારે ત્રણે જણે ખીજાઇને તેને કહ્યું કે તું કોઈની નોકરી કરતો નથી, અને આવો વિરક્ત રહે છે ત્યારે તું જ્યારે મરી જશે ત્યારે તને કોણ બાળશે. ત્યારે તેણે કહ્યું કે તેજ મને બાળશે કે જેની હું રોજ નોકરી કરૂં છું, મતલબ કે પરમેશ્વર. કેટલાંક વરસ વિત્યા બાદ તે નાનો ભાઇ કંઈ વગડામાં મરી ગયો અને તેની ખબર લોકોએ તેના ત્રણે ભાઇઓને કહી અને તેને અગ્નિદાહ દેવાનું કહ્યું, પણ તે લોકોએ તે વાત ઉપર ધ્યાન આપ્યું નહીં અને તેને બાળવા ગયા નહીં, તેથી પરમેશ્વરને ચિંતા થઇ કે તે મારો ભક્ત હતો અને તેની લાશ કોઈ જનાવર બગાડશે તો તે ઠીક નહીં દેખાય, માટે રામચંદ્રજીએ હનુમાનને આજ્ઞા કરી કે મારા કમુધ્વજ ભક્તની લાશને તમે અગ્નિદાહ કરી આવો, એટલે તુરત હનુમાનજી મૃત્યુલોકમાં આવ્યા, અને લાકડાં વીણી લાવી એકઠાં કરીને તે ભકતને ત્યાંજ બાળ્યો. તે જગાએ એક મોટું ઝાડ હતું તેના ઉપર હજાર પ્રેત રહેતાં હતાં તેમાંનું એક તે વખતે ગામમાં ગયેલું હતું અને બાકીનાં ભુતોને તે ભકતના બળતાની ધુણી લાગી, તેથી તેઓ સદ્ગતીને પામી વૈમાનમાં બેસીને દેવલોકમાં ગયાં. હનુમાનજી તે લાશને બાળીને શ્રી રામચંદ્રજી પાસે ગયા. પછી પેલું એક ભુત ત્યાં આવ્યું ત્યારે તેણે પોતાના સોબતીઓને ત્યાં જોયાં નહીં તેથી તે ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યું, અને પોકેપોક મુકી રડવા લાગ્યું. તેનું રૂદન આવતા જતા લોકોએ સાંભળ્યું, અને તેથી તે ઝાડ ઉપર જોયું તો કંઇ દેખાયું નહીં. ત્યારે તેઓ અચંબો પામ્યા અને પૂછ્યું કે અહીં કોઇ દેખાતું નથી અને આ રૂદન કરે છે તે કોણ છે? ત્યારે ભુતે કહ્યું કે હું એક ભુત છું. અમે હજાર ભુત અહીં રહેતાં હતાં, અને તેમાંનો હું એક ગામમાં

ગયો હતો અને અહીં એક ભક્તને બાળ્યો તેની ધુમાડી લાગવાથી બધા ભુતોની ગતી થઇ ગઇ, અને હું એક અભાગીઓ બાકી રહી ગયો છું. ત્યારે લોકોએ કહ્યું કે તેનો કંઇ ઉપાય છે ? ત્યારે તેણે કહ્યું કે આ ભકતની ચીતાની રાખોડી પડી છે તેમાં કોઇ હાડકાની કરચ રહી ગઇ હોય તો જુઓ, પછી જો કોઇ કરચ હોય તો તેને બાળો એટલે મારી ગતી થાય. તે ઉપરથી તે લોકોએ તે રાખોડી તપાસી જોઇ તો તેમાંથી બે ચાર હાડકાના કકડા નીકળી આવ્યા. તે લાકડાં લાવીને બાળ્યા અને તેનો ધુમાડો તે ભુતને લાગ્યો. તેથી તે ભુત બધા લોકોના દેખતાં ચતુર્ભુજ મૂર્તી થઇ વૈમાનમાં બેસી આકાશ માર્ગે ચાલ્યું ગયું. તેથી બધા લોક અચંબો પામ્યા અને ભક્તની પ્રશંસા કરવા લાગ્યા, અને તેના ભાઇઓ તથા બીજા લોકો આ બનાવ જોઇને ભક્તિ કરવા લાગ્યા.

## જેમલનો પ્રસંગ.

જેમલ નામનો એક રાજા કે જે મીરાંબાઇનો બાપ હતો, તે પહેલાં મારવાડમાં મેરતા ગામમાં રહેતો હતો. તે મોટો ભક્તરાજ હતો, અને તે રોજ સવારમાં સવાપોહોર દહાડો ચઢે ત્યાં સુધી ઠાકોર સેવા કરતો, અને ત્યાં સુધી કચેરીમાં જતો નહોતો; પણ પરમેશ્વરનું ધ્યાન કરતો હતો, અને જો કોઇ માણુસ તેને તે દરમ્યાન બોલાવે તો તેની જીભ ખેંચી લેવાનો તેણે હુકમ કરી રાખેલો હતો. કચેરીમાં પણ તેણે એક મોટી માળા કરીને મુકાવી રાખેલી હતી અને બધા લોકો તે ત્યાં ફેરવતાં. તે માળાનો એક એક મણુકો સવા સવા મણનો બનાવેલો હતો અને તેનો મોટો ચકરાવો થતો અને એક માણુસ તેમાંનો એક મણુકો આગળ ખસેડતો એટલે બીજો માણુસ તેથી વધારે ખસેડતો અને તે પ્રમાણે તે માળાના બધા મણુકા દરેક માણુસથી ફેરવે જવાતા. તે રાજાનો એક ફુટાગો હતો અને તેને રાજાએ દુર કરેલો હતો. તેણે જાણ્યું કે સવા પોહોર દહાડો ચઢે ત્યાં સુધી તે પુજામાં રહે છે અને તે કોઇ સાથે લઢવા સામો થાય તેમ નથી. માટે આ વખતે હું લશ્કર લેઇને તેના ગામને લૂંટી લેઉં તો ઠીક. એમ વિચારી તે લશ્કર લેઇને તેને ગામ આવ્યો. પછી દરવાજા પાસે આવીને તોપો છોડવા માંડી ને લઢાઇ કરવા માંડી. તે જોઇ જેમલના પ્રધાને તથા મંત્રીએ વિચાર્યું કે રાજાને આ વાત જાહેર કરીએ તો ઠીક; પણુ જો આપણે કહેવા જઇશું તો તે આપણી જીભ ખેંચી કઢાવશે માટે હવે શો ઉપાય કરવો ? પછી તેઓ તેની મા પાસે ગયા, અને રાજાને આ વાતની ખબર આપવાનું કહ્યું, કારણ કે રાજા પોતાની માની જીભ ખેંચી શકશે નહીં. તેમની માએ તે વૃત્તાંત તેમને જઇને કહ્યું. ત્યારે પોતે પુજામાંથી બોલી ઉઠયા કે તેજ માણુસ કે જેની હું પુજા કરૂં છું તે સહાય થશે અને દુશ્મનને પાછા હઠાવશે. એવું સાંભળી તેમની મા પાછી ફરી. પરમેશ્વરને તેની ચિંતા થઇ તેથી તે શ્યામ સુંદર મૂર્તીએ સીપાઇનું રૂપ લીધું અને ઘોડાળમાંથી રાજાનો ઘોડો છોડી પોતે ઘોડેસ્વાર થઇ તથા હથિઆર બાંધીને દુશ્મન સામે ગયા. પછી તેમના દુશ્મનના આખા લશ્કરને પોતે કતલ કરી નાંખ્યું. પછી દુશ્મન જાતે જ્યારે નાશી જવા લાગ્યો ત્યારે પોતે તેની પાછળ પડીને તેને વગડામાં જતાં જતાં એક થપડાક મારી અને તેને મરણ તુલ્ય કરી નાંખ્યો. તેથી તેનામાં નાશી જવાની કંઇ પણ તાકાત રહી નહીં તેથી તે ત્યાંજ રોતો પડયો રહ્યો. પછી તે શામળા સીપાઇએ પાછા ફરીને રાજાનો ઘોડો પાછો લાવીને તેને ઠેકાણે બાંધી દીધો અને પોતે અંતરધ્યાન થઇ ગયા. થોડી વાર પછી રાજા પુજામાંથી ઉઠયા. અને દુશ્મનની ખબર જોવા સારૂ પોતાનો ઘોડો મંગાવ્યો ત્યારે તે ઘોડો ઘણો હાંફતો જોયો. એટલે રાજાએ નોકરને પુછયું કે આના ઉપર કોણે સ્વારી કરી છે ?

ત્યારે તે કંઇ બોલ્યો નહીં. કારણ કે તે કંઇ જાણતો નહોતો. પછી રાજાએ ઘોડા ઉપર બેસીને ગામ બહાર નીકળીને જોયું તો બધા લશ્કરને મારી કતલ કરેલું જોયું અને આગળ જતાં તેમના ખુદ્દ દુશ્મનને પણ રડતો જોયો, તેથી તેને પુછ્યું કે તમે કેમ રડયા કરો છો? ત્યારે તેણે કહ્યું કે તમારો એક કાળા રંગનો સીપાઇ આવ્યો હતો તેણે બધા લશ્કરને મારી નાખ્યું અને મને એક સેજ થપડાક મારી તેથી હું મરણ તુલ્ય થઇ ગયો, અને શક્તિ હીન થઇ ગયો છું તેથી રડયા કરૂં છું અને મારૂં મન તેણે હરી લીધું છે. મને મારે ગામ પાછા જવાની પણ તાકાત રહી નથી. તમારો એક સિપાઇ અમને બધાંને પુરો પડયો છે માટે તમે હવે કોને મારવા જાઓ છો? તે ઉપરથી રાજા સમજ્યો કે પરમેશ્વરે પંડે આવીને આ કામ કરેલું લાગે છે અને મારા ઘોડા ઉપર પણ પોતે જાતે સ્વાર થઇને આખું લશ્કર માર્યું, માટે તેમના વગર બીજા કોઇનું ગજું નથી. એમ વિચારી તેણે ધન્યવાદ માન્યો અને તેમણે પોતાના દુશ્મનનાં ઘણાં વખાણ કર્યાં કે તમે પરમેશ્વરને નજરો નજર જોયા અને હું આટઆટલું ભજન કરૂં છું તોપણ મને તે દર્શન દેતા નથી માટે તમને ધન્ય છે. અને હું ભાગ્યહીન છું એમ કહી પછી તેની સાથે ભેટયો અને પછી તેણે એક મ્યાનો મંગાવી તેની અંદર તેને બેસાડી પોતાના નોકરો સાથે તેને આદર સહીત પોતાને ગામ મોકલાવી આપ્યો.

## એક ગોવાળ ભક્તનો પ્રસંગ.

એક ગોવાળીઓ ભેંસો ચારવાનો ધંધો કરતો હતો અને બીજી ભેંસો ભેગી તે પોતાની બે ભેંસો પણ ચારતો હતો. અને તેને ચરામણનું જે કાંઇ મળતું તે તથા પોતાની ભેંસોનાં દુધ, ઘીનું તેને જે કાંઇ મુલ આવતું તે બધું તે સાધુઓને ખવરાવી દેતો અને તેમાંથી પોતાનું ગુજરાન પણ કરતો. એ પ્રમાણે સાધુ સેવામાં તે એકવાર ગુંથાયેલો હતો ત્યારે તેની પોતાની ભેંસોને કોઇ ચોર ચોરી ગયા. ત્યારે તેણે વિચાર કર્યો કે હવે મારે શું કરવું? ઘેર ડોસી જાણશે તો વઢશે. પછી બીજાં ઢોરોને ઘેર લાવીને તેમના ધણીઓને સોંપી દીધાં અને પોતે ભેંસો વગર ઘેર ગયો. ત્યારે તેની માએ તેને પુછ્યું કે આજ આપણાં ઢોર કયાં ગયાં? ત્યારે તેણે કહ્યું કે તમે ઘરડાં થયાં અને તમારાથી હવે દોહવા વલોવવાનું કામ થઇ શકતું નથી માટે મેં તેમને એક ઠેકાણે દોવરાવવા મુકયાં છે તે દુધ, ઘી, સાથે બમણાં થઇને પાછાં આવશે. ત્યારે તેની માએ તે સાચું માન્યું. પછી તેણે તે વાત વિસારી મુકી. તે દેશમાં એવો ચાલ હતો કે દિવાળીને બીજે દહાડે બધા લોકો પોતે પોતાનાં ઢોરને નવરાવી ધોવરાવી રંગીને તથા દાગીના લુગડાં તેમના ઉપર નાંખીને તેમને ગામ બહાર કોઇ મેદાનમાં એકઠા કરતા અને પછી લોકોનો મેળો ભરી પૂછપાછ કરતા કે આ કોનું ને આ કોનું? તે પ્રમાણે દિવાળીનો બીજો દિવસ આવ્યો, ત્યારે પેલા ચોરોએ પણ ઘરેણું લુગડાં નાંખીને તે ભેંસોને તેનાં પાડાં સહીત મેળામાં ઉભી કરી, પણ ત્યાં કંઇ ભડકી અને તેઓ ઘણા દિવસથી અકળાએલીઓ હતી તેથી પુર પાટ દોડતી પોતાના અસલ ધણીને ઘેર આવી ઉભી રહી. ત્યારે છોકરાએ માને ખબર કરી કે આપણી ભેંસો પાછી આવી. પરમેશ્વરે તે છોકરાની વાણી આ પ્રમાણે સાચી પાડી અને બમણી ભેંસો પાડા સમેત થઇને આવી અને ઘરેણાં લુગડાંથી ઘી દુધની કીંમત પણ તેમાં સમઇ ગઇ તેથી તેણે પરમેશ્વરનો ઉપકાર માન્યો અને પછીથી પોતે વધારે ભાવથી ભક્તિ કરવા લાગ્યો.

## શ્રીધરસ્વામીની આદી અવસ્તાનો પ્રસંગ.

શ્રીધર સ્વામી કે જેમણે ભાગવતની ટીકા કરેલી છે તે કોઇ વાર પોતાના સેવકોમાં રમ-

વાને માટે ગયા હતા. ત્યારે ત્યાંથી તેમને કાંઇક દ્રવ્ય મળેલું હશે તે લઇને તે પાછા ફર્યા, ત્યાં રસ્તામાં તેમને ચોર મળ્યા. આગળ જતાં ચોરોએ વિચાર્યું કે એની પાસે કંઇ દ્રવ્ય લાગે છે માટે આગળ જતાં વગડામાં એને મારીને લુટી લેવો. એમ વિચારી શ્રીધરજીને પુછ્યું કે તમારી સાથે કોઇ વળાવો છે કે? ત્યારે તેમણે કહ્યું કે જે બધાના જીવનનો આધાર છે તે શ્રીરામચંદ્ર મારો વળાવો છે. કેટલેક દુર ગયા પછી ચોરોએ તેમને લુટી લેઇ મારી નાખવાનો નિશ્ચય કર્યો. એટલે ધનુષ્ય બાણુ લીધેલુ એવો એક શ્યામ મૂર્તી પુરૂષ જેમણે જેયો અને શ્રીધરસ્વામીને જાણે કહેતો હોય કે ચાલો મહારાજ! આપણુને મોડું થાય છે. એમ કહેતો દેખાયો. તે ઉપરથી તે ચોરો સમજ્યા કે તેમનું કહેવું ખરૂં છે અને તેમની સાથે આ વળાવો છે. થોડીક વાર પછી જ્યારે તે ન દેખાતો ત્યારે તેમને મારવાનો ફરીને વિચાર કરતા ત્યારે તે ફરીને દેખા દેતો અને આગળ ચાલતો. એમ ઘણી વખતે તે લોકોએ લુટવાનો વિચાર કર્યો, પણ વળાવાને લીધે તેમનાથી તેમને લુટી શકાયું નહીં. આખરે પોતાનું ગામ આવ્યું અને પેલો વળાવો કંઇ દેખાયો નહીં, ત્યારે ચોરોએ તેમને પુછ્યું કે પેલો તમારી સાથે વળાવો હતો તે ક્યાં ગયો અને તે કોણુ હતો? ત્યારે તેમણે કહ્યું કે તે બીજા કોઇ નહીં પણ પરમેશ્વર પોતેજ હતા અને મને સલામતીથી અહીં પહોંચાડવા સારૂં તે મારી સાથે અહીં સુધી આવ્યા હતા, અને મેં જે તમને કહ્યું હતું કે મારી સાથે શ્રીરામચંદ્ર છે તે મારા બોલને સાચો પાડવાને તે અહીં સુધી આવ્યા હતા. તે સાંભળી ચોરો અચંબો પામ્યા અને તેમના ઉપર ભક્તિ ભાવ લાવ્યા.

## મુલ છપ્પયછંદ.

ભકતની સંગ ભગવાન, નિત જ્યૌં, ગઉ વછ ગોહન ફિરે ॥
નિહ કિંચન યકદાસ તાસકે હરિજન આએ ॥
વિદિત વટોહી રૂપ ભયે હરિ આપ લુટાએ ॥
સાખિ દેનકોં સ્યામ ખુરદા પ્રભુ આપ પધારે ॥
રામ દાસકે સદન રાય રનછોર સિધારે ॥
આયુધ છત તન અનુગકે બલિ બંધન અપ વપુ ધરે ॥
ભકત નિસંગ ભગવાન, નિત જ્યૌં, ગઉ, વછ, ગોહન, ફિરે ॥

## નિહકીંચનનો પ્રસંગ.

જેમ ગાય પછવાડે વાછડું તેમ ભક્ત પાછળ ભગવાન. બ્રાહ્મણોના કુળમાં હરીપાલ અડકવાળા બ્રાહ્મણોમાં નિહકીંચન કરીને એક ભક્તરાજ થઇ ગયો. તે ઘણો અનુરાગી સાધુ હતો. તેણે પોતાનો જે પૈસો હતો તે સંત સાધુઓને ખવરાવી દીધો. પછી જ્યારે પૈસો ખુટી ગયો ત્યારે તેણે લોકોનું કરજે લાવીને સાધુઓને ખવરાવવા માંડયું, પણ જ્યારે લોકોએ તેને કરજે આપવાનું બંધ કર્યું. ત્યારે હવે શો ધંધો કરવો તેનો તેણે વિચાર કર્યો અને છેવટે તેણે નક્કી કર્યું કે મારે લૂંટવાનો ધંધો કરવો. લોકોને લૂંટીને પૈસો લાવીને સાધુઓને ખવરાવવું. તે ઉપરથી તે રોજ ગામ બહાર જતો અને જે માણસ અભક્ત દેખાતો અને જેને તીલકમાળા તે દેખતો નહીં. તેની પાછળ તે પડતો અને તેને વગડામાં લૂંટી લેઇ પૈસો લાવીને તે સંત સાધુને જમાડતો. એક દીવસ તે ગામ બહાર ઉભો હતો અને કાંઇ પણ ભક્ષ મળ્યું નહીં ત્યારે તે ચિંતા કરતો હતો. કારણુ કે તે પોતાને ઘેર કેટલાક સાધુઓને બેસાડી પોતાની સ્ત્રીને કહીને આવ્યો હતો કે હું કોઇને લુંટીને હમણાં દ્રવ્ય લઇ આવું છું, માટે ત્યાં સુધી તું તેમની

સેવા કરતી રહેજે, પણ તેને મોડી વાર સુધી કંઇ ભક્ષ મળ્યું નહીં; ત્યારે શ્રીકૃષ્ણજીએ કે જે વૈકુંઠમાં રૂક્ષ્મણી સાથે બેઠા હતા ત્યાં તેમને ચિંતા થઇ અને તેથી તે ત્યાંથી ઉઠી ઉભા થયા અને લુગડાં પહેરવા લાગ્યા. ત્યારે રૂક્ષ્મણીએ તેમને પુછ્યું કે હે મહારાજ! તમે કયાં જાઓ છો? ત્યારે તેમણે કહ્યું કે પૃથ્વી ઉપર મારો એક ભાવીક ભક્ત છે અને તેને ઘેર વિવાહનો પ્રસંગ છે માટે હું ત્યાં જાઉં છું. ત્યારે રૂક્ષ્મણીજીએ પુછ્યું કે મને સાથે લઇ જશો? ત્યારે તેમણે કહ્યું કે ચાલો. તેથી રૂક્ષ્મણીજીએ ઘરેણું પેહેરી લીધું. કારણ કે વિવાહ ઉપર જવું તે ઘરેણા વગર સારૂ લાગે નહીં. પછી ભગવાન લક્ષ્મીને લઇને પૃથ્વી ઉપર આવ્યા અને ત્યાં શેઠ શેઠાણીનું રૂપ લીધું, અને ચોરની પાસે થઇને વેહેલમાં બેસીને નીકળ્યાં. તેમણે શ્રાવક વાણીઆનો વેશ રાખ્યો અને માળા તીલક વગરના બનીને નીહકંચનને બીજા એક ગામનો રસ્તો પુછ્યો, ત્યારે તેણે કહ્યું કે અહીંથી તે ગામ થોડા ગાઉ દુર છે પણ રસ્તામાં લુટારાનો ઘણો ભય છે માટે તમે કોઇ વળાવો કરો. ત્યારે તેમણે કહ્યું કે જો કોઇ તેવો મળી આવે તો તેને કરીએ. ત્યારે ચોરે કહ્યું કે બે રૂપિઆ આપો તો હું આવું પણ એક રૂપિઓ મને અગાઉથી આપવો પડશે, કારણ કે મારે ભાથું જોઇએ તે હું કરી લેઉં. શેઠે કહ્યું ઠીક. તે ઉપરથી એક રૂપિઓ તેને આપ્યો. તે લેઇ તે ઘેર ગયો અને પોતાની સ્ત્રીને આપ્યો અને કહ્યું કે આનો કંઇ સરસામાન લાવીને તુ રસોઇ ચાલતી કર. મને એક મોટું ભક્ષ હાથ લાગ્યું છે તેને લુટીને થોડી વારમાં પુષ્કળ દ્રવ્ય લેઇને પાછો આવું છું. જેથી આપણને જન્મારા સુધી ખુટશેજ નહીં, તેટલું મળશે એમ કહી તે પાછો તે શેઠ શેઠાણીની ગાડી પાસે ગયો અને તેમને લેઇને તે અઘોર વનમાં તેડી ગયો. પછી ત્યાં શેઠને કહ્યું કે તમે લુગડાં ઘરેણાં ઉતારી આપો અને જો વધારે બોલશો તો હું તમને મારીશ તેથી શેઠ શેઠાણીએ મારની બીકથી લુગડાં ઘરેણાં ઉતારી આપ્યાં. છેવટે શેઠની આંગળીએ એક સોનાની વીંટી રહી અને તે નીકળતી નહોતી, ત્યારે શેઠે કહ્યું કે તુ આટલી વીંટી રહેવા દે? ત્યારે તેણે કહ્યું કે રહેવા કેમ દઉં, એટલી વીંટી હોય તો મારે કેટલાએક સાધુ તેથી જમે, અને તારે ઘેર તો લાખો રૂપિઆ હશે માટે તને કંઇ જણાવાનું નથી માટે નહીં નીકળે તો આંગળી કાપી નાંખું છું. એમ કહી માથામાંથી છરી કાઢી એટલે ભગવાને કહ્યું કે હું તને તે કાઢી આપું છું, તુ આંગળી કાપીશ નહીં. પછી આંગળી નરમ કરીને વીંટી કાઢી આપી. તેની સાધુ સેવાની આવી ભક્તિ જોઇને ભગવાન પ્રસન્ન થયા અને તેને ચતુર્ભુજ મૂર્તીનાં દર્શન દીધાં. ત્યારે તેને આશ્ચર્ય લાગ્યું અને ભગવાનને આમ કરવાનું કારણ પુછ્યું, ત્યારે તેમણે કહ્યું કે તારે ઘેર સાધુઓ ભુખ્યા બેઠા છે અને તને કાંઇ ભક્ષ મળ્યું નહીં તેથી મારે જાતે તારૂં ભક્ષ બનવું પડયું અને લક્ષ્મીને વગડામાં તારે હાથે લુંટાવરાવવી પડી. વળી તારા ભાવને લીધે હું અહીં આવ્યો છું માટે હવે તુ તારે ઘેર પાછો જા, અને સાધુની સેવા આવાજ ભાવથી સારી રીતે કર્યા જજે. એમ કહી પોતે અંતરધ્યાન થઇ ગયા.

## સાખી ગોપાલનો પ્રસંગ.

બંગાળા દેશમાંથી એક વૃદ્ધ બ્રાહ્મણ વંદ્રાવન ઠાકોરજીનાં દર્શન કરવા સારૂ નિકળ્યો અને રસ્તામાં તેને એક બીજા બ્રાહ્મણના છોકરાનો સંગાથ થયો અને તે બન્ને સાથે સાથે ગયા અને વંદ્રાવનમાં એક ઠાકોર મંદીરમાં ઉતર્યા. કેટલાક દિવસ વિત્યા બાદ પેલો વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં માંદો પડયો. ત્યારે પેલા જુવાન છોકરાએ તેની બહુ સારી ચાકરી કરી, તેથી તે વૃદ્ધ માણસ તેના ઉપર ઘણો પ્રસન્ન થયો. ત્યારે તેણે તે છોકરાને કહ્યું કે હું તો હવે મરી જાઉં

છું, પણ તારી ચાકરીનો બદલો વાળવાને હું મારી છોકરી તને આપું છું. તું મારે ગામ જઇને મારૂં ઘર શોધી કાઢીને મારી સ્ત્રી તથા મારા છોકરાને કહેજે કે ફલાણો ડોસો મરી ગયો અને મેં તેની સારી રીતે ચાકરી કરી તેથી મરતી વખતે તેણે મને પોતાની છોકરી ચાકરીના બદલામાં આપી છે માટે મને તે પરણાવો. ત્યારે તે છોકરાએ તે માંદાને કહ્યું કે તેઓ મારી વાત કબુલ કરશે નહીં. ત્યારે તે માંદાએ કહ્યું કે મારૂં નામ દેજે એટલે તે જરૂર આપશે. ત્યારે તેણે કહ્યું કે મારી પાસે સાક્ષી પુરાવો માગશે તો તે હું ક્યાંથી લાવીશ? ત્યારે તે માંદાએ કહ્યું કે આ વનમાળી ગોપાળના મંદીરમાં આપણે રહ્યા છીએ અને તેમણે આ આપણી વાત સાંભળી છે માટે તું તેમની સાક્ષી આપજે. એમ કહી તે ડોસો મરી ગયો અને તે છોકરાએ તેની ક્રીયા કરી. બાદ તે ડોસાને ગામ ગયો અને તેનું ઘર શોધી કાઢીને ત્યાં બધી હકીકત કહી. ત્યારે તેના છોકરાએ તેને કહ્યું કે તે ડોસાએ દુઃખના ભેભાનપણામાં ગમે તેમ બોલી દીધું હશે પણ અમે તને અમારી કન્યા કેમ આપીએ? તું શી નાત છે તે જાણ્યા વગર અમારાથી તને છોકરી કેમ દેવાય? ત્યારે તે બ્રાહ્મણે તકરાર કરી અને ત્યાં ઘણા લોકો ભેગા થઇ ગયા, અને છેવટે રાજા પાસે તેની ફરિઆદ ગઈ. ત્યારે રાજાએ તેને કહ્યું કે સાક્ષી પુરાવા વગરની વાત કબુલ થતી નથી માટે તારે આ બાબતમાં કોઈ સાક્ષી હોય તો લાવ? ત્યારે તે છોકરાએ કહ્યું કે વનમાળી ગોપાળના મંદીરમાં ઠાકોરજી સાંભળતા હતા અને તે ડોસાએ મને આ કહ્યું હતું, અને તેણે મને ઠાકોરજીની શાખ દેવાનું કહ્યું હતું માટે તમે મને તે કન્યા અપાવો? ત્યારે રાજાએ કહ્યું કે તારા સાક્ષીને તું અહીં લાવીને તારો પુરાવો આપ. તે ઉપરથી તે છોકરો તે ઠાકોરજી પાસે ગયો અને તેમની ઘણી ઘણી વિનંતી કરી ત્યારે તે ઠાકોરજી બોલ્યા કે, પત્થરની મૂર્તી તે કોઇવાર પગે ચાલીને પરગામ આવતી હશે? ત્યારે તે છોકરાએ કહ્યું કે ત્યારે શું પત્થરની મૂર્તી તે કોઇવાર બોલતી પણ હશે કે? માટે જ્યારે તમે બોલ્યા ત્યારે તમે ચાલી પણ શકશો એમ નક્કી વાત છે. તે સાંભળી ઠાકોરજી હશી ઉઠયા અને તેને કહ્યું કે હું તારી સાથે આવીને તારી સાક્ષી જરૂર પુરીશ પણ મારે તારી સાથે સરત કરવાની છે તે એકે તારે જ્યાં મને લેઇ જવો હોય ત્યાં જવા સારૂ તારે આગળ આગળ ચાલવું અને હું તારી પાછળ પાછળ આવીશ અને મારા પગમાં ઝાંઝર વાગે તેનો અવાજ સાંભળીને ઠાકોરજી મારી પછવાડે આવે છે એમ આકીન લાવી તું આગળ ચાલ્યો જજે અને પાછું વાળીને જોઇશ નહીં, અને જ્યાં તું પાછું વાળીને જોઇશ ત્યાં આગળ હું અટકી ઉભો થઇ રહીશ. અને પછી તારી સાથે તે જગાએથી આવીશ નહીં. છોકરાએ તે વાત કબુલ કરી અને બન્ને જણ ચાલ્યા, અને તે ગામ આવ્યું અને તેની ભાગોળે ગયા. એટલે છોકરાના મનમાં વિચાર થયો કે પત્થરની મૂર્તી કેવી રીતે ચાલે છે અને તેના પગ આંગળીઓ કેવી રીતે વળે છે તે હું જોઇ લેઉં. એમ વિચારી તેણે પાછું જોયું એટલે તે મૂર્તી ત્યાં ચોંટી ગઇ. છોકરાએ કહ્યું કે હજી દુર છે માટે આગળ ચાલો? ત્યારે ઠાકોરજીએ કહ્યું:કે હવે હું નહીં આવું. મારે તારે કબુલાત છે તે પ્રમાણે મેં કર્યું, માટે હવે તો તું તે લોકોને અહીં ગામ બાહાર બોલાવી લાવ અને મારી સાક્ષિ અહીં લેવરાવ જેથી હું તે સાક્ષી પુરીશ. તે ઉપરથી તે છોકરો ગામમાં ગયો અને રાજાને સર્વે હકીકત કહી. ઠાકોરજી ભાગોળે આવ્યા છે અને તેણે પાછળ નજર કરી જોયું તેથી તે ત્યાંજ અટકી રહ્યા છે એમ કહ્યું. તે ઉપરથી રાજાને અચંબો થયો કે શું પત્થરની મૂર્તી અહીં સુધી ચાલીને આવી તે કેવી રીતે? માટે તેને જોવાનું મન થયું. તેથી પોતાની કચેરીને લેઇને તથા તે બ્રાહ્મણની સ્ત્રી, તેનો છોકરો, તથા તેનાં સગાં સ્નેહીઓને લેઇને તે રાજા ભાગોળે ગયો અને ત્યાં તે છોકરાએ તે મૂર્તીની વિનંતી

કરી અને કહ્યું કે હવે મારી સાક્ષિ પુરો. ત્યારે મૂર્તીએ કહ્યું કે તે વાત સાચી છે. તે બ્રાહ્મણે મરતી વખતે તેની ચાકરીના બદલામાં પોતાની કન્યા આ છોકરાને આપી ચુક્યો છે અને મને તે બાબત સાક્ષિ રાખેલો છે માટે તમે તેને તે કન્યા આપો. એ પ્રમાણે પત્થરની મૂર્તીના બોલવાથી અને શાખ પુરવાથી બધા લોકો અચંબો પામ્યા અને તે છોકરાનો સાચો ભક્તિ ભાવ સમજ્યા અને તેને તે કન્યા પરણાવી. પછી તે રાજાએ તે ઠાકોરજીને વિનંતી કરી કહ્યું કે હે મહારાજ! હવે તમે અહીંજ રહો. પછી ત્યાં મંદીર બંધાવી તે ઠાકોરજીની પ્રતિષ્ઠા કરાવીને તેમને ત્યાંજ રાખ્યા તેથી તે મંદીરનું નામ સાખ ગોપાળ પડયું. જે મંદીર હાલ પણ શાખ ગોપાળના નામથી ઓળખાય છે.

## બોડાણાનો પ્રસંગ.

ડાકોરમાં રામદાસ અથવા બીજે નામે બોડાણા કરીને એક ભક્ત રહેતો હતો. તેના ગામની ભાગોળે બીજા દેશથી આવેલો એક દિવસે એક સંઘ ઉતર્યો હશે. તેને રામદાસે પુછ્યું કે આટલા બધા લોકો તમે કઇ જાત્રાએ જાઓ છો ત્યારે તેમણે કહ્યું કે અમે દ્વારકાં જઇએ છીએ અને ત્યાં ઠાકોરજીનાં અમો ભાવથી દર્શન કરીશું. તે ઠાકોરજી જેમનું નામ શ્રી રણછોડજી છે તે અમારા મનના મનોરથ પૂર્ણ કરશે, માટે અમે તે રણછોડરાયનાં દર્શન કરવા જઇએ છીએ. એમ કહી ઠાકોરજીનાં કેટલાંક વખાણ તે જાત્રાળુઓએ કર્યાં. તે ઉપરથી રામદાસને દ્વારકાં જવાની રૂચી થઇ તેથી પોતે પણ તે સંઘની સાથે ગયો અને દ્વારકામાં જઇ ઠાકોરજીનાં દર્શન કર્યાં. ત્યાં તેનો ભાવ વધ્યો તેથી તેણે એવો નિયમ લીધો કે વરસ દહાડામાં બે ફેરા ત્યાં જવું, કારણ કે દ્વારકાં પોતાના ગામથી છ મહિનાને રસ્તે દુર હતું. તે હાથમાં તુળસી વાવીને દ્વારકાં જતો અને છ મહિને ત્યાં પહોંચતો અને તે તુળસી ઠાકોરને ચઢાવતો. એમ કરતાં કરતાં ૭૨ વરસ નીકળી ગયાં અને તે ઘરડો થયો જે થીચાલવાથી તે થાકી જવા માંડયો ત્યારે તે જોઈ ઠાકોરજીએ તેને કહ્યું કે તારે હવે અહીં આંવવાની જરૂર નથી. તું હવે ઘરડો થયો માટે તારે ગામ રહે. તેમ છતાં તારો આટલો બધો ભાવ છે તેથી હુંજ પોતે તારે ગામ આવીશ. તું હવેને ફેરે આવે ત્યારે કોઇના બળદ અને વહેલ માગી લાવજે, અને અગીઆરશને દહાડે તું અહીં આવીને મારા મંદિર પછવાડે વેહેલ છોડજે, જેથી અગીઆરસને દિવસે અહીંઆં લોકો જાગૃણ કરે છે તેથી બારસને દિવસે રાત્રે બધાં ઉંઘી જાય છે એટલે મધરાતે મારાં મંદિરમાં બારણાં પોતાની મેળે ઉઘડી જશે અને તું મને લેઇને તારી વહેલમાં બેસાડીને તારે ગામ લઈ જજે. તે પ્રમાણે તે વહેલ લેઇને અગીઆરસને દહાડે દ્વારકાં આવ્યો અને મંદિર પાછળ ઉતર્યો. પછી બારશની રાત્રે જ્યારે બધા ઊંઘી ગયા ત્યારે મંદિરનાં દ્વાર ઉઘડી ગયાં એટલે તેણે ઠાકોરજીને ઉપાડી લેઇને તથા તેમનું ઘરાણું પોસાક ત્યાં ઉતારી નાંખીને તેમને પોતાની વહેલમાં બેસાડીને તેણે વેહેલ હાંકી મૂકી. રસ્તામાં ઠાકોરજીએ બોડાણાને કહ્યું કે તું થાકેલો છે માટે તું વેહેલમાં સુઈ જા અને હું વેહેલ હાંકુ છું. એમ કહી બોડાણાને સુવાડી દેઇ પોતે વેહેલ હાંકી અને પરોઢીઉં થતાં ડાકોર ગામની નજીક આવ્યા એટલે બોડાણાને જગાડયો અને કહ્યું કે તારૂં ગામ આવ્યું હોય તો જો? બોડાણો ઉઠયો અને પોતાના ગામનો સિમાડો જોઇને આશ્ચર્ય પામ્યો. પછી ઠાકોરજીને પોતાના ગામમાં લેઈ ગયો. પણ મનમાં ધાસ્તી લાગી કે દ્વારકાંથી જો ગુગળીઓ આવશે તો ઠાકોરજીને પાછા લેઈ જશે, માટે તેમને કંઈ સંતાડું તો ઠીક. એમ ધારીને તેણે પાસે એક તળાવ હતું તેમાં ઠાકોરજીને પધરાવ્યા. હવે દ્વારકાંમાં જ્યારે પુજારીઓ જાગી ઉઠયા અને ઠાકોરજીને ત્યાં ન દીઠા તેમજ ઘરાણું લુગડાં બધાં ઉ-

તારેલાં જોયાં ત્યારે ઠાકોરજીને કોઇ લેઈ ગયું એમ તેમણે માન્યું. અને પેલો માણસ જે મંદિર પછવાડે વેહેલ છોડીને ઉતર્યો હતો તેજ લેઇ ગયો હશે એમ નક્કી માન્યું, તેથી તેની પછવાડે જઇ ઠાકોરજી પાછા પડાવી લાવવાનો વિચાર કરી તેઓ ચાલી નીકળ્યા. પણ ઠાકોરજી તો એક રાતમાં ડાકોર ગામમાં આવી ગયા હતા તેથી તેમને રસ્તામાં કોઈ ઠેકાણે ભેગા થયા નહીં અને તેઓ તો છ મહીના પછી ડાકેર આવ્યા. ત્યાં આવીને બધી તપાસ કરી પણ ઠાકોરજીને કોઇ ઠેકાણે દીઠા નહીં. તેથી તે ગુગળીઓ અકળાઇ ગયા. બોડાણાએ ઠાકોરજી ચોરી જઇ કંઇક સંતાડયા તેથી તેમને તેના ઉપર ઘણી રીસ ચઢી તેથી તેમાંના એકે તેને જ્યારે જોયો ત્યારે તેને એક ભાલોડુ માર્યું પણ બોડાણાને તે વાગ્યું નહીં પણ ફક્ત ફુલ અડકે એટલું તેને લાગ્યું, પણ તેની ચોટ તળાવમાં ઠાકોરજીએ ઝીલી લીધી તેથી તળાવ લોહીવાળુ થઇ ગયું. પછી એક માણસે તેમને બાતમી આપી કે બોડાણો તળાવમાં મૂર્તી સંતાડતો હતો તે અમે નજરે જોયું હતું. તે સાંભળી ગુગળીઓ ત્યાં ગયા અને જોયું તો તળાવ લોહીવાળું દીઠું. એટલે પાણીમાં તપાસ કરી ઠાકોરજીને શોધી કાઢયા તો વમને ભાલોડું વાગેલું જોયું. તે ઉપરથી તેઓ અચંબો પામ્યા, અને ઠાકોરજીનો અહીં રહેવાનો ભાવ છે તેવું તેમને માલમ પડયું. પછી ઠાકોરજીએ બોડાણાને એકાંતમાં કહ્યું કે તું તેમને કહે કે ઠાકોરજી અહીં રહેવાના છે માટે તમે બધા પાછા જાઓ. અને તેમ છતાં જો તેઓ ન માને તો તું તેમને લાલચ આપજે કે હું તમને મૂર્તી બરોબર સોનું જોખીને આપું તે લેઇને પાછા જાઓ. ત્યારે બોડાણાએ કહ્યું કે તમારી મૂર્તી તો વખતે દશ પંદર મણની થાય તો હું તેટલું સોનું હું કયાંથી લાવું? ત્યારે ઠાકોરજીએ કહ્યું કે તારે તેની ચિંતા કરવી નહીં. તારી સ્ત્રીના નાકે સોનાની એક વાળી છે તે મુકજે એટલે બસ છે. પણ તેમને અગાઉથી વચનથી બાંધી લેજે. એ સાંભળી બોડાણો ગુગળીઓ પાસે ગયો અને તેમને કહ્યું કે ઠાકોરજીને અહીં રહેવાની મરજી છે માટે તમે પાછા જાઓ અને હું તમને ઠાકોરજી બરોબર સોનું જોખીને આપું છું, તે સાંભળી ગુગળીઓ ખુશી થયા અને એક બીજાની સાથે કોલકરાર કરીને તથા વચમાં આબરૂદાર માણસોને સાક્ષિમાં રાખીને એક કાંટો મંગાવ્યો અને તેના એક પલ્લામાં મૂર્તીને મૂકી અને બીજામાં બોડાણાએ પોતાની સ્ત્રીના નાકની વાળી મૂકી. પછી જોખ્યું તો વાળીવાળું ત્રાજવું બધાઓના દેખતાં જમીનને અડકેલું રહ્યું અને મૂર્તીવાળું ત્રાજવું ઉપર ગયું. તે જોઇ બધા વિસ્મય પામ્યા અને ઠાકોરજીને ડાકોરમાં રહેવાની મરજી છે એમ નક્કી માન્યું. ગુગળીઓ ઝંખવાણા પડી ગયા અને સોનાની એક વાળી માત્ર તેમના બદલામાં મળી તેથી પશ્ચાતાપ કરવા લાગ્યા, પણ અગાઉથી વચને હારી ગએલા તેથી તેઓ કંઈ બોલી શક્યા નહીં અને વાળી લેઇને દ્વારકાં ગયા. ત્યારે ઠાકોરજીએ તેમને કહ્યું કે બોડાણાના ભાવને લીધે હું તો અહીંજ રહું છું પણ તમે દ્વારકા જઇ એક અમુક વાવમાં મારી બીજી મૂર્તી છે તે કાઢીને મંદિરમાં પધરાવજો.

॥ મુળ છપ્પય છંદ ॥

॥ વચ્છ હરન પીછે વિદિત સુનો સંત અચિરજ ભયો ॥
॥ જસુ સ્વામિ કે વૃષભ ચોરી વ્રજ વાસી લાયે ॥
॥ તૈસેંઈ, દ્વિય શ્યામ બરષ દિન ખેત જુતાયે ॥
નામા જયોં નંદ દાસ મુઇ દક વછિ જીવાઇ ॥
અંબ અલહકો નયે પ્રગટ જગ ગાથા ગાઇ ॥
બાર મુખીકિં મુકટકો શ્રીરંગનાથકો શિર નયો ॥
વછત્તરન પીછે વિદિત સુનો સંત અચિરજ ભયો ॥

## જમ્રુ સ્વામીનો પ્રસંગ.

જે દેશમાં થઇને ગંગા અને જમુન વહે છે તે વચ્ચેના પ્રદેશના એક ગામમાં જમ્રુ સ્વામી કરીને એક બ્રાહ્મણ ભક્તરાજ હતો અને તે ખેતીનો ધંધો કરતો હતો. એક દિવસ તે પોતાના બળદીઆને ચરતા મુકીને કંઈ સાધુ સેવામાં ગયો હશે, એટલામાં ચોરો આવીને તેમના બળદીઆ લેઇ ગયા. પછી તેણે પાછા આવીને જોયું તો બળદને દીઠા નહીં ત્યારે તેમણે માન્યું કે કોઇ ચોર ચોરી ગયા હશે. તે પરમેશ્વરને તેથીની ચિંતા થઇ કે આ મારો પરમ ભક્ત છે અને તેના બળદ ચોર લઇ ગયા અને બળદ એ તેની ખેતીનું મુખ્ય સાધન છે માટે બળદ વગર તે શું કરશે એમ જાણી તેમણે તેવાને તેવાજ બીજા બળદ ઉત્પન્ન કર્યા અને તે ત્યાંને ત્યાં ચરતા દેખાડયા તે ઉપરથી તેમને ચોર ચોરી ગયાનો વેહેમ દુર થયો અને પોતાના બળદ સમજી તેમને પાછા પોતાના કામે જોડયા પછી જ્યારે ચોરો તેમના બળદીઆને પોતાના ગામ મુકી આવીને પાછા બીજાના બળદ ફરી ચોરવા સારૂ ત્યાં આવ્યા ત્યારે તેમણે તેના તેજ બળદીઆ ત્યાં જોયા, તેથી તેઓ અચંબો પામ્યા અને માંહો માંહે બોલ્યા કે આપડે હમણાં આ બળદીઆ ઘેર બાંધી આવ્યા હતા અને પાછા આપડી પહેલાં અહીં શી રીતે આવ્યા માટે ચલો આપડે ઘેર જઇને તપાસ કરીએ? એટલે ઘેર જઇને તેમણે જોયું તો તેજ બળદીઆ ફરીને પોતાને ત્યાં દીઠા. તે ઉપરથી તેમને વધારે અચંબો થયો અને ફરીને પાછા બ્રાહ્મણના ખેતરમાં આવ્યા તો ત્યાં પણ તેના તેજ બળદીઆ જોયા અને તે પ્રમાણે તેઓએ ત્રણ ચાર વાર કર્યું પણ તેજ પ્રમાણે દીઠું. તેથી છેવટે તેઓ મુંઝાઇ ગયા અને પેલા બ્રાહ્મણને પગે પડયા અને આ અચંબાનો ભેદ પુછયો, ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હું તે કંઈ જાણતો નથી અને મારા બળદીઆ કંઇ ચોરાયા નથી મારા તો જે બળદીઆ હતા તેના તેજ છે. ત્યારે તેમણે કહ્યું કે તમારા બળદીઆ તો અમે ચોરી લઈ જઇને અને અમારે ઘેર બાંધી આવ્યા છીએ અને તમે તે બળદ અહીં પાછા શી રીતે લાવ્ય ત્યારે તે બ્રાહ્મણ મનમાં સમજ્યો કે આ કામ પરમેશ્વરનું લાગે છે. તેથી તેમને કહ્યું કે ત્યારે આ બળદીઆ મને પરમેશ્વરે આપ્યા હશે. તે ઉપરથી ચોર લોકો તેનો સાચો ભાવ સમજ્યા અને તેને પગે પડયા અને તેના ચેલા થયા અને ત્યારથી ભક્તિ કરવા લાગ્યા અને ચોરીનો ધંધો મુકી દીધો અને તે બ્રાહ્મણને અન્ન વસ્ત્ર, દુધ, દહીં વીગેરે સરસામાન પહોંચાડવા લાગ્યા અને ત્યારથી બીજા સાધુઓની પણ સેવા કરવા લાગ્યા અને તેમના ગુણ ગાવા લાગ્યા.

## નંદદાસનો પ્રસંગ.

બરેલી ગામની પાસેના એક ગામમાં નંદદાસ કરીને એક બ્રાહ્મણ ભક્તરાજ રહેતો હતો. તે ઘરનો શ્રીમંત હતો અને તે સાધુ સેવાનો અનુરાગી હતો, તેથી બીજા બ્રાહ્મણો તેની ઘણી અદેખાઇ કરતા અને તેને માથે કંઈ બાનું લાવવા માટે એક દિવસ તેમણે તેના ખેતરમાં એક ગાયનું મરેલું વાછડું નાખ્યું અને પછી તેની નિંદા કરવા લાગ્યા. ગાય કે જેને હિંદુ મારે નહીં તે તેણે પોતાના ખેતરમાં મારી નાંખી, માટે નંદદાસ ઘણો અભાગી દુષ્ટ હત્યારો છે. એમ વાતો ચલાવી અને તે સાધુ નહીં પણ ઢોંગી છે. એમ તેની નિંદા કરવા લાગ્યા. ત્યારે નંદદાસે કહ્યું કે હું તે કંઈ જાણતો નથી. ત્યારે બધા લોકો તેને તે બતાવવા સારૂં તેના ખેતરમાં લેઇ ગયા, તો ત્યાં તેણે મરેલી વાછડી દીઠી. તે ઉપરથી તે સમજ્યો કે મને દોષ દેવા સારૂ બીજા બ્રાહ્મણોએ આ કામ કરેલું લાગે છે. પછી નંદદાસે તે

ગાયને એક સોટીથી જરા સ્પર્શ કર્યો અને કહ્યું કે ગાયમાતા તમે ઉઠો ! એટલે તે ગાય ઉઠી ઉભી થઈ અને મરેલી ગાય સજીવન થઈ તેથી બધાને આશ્ચર્ય થયું. અને તેમની આવી સાચી ભક્તિએ તેમની બુદ્ધિને હરી લીધી અને તેથી આકર્ષાઇને તે બધા લોકો પછી તેમની ભક્તિ કરવા લાગ્યા.

## અલ્હજીનો પ્રસંગ.

અલ્હ નામનો એક સાધુ પોતાની મંડળી લઇને પરગામ વિચરવા જતો હતો. ત્યાં એક નગરમાં જઇને રાજાનો બાગ જોઇ ત્યાં ઉતર્યો અને એક આંબાના ઝાડ હેઠળ તેણે પોતાના ઠાકોરની સેવા કરવા માંડી. સેવા કરી રહ્યા પછી ભોગ ધરાવવાની વખત થઇ ત્યારે ત્યાં તે આંબાને કેરીઓ આવેલી જોઇ. તેમાંની એક કેરી ઠાકોરને ધરાવા સારૂ ત્યાંના બાગવાન પાસે માગી, ત્યારે બાગવાને કહ્યું કે આ કેરીઓ ઠાકોરજીની છે માટે તમારે જોઇએ તેટલી લેઇને ધરાવો, તે ઉપરથી તેમણે ધ્યાન ધરીને હાથમાં જળ લીધું અને સંકલ્પ કર્યો કે હે મહારાજ ! આ કેરીઓ આરોગજો, હું તમને ધરાવું છું. એમ કહી જળ મુકયું એટલે તે ઝાડનાં બધાં ડાળાં નીચાં નમ્યાં અને કેરીઓ ભોંય ઘસડાવા લાગી. તે જોઈ બાગવાન અચંબો પામ્યો અને દોડતો રાજા પાસે ગયો અને તેને સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારે રાજાને તે જોવાનું મન થયું તેથી પોતે જાતે ત્યાં આવ્યો. અને આખું ઝાડ નીચું નમી ગયેલું જોયું તેથી તે આશ્ચર્ય પામ્યો અને તે સાધુના આગળ લોટી પડયો, અને તેમને કહ્યું કે હે મહારાજ ! હું આજદીન સુધી અનાથ હતો તે તમે અત્રે પધારીને આજે મને સનાથ કર્યો. પછી સાધુએ તેને કહ્યું કે હવે તું આજથી ભક્તિ કરતો રહેજે અને સંતસાધુની સેવા કરજે, એટલો અમારો તારા પ્રત્યે ઉપદેશ છે તે તું ગ્રહણ કર.

## ગુણકાનો પ્રસંગ.

એક ગામમાં કે જ્યાં એક ગુણકા રહેતી હતી તે ગામમાં કોઇ સાધુ આવ્યા અને તેમણે પુછ્યું કે આ ગામમાં કોઇ હરીજનનું ઘર છે ? ત્યારે ત્યાંના લોકોએ મશ્કરીમાં ગુણકાનું ઘર બતાવ્યું. અને તે સાધુઓ ગુણકાને ઓટલે જઈ બેઠા અને ત્યાં ઠાકોર સેવા કરવા લાગ્યા. એટલામાં ગુણકા ઘરમાંથી બહાર આવી અને જોયું તો સાધુઓને ઠાકોર સેવા કરતા જોયા. તે ઉપરથી જાણ્યું કે હું સંતસાધુઓને તો લાયક નથી. અને મારે ઘેર આ સાધુઓ આવીને ઠાકોર સેવા કરે છે તે શું ? માટે કોઇએ તેમની મશ્કરી કરી અહીં મોકલ્યા લાગે છે. માટે મારે હવે તે વાત તેમને જણાવવી નહીં. પછી ઘરમાં જઇને મોહોરોનો એક થાળ ભરી લાવીને તેણીએ સાધુઓનાં મો આગળ મુકયો અને તેમને કહ્યું કે આ ઠાકારજીને તમે ધરાવો ! તે ઉપરથી સાધુઓએ તેને પુછ્યું કે તું કોણ છે ? ત્યારે ગુણકા મુઝાણી, અને વિચાર્યું કે જો હું ગુણકા છું એવું કહું તો તેઓ ભેટ લેશે નહીં. એમ સમજી તે બોલ્યા વગર ઉભી થઇ રહી. ત્યારે સાધુઓએ તેને કહ્યું કે તું શું કરવા સંકોચ રાખે છે, જે ખરી હકીકત હોય તે કહી દે ? ત્યારે ગુણકાએ કહ્યું કે હું બારમુખી એટલે ગુણકા છું. ત્યારે સાધુઓએ કહ્યું કે ત્યારે તારો પૈસો અમારે કામનો નથી. ત્યારે તેણે કહ્યું કે મારી પાસે આવો ઘણોજ પૈસો છે અને તે કોઇ સાધુ લેતા નથી, ત્યારે મારે તેનું શું કરવું ? ત્યારે સાધુઓએ કહ્યું કે આ ગામમાં એક શ્રી રંગનાથ ઠાકોરનું મંદીર છે માટે ત્યાંના ઠાકોરજીનો તું એક મુગટ બનાવરાવ અને તારૂં બધું દ્રવ્ય તેમાં ખરચીને તેને અમુલ્ય કરી લાવ એટલે તે ઠાકોરજીને પેહેરાવીએ. ત્યારે ગુણકાએ કહ્યું કે મારૂં દ્રવ્ય બ્રાહ્મણો પણ અંગી-

કાર કરતા નથી તો ઠાકોરજી કેમ અંગીકાર કરશે ? ત્યારે સાધુએ કહ્યું કે ઠાકોરજી તારા સાચા ભાવને લીધે તે અંગીકાર કરશે. તે ઉપરથી ગુણકાએ પોતાનો બધો પૈસો ખરચીને એક અમુલ્ય મુગટ બનાવ્યો અને તે સાધુઓને આપ્યો. સાધુઓ ગુણકાને સ્નાન કરાવી વ-આભુષણ પેહેરાવી તેણીને સાથે લઇને ઠાકોરના મંદિરમાં ગયાં, ત્યારે ગુણકા મંદીર બહાર ઉભી રહી. કારણ કે પોતે નીચ જાતી શુદ્ર હતી તેથી અંદર પેસતાં ખમચાઇ. ત્યારે સાધુઓએ તેને કહ્યું કે તુ નીશંક અંદર ચાલી આવ ! તે ઉપરથી સાધુની આજ્ઞાથી તે મંદિરમાં ગઇ અને ઠાકોર પાસે જઇ ઉભી એટલે તેને રજસ્વલાભા પ્રાપ્ત થઇ, તે ઉપરથી તે પાછી હઠી. એટલે ઠાકોર-જીએ ડોક નમાવી. પછી તેણીએ સાધુઓને કહ્યું કે મને સ્ત્રી ધર્મ આવ્યો છે ? ત્યારે સાધુઓએ તેને કહ્યું કે તેની કંઇ ચિંતા કરીશ નહીં. જો ! આ ઠાકોરજી મુગટ પહેરવાને માથું ન-માવી રહ્યા છે. એટલે ઠાકોરજી બોલ્યા કે લાવ મને મુગટ પહેરાવ ! એટલે તેણીએ પોતાને હાથે ઠાકોરજીને મુગટ પેહેરાવ્યો અને પોતાની જાતને કૃતાર્થ માની તે પ્રસન્ન થઇ.

## મુળ છપ્પય છંદ.

ઔર જુગનિ તેં કમલ નૈન કલિજુગ બહુત કૃપા કરી ॥
બીચ દીયે રઘુનાથ ભકત સંગ ઠગિયા, લાગે ॥
નિર્જન બનમેં જાય દુષ્ટ કર્મ કિયો અભાગે ॥
બીચ દિયે, સો, કહાં રામ, કહિ નારિ પુકારી ॥
આયે સારંગ પાનિ શોક સાગર તેં તારી ॥
દુષ્ટ કિયે નિર્જીવ દાસ પ્રાણ સંજ્ઞા ધારી ॥
ઔર જુગનિ તેં કમલ નૈન કલિજુગ બહુત કૃપા કરી ॥

## એક બ્રાહ્મણનો પ્રસંગ.

એક બ્રાહ્મણ પરગામ પરણેલો હતો. તે પોતાની સ્ત્રીને લેવા સારૂ સાસરે ગયો અને ત્યાંથી પોતાની સ્ત્રી લેઇ પાછો ફર્યો, ત્યાં રસ્તામાં તેમને વેશ ધારી સાધુના રૂપે ઠગ મળ્યા. અને તેમને પુછ્યું કે તમે કયાં જાઓ છો ? ત્યારે તેમણે કહ્યું કે જ્યાં તમે જાઓ છો ત્યાં અમે પણ જઇએ છીએ. એમ કહી પછી બધા આગળ ચાલ્યા. થોડેક છેટે જઇને સ્ત્રી પછ-વાડે પડી અને ઉભી રહી. પછી પોતાના ધણીને પાછો બોલાવ્યો અને કહ્યું કે મને પગે કાંટો વાગ્યો છે તે તમે આવીને કાઢો ? ત્યારે ધણી પાછો આવ્યો એટલે તેણીએ તેને ચેતા-વ્યો અને કહ્યું કે મને પગનો કાંટો નહીં પણ હૃદયનો કાંટો વાગ્યો છે. આ સાધુઓ નથી પણ ઠગ છે અને તેઓ તમને મારીને મારી પાસે જે ઘરાણું છે તે લેઇ જવાનો ઇરાદો રાખે છે માટે તમે પાછા ફરો. તેટલામાં તે ઠગ ચેતી ગયા. અને તેમને :આપણો વહેમ આવ્યો એમ સમજી તેઓ તેમની પાસે આવ્યા. ત્યારે તે સ્ત્રી પુરૂષે કહ્યું કે અમે આજ પાછાં જઇએ છીએ. ત્યારે ચોરોએ કહ્યું કે તમે અમારો વિશ્વાસ લાવો. અમે કાંઇ ઠગ નથી અને અમે તમને લુટીશું નહીં. ત્યારે સ્ત્રીએ કહ્યું કે તે વાતની અમને પ્રતિત કેમ પડે ? ત્યારે ચોરોએ કહ્યું કે અમારા તમારા વચ્ચે શ્રી રઘુનાથજી છે, માટે અમે તમને લુંટીશું નહીં. ત્યારે તે સ્ત્રીને તે વાત ઉપર પ્રતિતી પડી અને પછી બધાં જણ આગળ રસ્તે ચાલ્યાં. ત્યારે ચોરોએ તેમને સીધો રસ્તો મુકાવીને આડે રસ્તે લીધાં અને વગડામાં લેઇ જઇને પેલા બ્રાહ્મણને મારી નાંખ્યો અને સ્ત્રીને લુટી લીધી. ત્યારે સ્ત્રી ચારે તરફ આડું અવળું જોવા લાગી, એટલે ચોરોએ તેને કહ્યું કે તારો ધણી તો મારી નાંખ્યો માટે તારી મદદે હવે કોણ આવનાર છે કે તુ આડું અવળું જુએ છે ? ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે ધણી તો મરવાનો હતો તે બે દહાડા વેહેલો મોડો પણ

મરત. માટે મને તેનો કાંઇ શોક નથી પણ જેને તમે વચ્ચે રાખ્યો હતો તે હજુ સુધી કેમ જણાતો નથી, માટે હું તેનો શોક કરૂં છું અને તેનેજ હું આડી અવળી ફરીને જોઉં છું. એમ કહી તે સ્ત્રીએ ત્યાં ઘણી નમ્ર વાણીથી પરમેશ્વરની સ્તુતિ કરી, એટલે ધનુષ બાણ લેઇને શ્યામસુંદર મૂર્તી શ્રીરામચંદ્રજી ત્યાં તરત દેખાયા અને તે ચોરોને મારી નાંખ્યા, અને તે સ્ત્રીના મુએલા ધણીને સજીવન કર્યો અને તેનું લૂટેલું ઘરાણું પાછું આપ્યું. અને તે પ્રમાણે તેના સાચા ભાવનું ફળ તેને આપ્યું.

## મુલ છપ્પય છંદ.

એક ભુપ ભાગોતકી કથા સુનત હરિ હોઇ રતિ ॥
તિલક દામ ધરિ કોય તાહિ ગુરૂગોવિંદ જાનૈ ॥
ષટ દરશની અભાવ સર્વથા ઘટ ફરિ માનૈ ॥
ભાંડ હાંસીકો ભેખ હાંસી હિત ભંડ કુટ લ્યાયે ॥
નર પતિકે દ્રઢ નેમ તાહિકે પાવ ધુવાયે ॥
ભાંડ ભેખ ગાઢે ગહ્યો દરસ પરસ ઉપજી ભગતિ ॥
એક ભુપ ભાગોતકી કથા સુનત હરિ હોઇ રતિ ॥

## એક ભાંડનો પ્રસંગ.

એક રાજા મોટો ભક્તરાજ હતો અને તે સાધુ સેવા સારી રીતે કરતો પરંતુ ભાંડ ભવૈયાઓને તે કંઈ આપતો નહોતો. તે ઉપરથી એક ભાંડે નીશ્ચય કર્યો કે જો, કે તે ભાંડને કંઇ નથી આપતો તો મારે તેની પાસેથી કંઇ દ્રવ્ય લેવું. એમ વિચારી તે સાધુનો વેષ લેઇને તે રાજાને ત્યાં ગયો અને નાચીને તથા ગાલ વગાડીને તેને સાધુનો ડોળ બતાવવા લાગ્યો. પણ રાજાએ તેને ઓળખી લીધો. અને જો કે તે સાધુને વેશ લઇને આવ્યો છે, પણ જાતે તે ભાંડ છે પણ સાધુના બાનાને લીધે તેણે તેની બહુ સેવા ચાકરી કરી, અને મોહોરોની એક થાળ ભરીને તેના આગળ ભેટ મુકી. પછી તેને વિનંતી કરીને કહ્યું કે હે માહારાજ। તમે આ અંગીકાર કરો ? ત્યારે તે ભાંડને રાજાની વર્તણુક ઉપર ચટકો લાગી ગયો. અને પોતે વિચાર કર્યો કે જો કે હું માગણ જાત છું છતાં રાજાએ મારી આ પ્રમાણે સેવા કરી અને મને આટલો બધો પૈસો આપવા માંડયો, તે મારા આવેશને લીધેજ છે. માટે જો આ વેશ હું ખરા ભાવથી ભજવું અને સાચો ભક્ત થાઉં તો પછી શું બાકી રહે ? એમ વિચારી તેણે તે થાળ લીધી નહી, અને તેની મતીને ત્યારથી ભક્તિનો રંગ ચઢવા માંડયો તેથી તેણે રાજાને કહ્યું કે આ થાળની મને વાસ આવે છે માટે અહીંથી જલદીથી ઉપાડી લ્યો. અને એ પ્રમાણે તેની બુદ્ધિ બદલાઇ ગઈ. માટે જેની પરમેશ્વર બાંહ્ય પકડે તેને પછી દુનિઆની આસક્તિમાં શું કરવા રહેવું પડે.

## મુલ છપ્પયછંદ.

અંતર નિષ્ટ નરપાલ ઇક પર્મ ધર્મ નાહિન દુજી ॥
હરિ સુમિરન હરિ ધ્યાન આન કાહુ ન જનાવૈ ॥
અલગનિ ઈહિ વિધિ રહૈ અંગના ભરમ ન પાવૈ ॥
નિંદ્રાવસ સો ભુપ વદન તેં નામ ઉચાર્યો ॥
રાની, પતિ પૈ, રીઝિ બહુ તબ સુતા પરવાર્યો ॥
ऋષિરાજ શોચ કર્યો નારિસો આજી ભક્તિ મેરીકજી ॥
અંતર નિષ્ટ નરપાલ ઈક પર્મ ધર્મ નાહિન દુજી ॥

## એક સ્ત્રીનો પ્રસંગ.

એક હરી ભક્ત રાજાની કુંવરી એક બીજા રાજાને ત્યાં પરણાવી હતી અને તે કુંવરી પણ પોતે હરીભક્ત હતી, પણ તેણે પોતાના પતીમાં તેવો કંઇ ભકિત ભાવ જોયો નહીં. ત્યારે તે પસ્તાવા લાગી અને તેથી તે રોજ ધણી સુકાતી જતી અને રોજ શોકાતુર રહેતી. એક દિવસ તેનો ધણી ભર ઊંઘમાં વીહારીલાલ એવું બોલી ઉઠયો તે તેણીએ સાંભળી લીધું. તેથી તે ઘણી ખુશી થઇ અને વિચાર્યું કે મારો ધણી તો સાચો ભક્ત લાગે છે પણ પોતાની ભક્તિ ગુપ્ત રાખે છે અને તે કોઇને જણાવવા દેતો નથી. પછી સવારમાં ઉઠીને તેની ખુશાલીમાં તેણે આખા ગામમાં સાકર વહેંચી. તે જોઇ રાજાએ તેને પુછ્યું કે રોજ તું શોકાતુર રહેતી હતી અને આજ તું ઘણી આનંદમાં લાગે છે અને ગામમાં સાકર વહેંચાવે છે તેનું કારણ શું છે? ત્યારે રાણીએ કહ્યું કે આજદીન સુધી તો હું તમને વિમુખ સમજતી હતી. પણ ગઇ રાત્રે મેં તમને વિહારીલાલ બોલતાં સાંભળ્યા તેથી તમે ગુપ્ત ભક્તરાજ છો એમ મેં જાણ્યું, માટે મને અતી હર્ષ થયો છે. તે સાંભળી તે રાજા બોલ્યો કે શું મારા પરમેશ્વર કે જેમને મેં આજદીન સુધી મારા હૃદયમાં રાખી મુકયા હતા તે આજ રાત્રે બહાર નિકળી ગયા અને તે વાત શું તેં જાણી લીધી. એમ કહી તરતજ તેના પ્રાણ નીકળી ગયા. તેથી રાણીને ઘણો પસ્તાવો થયો અને પોતાને ધિક્કાર આપ્યો અને પોતાના પંડને કહ્યું કે તેં આ વાત ગુપ્ત કેમ ન રાખી. પછી તેના વિરહમાં તે રાણીના પણ પ્રાણ છુટી ગયા.

### મુળ છપ્પય છંદ.

ગુરૂગદિત વચન શિષ સત્ય અતિદ્રઢ પ્રતીતિ ગાઢો ગહ્યો ॥
અનુચર આજ્ઞા માગિ કહ્યો કારજકોં જૈ હોં ॥
આચારજ ઇકબાત તોહિ આયે તૈં કૈ હોં ॥
સ્વામી રહ્યો સમાય દાસ દરસન કોં આયો ॥
ગુરૂકી ગિરા વિશ્વાસ ફેર સબ ધરમૈં લ્યાયો ॥
શિષ પન સાચો કરન કોં વિભુસબ સુનની સોહી કહ્યો ॥
ગુરૂગદિત વચન શિષ સત્ય અતિદ્રઢ પ્રતીતિ ગાઢો કહ્યો ॥

## એક ગુરૂનિષ્ટ શિષ્યનો પ્રસંગ.

એક ગુરૂભકત સાધુ હતો અને તે જે પ્રમાણે તેના ગુરૂ તેને કહેતા તેજ પ્રમાણે તે ચાલતો અને સંત સાધુઓની સેવામાં તત્પર રહેતો. એકવાર તેને કોઇ વાતની કંઇ શંકા થઇ તેથી તેણે પોતાના ગુરૂને તેનો ખુલાસો પૂછયો. ત્યારે ગુરૂએ તેને કહ્યું કે તે ખુલાસો હું તને કોઈ પ્રસંગોપાત કરીશ. થોડા દિવસ વિત્યા પછી તે ચેલાને કંઇ બહાર ગામ જવાનું બન્યું, તેથી તેણે ગુરૂને કહ્યું કે મને પેલો ખુલાસા કહો? કારણ કે મારે પરગામ જવાનું બન્યું છે. ત્યારે ગુરૂએ કહ્યું કે તું પરગામ જઇને આવ એટલે તને તે કહીશું. પછી ચેલો પરગામ ગયો અને ત્યાં બે ચાર દિવસ રહ્યો. એટલામાં ગુરૂ અહિં માંદા પડયા અને દેવલોક પામ્યા. તે વાત સાંભળીને તે ચેલો પેલી વાતનો ખુલાસો પુછવાને દોડતો ત્યાં આવ્યો તો ગુરૂને પાલખીમાં પધરાવીને લેઇ જતા જોયા, તેથી તેણે પાલખી ઉતરાવી લોકોને કહ્યું કે ગુરૂએ મને એક બાબતનો ખુલાસો આ જગાએ કરી આપવાનું વચન આપ્યું છે અને તે પ્રમાણે મને ખુલાસો કરી આપ્યા વગર તે સ્વધામ કેમ ગયા? માટે મને તે પુછી લેવા ઘો. એમ કહી તેણે પાલખી ઉતરાવી અને ગુરૂની સાચા ભાવથી વિનંતી કરીને તેમને કહ્યું કે હે મહા-

રાજા! તમે મારો ખુલાસો પુરો કર્યા વગર સ્વધામ કેમ જાઓ છો ? એટલે તેના સાચા ભાવને લીધે તે મડદામાં પ્રાણ ચેતના પાછી આવી અને તે ચેલાનું જે પૂછેલું હતું તેનો સંપૂર્ણ રીતે ખુલાસો કર્યો. અને પછી પ્રાણ પાછા જતા રહ્યા. આ પ્રમાણે તે ચેલાને સાચો ભાવ હતો તો મુવેલું મડદું પણ સજીવન થયું અને તેની સાથે વાતચીત કરી.

॥ મુલ ॥ છપ્પય છંદ. ॥

સંદેહ ગ્રંથિ ખંડન નિપુન બાનિ વિમલ રૈદાસકી ॥
સદાચાર શ્રુતિ શાસ્ત્ર વચન અવિરૂદ્ધ ઉચાર્યો ॥
નીર ખીર વિવરન પરમ હંસનિ ઉર ધાર્યો ॥
ભગવત કૃપા પ્રસાદ પરમગતિ, ઈહિ, તન, પાઇ ॥
રાજ સિંધાસન બૈઠી જ્ઞાતિ પરતીતિ દિખાઈ ॥
વર્ણાશ્રમ અભિમાન તજી પદ, રજ, વંદહી જાસકી ॥
સંદેહ ગ્રંથિ ખંડન નિપુન બાનિ વિમમ રૈદાસકી ॥

## રઇદાસનો પ્રસંગ.

એક બ્રાહ્મણ રામાનંદનો શીષ્ય હતો અને તે બ્રહ્મચર્ય વ્રત પાળતો અને રોજ ગામમાંથી ભિક્ષા માંગી લાવીને રસોઇ કરીને રામાનંદને જમાડતો અને રામાનંદ તે રસોઇને પોતાના ઠાકોરજીને પેહેલી ભોગ લગાવીને પછી પોતે જમતા. એક દિવસે તે એક વાણીઆને ત્યાંથી સીધુ લાવ્યો હશે અને રસોઇ કરી રામાનંદને પીરસી. જ્યારે રામાનંદે ઠાકોરજીનું ધ્યાન કરી ભોગ લગાવવા માંડયો ત્યારે ઠાકોરજી તેમના ધ્યાનમાં આવ્યા નહીં. તે ઉપરથી તેમણે શિષ્યને પુછ્યું કે આજ તું કોનું સીધું લાવ્યો છું ? ત્યારે તેણે કહ્યું કે એક વાણીઆનું સીધું લાવ્યો છું. ત્યારે રામાનંદે કહ્યું કે તે વાણીઆનું સીધું લાગતું નથી. ત્યારે તેણે ફરીને કહ્યું કે તે વાણીઆનું છે ? એમ બે ત્રણવાર તેમણે તેને પુછ્યું અને તેણે તેજ પ્રમાણે ઉત્તર આપ્યો. પછી રામાનંદે શિષ્યને કહ્યું કે જા તેની પાકી ખાત્રી કરી લાવ? પછી તે શિષ્ય વાણીઆને ઘેર ગયો અને તેને પુછ્યું કે આજ તમે મને કોનું સીધું આપ્યું છે ? ત્યારે તે વાણીઆએ કહ્યું કે સીધું તો મારૂં છે પણ તેના પૈસા અસલ એક ચામડીઆના હતા તેથી તે ચામડીઆનું સીધું કહેવાય. તે સાંભળી શિષ્ય રામાનંદ પાસે આવ્યો અને તે હકીકત કહી સંભળાવી. રામાનંદે તે ઉપરથી જાણ્યું કે આજ ચમારનું સીધું હતું તેથી ઠાકોરજી મારા ધ્યાનમાં આવ્યા નહીં અને શિષ્યને મેં બે ત્રણ વાર પુછ્યું તે છતાં તે હઠ કરીને મને વાણીઆનું સીધું કહે કયો માટે મારે તેને શ્રાપ દેવો, તેથી તેને શ્રાપ દીધો કે તું ચમારને ઘેર જન્મ લે. પછી કેટલાંક વર્ષ વીત્યાં બાદ જ્યારે તે શિષ્ય ગુજરી ગયો ત્યારે શ્રાપને લીધે તે એક ચમારને ઘેર અવતર્યો. પછી તેનું નામ રૈદાસ પડયું. આગલે જન્મે તેણે સાધુ સેવા તથા ગુરૂ સેવા કરી હતી તેથી તેને આગલા જન્મનું સ્મરણ રહ્યું અને હવે ચમારને ઘેર અવતર્યો અને મોટપણમાં તેને ચમારનો નીચો ધંધો કરવો પડશે તેથી તેનો કંટાળો લાવીને તેણે દેહ ત્યાગ કરવાનો વિચાર કર્યો. તેથી તે પોતાની માને ધાવ્યો નહીં. ત્યારે તેનાં માબાપે બહુ કલ્પાંત કરવા માંડયું. પછી જ્યાં રામાનંદ સ્વામી બેઠા હતા ત્યાં તેમને આકાશ વાણી થઇ કે હે રામાનંદ! તમે શિષ્યને ભારે દંડ દીધો. તમે તેને શ્રાપ દીધો તેથી તે ચમારને ત્યાં જનમ્યો. પણ તે માને ધાવતો નથી અને દેહ પાડવાનું ધારે છે માટે તમે ત્યાં જઇને તેને સમજાવો કે મારા શ્રાપને લીધે પામેલો

આ ચમારનો જન્મ તારે પુરો કર્યા વગર છુટકો નથી માટે તું તારી માને ધાવ અને આપઘાત કરવાનું છોડી દે. તે સાંભળી રામાનંદ સ્વામી ચમારને ત્યાં ગયા, અને ત્યાં જઇ ખબર કાઢી તો તે બાળકનાં માબાપ તેમને પગે પડતાં આવ્યાં. અને તેમનો છોકરો ધાવે તેવો ઉપાય કરવાનું તેમને કહ્યું. રામાનંદે પેલા બાળકને એકાંતમાં લેઇ જઇને કહ્યું કે મારા શ્રાપને લીધે તેને આ ચમારને ત્યાં અવતરવું પડયું છે માટે તે મિથ્યા થશે નહીં, અને તે અવતાર તારે પુરો કરવો પડશે. તેથી તું તારી માતાને ધાવ અને બીજી વાત છોડી દે. એમ કહી રામાનંદ ત્યાંથી ગયા, અને છોકરાએ માને ધાવવા માંડયું. પછી જ્યારે તે મોટો થયો ત્યારે તેને સાધુ સેવા ઉપર ઘણી પ્રીતિ થવા લાગી. અને પરમેશ્વરનું ભજન કરવા લાગ્યો તથા પોતાના ઘરનો પૈસો ટકો લેઇ જઇને તે સંત સાધુને ખવડાવી દેવા લાગો. તે ઉપરથી તેનાં માબાપે જાણ્યું કે આ છોકરાને આપડે ઘરમાં રાખવો યોગ્ય નથી માટે તેને એક જુદું છાપરૂં બાંધી આપી જુદો રાખો. તે પ્રમાણે તે જૂદો રહ્યો પણ પાડોશમાં તેનાં માબાપ રહેલાં હતાં. તેથી તેનાથી જોઇએ તેવી સાધુ સેવા થઈ શકતી નહોતી. તેથી તેણે તેમનાથી દૂર એક બીજી છાપરી બાંધી ત્યાં રહેતો, અને ઠાકોર સેવા પધરાવીને સાચા ભાવથી ભજન કરતો. તે પોતાનું ગુજરાન નભાવવાને ગામમાંથી ચામડું વેચાતું લાવી જુના જોડાને થીંગડાં મારી વેચતો અને સાધુ સેવા પણ કરતો; પણ ગરીબાઇને લીધે તેને સાધુ સેવા કરવામાં ઘણું દુઃખ સહન કરવું પડતું. તેથી પરમેશ્વરને તેની ચિંતા થઇ અને તેથી પોતે એક સાધુનું રૂપ ધરીને તેને ત્યાં આવ્યા. ત્યારે રૈદાસે તેમની સારી પેઠે સેવા ચાકરી કરીને તેમને પ્રસન્ન કર્યા. ત્યારે તેમણે તેને પૂછ્યું કે તારા ઘરમાં તો કંઇ દ્રવ્ય જણાતું નથી અને તું સાધુ સેવા તો ઘણી સારી કરે છે માટે મને લાગે છે કે તારે સેવા કરવામાં ઘણું દુઃખ વેઠવું પડતું હશે. માટે લે મારી પાસે એક પારસમણી છે તે હું તને આપું છું. એમ કહી પારસમણી આપવા માંડયો, અને કહ્યું કે તે લોઢા ઉપર લગાડે એટલે સોનું થઇ જાય માટે એને લેઇને તું જોઇએ તેટલો પૈસો પેદા કરજે, અને તે દ્રવ્યથી એક મંદીર બનાવજે અને ત્યાં ઠાકોર સેવા પધરાવજે, અને ત્યાં રોજ સાધુઓને પણ જમાડજે. ત્યારે રૈદાસે કહ્યું કે હું તો ગરીબ સારો. મારે કંઇ મોટાં મંદીર જોઇતાં નથી, અને મારે શ્રીમંત પણ થવું નથી, મારે તો ધનમાં ધન એકે શ્રીરામનું નામ, તે ધનરૂપ છે. મારે પારસ પત્થરનું શું કામ છે. માટે જેને જોઇતો હોય તેને આપો. નહીં તો તમે તમારી પાસે રાખો. તે સાધુએ જાણ્યું કે એને આ પારસના ગુણની કંઇ ખબર નથી. માટે તે આમ કહે છે. માટે લાવ તેને નજરે દેખાડું તો તે લલચાય. એમ વીચારીને રૈદાસની એક લોઢાની ખરપડી પડી હતી તેને તે પારસ ઘસ્યો, અને તેને સોનાની કરી દીધી. ત્યારે રૈદાસે કહ્યું કે અરે! આ તમે શું કર્યું મારે તો તે ચામડું સાફ કરવામાંથી પણ ગઈ. મારે સોનાનું કંઈ કામ નથી માટે મારો કેડો મુકો. ત્યારે તે સાધુએ ઘણો આગ્રહ બતાવ્યો અને તેને કહ્યું કે તું આને લે અને તારે કામ ન હોય તો તું તેને એક ઠેકાણે સંતાડી રાખજે, અને જો તને કંઇ જરૂર પડે તો તેને તું વાપરજે. ત્યારે રૈદાસે કહ્યું કે મારે તો તેની કંઇ જરૂર નથી પણ જો તમારે તે આપવાનો ઘણો આગ્રહ હોય તો ભલે! તમે મારા છાપરાની એક વળીએ તે બાંધી જાઓ અને જ્યારે તમે પાછા આવો ત્યારે તે છોડી લેજો. એટલે તેમણે તે પ્રમાણે કર્યું, અને પછી બહાર જઇને અંતરધ્યાન થઇ ગયા. પછી તેર મહીને તે ત્યાં પાછા આવ્યા અને રૈદાસને પારસમણીની વાત પુછી ત્યારે તેણે કહ્યું કે જ્યાં તમે તે બાંધી ગયા હો ત્યાં તેવોને તેવો તપાસી લો. તે જોઇ પરમેશ્વરને તેની દુર્બળ અવસ્થાની વીશેષ ચિંતા થઇ કે ધન આપું છું તોપણ તે લેતો નથી માટે હવે મારે તેને કેવી રીતે આપવું. પછી રૈદાસને તેમણે કહ્યું કે આજથી તારી ઠાકોર સેવાના સંપુટમાં રોજ સવારમાં પાંચ મહોરો નીકળશે તે તું લેજે

અને તે પૈસાથી તું ઠાકોર મંદીર બનાવજે, અને સાધુ સેવા કરજે, તથા આટલી મારી વાત સ્વીકારીને તું મોહોરો લેજે. એમ કહી તે સાધુના રૂપે આવેલા પરમેશ્વર બહાર નીકળ્યા અને અંતરધ્યાન થઇ ગયા. રૈદાસે જાણ્યું કે આ સાધુ મને પરાણે બલા વળગાડી ગયા. માટે હવે તે લેવી પડશે. રૈદાસ રોજ સેવા કરવા બેસતા ત્યાં રોજ પાંચ મોહોરો નીકળતી અને તે પ્રમાણે મોહોરો નીકળવાથી તેમને ઘણું દ્રવ્ય એકઠું થયું અને તે પૈસાથી તેમણે એક મોટું મંદીર ચુના ગચ્છીનું બંધાયું અને ત્યાં ઠાકોર સેવા કરવા માંડી, અને સંતસાધુની સેવા સારી રીતે થવા માંડી તથા રોજ ઓચ્છવ થવા માંડયા. તેથી રૈદાસના ગામેગામ જસ ગવાવા લાગ્યા. બધા લોક ત્યાં મંદીરમાં દર્શન કરવા આવતા તે જોઇ તેના ગામના બ્રાહ્મણોને અદેખાઇ પેદા થઇ, અને તેથી તેઓએ રૈદાસને ઘેર જઇને તેને કહ્યું કે તું ઠાકોર સેવાનો અધીકારી નથી. માટે ઠાકોર સેવા કરવી છોડી દે. તું તો ચમાર છે અને ઠાકોર સેવાનો અધીકાર તો ફક્ત બ્રાહ્મણોનેજ છે, અને જો તું અમારૂં કેહેવું નહીં માને તો અમે તને મારી નાંખીશું. રૈદાસે કહ્યું કે મેં કોઇની કંઇ ચોરી કરી નથી કે તમારી ધમકીથી હું બીની જઉં. હું તો પરમેશ્વરનું ભજન કરૂં છું અને તેમ કરવામાં હું કોઇને કંઇ દુઃખાવતો નથી માટે તમે મને શા માટે સતાવો છો ? તમારો બીવરાવ્યો હું કાંઇ બીવાનો નથી. તે ઉપરથી તે બ્રાહ્મણોએ રાજાને ત્યાં જઇને ફરીઆદ કરી કે ઠાકોર સેવા કરવાનો અધિકાર ચમારને નહીં પણ વેદધ્વની કરનાર બ્રાહ્મણોને હોય છે. તેમ છતાં રૈદાસ નામનો ચમાર ઠાકોર સેવા કર્યે જાય છે માટે તેને આપના ગામમાંથી કાઢી મૂકવો જોઇએ. રાજાએ પોતે રૈદાસના ઘણા પડચા આગળ જોયેલા હતા. તેથી તેણે તેમને કહ્યું કે રૈદાસ સાચો ભક્તરાજ છે. એમ હું સારી રીતે જાણું છું માટે તમારી વાત હું કબુલ રાખી શકતો નથી. બ્રાહ્મણોએ પછી રૈદાસને ત્યાં જઇને ભારે તોફાન કર્યું, ત્યારે તે વખતે રૈદાસના ગુરૂ ભાઇ કબીર ત્યાં આવેલા હતા. તેથી કબીરે બ્રાહ્મણોને કહ્યું કે તમે તોફાન શું કરવા કરો છો. તમે પંચ એકઠું કરીને પંચ સમક્ષ તેનો ન્યાય કરાવો, અને તે ન્યાય કરવાનું કામ ઠાકોરજીને સોંપો અને ઠાકોરજી જે કરે તે બન્ને પક્ષે કબુલ રાખવું. એટલે તે વાતને બ્રાહ્મણોએ સ્વીકારી. અને પછી પંચ એકઠું કરીને ત્યાં રાજાને બોલાવ્યા, પછી કબીરે એક બાજુ ઉપર રૈદાસને બેસાડયો, અને બીજી બાજુએ બ્રાહ્મણોને બેસાડયા. અને વચમાં ઠાકોર સેવા પધરાવી. અને બ્રાહ્મણોને કહ્યું કે આ ઠાકોરજીની સેવા કરવાનો રૈદાસને આધકાર નથી પણ તમને બ્રાહ્મણોને છે માટે આ ઠાકોરજીને તમે બન્ને પક્ષ વારાફરતી પોતાની પાસે બોલાવો, અને ઠાકોરજી જેની પાસે જાય તેને તે સેવાનો આધકાર છે, એમ સમજવું. પછી તે વાત બન્ને પક્ષે માન્ય કરી, અને પહેલાં બ્રાહ્મણોએ ઠાકોરજીને બોલાવવાનું શરૂ કર્યું અને વેદ ભણવા માંડયા તથા ઘણાં સ્તોત્ર ગાઇને ઠાકોરજીને પોતાની પાસે બોલાવ્યા પણ ઠાકોરજી તેમની તરફ ગયા નહીં. તેથી બ્રાહ્મણોનાં મોં ઉતરી ગયાં. પછી રૈદાસનો વારો આવ્યો ત્યારે તેમણે એકજ પદ ગાયું, એટલે ઠાકોરજી ત્યાંથી ઉપડીને રૈદાસના ખોળામાં જઇને બેઠા. તે ઉપરથી બ્રાહ્મણો માનભંગ થઇ ગયા, અને શરમાઇને પોતાને ઘેર જતા રહ્યા. તે વાત દેશદેશાંતર ચાલવા માંડી અને ફરતી ફરતી ચીતોડમાં ગઈ, અને ત્યાં એક ઝાલી નામની રાણીને કાને તે પડી. એક વાર ઝાલી રાણીએ એક ભાવીક સાધુને પુછ્યું હશે કે મારે ગુરૂ કરવા છે તે હું કોને ગુરૂ કરૂં ? ત્યારે પેલા સાધુએ તેણીને કહ્યું કે ગુરૂ કરવા જેવું તો હાલમાં કોઇ જણાતું નથી પણ કાશીમાં રામદાસ સ્વામીના બે ચેલા છે જેમાંના એકનું નામ કબીર અને બીજાનું નામ રૈદાસ છે, અને તે ગુરૂ કરવા લાયક છે માટે તે બેમાંથી ગમે તે એકને તું ગુરૂ કર. તે સાંભળી તે રાણી કાશીએ ગઇ, ત્યારે તેની પછવાડે તેના ગામના બ્રાહ્મણો પણ કાશીએ ગયા. રાણીએ કબીરને

ત્યાં જઇ તપાસ કરી તો ત્યાં કંઇ ભપકો દીઠો નહીં. કારણ કે કબીર તો ત્યાગ વૃત્તીના હતા તેથી એક ઝુંપડીમાં રહેતા હતા, અને પોતે રાણી હોવાથી રજોગુણી સ્વભાવની હતી તેથી કબીરને ગુરૂ કરવાનું તેને ઠીક લાગ્યું નહીં. પછી તે રૈદાસને ઘેર ગઇ ત્યારે ત્યાં તો મોટાં મોટાં મંદિર અને ઘણો ઠાઠમાઠ જોયો. તેથી તેનું ચિત્ત ત્યાં આગળ ચોંટયું. તેથી તે ત્યાં રહી અને રૈદાસને ગુરૂ કર્યા. ત્યારે પેલા પોતાના ગામના જે બ્રાહ્મણો તેની પુઠે આવ્યા હતા તેમણે તેણીને કહ્યું કે અમે તમારા ગોર છીએ અને તમે અમને મુકીને આ ચમારને ગુરૂ કરીને માનો છો અને તમે તેને પૈસા ખવરાવો છો તે કંઇ ઠીક નહીં. માટે તમે અમારો ઉપદેશ લ્યો. પણ ઝાલીએ તે કંઇ માન્યું નહીં. તેથી તેઓ ત્યાંના રાજા પાસે ફરિયાદ કરવા ગયા, અને ત્યાં ન્યાય કરાવતાં આગળની માફક ઠાકોરજી બ્રાહ્મણો પાસે ન જતાં રૈદાસના ખોળામાં જઇને બેઠા, તેથી તેઓ હારીને પાછા ગયા. પછી રૈદાસે રાણીને કહ્યું કે તમે તમારે દેશ જાઓ અને ત્યાં ઘેર બેઠે સાધુ સેવા કરજો. ત્યારે રાણીએ કહ્યું કે મને તમારાં દર્શન છોડીને ઘેર જવું બીલકુલ ગમતું નથી. ત્યારે રૈદાસે તેણીને કહ્યું કે તમે તમારે વતન જઇને સાધુ સેવા કરો, અને તે ઉપરથી તમારો ભક્તિભાવ કેવો છે તે અમે જોઇશું અને ત્યાર પછી તેર મહીને અમે તમારે ગામ આવીશું. તેથી રાણી પોતાને ગામ ગઈ અને ત્યાં સદાવ્રત બાંધી સાધુઓની સારી રીતે સેવા ચાકરી કરવા લાગી, અને તેના ભક્તિભાવની તથા સાધુ સેવાની પ્રસંશા ચાલતી ચાલતી કાશીમાં રૈદાસ પાસે ગઇ. ત્યારે તેમને તેના પ્રેમ ભાવની ખાત્રી થઇ, અને પછી જ્યારે તેર મહિના પૂરા થયા ત્યારે ઝાલીએ રૈદાસને કાગળ લખી મોકલ્યો અને તેમાં તેમને વિનંતી કરી લખ્યું કે તમે પ્રતિપાળ છો, અને તમે જે કહ્યું તેની અવધી પુરી થઇ માટે તમે હવે મારે ઘેર પધારો. તે ઉપરથી શિષ્યો લઇને રૈદાસ ચીતોડગઢ પધાર્યા અને ત્યાં આવી એક બગીચામાં ઉતર્યા. તે વાત સાંભળી ત્યાંના બ્રાહ્મણો તે રાણી પાસે ગયા, અને તેને કહ્યું કે અમે બ્રાહ્મણ છીએ માટે તમો અમને રૈદાસ પહેલું સીધું આપો અને પછી તમારા રૈદાસને જમાડવા સીધુ આપજો. ત્યારે રાણીએ કહ્યું કે પહેલા તો મારા ઇષ્ટ જે ગુરૂ છે તે જમશે અને પછી તમે બધા જમજો. બ્રાહ્મણોએ કહ્યું કે અમે બ્રાહ્મણ છીએ માટે અમારા પહેલાં તેમને જમવા દેઇશું નહીં. એમ કહીને તોફાન કરવા માંડયું અને તે વાત રૈદાસે કંઇ સાંભળી. તેથી રાણીને કહેવરાવ્યું કે તમે ખુશીથી બ્રાહ્મણોને પહેલુ સીધુ આપો, અને તમે કંઇ ટંટો કરશો નહીં. તે ઉપરથી તેમને પહેલુ સીધું આપ્યું. પછી બ્રાહ્મણોએ રૈદાસને ભુખે મારવા સારૂ રસોઇ કરતાં ઘણી વાર લગાડી અને મોડું કર્યું, અને મોડા જમવા બેઠા. અને ત્યાં સુધી રૈદાસને ભુખે માર્યા. બ્રાહ્મણો જ્યારે જમવા બેઠા ત્યારે બબ્બે બ્રાહ્મણો વચ્ચે એક એક રૈદાસ દેખાયો. તેથી બધા બ્રાહ્મણો આશ્ચર્યમાં પડયા કે આ તે શો ગજબ થયો. ચમાર તો આપડી સાથે આવીને બેઠો અને આટલા બધા રૈદાસ કયાંથી આવ્યા ? માટે કંઇ કોપ થયા જેવું લાગે છે. આપણે તેમનો તીરસ્કાર કર્યો તેનું આ ફળ છે. માટે ચાલો આપણે રાણી પાસે જઇએ, અને તેમને લેઇને રૈદાસની પાસે જઇએ અને તેમની વીનંતી કરીએ એટલે આટલાં બધાં બનેલાં રૈદાસનાં રૂપ સમાઇ જાય, જેથી આપણે જમવા બેશી શકીએ. એમ કહી બધા બ્રાહ્મણો રાણીની પાસે ગયા અને પછી ત્યાંથી રાણીને લઇને રૈદાસ પાંસે વિનંતી કરવા લાગ્યા. પછી રૈદાસે તે બ્રાહ્મણોને ઘટતો ઠપકો દીધો અને કહ્યું કે હું પુર્વ જન્મનો બ્રાહ્મણ છું. જુઓ મારી જનોઈ એમ કહી પોતાનું હૃદય ચીરીને તેમાંથી સોનાની જનોઈ તેમને બતાવી. તે જોઇ બ્રાહ્મણો ખુશી થયા અને તેમને પગે પડયા.

## ॥ મુલ ॥ છપ્પય છંદ ॥

કબીર કાનિ રાખિ નહિ વર્ણાશ્રમ ષટ દરસની ॥
ભક્તિ વિમુખ જો ધર્મસુ સબ અધરમ કરિ ગાયો ॥
જોગ્ય જગ્ય વ્રત દાન ભજન બિન તુચ્છ દિખાયો ॥
હિંદુ તુરક પ્રમાન રમેંની સબદી સાખી ॥
પક્ષપાત નહિ બાચન સબનિકે હિતકી ભાખી ॥
આરૂઢ દસા વ્હૈ જગત પરમુખ દેખી નાહિન ભની ॥
કબીર કાનિ રાખિ નહિ વર્ણાશ્રમ ષટ દરસની ॥

## કબીર સાહેબનો પ્રસંગ.

કબીર સાહેબ એક તૈને ઘેર જન્મ્યા હતા. તેમની મતી અતી ગંભીર અને સારી હતી. તેમણે નાતજાતનો વિચાર ન કરતાં એક ભક્તિ ભાવજ લીધો હતો. તે ઉપરથી તેમને આકશવાણી થઇ કે તમ માળા તીલક પેહેરો અને તમે ગુરૂ રામાનંદ સ્વામીના ચેલા થાઓ. ત્યારે કબીરે ઉત્તર આપ્યો કે રામાનંદ સ્વામી તો મલેચ્છનું મોં પણ જોતા નથી. ત્યારે મને કેવી રીતે તે શિષ્ય કરશે? ત્યારે આકાશવાણીએ જવાબ આપ્યો કે રામાનંદ સ્વામી રોજ અંધારામાં ગંગા સ્નાન કરવા જાય છે તે વખતે ત્યાં ઘાટનાં પગથીઆં ઉપર તમે લાંબા થઇને સુઇ જજો એટલે ત્યાં અંધારાને લીધે તે તમને દેખશે નહીં, તેથી તે તમારા ઉપર પોતાના પગ મુકશે. એટલે તમે તેનાથી ચગદાઓ એટલે તમે બુમ પાડી ઉઠજો અને રૂદન કરવા માંડજો એટલે રામાનંદ સ્વામી તમને કંઇ વાગ્યું એમ જાણીને તમારા ઉપર દયા લાવીને તમારા માથા ઉપર હાથ મુકશે, અને તમને છાના રાખી રામરામ કહેવાનું કહેશે, અને તમને વાગ્યું હશે તે ઠેકાણે તે ફુંક મારશે એટલે તે ફુંક તમે કાન આગળ લેજો. તે સાંભળી તે ખુશી થયા, અને પરોઢીએ ઉઠીને ગંગાના ઘાટ ઉપર જ્યાંથી રામાનંદ સ્વામી રોજ ગંગાસ્નાન કરવા જતા હતા ત્યાં ગયા, અને ત્યાં જઇને સૂતા એટલે રામાનંદ સ્વામી પોતાના શિષ્યોને લેઇને ગંગા સ્નાન કરવા આવ્યા અને ત્યાં કબીર ઉપર તેમનાથી પગ મુકાઇ જવાયો, એટલે કબીર બુમ પાડી ઉઠયો, ત્યારે રામાનંદ સ્વામીએ જાણ્યું કે કોઇનું છોકરૂં કંઇ સુતું હશે તે ચગદાયું, તેથી તેમણે દયા લાવીને તેના માથા ઉપર હાથ મુકયો, અને તેને કહ્યું કે "બચ્ચા ચુપ રહે તેરેકું કાં લગા? રામ રામ બોલો, રોવો મત" એટલે એ પ્રમાણે રામનામનો મંત્ર ગુરૂમંત્ર તરીકે કબીરે માની લીધો. પછી પોતાના કાન આગળ વાગ્યું છે. એમ તેણે બતાવ્યું તેથી સ્વામીજીએ ત્યાં ફુકો મારી એટલે એ પ્રમાણે તેનો કાન ફુંકયો એમ તે સમજ્યો. એટલે કબીર છાનો રહ્યો. સ્વામીજી પછી ત્યાંથી સ્નાન કરવા ગયા, અને કબીર પોતાને ઘેર ગયો. પછી તેને ભારે અનુભવ ઉઘડવા માંડયો. પોતાને ઘેર જઇ તેણે કોટમાં માળા નાંખી અને ગોપીચંદનનું તીલક કર્યું. તેથી તેની મા સોરબકોર કરી ઉઠી કે આપણે મુસલમાન થઇ આ તેં શું કર્યું? પણ તે વાત કબીરે ગણી નહીં. પછી પોતે પદ બનાવા માંડયાં, અને તેમાં છેવટે રામાનંદ ગુરૂનું નામ વાળવા માંડયું. તેથી જતા આવતા લોકોએ તે સાંભળીને રામાનંદની ચર્ચા કરવા માંડી કે શું રામાનંદને કોઇ શિષ્ય કરવાને ન મળ્યું કે તેમણે આ મલેચ્છને શિષ્ય કર્યો? તે વાત ચાલતી ચાલતી રામાનંદ પાસે ગઈ. ત્યારે તેમણે કબીરને પોતાને ત્યાં તેડાવ્યો, અને પોતે મલેચ્છનું મોં જોતા નહોતા. તેથી પોતે પડદામાં બેઠા, અને કબીરને પડદા બહાર રાખીને તેને પુછ્યું કે બોલ અમે તને ક્યારે ચેલો કર્યો છે કે તું અમારૂં નામ જુઠું લ્યાય છે. ત્યારે તેણે ગંગા-

જીએ સ્નાન કરવા ગયાનો પ્રસંગ કહી સંભળાવ્યો. ત્યારે રામાનંદે કહ્યું કે એવાં રામનામ તો અમે ઘણાઓને કહીએ છીએ. માટે શું અમે તેમના ગુરૂ થઈ ગયા? ત્યારે કબીરે કહ્યું કે એક રામ વગર કઇ ચીજ ખાલી છે. રામનામ મંત્ર બધા મંત્રોમાં અને શાસ્ત્રોમાં લખેલો છે. રામાનંદ સ્વામી તે સાંભળી ચૂપ થઇ રહ્યા, અને તે વખતે પોતે માનસીક પુજા કરવા બેઠેલા હતા. તેથી તેમણે તેમાં ચીત્ત લગાવ્યું, અને તે વખતે તે માનસીક પુજામાં પોતાના ઇષ્ટને ગળામાં હાર પેહેરાવતા હતા અને તે હાર ઠાકોરજીને કાને અટકી ગયો હતો તે છતાં રામાનંદ તેને ખેંચીને નીચે ઉતારતા હતા તે કબીરે જાણી લીધું તેથી બહાર રહ્યાં રહ્યાં રામાનંદ સ્વામીને તેણે કહ્યું કે હાર તો કાને ભરાઈ ગયો છે. માટે તમે સાચવીને કાઢો. તે સાંભળી રામાનંદ સ્વામી આશ્ચર્યમાં પડયા કે મારી માનસીક પુજાની વાત એણે પડદા બહાર રહીને શી રીતે જાણી? માટે તે કોઇ પ્રતાપી માણસ લાગે છે. તે ઉપરથી તેમણે પડદો દૂર કર્યો, અને ત્યાં બન્ને જણ એક બીજા સાથે ભેટયા. પછી કબીર પોતાને ઘેર ગયો. કબીર પોતે વણકરનો ધંધો કરતા, અને વણતાં વણતાં મોઢે રામ રામ કહેતા જતા. એમ તેગની રીતી કાંઈ જુદા પ્રકારની હતી. પોતાનું ગુજરાન થઇ શકે એટલું તે રોજ કામ કરતા અને વધારે કામ કરતા નહોતા, અને તેમાંથી અડધી કીમત જેટલું તે પોતાને ખાધા સારૂ રાખતા અને અડધી જેટલું સંત સાધુઓને ખવરાવી દેતા. એક વાર તે એક તાકો લઇને બજારમાં વેચવા ગયા. ત્યાં તેમને એક સાધુ મળ્યો અને તેણે તેમને કહ્યું કે મારો દેહ ઉઘાડો છે માટે મને કંઇ લુગડું ઓઢવા આપો? ત્યારે કબીરે તેમને તેમાંથી અડધું થાન આપ્યું. ત્યારે સાધુએ કહ્યું કે અડધાથી મારૂં કામ સરે એમ નથી, માટે જો તમે મને આખું થાન આપો તો બહુ સારૂં? તે ઉપરથી કબીરે તેમને આખુંએ થાન આપી દીધું, એટલે ઘેર સીધું સામાન લેઈ જવાને તેમને કંઇ પૈસા મળ્યા નહીં. એટલે તેમને શોચ પડયો. તેથી તે ઘેર ગયા નહીં પણ પોતાના ઘરની પાસે એક વાણીયાની દુકાન કે જે અવઢ જગ્યા હતી ત્યાં જઇને બેશી રહ્યા. ઘર આગળ તેમની સ્ત્રી તથા તેમનાં છોકરાં ભુખે મરતાં હતાં, અને તેમની વાટ જોઇને બેઠાં હતાં કે હમણાં તે આવશે અને કંઈ અનાજ લાવશે એટલે આપડી ઘંટી ચાલશે અને રોટલા કરીને ખાઇશું; પણ કબીર સાહેબ તો છુપાઇને બેસી રહ્યા, અને ઘેર ગયા નહીં, અને ઘરનાં માણસો દુઃખી થવા માંડયાં અને રાત પડવા આવી, તેથી પરમેશ્વરને તેની ચિંતા થઇ. કારણ કે તે કૃપાનીધાન છે. કબીરનો સાચો ભક્તિભાવ જાણીને તેનું કામ કરવાને માટે પોતે ઉઠયા, અને એક વણઝારાનું રૂપ લેઇ એક પોઠીઆ ઉપર સીધું સામાન નાંખી લેઇને કબીરને ઘેર આવ્યા અને ત્યાં પોઠ ઉતારી. ત્યારે કબીરની માએ તેને કહ્યું કે આ કોણે મોકલ્યું? ત્યારે વણઝારાએ કહ્યું કે કબીરે મોકલ્યું. ત્યારે તેમની માએ કહ્યું કે મારો છોકરો તો કોઇનો ફોકટ પૈસો લેતો નથી, અને તું આ પ્રમાણે માલ લાવીને નાંખે છે તે શું કહેવાય. માટે પાછું લેઈજા, કોઇ હાકેમ જાણશે તો અમને ગરીબને કંઇ આળ ચઢાવી અમને બાંધી મારશે. ત્યારે તે વણઝારાએ કહ્યું કે તમે ડરશો નહીં એ તો એક રાજાએ મહાદેવની માનતા માની હતી તેથી તેણે મહાદેવને સીધું આપ્યું, ત્યારે મહાદેવે તે રાજાને કહ્યું કે કબીર મારો પરમભક્ત છે અને તેનાં છોકરાં ઘેર ભૂખે મરે છે માટે તું તેને ઘેર આ સીધું પહોંચડાવી દે. એટલે તે ઉપરથી તે રાજાએ મને અહીં મોકલ્યો, અને તે રસ્તે પડયો. હું તો તેનો મજુર છું અને મારા ભાડાના પૈસા પણ તેણે અગાઉથી આપ્યા છે. માટે હવે હું પાછું લેઇ જઇને તે કોને આપું? માટે હું તો તમને સોંપું છું. પછી તમારે ફાવે તેમ કરો. એમ કહી તે વણઝારો ખાલી પોઠીઆને લેઇને પાછો ફર્યો, અને થોડે દૂર

જઇને પોતે અંતરધ્યાન થઇ ગયા. થોડી વારે બે ચાર જણ જે કબીરને શોધવા નીકળ્યા હતા તે તેને શોધીને ઘેર લાવ્યા. અને ઘેર જોયું તો તેણે અનાજનાં પોટલાં દીઠાં. તેથી તેની હકીકત તેની માને પુછી ત્યારે તેની માએ બધી હકીકત કહી. તે ઉપરથી તેને પ્રતીતી પડી કે આ કામ પરમેશ્વર વગર બીજા કોઇનું નથી. આપણા દુઃખની પણ તેને ફીકર રાખવી પડે છે અને તેથી તે આપણી ખબર લે છે. માટે હવે શું કરવા લુગડાં વણવાનો ધંધો કરવો જોઇએ. એમ વીચારી તેણે લુગડાં વણવાનો ધંધો મુકી દીધો. પછી પેલું વણઝારાનું સીધું તેણે ત્રણ દહાડામાં સાધુ સંતને ખવડાવી પુરૂં કરી દીધું. આ ઉપરથી કબીરની ઉદારતાનાં ગામમાં બહુ વખાણ થવા લાગ્યાં. બ્રાહ્મણોએ તે વાત સાંભળી કબીરને ઘેર આવી તેને કહ્યું કે તેં સાધુઓ કે જે શુદ્ર જાતીમાંથી થયેલા હોય છે તેમને ત્રણ દીવસ સુધી લાગટ જમાડયા, અને અમને બ્રાહ્મણને તો તું કંઇ ગણતોજ નથી. માટે તું અમને રસોઇ આપ. ત્યારે કબીરે તેમને કહ્યું કે શું હું કોઇનું કંઇ ધન ચોરી લાવ્યો હતો કે તમે મને સતાવો છો? હું તો પરમશ્વરનું ભજન કરૂં છું, અને તેમના ગુણ ગાઉં છું, અને સાધુ સેવા કરૂં છું, માટે તેમાં તમારૂં શું વળગે છે? હું કંઇ કોઈનું લુટી લાવ્યો નહોતો કે તમે હક કરતા આવો છો? પણ બ્રાહ્મણોએ તે વાત માની નહીં અને તેને ત્યાં લાંઘો ઘાલ્યો. તેથી કબીર પાછા ફરીને સંતાઇ ગયા એટલે પરમેશ્વરને તેની ચિંતા થઇ અને ફરીને તે બીજી પોઠો લેઇને તેને ઘેર આવ્યા, અને તેમણે હરેક બ્રાહ્મણને અઢી અઢી શેર સીધું જોખીને આપ્યું. તેથી બધા બ્રાહ્મણો ખુશી થતા થતા પોતાને ઘેર ગયા, અને બાકીના સીધાના વણઝારે કબીરને ઘેર ઢગલા કર્યા, અને પછી બહાર જઇ પોતાનું વણઝારાનું રૂપ અંતરધ્યાન કર્યું અને એક બ્રાહ્મણનું રૂપ લેઇને કબીર જ્યાં સંતાઇ રહ્યા હતા ત્યાં પોતે ગયા અને તેમને કહ્યું કે તું અહિંઆં ભૂખે કેમ મરે છે? તું કબીરને ઘેર જા, તો તને કંઈ મળે. કબીરને ઘેર બધા બ્રાહ્મણને અઢી અઢી શેર સીધું અપાય છે. માટે તું ત્યાં જા. એમ કહીને પોતે પાછા ફર્યા, અને થોડે છેટે જઇ અંતરધ્યાન થઇ ગયા. તે સાંભળી કબીર પોતાને ઘેર ગયો, અને ત્યાં જોયું તો અનાજના ઢગલે ઢગલા કરેલા દીઠા. આ પ્રમાણે નવાં નવાં કૌતક તેને રોજ થવા લાગ્યાં, અને તે ઉપરથી કબીરની કીર્તી ચારે તરફ ફેલાવા માંડી, તેમજ ત્યાંનો રાજા પણ તેના પડચા જોઇને તેનો શિષ્ય થયો, અને તેથી કબીરનું ભારે સન્માન થવા માંડયું. એટલે કબીરને અભિમાન ચઢી જવાની શંકા થઇ. તેથી તેનો ઉપાય કરવાનું ધારી તે એક ગુણકાને ઘેર ગયા. અને તેને કહ્યું કે બેટા આજ મારૂં એક કામ કર? ત્યારે ગુણકાએ કહ્યું કે કહો મહારાજ! શું કરવું છે? ત્યારે કબીરે કહ્યું કે તું તથા એક બીજી એમ બંને જણીઓ આજ મારી સાથે બજારમાં થઇ રાજાની કચેરી સુધી ચાલો, અને મારા બન્ને હાથ તમારા બન્નેના ખભા ઉપર મૂકો. તથા તમારા બન્ને જણીના હાથમાં બે શીશા ગંગાજળ ભરી લો, અને તેમાં રાતો રંગ નાંખીને મને તે પાણી ઉભે રસ્તે પાતાં જાઓ, અને તમે મને બજારમાં ફેરવો. તે ઉપરથી ગુણકાએ કહ્યું કે એમ કરવાથી લોકોમાં આપની ઘણી નિંદા થશે. ત્યારે કબીરે કહ્યું કે તેની તમારે ચિંતા કરવી નહીં. પછી કબીર ગુણકાઓને લેઇને પ્યાલા પીતા પીતા બજારમાંથી નીકળ્યા. તે જોઈ લોકોએ તેમની નિંદા કરવા માંડી કે નીચ જાતીનાથી તે ખરી ભક્તિ શેની થાય! છેવટે મલેચ્છની જાત. તે જાત ઉપર ગયો. કોઈના અંકુશમાં રહ્યો નહીં, અને છકી ગયો અને હવે ગુણકાઓ સાથે ફરવા લાગ્યો. એનાથી તે ભક્તિ કરવી બને? તે વાત ચાલતી ચાલતી રાજા પાસે ગઇ. એટલે રાજાને પોતાના ગુરૂએ આવું નીંદીત કામ કર્યું તે સાંભળી ઘણું ખોટું લાગ્યું. એટલામાં કબીર ગુણકા સાથે ત્યાં આવ્યા. ત્યારે રાજાએ તેમને રોજની માફક સન્માન દીધું નહીં, અને ગાદી ઉપર

બેસાડયા નહીં. એટલે કબીર ત્યાં કચેરીમાં સૌથી છેલ્લા બેઠા, અને ગુણકાઓને રજા આપી. પછી થોડીક વાર થઈ એટલે કબીરની પાસે એક પાણીનો ચંબુ ભરેલો હતો તેમાંથી તેમણે થોડું પાણી જમીન ઉપર ઢાળીને ઉપર હાથ ફેરવ્યો. તે જોઈ બધા લોકોએ વિચાર કરવા માંડયો કે તે દારૂ પીને ગાંડો થઇ ગયો છે તેથી આમ કરે છે. ત્યારે કેટલાક બોલ્યા કે એ તો સત માહાત્મા છે, અને તેમની અંતકળા હોય માટે તેમણે આમ કર્યું. તેમાં કંઇ બીજો ભેદ હશે અને તે ભેદ તો તે જાણે, માટે તેમને પુછી જુઓ કે આ તમે શું કર્યું ? ત્યારે રાજાએ કબીર સાહેબને પૂછ્યું કે આ પાણી જમીન ઉપર રેડીને તમે હાથ ફેરવ્યો તે શું કર્યું ? જેથી અમને તેનું કારણ સમજાવો. ત્યારે કબીરે કહ્યું કે જગન્નાથજીમાં ભાત ઓસાવતાં એક પંડયો દાઝયો, તેથી મેં તેને પાણી રેડીને બચાવ્યો. નહીં તો તે દાઝી મરત. રાજાએ કહ્યું કે તમે તો અહીં છો, અને જગન્નાથજી ગામ તો ઘણું દુર છે. તમે અહીં પાણી છાંટયું, અને તેનો પગ દાઝતો બચાવ્યો એ વાત સાચી કેમ મનાય ? ત્યારે કબીરે કહ્યું કે તમે એક માણસ મોકલીને તેની ખાત્રી કરી જુઓ. તે ઉપરથી રાજાએ જગન્નાથપુરી એક માણસ મોકલ્યું, અને તેણે ત્યાં જઇ તપાસ કરી. તો એક પંડયો દાઝેલો જોયો અને તેને રૂઝ આવી ગયેલી હતી. પછી તેણે તે દાઝયાનું કારણ પુછ્યું ત્યારે તેણે કહ્યું કે અમુક દહાડે હું ઠાકોરજીની સામગ્રીનો ભાત ઓસાવતો હતો ત્યારે ઓસામણનું તપેલું ઢળી ગયું. તેથી હું દાઝયો, પણ મારે સારા નશીબે કબીર અહીં આવી ચઢયા, અને તેમના હાથમાં પાણીનો ભરેલો એક ઘડો હતો તે તેમણે મારા પગ ઉપર રેડયો, અને તેથી હું બચી ગયો. નહીં તો હું આખો બળી મરત. તેણે કહ્યું કે કબીર અહીં જગન્નાથજીનાં દર્શન કરવા રોજ આવે છે. એટલું સાંભળીને તે માણસે આવીને રાજાને ખબર કહી એટલે રાજા વિસ્મય પામ્યો, અને કચેરીમાંથી ઘેર ગયો અને પોતાની રાણીને તે વાત કહી. રાણીએ તેને કહ્યું કે કબીર આપણા ગુરૂ છે અને આપણે તેમની ભારે અવજ્ઞા કરી. માટે આપણે ગમે તેમ કરીને તેમને પ્રસન્ન કરવા જોઇએ. નહીં તો આપણું સર્વ રાજપાટ રસાતળ જશે અને આપણે મહા નર્કમાં જઇશું. માટે આપણે બન્ને જણે માથે ઘાસના ભારા લઇને ડોકમાં કોવાડી બાંધી બજાર વચમાંથી નીકળીને તથા લોક મર્યાદા મુકીને તેમની પાસે જઇને તેમની વિનંતી કરવી. પછી તે પ્રમાણે તેઓ બંને જણ કરીને બજારમાંથી નીકળ્યાં. તે જોઇ લોકોને ઘણો શોચ પડયો. કબીર સાહેબે તેમને દૂરથી આવતાં જોઇ પોતાના સ્થાનેથી ઉઠી તેમના ભારા જમીન ઉપર નંખાવી દીધા, અને તેમને કહ્યું કે આમ કરવાની શી જરૂર છે ? ત્યારે રાજા રાણીએ તેમની બહુ વિનંતી કરી અને પોતે જે તેમની ભારે અવજ્ઞા કરી હતી તેની ક્ષમા માગી. કબીર તે જોઇ તેમના ઉપર પ્રસન્ન થયા. પછી રાજા રાણી બંને ઘેર ગયાં. આ ઉપરથી કબીર સાહેબની પ્રાતષ્ટા ઘણી વધી ગઇ. તે જોઇને ગામના બ્રાહ્મણોને તેની અદેખાઈ પેદા થઈ અને તે રાજાનો જે ઉપરી જે આખા મુલકનો બાદશાહ કેહેવાય અને જેનું નામ સીકંદર હતું. તે ફરતો ફરતો ત્યાં આવ્યો. ત્યારે તેમણે તેને ફરિયાદ કરી. કબીરની મા સાથે તેઓ મળી ગયા અને બાદશાહ પાસે તેને પણ ફરિયાદ કરવા મોકલી કે મારો છોકરો મને ગાંઠતો નથી અને કાફર થઈ ગયો છે. અને તેણે હીંદુ ધર્મ પકડી લીધો છે. અને તે બધા લોકોને દુઃખ દે છે. વળી તેમણે આખા ગામના લોકોને પણ તે પ્રમાણે શીખવીને બાદશાહ પાસે ફરીયાદ કરવા મોકલ્યા. ત્યારે બાદશાહે નોકરને કહ્યું કે તમે એને અહીં પકડી લાવો. હું તેને સીધો કરૂં. તે ઉપરથી સીપાઇઓ કબીરને બાદશાહ પાસે લેઈ ગયા. બાદશાહ તે વખતે એક કાજી ઉભો હતો, તેણે કબીરને કહ્યું કે તું બાદશાહ સાહેબને સલા-

ત્યારે કબીરે કહ્યું કે સલામ કેવી થતી હશે? તે હું જાણતો નથી. હું તો રામ રામ કરવા જાણું છું. અને તેમને એકનેજ હું માનું છું. બાદશાહને તે ઉપરથી ગુસ્સો ચઢયો. તેથી તેણે સીપાઇઓને હુકમ કર્યો કે તેના હાથ પગમાં બેડી નાંખો અને તેને ગંગા નદીના એક ઉંડા ધરામાં નાંખી દ્યો. તે ઉપરથી સીપાઇઓએ તેના હાથ પગમાં બેડી નાંખી, અને તેને ગંગા નદીમાં નાંખી દીધો. ત્યારે તેની બેડીઓ ઓગળી ગઇ, અને ગંગાજીએ તેને કીનારા ઉપર પાછો લાવીને સુખમાં બેસાડી દીધો. તે જોઇ લોકાએ બાદશાહને કહ્યું કે કબીર તો જાદુગર છે. માટે એ પાણીમાં નાંખેલો ડુબવાનો નથી. ત્યારે બાદશાહે કહ્યું કે એને લાકડાં ખડકાવીને જલાવી દો. તે ઉપરથી લાકડાનો એક ઢગલો કરી તેને બેસાડી ઢગલો સળગાવી દીધો, અને લાકડાં સળગીને ઓલવાઇ ગયાં, અને રાખોડી થઇ ગઇ પણ કબીરને તો ઉલટી સોના જેવી કાંતીમાન દેહવાળો થયેલો ત્યાંને ત્યાં જોયો. તેથી બાદશાહને તે જાદુગર છે એમ પાકી ખાતરી થઇ. તેથી તેણે એક જબરો હાથી ગાંડો કરીને કબીરની સામે મુકયો. હાથીનો માહવત હાથીને કબીર તરફ વારે વારે લેઇ જવા લાગ્યો પણ હાથી કબીરની પાસે એક સિંહ બેઠેલો દેખતો તેથી જતો નહીં અને ડરીને પાછો ભેંસતો. તે જોઇને બાદશાહ વિસ્મય પામ્યો, અને માહવતને તેનું કારણ પૂછયું ત્યારે માહવતે કહ્યું કે કબીર પાસે સિંહ બેઠેલો દેખાય છે. તેથી હાથી ત્યાં જતો નથી. કબીર પાસે તો કોઇ બેઠેલું નહોતું. તે બાદશાહ નજરે જોતો હતો તેમજ બધા લોકો પણ તે જોતા હતા, અને મહાવતની આ વાત સાંભળીને બાદશાહ હેરત પામી ગયો, અને તેથી કબીરને પગે પડયો અને તેની ક્ષમા માગી. તેની સાચી ભક્તિ જોઇને પરમેશ્વરે ત્યાં સિંહ રૂપ દેખાડયું. તેથી બધા લોકો અચંબામાં પડયા, અને કબીરને વશ થઇ ગયા. બાદશાહે પછી તેમને વિનંતી કરી કે તમે અમને બચાવી લો. અમે તમારા ઉપર મોટો ગજબ ગુજાર્યો છે. તમે હવે પ્રસન્ન થાઓ અને કોઈ ગામ અથવા દેશ માગો. ત્યારે કબીર સાહેબે કહ્યું કે અમારે કંઈ જોઇતું નથી. અમારે તો એક રામ નામ જોઇએ છે, કે જેને આઠે પહોર જપીએ. અમારે દામથી કંઈ કામ નથી. દામમાં તો કોટી રોગ ભરેલા છે એમ કહી બાદશાહ પાસેથી ઉઠીને પોતાને ઘેર ગયા. તેમની પરમેશ્વર ઉપરની પ્રીતી જોઇને બધા લોકોને તેમની સાચી ભક્તી ઉપર પ્રતીતી આવી. તેમના સેવકો તથા બીજા સાધુઓ તે બાદશાહ પાસેથી છુટીને આવ્યા. તેથી તેમને ઘેર મળવા ગયા, અને જોકે બ્રાહ્મણો ખશીયાણા પડી ગયા. તોપણ તેમણે એક નવું તતંગ ઉભું કર્યું. તે એ કે તેમણે પોતામાંથી ચાર બ્રાહ્મણોને સન્યાસીનો વેશ લેવરાવ્યો, અન એંસી એંસી ગાઉ ફરતાં બધાં ગામ ફરી વળવા તેમને મોકલ્યા, અને દરેક ગામમાં જેટલાં જેટલાં મંદીર હતાં ત્યાં તેમણે બધા સાધુઓને નોતરાઓની ચીઠીઓ પહોંચાડી કે અમુક દિવસે તમને કબીરને ઘેર તેડાવ્યા છે, કારણ કે કબીર સાધુઓનો મોટો મેળાવડો કરવાનો છે. પછી તે પ્રમાણે નીમેલે દિવસે સાધુઓની જમાતો એકઠી થવા લાગી. તે જોઈ કબીરે એકાદ સાધુને પૂછયું કે તમે અહીં કેમ આવ્યા છો? ત્યારે તે સાધુએ કહ્યું કે કબીરે મેળાવડો કર્યો છે અને બધાંને તેડાવ્યા છે. માટે આજ બધા સાધુઓ દેશ દેશથી આવી અહીં ભેગા થવાના છે. કબીર તે સાંભળી ભારે શોચમાં પડયો કે આ બધા તો આવ્યા, અને હવે મારે તેમને શું ખવરાવવું? મારી પાસે તો કાંઈ નથી. એમ વિચારી તે જંગલમાં જઇને પાછા સંતાઈ ગયા. ત્યારે પરમેશ્વરને ચિંતા થઈ પોતે કબીરનું રૂપ ધરીને કબીરને ઘેર આવ્યા, અને રસોઈ કરવાનું મોડું થઈ ગયેલું તેમણે બધાને જુદાં જુદાં સીધાં આપી રસોઇઓ કરાવી, અને તેમને ખુબ

જમાડયા અને તેમને પ્રસન્ન કર્યા. એ પ્રમાણે ત્રણ દિવસ સુધી લાગટ તે બધા સાધુઓને રાખીને જમાડયા અને પછી તેમને વિદાય કર્યા અને પછી પરમેશ્વર અંતરધ્યાન થઇ ગયા. પછી એક સાધુનું રૂપ લેઇને પાછા કબીર પાસે જઇને તેમણે તેને કહ્યું કે તું અહીં ભુખે કેમ મરે છે ? કબીરને ઘેર જા ત્યાં સાધુઓની જમાત ત્રણ દહાડાથી લાગટ જમે છે તે તને પણ જમવાનું આપશે એમ કહી પોતે અંતરધ્યાન થઇ ગયા. કબીરે ઘેર જઇ જોયું તો પરમેશ્વરે આવીને કામ કરેલું જોયું તેથી તેણે તેમનો ધન્યવાદ માન્યો. એકવાર ભગવાને કબીરની ભક્તિ જોવા સારૂ અપસરાઓને કબીર પાસે મોકલી, ત્યારે કબીરે તેમને ઓળખી લીધી તેથી તેમને કહ્યું કે હે માતાઓ તમે તમારા દેવ લોક છોડીને અહીં શું કરવા આવ્યાં છો ? પછી તેમણે નાચ રંગ કરીને કબીરને લલચાવવા ઘણાં ફાંફાં માર્યાં પણ કબીરની આંખમાં જરા પણ કમળો આવ્યો નહીં અને તેને કામ ઉપજ્યો નહીં. પણ ઉલટો તેમને મા માનીને પગે લાગ્યો. તેથી તે અપસરાઓ ફરી ગઇઓ અને ભગવાન આગળ જઇને તેમણે કહ્યું કે કબીર આગળ અમારૂં કંઇ ચાલ્યું નહીં. તે ઉપરથી ભગવાન ઉઠીને ત્યાં આવ્યા અને કબીરને ચતુર્ભુજ મૂર્તીનું દર્શન કરાવ્યું અને તેને કહ્યું કે કબીર તું મારા દર્શનનો લાભ લે ! હું તારી સાચી ભક્તિ જોઇ પ્રસન્ન થયો છું. જ્યાં સુધી તારે આ મૃત્યુ લોકમાં રહેવાની ખુશી હોય ત્યાં સુધી તું અહીં રહેજે અને જ્યારે તારે મારા ધામમાં આવવાની મરજી થાય ત્યારે તું આ મનુષ્ય દેહ સહીત મારે ધામ આવજે. એમ કહી પોતે અંતરધ્યાન થઇ ગયા. કબીરે કોઇ વાર એવું સાંભળેલું હતું કે ગંગાજીની પેલી પાર એક મગગા કરીને જે ગામ છે તેની હદમાં જે કોઇ મરી જાય છે તે અવગતીને પામે છે અને કાશીની હદમાં જે મરી જાય છે તે ગતીને પામે છે. તે ઉપરથી તેણે પોતાની અવસાન વખતે મગગામાં જવાનું વીચાર્યું અને તેનું પારખુ લેવું એમ નક્કી કરીને તે ત્યાં ગયા અને ત્યાં ફુલનો ઢગલો કરાવ્યો અને તેની અંદર પોતે સુઇ રહ્યા, અને ઉપરથી બીજાં ફુલ નંખાવ્યાં. પછી મુસલમાન લોકો ત્યાં આવ્યા અને તેમણે કહ્યું કે કબીર તો અમારા ધર્મનો માણસ હતો માટે તેની લાશ અમે લેઇ જઇને દાટીશું ! ત્યારે હિંદુ ધર્મવાળાઓએ કહ્યું કે તે અમારા ધર્મનો માણસ હતો માટે તેને અમે લેઇ જઇશું અને અગ્નિદાહ દેઈશું. એમ બન્ને પક્ષ વચ્ચે ભારે રકઝક થઇ. પછી મુસલમાનોએ જોરાવરી કરીને તે ફુલનો ઢગલો કાઢી નાંખ્યો અને અંદર જોયું તો કબીર સાહેબની લાશ દીઠી નહીં. આ પ્રમાણે લાશ મળી નહીં, તેથી બધા લોકો અચંબામાં પડયા. પછી હિંદુ લોકોએ માન્યું કે તેમની સાચી ભક્તિના પ્રભાવને લીધે તે સ્વરૂપે ઇશ્વરના ધામ વિષે ગયા અને તેથી તેઓ તેમના ગુણ ગાવા લાગ્યા.

## મુલ ॥ છપ્પય છંદ ॥

પીપા પ્રતાપ જગવાસના નાહરકોં ઉપદેશ દિયો ॥
પ્રથમ ભવાની ભકત મુક્તિ માંગનકોં ધાયો ॥
સત્ય કહ્યો તિંહિ શક્તિ સુદ્રઢ હરિ સરન બતાયો ॥
રામાનંદ પદ પાય ભએ અતિ ભક્તિ કિ સીંવા ॥
ગુન અસંખ્ય નિર્મલ સંત રાખત ધરિ ગ્રીવા ॥
પરસ પ્રનાલિ સરસ ભઈ સકલ વિશ્વ મંગલ કિયો ॥
પીપા પ્રતાપ જગવાસના નાહરકોં ઉપદેશ દિયો ॥

## પીપા ભક્તનો પ્રસંગ.

ગાંગરૌડ ગઢમાં પીપા નામનો એક રાજા નાનપણમાં દેવી ભક્ત હતો અને મોટો થયો ત્યારે તે દેવીની સારી રીતે પુજા કરતો તથા બ્રાહ્મણો પાસે દેવીનું અનુષ્ઠાન કરાવતો અને દેવીને ભોગ આપતો. એકવાર તેને ગામમાં તે દેવીના મંદીરમાં કોઇ સાધુઓ આવીને ઉતર્યા હતા અને તેમણે પીપા રાજા પાસેથી સીધું માગી લાવીને ત્યાં દેવીના મંદિરમાં રસોઇ કરી હતી અને તેજ દિવસ દેવીના કોઇ નૈવેદનો દીવસ હતો તેથી ત્યાં સાધુઓના પાડોશમાં રાજાના બ્રાહ્મણોએ પણ રસોઇ કરી હતી. પછી સાધુઓને જ્યારે જમવાની વખત થઇ ત્યારે તેમણે પોતાના ઠાકોરજીને ભોગ લગાવવા સારૂ રસોઇને પાણી છાંટી માર્જન કર્યું ત્યારે તેનો કોઈ છાંટો તે બ્રાહ્મણોની રસોઇને લાગી ગયો હશે, તેથી તે બ્રાહ્મણોની રસોઇનો પણ ઠાકોરજીએ ભોગ કરી લીધો, એથી તે દેવી તે બ્રાહ્મણોના નૈવદનો ભોગ લેઇ શકી નહીં તેથી તે ભુખી રહી. એટલે તે ચીડાઇ ગઇ અને રાત્રે જ્યાં પીપો રાજા ઉંઘતો હતો ત્યાં ગઇ. પછી એ[illegible]નું રૂપ લેઇને તેના ઉપર ચઢી બેઠી અને તેને ખાટલા હેઠે નાંખી દીધો અને તેને ખુબ બીવડાવ્યો. ત્યારે તે રાજા જાગી ઉઠયો અને તેણે પોતાની ઇષ્ટ દેવીની સ્તુતિ કરી, ત્યારે તે દેવી પ્રસન્ન થઇ. તેને પ્રગટ દર્શન દેઇ તેને કહ્યું કે આજે હું ભુખી રહી છુ કારણ કે તેં જે બ્રાહ્મણો પાસે રસોઈ કરાવી હતી તે તો ઠાકોરજી આરોગી ગયા અને મારાથી તેનો ભોગ લેવાયો નહીં. ત્યારે રાજાએ પુછ્યું કે શું ઠાકોરજી તમારાથી જબરા છે? ત્યારે તેણે કહ્યું કે હા. મારાથી ઠાકોરજી મોટા? કારણ કે તેમનાથી તો મુક્તિ મળે. ત્યારે રાજાએ કહ્યું કે શું તમે મને મુક્તિ ન આપી શકો? ત્યારે દેવીએ કહ્યું કે મુકતી તો મારી પાસે નથી. એટલે રાજાએ કહ્યું કે ત્યારે શું આટલા દિવસ સુધી તમે મારી પાસે નકામી સેવા કરાવી? ત્યારે તે દેવીએ કહ્યું કે અમે કયાં તને કહ્યું હતું, કે તું અમારી સેવા કર. તારી ખુશીથી તુ તે કરતો હતો. તેમાં મારે તને શું કરવા ના કહેવી પડે. તેમ છતાં હવે જો તારે મુકિત જોઇતી હોય તો તું કાશીપુરી જા અને ત્યાં જઇ રામાનંદ સ્વામીને તું ગુરૂ કર, એટલે તે તને મુક્તિ આપશે. તે ઉપરથી તે કાશી જવા નીકળ્યો અને પોતાનું લાવ લસ્કર સાથે લેઇને તે કાશીએ ગયો. પછી ત્યાં રામાનંદનું ઘર પુછતો રામાનંદને ઘેર ગયો. રામાનંદના બારણામાં સિપાઇઓ બેસાડી રાખેલા હતા તે કોઇને રજા સિવાય અંદર પેસવા દેતા નહીં. તેથી તેમણે પીપા રાજાને અંદર જતાં રોકયા. ત્યારે તેણે રામાનંદને કહેવરાવ્યું કે તમને ગાંગરૌડનો પીપો રાજા મળવા આવ્યો છે, અને તે શિષ્ય થવા સારૂ અંદર આવવા માગે છે. ત્યારે રામાનંદે કહેવરાવ્યું કે અમારે રાજા સાથે શું કામ છે? ત્યારે રાજાએ કહેવરાવ્યું કે હું તમારો ઉપદેશ લેવા આવ્યો છું. ત્યારે મહારાજે કહેવરાવ્યું કે જો તમારે શિષ્ય થવાની મરજી હોય તો તમે તમારો બધો પૈસો લુટાવી દ્યો અને તમે એકલા થઇને આવો? તે ઉપરથી તે રાજાએ પોતાનો બધો પૈસો ખર્ચી નાંખ્યો અને પોતાના બધા નોકર ચાકરને ઘેર પાછા મોકલી દીધા, અને પોતે એકલો થઇને ત્યાં ગયો. ત્યારે રામાનંદે કહેવરાવ્યું કે હવે જાઓ કુવામાં પડો? જો જીવતા રહેશો તો અમે તમને ઉપદેશ કરીશું. તે ઉપરથી તે રાજા કુવે પડવા દોડયો એટલે રામાનંદે તેની પાછળ બે નોકર દોડાવ્યા અને તેમને કહ્યું કે તમે રાજાને કુવામાં પડવા દેશો નહીં. પણ તેને પકડી રાખીને અહીં પાછો તેડી લાવજો. પછી તે પ્રમાણે તેમણે રાજાને કુવામાં પડતો રોકી રાખ્યો. ત્યારે રાજાએ કહ્યું કે મને કૂવામાં પડવા દ્યો? કૂવે પડવાથી મને ગુરૂ જલદી મળે માટે તમે મને રોકો નહીં? પણ તે લોકોએ તેને કૂવે પડવા દીધો નહીં અને ગુરૂ પાસે તેને પાછો તેડી લાવ્યા.

તે ઉપરથી રામાનંદે તેનો સાચો ભાવ જાણ્યો અને તેને મંત્ર ઉપદેશ કર્યો. પછી તેને કહ્યું કે હવે તું તારે ઘેર પાછો જા, અને ત્યાં સાધુ સેવા કરતો રહેજે. ત્યારે રાજાએ કહ્યું કે હવે મારે ઘેર પાછા જવું નથી. હું તો અહીંજ તમારી પાસે રહીશ. ત્યારે ગુરૂએ તેને કહ્યું કે અમારી આજ્ઞાથી તું ઘેર પાછો જા અને ત્યાં ઘર સંસાર ચલાવ, અને સાધુ-ઓને વીશે પ્રીતિ રાખતો રહે. પછી તું જેવું સેવામાં કેવો ભાવ રાખે છે તે અમે કોઈ જતા આવતા સાધુ પાસેથી સાંભળીશું ત્યારે અમે બાર મહિને તારે ગામ આવીશું. રાજા તે ઉપરથી પોતાને ગામ પાછો આવ્યો અને ત્યાં તેણે સદાવ્રત આપવાનું ચાલતું કર્યું અને સાધુઓની સેવા સારી રીતે કરવા માંડી, એટલે તેની સંતસેવાની પ્રશંસા ગામે ગામ ફેલાઇ અને તે વાત ચાલતી રામાનંદને કાને ગઈ કે પીપો રાજા સંતની સેવા ચાકરી સારી રીતે કરે છે. તે સાંભળી રામાનંદ પ્રસન્ન થયા. અને તેને ભક્તિનો સાચો રંગ ચઢયો છે એવું પોતે પારખી લીધું. બાર મહિનાની અવધિ પૂરી થઇ, એટલે રાજાએ તેમને કાગળ લખી મોકલ્યો અને તેમને વિનંતી કરી લખ્યું કે "હે મહારાજ! હવે બાર મહિનાની તમારી કહેલી મુદત પૂરી થઇ. માટે હવે તમે કહ્યું હતું તે પ્રમાણે અત્રે પધા-રીને તમારાં વચનનું પાલન કરો, કારણ કે [illegible]તીપાળ છો." તે કાગળ વાંચીને રામા-નંદ સ્વામી પોતાના ચેલાઓ કબીર તથા [illegible] વીગેરેને સાથે લેઇને પીપાને ત્યાં આવ્યા. પીપાએ તેમને આવતા સાંભળી પાલખી અને કેટલાક [illegible] સામાં મોકલ્યાં અને ઘણા આદરસત્કારથી તેમને પોતાને ઘેર તેડી લાવ્યો અને પોતાના [illegible]માં ઉતાર્યા. અને ત્યાં તેણે તેમને ઘણા સાષ્ટાંગ નમસ્કાર કરીને તથા તેમની વિનંતી કરીને તેમને પ્રસન્ન કર્યા, તેમજ તેમની આગળ ઘણી જાતના મેવા મુક્યા અને ઘણું દ્રવ્ય લુટાવી દીધું. પછી એક દિવસ વાતે વાતમાં રામાનંદે તેને પુછ્યું કે તને ઘેર રહેવું ઠીક લાગે છે કે ઘર છોડવું ઠીક લાગે છે? ત્યારે પીપાએ કહ્યું કે મને તો ઘર છોડી દેવાની મરજી થાય છે. એટલે રામાનંદે કહ્યું કે ત્યારે અમે દ્વારકાં જઇએ છીએ, તે તારે અમારી સાથે આવવું છે? જો આવવું હોય તો તૈયાર થા. તે ઉપરથી તે દ્વારકાં જવાને તૈયાર થયો. ત્યારે તેની રાણીઓએ તેને કહ્યું કે અમે પણ તમારી સાથે દ્વારીકાં આવીશું. ત્યારે રાજાએ કહ્યું કે ત્યાં સ્ત્રીઓનું કામ નથી. અમે તો સાધુઓ સાથે જઇએ છીએ તેમાં તમારે સાથે આવવું ઠીક નહીં, પણ તે રાણીઓએ માન્યું નહીં. ત્યારે તેણે ગુરૂ પાસે જઇને તે વાત કરી. ત્યારે ગુરૂએ તેને કહ્યું કે તમે એમને કંઈ બીક દેખાડો જેથી તેઓ સાથે આવવાનું મુકી દે. પીપાએ રાણીઓને કહ્યું કે ત્યાં રસ્તામાં ભુખ તરસ વેઠવી પડશે અને ઘણા વિકટ રસ્તામાં થઇને પસાર થવું પડશે તથા તમારી કોમળ કાયા મુસાફરીનું દુઃખ સહન કરી શકશે નહીં માટે તમે બધાં ઘેર રહો. પણ તે વાત રાણીઓએ માની નહીં. ત્યારે તેણે તે હકીકત ગુરૂ પાસે જઇને કહી. ત્યારે ગુરૂએ પીપાને કહ્યું કે તમે તેમને એમ કહો કે સાધુઓ ઘર-બારી માણસને સાથે લઈ જવા ના કહે છે, અને તે કહે છે કે જે તેમના જેવા થાય તેમને તે સાથે લઈ જાય. માટે જેમને આવવું હોય તે મુંડ મુંડાવે અને ધોળાં લુગડાં પહેરે તથા ગોપીચંદનનું તીલક કરે અને કોટે માળા નાંખે અને સાધુ થઇને તેમની સાથે ચાલે. તે સાંભળી બધી રાણીઓ પાછી હઠી ગઈ. એકે કહ્યું કે જો હું એવું કરૂં તો મારૂં પીયર લજવાય, બીજીએ કહ્યું કે મારૂં સાસરૂં લજવાય. એમ કહી બધી રાણીઓ પાછી હઠી ગઈ અને દ્વારકા જવાની ના કહી; પણ એક સીતા નામની રાણીએ તે બધું કરવાનું સ્વીકાર્યું અને સાથે જવાનો આગ્રહ બતાવ્યો. ત્યારે રાજાએ તે વાત ગુરૂને કહી કે બધી રાણીઓ તો પાછી ભાગી પણ એક સીતાની લપ છુટે તેમ નથી. તેને જે કહીએ છીએ તે

તે હા કહે છે, માટે તેનું શું કરવું? ત્યારે ગુરૂએ કહ્યું કે તેને તમે ખુશીથી સાથે લો? તે રાણી બધી રાણીઓમાં સતી લાગે છે, માટે તેને સાથે રાખવાથી તમારી ભક્તિ દીપી નીકળશે. પછી તેને સાથે લીધી અને બધા દ્વારકાં જવા નીકળ્યા. ત્યાં એક ઘરડો બ્રાહ્મણ રસ્તામાં આવી સુતો અને તેણે રામાનંદને કહ્યું કે મારા રાજા રાણીને તમે કયાં લેઇ જાઓ છો? જો તમે તેમને લેઈ જશો તો હું અહીં મારો જીવ આપીશ. ત્યારે સાધુઓએ તેને ઘણું સમજાવ્યો પણ તેણે કંઈ માન્યું નહીં અને કહ્યું કે હુંતો ઝેર ખાઇ મરીશ અને તે પ્રમાણે ઝેર ખાઇ તે મુવો. ત્યારે ગુરૂ રામાનંદે તેને પાણી છાંટયું એટલે તેનું ઝેર ઉતરી ગયું એટલે તે ગામમાં નાશી ગયો. પછી બધા ત્યાંથી દ્વારકાં ગયા ને ત્યાં કેટલાક દીવસ રહ્યા. પછી રામાનંદ ત્યાંથી વંદ્રાવન જવા નીકળ્યા, અને તે રાજારાણી તેમની આજ્ઞાથી દ્વારકામાંજ રહ્યાં. કેટલાક દીવસ વીત્યા પછી પીપારાજાએ ત્યાંના લોકોને પુછ્યું કે અહીં સોનાની દ્વારકા કહેવાય છે તે કયાં હશે? ત્યારે લોકોએ તેની મશ્કરી કરી કે સોનાની દ્વારકાં તો દરિયામાં છે એટલે તે વાત સાચી માની, તેઓ બન્ને સોનાની દ્વારકાં જોવાનો અને ત્યાં ભગવાનનાં દર્શન કરવાનો ભાવ લેઇને જઇને દરીયામાં પડયાં. ભગવાનને તેની ચીંતા થઈ તેથી તેમને ડુબવા દીધાં નહીં, પણ ભોંયરાની માફક તેમને રસ્તાની ગમ પાડી અને તેઓ ચાલીને અંદર ગયાં. ત્યાં ભગવાને બે સેવકને તેમને તેડી લાવવા સામા મોકલ્યા અને તેઓ તેમને લેઇને ભગવાન પાસે આવ્યા. ત્યાં તેમણે શ્રી કૃષ્ણચંદ્ર તથા રાધીકાજીનાં પ્રેમપુર્વક દર્શન કર્યાં. પછી ભગવાને તેમને સાત દીવસ સુધી ત્યાં રાખી તેમની સારી રીતે પરોણા ચાકરી કરાવી અને સાતમે દહાડે તેમને કહ્યું કે હવે તમે પાછાં જાઓ? ત્યારે તેમણે કહ્યું કે હવે અમે પાછાં જવાનાં નથી અમે તો તમારી સેવામાં અહીંજ રહીશું. ત્યારે ભગવાને તેમને કહ્યું કે જો તમે પૃથ્વી ઉપર પાછાં નહિ જાઓ તો દુનિયામાં લોકો મારી નીંદા કરશે. તમે પ્રેમને લેઇને દરીયામાં પડયાં અને ડુબી મુવાં અને મેં તમને બચાવ્યાં નહીં એમ કહી લોકો મારી નીંદા કરશે, માટે તમે પાછાં જાઓ અને તમે મારાં દર્શન પામ્યાં તેની એંધાણી તરીકે શંખ ચક્રની છાપ હું તમને આપું છું તે તમે લેઇ જાઓ અને ભગવાને તે અમને આપી છે એમ કહી તે દ્વારકાંના રાજાને તમે આપજો, અને તેને કહેજો કે જે જાત્રાળુ લોકો દ્વારકાંની જાત્રા કરવા આવે તેમને તમે તે છાપ મારીને પાવન કરજો. પછી ત્યાંથી નીકળી તેઓ દરીયાની બહાર આવ્યાં અને જેમ દરીયામાં માછલું ફરી આવે અને તેને પાણી અડકે નહિ તેમ તેઓ કોરે લુગડે બહાર નીકળ્યાં. તે જોઈ બધા લોકો આશ્ચર્ય પામ્યા અને તેમને સાચાં ભાવીક સમજીને તેમને પગે પડયા. પછી તેમણે પેલી છાપો ત્યાંના રાજાને સોંપી અને પછી દ્વારકાંથી બીજે ગામ જવા નિકળ્યાં. આગળ જતાં રસ્તામાં તેમને એક પઠાણ મળ્યો તે સીતાનું રૂપ જોઇને તેના ઉપર મોહીત થઇ ગયો. પછી તેણે આ સ્ત્રી આ સાધુને યોગ્ય નથી એમ સમજીને તેની પાસેથી તેને છીનવી લીધી અને પોતાના ગામ તરફ વળ્યો. સીતા શ્રી રામચંદ્રને સંભારતાં તેની સાથે ચાલ્યાં. ભગવાનને તેની ચીંતા થઇ અને તેથી તેમની સહાય કરવા આવ્યા. પછી તેમણે પઠાણ પાસેથી સીતાને છોડાવી અને પીપા પાસે પાછી મોકલી. પીપાએ પછી સીતાને કહ્યું કે મારી સાથે રહેવામાં તમને આટલાં બધાં સંકટ વેઠવાં પડે છે તો હજુ કંઇ સમજો અને ઘેર પાછાં જાઓ? ત્યારે સીતાએ કહ્યું કે સંકટથી હું પાછી ભાગતી નથી માટે હુંતો તમારી સાથેજ રહીશ. તમે ગુરૂનાં વચનને યાદ કરો, તેમણે તમને શું કહ્યું હતું? પીપાએ કહ્યું કે હુંતો તમારી પરીક્ષા જોવાને કહું છું. પછી બન્ને જણ ત્યાંથી આગળ ચાલ્યાં, એટલે રસ્તામાં વાઘ, એક વાઘણ અને તેમનાં બે બચ્ચાં ઘણા દહાડાનાં ભુખ્યાં તેમને મળ્યાં, પણ તેમની ભક્તિના તેજ આગળ તે બધાં ગરીબ બની ગયાં; પરંતુ

વાઘે આવીને પીપાજીને પગે પોતાનું મુસ્તક નમાવ્યું. ત્યારે પીપાજીયે તેના માથા ઉપર હાથ મુકયો અને તેને ગુરૂ મંત્ર મુકયો જેથી તે સદ્દગતીને પામ્યો, જેઓ બીજા અવતારમાં તે વાઘ, નરસિંહ મહેતાના રૂપે અવતર્યો. અને વાઘણ તેમની સ્ત્રી થઇ અને બચ્ચાં તેમનાં છોકરાં થયાં. પછી ત્યાંથી આગળ જતાં ચીંધર ભક્તનો આશ્રમ આવ્યો, તેથી તેને મળવાને તેઓ તેમને ત્યાં ગયાં. ત્યાં ચીંધર અને તેમની સ્ત્રીએ તેમને છેટેથી આવતાં જોયાં, તેથી કોઇ સંત આપડે ત્યાં પરોણા આવે છે એમ તેમને લાગ્યું પણ તેમને ભોજન કરાવવાને તેમની પાસે કંઇ નહોતું. પછી તેમની સ્ત્રીને કોઇ હરીજને એક સાડી પહેરવા આપી હતી તે તેણીએ એક કોઠીમાં પેસીને ચીંધર ભક્તને ઉતારી આપી અને પોતે નગ્નરૂપે કોઠીમાં રહી અને તે ઉપર એક માટલું ઢંકાવ્યું અને પોતાના પતિને કહ્યુ કે આ સાડીને તમે બજારમાં વેચી આવો અને તેની જે કીંમત આવે તેનું સીધું સામાન લાવીને તેમને ભોજન કરાવજો અને હું નગ્ન હોવાથી કોઠીમાં રહીશ. એ પ્રમાણે ચીંધરે કર્યું અને પછી પીપો તથા સીતા ત્યાં આવી પહોંચ્યાં અને ચીંધરને મળ્યાં. પછી તેમની સ્ત્રીની ખબર પુછી ત્યારે તેમણે કહ્યું કે તે તો બહાર ગઇ છે. પછી રસોઇ કરાવી અને ભોજન પીરસ્યું. ત્યારે સીતાએ તેમની સ્ત્રીને જમવા બોલાવવાનો ઘણો આગ્રહ કર્યો, તેથી ચીંધરે પેલી કોઠી સામો ઇસારો કરી બતાવ્યો. તેથી સીતા ત્યાં ગયાં અને કોઠીમાં તેમની સ્ત્રીને જોયાં, એટલે વસ્ત્ર નહિ હોવાથી તેમને કોઠીમાં પેસવું પડયું એમ જાણીને તેણીએ પોતાની ભક્તિની લઘુતા માની. પછી તેણીએ પોતાનું પહેરેલું વસ્ત્ર અડધું ફાડીને કોઠીમાં નાખ્યું તે પહેરીને તે સ્ત્રી કોઠીની બહાર આવ્યાં. પછી ચારે જણે ભોજન કર્યું. પછી થોડીવાર વાતચીત કરીને પીપો તથા સીતા ત્યાંથી વીદાય થયાં. ત્યાર પછી પીપાએ સીતાને કહ્યું કે ચીંધર અને તેની સ્ત્રી ઘણાં દુઃખી થાય છે માટે આપડે તેમનું દરિદ્ર કાઢવું જોઇએ ? ત્યારે સીતાએ કહ્યું કે બહુ સારૂં. ચાલો આપડે ગામમાં જઇએ અને હું બાર મૂખી ગુણકા થઉં અને તમે થાઓ મારા તબલચી અને પછી ગઈ બજાવીને આપડે લોકોને રીઝવીએ અને તેમની યાચના કરીને કંઇ દ્રવ્ય એકઠું કરીને તેમને પહોંચાડીએ ? ત્યારે પીપાએ કહ્યું કે ઠીક. પછી બંને જણ ગામમાં ગયાં અને ત્યાં ગુણકાનો સ્વાંગ લઇને બહુ આલાપથી ગાયું અને લોકોને રીઝવ્યા તેથી લોકોએ તેમને ઘણું દ્રવ્ય તથા અન્ન વસ્ત્ર આપ્યા, તે તેમણે લોકો પાસે ચીંધર ભક્તને ત્યાં મોકલાવી દીધાં. ત્યારે લોકોએ તેમને સાધુ તરીકે ઓળખ્યાં અને પછી તેમની ભક્તિથી આકર્ષાઇ ગયાં અને તેથી તેમને તાબે થઇ ગયાં. પછી ત્યાંથી વિદાય થયાં અને ટોડા નામના ગામમાં આવીને તેઓ રહ્યાં. ત્યાં તેમને ખાવાનું પણ પુરે પુરૂં મળી શકતું નહોતું. કોઈ વાર મળતું તો કોઇ વાર તેમને ભુખ્યા રહેવું પડતું. એવી રીતે દિવસો ગુજારતાં કોઈ સમયે પીપાજી નદીના એક કોતરમાં ઝાડે ફરવા ગયા હશે ત્યાં તેમણે મહોરોનું ભરેલુ એક હાંલ્લું જમીનમાં દાટેલું જોયું. તેથી તેમણે તે લેવાનું મન કર્યું પણ મનને પાછું વારી રાખ્યું. અને મનને શીખામણ દીધી કે ઘેર આગળ તારે શી ખોટ હતી ? ઘેર આખું રાજ ચાલે છે, અને તે મુકીને તું અહીં આવ્યો છું અને હજી તું મોહોરોમાં ચીત્ત રાખે છે માટે જો તારે દ્રવ્યની અપેક્ષા હોય તો હજી પણ ઘેર પાછો જા. એમ કહીને પોતાના મનને વાર્યું. અને તે હાંલ્લું ત્યાંને ત્યાં રહેવા દીધું. પછી ઝાડે ફરીને ઘેર આવ્યા અને રાતે પોતાની સ્ત્રીને તે વાત કરી કે હું આજે ઝાડે ફરવા ગયો હતો ત્યાં મેં મહોરોનું એક હાંલ્લું દાટેલું જોયું હતું, અને મને તે લેવાનું મન થયું હતું પણ મેં તે લીધું નહીં. ત્યારે સ્ત્રીએ કહ્યું કે તે તમે ઘણું સારૂં કર્યું. દ્રવ્યની આપણે કંઇ જરૂર નથી, આપણે ઘેર દ્રવ્યની શી ખોટ હતી ? જે જોઇએ તે હતું અને

દ્રવ્ય જોઇતું હોય તો હજી પણ ઘેર પાછા ચાલો. નહીં તો આપણને તો આ નિર્ધનતાજ અહીં સુખ રૂપ છે. આ વખતે પીપાજીને ઘેર ખાતર પાડવાને ચોર આવ્યા હતા. તેમણે વાત સાંભળી તેથી ખાતર પાડવું બંધ રાખ્યું અને તેમણે અંદર અંદર કહ્યું કે આના ઘરમાં તો કંઈ નથી માટે ચાલો આપણે પેલું મહોરોનું હાંલ્લું શોધી કાઢીએ એટલે આપણું કામ થાય. એમ કહી તેઓ તે હાંલ્લુ લેવાને જંગલના કોતરોમાં ગયા અને ત્યાં હાંલ્લું શોધી કાઢીને તે ઉઘાડી જોયું તો તેમાં સર્પ દીઠા. તે ઉપરથી તેઓ પીપા ઉપર ચીડાઈ ગયાં અને બોલ્યા કે આપણને ચોરી કરવા આવેલા જાણીને તેણે આપણને મારી નંખાવવાના હેતુથી તેમણે જાણે મળી આ વાત માંડી કાઢેલી લાગે છે. માટે આપણેજ ખરા કે તેમનાં કર્યાં તેમની પાસે ભોગવરાવીએ. એમ કહી તે હાંલ્લી ઢાંકી તેનું મોં બાંધીને તેઓ પીપાને ઘેર લાવ્યા અને તેને છાપરે ચઢ્યા અને છાપરામાંથી એક બાકું પાડયું અને જ્યાં આગળ બંને સુતાં હતાં ત્યાં આગળ તેમના ઉપર તે હાંલ્લું છોડીને ઉંધું વાળ્યું. એટલે ત્યાં ખડખડતી મહોરો થઇને તે આવી પડી. જેની તે બન્ને જણે ગણતરી કરી તો તે પાંચ પાંચ રૂપીઆ ભારની એકેકી મહોરો. એવી સાતસેને વીસ મહોર થઇ. પછી તે લેઇને તેમણે સંત સાધુને ખવરાવવામાં વાપરીને થોડા દીવસમાં ખુટવાડી દીધી. એટલે તેમની ઉદારતાની તે ગામમાં પ્રશંસા થવા માંડી અને તે વાત જ્યારે ત્યાંના રાજાએ સાંભળી ત્યારે તે તમનાં દુર્શન કરવાને પીપાજીને ત્યાં આવ્યો અને પોતાને શીષ્ય કરવાની પીપાજીની વિનંતી કરી. ત્યારે પીપાજીએ તેને કહ્યું કે જો તુ માળા તીલક કરે તેવો હોય અને ત્યાગવૃત્તિ પાળી શકે તેવો હોય અને જો તુ તારી રાણીઓમાંથી એક રાણી અમને સોંપી દેતો હોય તો અમે તને ગુરૂ ઉપદેશ આપીએ ? ત્યારે તે રાજાએ તેમ કરવાની હા કહી અને પોતાની એક રાણીને તેડી લાવીને પીપાજીને સોંપી. ત્યારે પીપાજીએ તેને ખરો આર્તવાન જાણીને તેને મંત્ર ઉપદેશ કર્યો અને રાણીને પાછી આપી અને તેને કહ્યું કે અમારી થાપણ તરીકે આ રાણી અમે તને પાછી સોંપીએ છીએ માટે તે તુ પાછી રાખ અને અમારે જ્યારે તેની જરૂર પડશે ત્યારે અમે તારી પાસેથી તે પાછી લેઇશું, એમ કહી રાણીને પાછી સોંપી. પછી પીપાજીએ કહ્યું કે આ રાજ વહીવટ પણ અમે તને પાછો સોંપીએ છીએ માટે તે પણ તું અમારા થકું ચલાવજે અને સંત સાધુની સેવા કરતો રહેજે. એમ કહી તેની પરીક્ષા જોયા પછી બધું તેને પાછું સોંપી દીધું. પછી રાજાએ પીપાને એક ઘોડો અને પુષ્કળ દ્રવ્ય ભેટ આપ્યું. પીપાજી તે ઘોડા ઉપર બેસીને રોજ સ્નાન કરવા જતા અને સ્નાન કરતી વખતે તે ઘોડાને છુટો ચરતો મુકતા. તેથી તે રાજાના એક ભાયાતના ખેતરોમાં તે પેશી જતો અને ત્યાં ઘણો બગાડ કરતો. તે ઉપરથી તેણે એકવાર તે ઘોડો લેઈ જઇને પોતાને ઘેર બાંધ્યો અને પછી રાજાને જઇને ફર્યાદ કરી કે તમારા ગુરૂનો ઘોડો અમારા ખેતરમાં ઘણો બગાડ કરે છે. એટલે રાજાએ ગુરૂને બોલાવીને પુછ્યું, ત્યારે ગુરૂએ કહ્યું કે ઘોડો તો મારે ઘેર બાંધેલો છે અને તેનો બીગાડ શી રીતે કરે છે ? ત્યારે તે ભાયાત પીપાને ઘેર ગયો અને જોયું તો તે ઘોડો તેમને ઘેર બાંધેલો દીઠો. તે ઉપરથી તે આશ્ચર્ય પામ્યો અને ગુરૂને પગે પડયો. એકવાર તે ગામમાં કોઈ વણઝારો બળદીઆ લેવાને આવ્યો હશે અને તે ગામમાં બળદના વેપારી વીશે પુછપડછ કરતો હશે ત્યારે લોકોએ તેને મશ્કરીમાં પીપાજીને ઘેર મોકલ્યો. પછી તેણે આવીને પીપાજીને કહ્યું કે મારે ત્રણ જાતના બળદ જોઇએ છીએ ? નાના, મોટા અને વચલા વડના, માટે તે મને બતાવો ? ત્યારે પીપાજીએ કહ્યું કે બળદ હાલ પરગામ છે. ત્યારે તેણે તેમની કીમત ગણી ઉચ્ચક કીંમતના પૈસા પીપાને આપ્યા અને તેણે તેમને વાયદો કર્યો કે હું અમુક દીવસે પાછો બળદ

લેવાને આવીશ માટે તમે પરગામથી બળદો મંગાવી રાખજો. એમ કહી વણઝારો ગયો અને પીપાએ તે વાયદાને દીવસે ગામો ગામથી સાધુ તેડાવી તે દ્રવ્યની રસોઈ કરાવીને તેમને જમવા બેસાડયા અને તેમના ત્રણ વર્ગ પાડયા. નાની ઉમરનાને જુદા બેસાડયા, જુવાન સાધુને જુદા બેસાડયા અને વૃદ્ધ સાધુઓને જુદા બેસાડયા, એટલે તેટલામાં તે વણઝારો ત્યાં આવ્યો. ત્યારે તેમણે તેને કહ્યું કે આ ત્રણે વડના બળદ છે માટે જેટલા અને જે જોઇએ તે લેઇ જા? તે સાંભળી તે વણઝારો ગુસ્સે થવાને બદલે રાજી થયો અને પીપાજીને પગે પડયો અને તેનું દ્રવ્ય જે ઘણા દીવસથી બળદમાં રખડતું હતું તે આજ સન્માર્ગે ઠેકાણે પડયું. તે જોઇને તેણે તેમનો ઉપકાર માન્યો અને પછી તે પોતાને ગામ ગયો. એકવાર પીપાજી ઘેર નહોતા અને તેમને ઘેર કોઇ સાધુ આવ્યા ત્યારે તેમની સ્ત્રી તેમને સારૂ સીધું લાવવા બજારમાં ગયાં, પણ તેમની દુર્બળતાને લીધે તેમને કોઇએ ઉધારે સીધું આપ્યું નહિ; પણ ત્યાં એક વિષયી દુકાનદાર વાણીઆની નજર બગડી તેથી તેણે સીતાને પોતાની પાસે બોલાવી અને તેમને ઉધારે સીધું આપ્યું, અને તેમની સાથે સરત કરી કે આજની રાત તમણે તેને ઘેર રહેવું જે તેણીએ કબુલ કર્યું. પછી સીધું લેઇને તે ઘેર આવ્યાં અને રસોઇ કરીને સાધુઓને જમાડયા. એટલામાં ભક્ત બહારથી આવ્યા અને જોયું તો પોતે ઘેર નહોતો તથા ઘરમાં પૈસો પણ નહોતો તે છતાં તેમની સ્ત્રીએ સાધુઓની સેવા કરી તેથી પોતે પ્રસન્ન થયો અને સીતાને પુછ્યું કે તું સીધું કયાંથી લાવી? ત્યારે સીતાએ કહ્યું કે હું બજારમાં સીધું લેવા ગઈ પણ મને કોઇએ ઉધારે આપ્યું નહિ. ત્યારે એક વિષયી વાણીઆએ મને એવી સરતે સીધું આપ્યું કે આજની રાત મારે તેને ત્યાં રહેવું અને તે પ્રમાણે હું તે કબુલ કરીને સીધું લાવી. તે સાંભળી પીપાજી પ્રસન્ન થયા અને ગમે તે પ્રકારે પણ તે સાધુની સેવા થઈ તેથી તેમણે પોતાનું ધનભાગ્ય માન્યું. પછી રાત પડી એટલે સીતા વસ્ત્ર પહેરીને તે વાણીઆને ઘેર જવાને તૈયાર થઈ ત્યારે તે વખતે વરસાદ વરસતો હતો તેથી ગામમાં આખે રસ્તે કાદવ કીચડ થયેલો હતો તેથી પીપાએ સીતાને કહ્યું કે ચાલો હું તમને મારે ખભે બેસાડીને તથા મારો કાંબળો ઓઢાડીને તેના ઘર સુધી મુકી જઉં જેથી તમારા પગ બગડે નહિ અને તમારાં લુગડાં પણ કોરાં રહે. એમ કહી તેણે સીતાને કામળો ઓઢાડયો અને પોતાના ખભા ઉપર બેસાડી જ્યાં તેણે બતાવ્યું ત્યાં તેને લેઇ ગયો. પછી તેણીને ખભેથી ઉતારી તેના મેડા ઉપર મોકલી અને પોતે આઘો જઇને અંધારામાં ઉભો રહ્યો. પછી સીતાએ તે વાણીઆને કે જે સીતાની વાટ જોઇનેજ બેસી રહ્યો હતો તેને હાંક પાડી એટલે તે પાણીનો એક ઘડો ભરીને તેણીના કાદવવાળા પગ ધોવાને લેઇને આવ્યો અને જેવો દાદરો ઉત્રાડયો અને સીતા અંદર ગયાં એટલે તમને કોરે લુગડે તથા કોરે પગે આવેલાં જોયાં, તેથી તે ઘણો અચંબો પામ્યો અને બોલ્યો કે "હે માતાજી! તમે કોરાં અહીં સુધી શી રીતે આવ્યાં?" ત્યારે સીતાએ કહ્યું કે તારે માતાજી શું કરવા કહેવું પડે છે? તારે જે કામનાની અપેક્ષા હોય તે તું પુર્ણ કર? હું મારા વચન પ્રમાણે તૈયાર છું. ત્યારે તે વાણીઆએ કહ્યું કે તમે તો મારી મા છો અને મેં તમારામાં કુદ્રષ્ટી કરી તે મેં તમારો મોટો અપરાધ કર્યો છે માટે તે ક્ષમા કરો તથા તમે અહીં સુધી જે કોરાં આવ્યાં તેનો ભેદ બતાવો? ત્યારે સીતાએ કહ્યું કે મારો પતી મને અહીં સુધી ખભે ઉચકીને લાવ્યો અને તેનો કામળો મને ઓઢાડયો તેથી હું કોરી આવી શકી છું. ત્યારે વાણીઆએ પુછ્યું કે તમારા પતી કયાં છે? ત્યારે સીતાએ પોતાના પતીને અંધારામાં દુર ઉભેલા બતાવ્યા. તે ઉપરથી તે વાણીઆએ તેમને બોલાવ્યા અને તેમની ઘણા પ્રકારે વી-

નંતી કરી. પછી તેણે જે પોતાની મા સમાન છે સીતા તેમના ઉપર કુદ્રષ્ટી કરી તેનો ઘણો પશ્ચાતાપ કર્યો. એ પ્રમાણે તેને પીપાજીના તથા સીતાના ભક્તિના તેજ આગળ તેને વિષયનું ઝેર ઉતરી ગયું, તેથી તે તેમને પગે પડ્યો અને પછી બોલ્યો કે હવે તમે મને ઉગારી લ્યો, જો ધરતી ફાટી જાય તો હું અંદર સમાઈ જાઉં, એમ લજ્જા પામીને તે કહેવા લાગ્યો. ત્યારે પીપાએ તેને કહ્યું કે તેમાં તારો કંઈ દોષ નથી એતો કામનો દોષ છે. પછી તેણે પીપાજીને કહ્યું કે મને કંઇ ઉપદેશ કરો? ત્યારે પીપાજીએ તેને ગુરૂમંત્ર આપ્યો. પછી તે વાણીઆએ તેમને ઘણું દ્રવ્ય ભેટ આપ્યું અને તેમને ઘેર પહોંચાડી આવ્યો. આ વાત ચાલતી ચાલતી ત્યાંના રાજાને કાને ગઈ, તેમજ ગામના બ્રાહ્મણો કે જે તેમનો આગળથી દ્રોહ કરતા હતા તેને તે આ લાગ ફાવ્યો એટલે તેમણે પણ રાજાને જઇને કહ્યું કે આવા સાધુને તે આપે શું જોઈને ગુરૂ કર્યા હશે?! આવી આવી વાતો સંભળાવીને રાજાને પીપાજી ઉપર અભાવ કરાવ્યો. પીપાજી જ્યારે રાજાને ત્યાં જતો ત્યારે રાજા તેને ઘણું સન્માન આપતો, પણ તે દિવસે જ્યારે રાજાને મળવા ગયો ત્યારે બારણેથી નોકરો પાસે તેને ખબર અપાવી એટલે નોકરે પીપાજીને કહેવરાવ્યું કે રાજા હાલ પુંજામાં બેઠા છે. ત્યારે પીપાજીએ કહ્યું કે રાજા પાપ પૂર્ણ છે તે તો મોચીને ત્યાં જોડા તપાસે છે અને કહે છે કે હું પુજામાં બેઠો છું? તે વાત જ્યારે નોકરે જઇને રાજાને કરી ત્યારે રાજાને સંતની અનંત લીલાનું ભાન આવ્યું એટલે પુજામાંથા ઉઠીને દરવાજે આવ્યો અને ગુરૂને પગે પડયો તથા તેણે પોતાના અપરાધની માફી માગી અને તેમને મહેલની અંદર તેડી ગયો. બાદ તેમને જોડા તપાસવાની વાત વિષે ખુલાસો પુછ્યો ત્યારે પીપાએ કહ્યું કે તારૂ મન પુંજામાં નહોતું પણ તું મનમાં જોડાનો વિચાર કરતો હતો. ત્યારે રાજાએ કહ્યું કે તે સાચી વાત છે. મારે હાલ પરગામ જવું હતું અને મારે જોડા ફાટી ગયા હતા તેથી બીજા નવા લેવાનો હું વિચાર કરતો હતો પણ તે વાત આપે ભલી જાણી લીધી? લોક અફવા સાંભળીને મારો જે દોષ થયો છે તે આપ હવે માફ કરો. પછી ગુરૂએ રાજાને કહ્યું કે મારી સીતા સંત સેવા કરતાં હવે થાકી જાય છે માટે પેલી મારી થાપણ મુકેલી રાણીને તું મને પાછી આપ? ત્યારે રાજા ચુપ થઈ રહ્યો અને તેણે મનમાં વીચાર્યું કે તે પોતાની સ્ત્રીની માફક મારી રાણી પાસે પણ બદકામ કરાવશે તો હું શું કરીશ? પણ હવે તેમણે તેને માગી એટલે ના પણ કેમ કહેવાય?! તેથી તે વગર ખુશીથી મોં ઉપરનું બોલ્યો કે ભલે લેઈ જાઓ।? એમ કહી તે પોતાની રાણીને ચેતાવવા ગયો કે હું તને આપું ત્યારે તું તેમની સાથે જવાનું ના કહેજે. એમ વીચારી તે રાણી પાસે ગયો. ત્યારે જો કે તે રાણી વાંઝણી હતી તોપણ તેના ખોળામાં તેણે એક પાંચ વરસનો કુંવર રમતો જોયો. તે જોઈ તે આશ્ચર્ય પામ્યો અને તે કહેવાને તે ગુરૂ પાસે આવ્યો. ત્યારે તેણે ગુરૂને બદલે એક વાઘને ત્યાં જોયો, એટલે ત્યાંથી તે પાછો ગયો તો તે વાંઝણી રાણીને છોકરો થયેલો તેણે ફરીને જોયો, તેથી તે મોટી ભ્રાંતીમાં પડયો અને પોતે ઘણું અકળાવા લાગ્યો. ત્યારે તેણે ગુરૂ પાસે આવીને તેમની ઘણી વિનંતી કરી. ત્યારે ત્યાં વાઘનું રૂપ બદલાઇને પીપાનું રૂપ દેખાયું. પછી તેણે ઘણી નમ્રતાથી તેમની સ્તુતિ કરી ત્યારે પીપાજી પ્રસન્ન થયા અને તેના હીતને માટે તેમણે ક્રોધ કરીને તેને કહ્યું કે જે વખતે તું લોકલાજ દુર મુકીને તારી રાણીને મને ભેટ આપવાને લેઇને શીષ્ય થવા આવ્યો હતો તે વખતનો તારો ભાવ હવે કયાં જતો રહ્યો? પછી તેમણે પોતાની આકર્ષણ શક્તિ તેના હ્રદયમાં પ્રેરી અને તેને ફરીને ઉપદેશ કર્યો અને ફરીને શંકા ન લાવવાનો તેને બોધ કર્યો. ત્યાર પછી ગુરૂ પોતાને ઘેર ગયા. એક દહાડો એક વેશ ધારી સાધુ પીપાને ત્યાં આવ્યો, અને પીપાને કહ્યું કે

આજની રાત તમે મને તમારી સ્ત્રી આપો ? ત્યારે પીપાએ કહ્યું કે ભલે. પછી તે રાત્રે આવીને સીતાને લેઇ ગયો અને રસ્તે ચાલતાં ચાલતાં તેણે વિચાર કર્યો કે હું તેને અહીં એક રાત રાખી શકીશ અને સવાર થશે એટલે તો તે મારી પાસેથી જતી રહેશે માટે તેને કંઇ દુર દેશાવર લઈ જાઉં અને ત્યાં તે એકલી પડશે અને તેનો પતી ત્યાં નહીં હોય એટલે તો તે, મને હમેશને માટે પતી તરીકે કબુલ રાખશે. એમ વિચારી તે સાધુએ તેણીને કહ્યું કે મારૂં ઘર તો ઘણું દુર છે માટે તમે મારી સાથે સાથે ચાલ્યાં આવો, એમ કહી તેણે આખી રાત ચાલવામાં કહાડી અને જ્યારે સવાર થયું ત્યારે સીતા રસ્તામાં ઉભી થઇ રહી. ત્યારે તે સાધુએ સીતાને કહ્યું કે કેમ આગળ ચાલતી નથી ? ત્યારે સીતાએ કહ્યું કે મારા પતીની મને એક રાતની આજ્ઞા હતી અને તે પ્રમાણે હું એક રાત તારી સાથે રહી. હવે હું તારી સાથે નહીં રહું. તમારી બંનેની બોલી પ્રમાણે હું વર્તી ચુકી છું, માટે હવે હું તારી સાથે નહીં આવું. ત્યારે તે ન્યાય કરાવવા પાસેના ગામમાંથી લોકોને તેડી લાવવા ગયો. ત્યારે જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં દરેક ઠેકાણે તેણે સીતાને બેઠેલી જોઈ, તેથી તે મુંઝાઇ ગયો અને તેનાં કેટલાંક રૂપ છે એમ વિચારીને તે વિસ્મય પામ્યો એટલે તે પાછો સીતા પાસે આવ્યો અને તેમને પગે પડ્યો તથા તેણે પોતાના અપરાધની માફી માગી, અને પછી તેમને પોતાને ઘેર તે પાછી પહોંચાડી આવ્યો. એ પ્રમાણે તેનો કામ વિષય જતો રહ્યો અને તેને માતા ભાવ ઉદય થયો. એક વાર વિષયી અને કુટીલ એવા ચાર માણસોએ સાધુનો વેશ લીધો અને પીપાને ઘેર જઇને તેમને પુછ્યું કે આજની રાત તમારી સ્ત્રી અમને સોંપશો ? ત્યારે પીપાએ કહ્યું કે હા. ભલે તમે રાતે આવજો. તે ઉપરથી તે વેશધારી ચાર સાધુઓ પીપાને ત્યાં રાતે આવ્યા. ત્યારે પીપાએ તેમને સીતાની ઓરડી બતાવી અને તેમને સીતા પાસે મોકલ્યા. ત્યારે ત્યાં એક વીકાળ સીંહણ કે જે ઘણા દીવસની ભુખી રહેલી સાંકળે બાંધી રાખેલી અને તેમને ફાડીખાવાને જાણે ધસી આવતી હોય એવી સીંહણ તેમને જણાઈ. તેથી તેઓ જીવ લઇને ત્યાંથી નાઠા અને બહાર આવી પીપાને કહ્યું કે તું સાધુ શેનો, તું તો કપટી છે. તેં અમને કપટથી વાઘણ પાસે મારી નંખાવા મોકલ્યા હતા માટે તું સાધુ નહીં પણ ઠગ છે. ત્યારે પીપાએ કહ્યું કે વાઘણ વળી ક્યાં છે ? ચાલો મને ત બતાવો ? એમ કહી પીપો તેમને તેડીને સીતા પાસે ગયો અને સીતાને બોલાવી એટલે સીતાએ જવાબ દીધો અને તેમને સ્ત્રી રૂપે પ્રતીત થઈ. તે ઉપરથી પીપાએ કહ્યું કે જેવી તમારી ભાવના હતી તેવું તમને દેખાયું. કામવિષયની ભાવનાને લીધે તમને તે સીંહણ પ્રતીત થઇ. બાકી તે કંઇ સીંહણ નથી પણ સ્ત્રી રૂપેજ છે. તે ઉપરથી તેમની વિષય બુદ્ધિ જતી રહી અને પછી તેમણે પોતાના અપરાધની ક્ષમા માગી અને તેમને પગે પડયા. એક વાર એક ભરવાડણ દહીં વેચતી પીપાજીના ઘર આગળથી નીકળી. તે વખતે પીપાજીને ત્યાં કોઇ સાધુ જમવા બેઠા હશે અને તેમને દહીં ખાવાની ઇચ્છા થઈ, તેથી પીપાજીએ દહીંવાળીને બોલાવી અને તેની પાસેથી એક શેર દહીં લીધું પણ તેની કીંમતના પૈસા આપવાને તેમની પાસે કંઇ નહોતું, તેથી તેમણે તેને કહ્યું કે મારી પાસે હાલ કંઈ નથી પણ આજની જે કાંઇ મારે ત્યાં સેવા આવશે તે હું તને આપી દેઇશ એમ કહી તેને ત્યાં બેસાડી. એટલે થોડી વારમાં એક વાણીઓ એક થાળમાં મોહોરો ભરીને ભેટ મુકી ગયો એટલે તે લેઇને તેમણે પેલી દહીંવાળીને આપવા માંડી ત્યારે તે દહીંવાળીએ કહ્યું કે મારા દહીંની કીંમત તો ફક્ત બેજ પૈસા થાય છે, માટે આટલી બધી મોહોરો હું તમારી સાધુની લેઉં તો હું કયે જન્મે છુટું ? માટે હું તો નહીં લેઉં. ત્યારે પીપાજીએ પોતે પોતાનો બોલ પાળવા માટે તેને તે લેવાને ઘણો આગ્રહ કર્યો, અને એમ

રકઝક કરતાં ત્યાં રસ્તે જતા લોકો એકઠા થયા અને તેમણે તે દહીંવાળીને કહ્યું કે પીપાજી તને બોલ્યા પ્રમાણે તે આપ્યા વિના રહેવાના નથી, માટે હાલ તે તું લેઇ લે અને પછી તેમાંથી દહીંની કીંમતના જે બે પૈસા થાય તે વાળી રાખીને બાકીનું તું ફરીને તેમને ભેટ કર એટલે તે લેશે. તે ઉપરથી તેણીએ તે પ્રમાણે કર્યું. એટલે પીપાજીએ તે લીધું અને પછી તે દહીંવાળી પોતાને ઘેર ગઈ. એક વાર એક બ્રાહ્મણ કે જે દેવી ઉપાસક હતો. તેણે પોતાની દેવી પાસે મુક્તિ માગી ત્યારે તે દેવીએ તેને કહ્યું કે મુક્તિ તો મારી પાસે નથી પણ જો તારે મુક્તિ જોઇતી હોય તો તું રામાનંદના શિષ્ય પીપા પાસે જા એટલે તે તને મુકતી આપશે. તે ઉપરથી તે બ્રાહ્મણ પીપાજી પાસે આવ્યો અને તેણે તેમને ગુરૂ કર્યા. પછી પીપાએ તેને ભક્તિની રીતી બતાવી અને એ પ્રમાણે તેને મુક્તિનું દ્વાર ઉપાડી આપ્યું. એક દીવસ એક રૂપવંતી તલણ તેલ વેચતી વેચતી પીપા પાસેથી નીકળી, ત્યારે પીપાએ તેને કહ્યું કે જેવું તારૂં રૂપ સુંદર લાગે છે તેવું જો તું રામ રામ કહે તો તારૂં હૃદય પણ સુંદર લાગે ? ત્યારે તેણીએ કહ્યું કે અરે શું કરવા રામ રામ કહેવા પડે. જેનો ધણી મરી જાય તે રામ રામ કહે. ત્યારે પીપાજીએ તેને કહ્યું કે ત્યારે જેવો તારો ભાવ. પછી તેલણ આગળ ચાલી, એટલે થોડી વારમાં કંઈ અકસ્માત થવાથી તેનો ધણી એકાએક મરી ગયો, તેથી તે તેલણને તેડવા માણસ બોલાવા આવ્યું. અને તે રોતી પીટતી પોતાને ઘેર ગઈ. પછી વાંસ વગેરે મંગાવી તેણીના પતીની લાશ બાંધીને તેનાં સગાં મસાણ તરફ રામ રામ કહેતાં લેઈ ચાલ્યાં. તેની પછવાડે તે પણ વિલાપ કરતી રામ રામ કહેતી ઘરમાંથી નીકળી, ત્યારે પીપાજી બોલ્યા કે પહેલાં તો રામ રામ કહેવાની ના પાડતી હતી અને હવે તે કેવી રામ રામા કહે છે ? તે સાંભળી તેણે જાણ્યું કે આ સાધુના શ્રાપથી મારો ધણી મરી ગયો લાગે છે, માટે હવે હું તેનેજ કંઇ વિનંતી કરૂં તો તે મારા ધણીને પાછો જીવતો કરે. એમ વિચારી તેણે પીપાજીની ઘણા પ્રકારે વિનંતી કરી અને તેમને બહુ કાલાવાલા કર્યા, તેથી પીપાજીને તેના ઉપર દયા આવી એટલે તેના ધણીના શબને તેમણે પાછું મંગાવરાવ્યું અને તેના ઉપર તેમણે પાણી છાંટયું એટલે તે તેલી ઉઠીને બેઠો થયો અને તેલણને લઇને તે પોતાને ઘેર ગયો. એક વાર પીપાજી પોતાના ગુરૂભાઈ શ્રીરંગને ગામ ગયા હતા. ત્યાં તે ગામની ભાગોળે ભંગીઆની બે રૂપવંતી છોકરીઓ તેમણે રમતી જોઇ, તેથી તેમણે તેમને માથે હાથ મૂકયો અને તેમને ઉપદેશ કરી રામ રામ કહેવાનું કહ્યું એટલે તે પ્રમાણે તે ભંગીઅણો જે તેમની ચેલીઓ થઇ હતી તેઓ એક વાર પોતાના ગુરૂનાં દર્શન કરવા જવાને સારૂ પોતાને ગામથી નીકળી અને ગુરૂને ગામ જતી હતી, ત્યાં રસ્તામાં એક ગામ આગળ તેમણે એક મડદું બળતું જોયું. ત્યારે તેમણે તે ગામના લોકોને પુછ્યું કે તમે કોને બાળો છો ? ત્યારે તે લોકોએ કહ્યું કે અમે પીપા ભકતને બાળીએ છીએ. કારણ કે પીપાજી થોડા દીવસથી અમારે ગામ આવ્યા હતા તે અહીં માંદા પડયા હતા તે મરી ગયા. તે સાંભળી તે ભંગીઅણોને ઘણો શોક પેદા થયો અને ત્યાંથી પાછા ફરવાનું ધાર્યું પણ આટલે દુર આવ્યાં હતાં તેથી તેમની સ્ત્રીનાં દર્શન કરવા જવાનું ધારી તેઓ આગળ ચાલ્યાં, તો બીજે ગામ પણ તેમણે એ પ્રમાણે પીપાજીને બળતા જોયા. એ પ્રમાણે પાંચ ગામ સુધી તેમણે પીપાજીને બળતા સાંભળ્યું, તેથી તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું કે એક પીપાજીને પાંચ દેહ શી રીતે થયા કે પાંચે ઠેકાણે પીપાજીને તેઓ બાળે છે.

પછી છેવટે જ્યારે તેઓ પીપાજીને ગામ ગયાં ત્યારે ત્યાં પીપાજીને જીવતા દીઠા અને ત્યાં તેમનાં દર્શન કર્યા તેથી તેમને ઘણો આનંદ થયો. એક વાર શ્રીરંગે પીપાજીને કાગળ મોકલીને પોતાને ગામ તેડાવ્યા હતા અને ત્યાં જઇને પાછા ફર્યા ત્યારે રસ્તામાં એક તેમને બી-

ક્ષુક બ્રાહ્મણ મળ્યો અને તેણે તેમને વિનંતી કરી કે હું ઘણો ગરીબ છું માટે તમે મને કંઈ દ્રવ્ય આપો ? ત્યારે તેમણે કહ્યું કે તું મારી સાથે ચાલ અને હું કહું તે પ્રમાણે તું કર. પછી તેમણે તેનું મુંડ મુડાવ્યું અને સન્યાસીનો વેશ લેવડાવ્યો. પછી તેને પોતાને ગામ લેઇ જઇને રાજાને ત્યાં ગયા. અને રાજાને કહ્યું કે અમારા ગુરૂ જે રામાનંદ સ્વામી કહેવાય છે તે આ સ્વામી, અને તે અહીં મારી પાસે આવ્યા છે માટે તું તેમને ઘણું દ્રવ્ય આપ ? તે ઉપરથી રાજાએ તેને ઘણું દ્રવ્ય આપ્યું. એટલે પીપાજીએ તે બ્રાહ્મણને કહ્યું કે હવે તું તારે ઘેર જા અને આનંદથી દ્રવ્ય વાપરજે. એક વાર પીપાજી રાજાની સભામાં બેઠા હશે ત્યાં તેમણે પોતાના બે હાથ મસળ્યા, તેથી રાજાએ તેમને તેનું કારણ પુછ્યું ત્યારે પીપાજીએ કહ્યું કે હાલ દ્વારકામાં કંઇ ઓચ્છવ થાય છે અને ત્યાં એક માણસે મસાલ ઉંચી કરી તેથી મંદીરનો ચંદરવો સળગી ઉઠયો તેથી મેં તે ઓલવી નાંખ્યો. તે ઉપરથી રાજાને આશ્ચર્ય લાગ્યું અને તેની ખબર કાઢી લાવવા દ્વારકામાં માણસ મોકલ્યું, એટલે તેણે દ્વારકામાં જઈ તપાસ કરી તો ત્યાં નવા ચંદરવામાં કોઇને થીગડું મારેલું દીઠું તેથી તેણે ત્યાંના લોકોને તેનું કારણ પુછ્યું કે આ નવા ચંદરવામાં થીગડું કેવું ? ત્યારે તેમણે કહ્યું કે અમુક દીવસે ઓચ્છવ થતો હતો અને એક જણે મસાલ ઉંચી કરી તેથી ચંદરવો સળગ્યો પણ એટલામાં સારે નસીબે અહીં પીપાજી આવ્યા અને તેમણે બે હાથ વતી મસળીને તે ઓલવી નાંખ્યો, નહિંતર આખો ચંદરવો બળી જાત. તે વાત સાંભળી લાવીને તેણે રાજાને કહી, તે ઉપરથી રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું કે અહીંથી ત્રણુસે ગાઉ ઉપર બીજું રૂપ ધરીને શી રીતે કામ કરી આવ્યા ? પીપાજી સાધુઓની સેવા કરવા સારૂં એક વાણીઆ પાસેથી ઉધાર પૈસા લેતા, કારણ કે તેમની પાસે કંઇ દ્રવ્ય હતું નહિ. જ્યારે તે દેવું વધી ગયું ત્યારે તે વાણીઆએ પીપાને કહ્યું કે અમને પૈસા આપો ? ત્યારે પીપાએ કહ્યું કે હાલ મારી પાસે પૈસા નથી પણ થોડા મહીનામાં સવડ કરીને હું તને આપીશ, પણ તેને ધીરજ રહી નહિ; તેથી એકવાર તેણે પીપાજીને ત્યાં તોફાન કરવા માંડયું એટલે રસ્તે જતા લોકો ત્યાં ભેગા થઈ ગયા. ત્યારે પીપાએ તેને કહ્યું કે તારૂં નામું લાવ અને મને બતાવ કે તું કેટલા રૂપીઆ માગે છે ? ત્યારે તે પોતાના બધા ચોપડા લેઇ આવ્યો અને ત્યાં પીપાને ચોપડો ખોલીને બતાવ્યો, ત્યારે તેમાં કંઈ લખેલું દીઠું નહીં અને આખો ચોપડો કોરો દેખ્યો. ત્યારે તેણે ગભરાઇને બીજો ચોપડો જોયો તો તે પણ કોરો દીઠો. એમ બધા ચોપડા કોરા દીઠા. તેથી તે માથું કુટવા લાગ્યો. પછી તેણે પીપાજીને વીનંતી કરી કહ્યું કે મારે તમારા પૈસા જોઇતા નથી પણ મારે બીજા લોકોનું લેણું ખોટું થાય છે માટે મારૂં બીજું નામું જેવું હતું તેવું તમે કૃપા કરીને મને કરી આપો ? કારણ કે ઉઘરાણી એજ મારી ધન દોલત છે. ત્યારે પીપાએ તેને કહ્યું કે તું ઉતાવળ કરીશ નહિ, મારા પૈસા હું તને સવડ કરીને આપીશ. પછી તેની ઉઘરાણીના જે ચોપડા કોરા થઇ ગયા હતા અને તેનાથી તે પાયમાલ થઇ ગયો હતો તેથી તેમને તેના ઉપર દયા આવી અને તેમનું અંતઃકરણ તેના ઉપર દ્રવિભુત થયું એટલે તેનું બધું નામું હતું તેવું થઇ ગયું. એકવાર દેશમાં ભારે દુકાળ પડયો તેથી ઘણા જીવો દુઃખ પામવા લાગ્યા ત્યારે તેમણે ઘણો પૈસો ખર્ચી નાંખ્યો અને લોકોને જીવતા રાખ્યા. એ પ્રમાણે તેમની સાચી ભક્તિને લીધે તેમને અનંત ચમત્કાર પ્રતિત થતા.

એકવાર રાત્રે પીપાજીને ત્યાં ચોર ચોરી કરવાને આવ્યા અને તેમના ઘરને આંગણે ભેંસો બાંધેલી હતી તે છોડીને લેઇ ગયા. એટલામાં પીપાજી જાગી ઉઠયા અને બહાર જઈ જોયું તો ભેંસોને ચોરી લેઈ જતા દીઠા, તેથી તેમણે વિચાર કર્યો કે ભેંસો દુજણી છે અને તેનાં પાડાં વગર તે દુધ દેશે નહિ, અને પાડાં ઘરમાં બાંધેલાં હતાં તેથી તે લોકોથી તે લેઈ

જવાયાં નહીં મેં ચાલો પાડાંને દોરીને હું આપી આવું, એમ વિચારી પાડાં લેઇને તે તેમની પાછળ ગયા અને તેમને હાંક મારીને ઉભા રાખ્યા, અને તેમને કહ્યું કે તમે ભેંસોને એકલી લેઈ જાઓ છો પણ પાડાં વગર તે દુધ દેશે નહિ માટે આ પાડાંને તમે લેઈ જાઓ ? તે સાંભળી તે ચોરોની બુદ્ધિ ભક્તિના બળથી ફેટાઈ ગઇ અને તેમને ભેંસો પાછી આપી અને તેમને પગે પડ્યા, અને તેમણે પોતાના અપરાધની માફી માગી. આ પ્રમાણે તેમના અનંત ચમત્કાર છે.

એક વાર પીપાજી બહાર ગામ ફરવા ગયા હતા ત્યાં તેમને ગાડું ભરીને અનાજ તથા કેટલાક રૂપીઆ મળ્યા હતા, તે લઇને ગાડું પોતે હાંકીને તે પોતાને ગામ આવતા હતા, ત્યાં વગડામાં તેમને ચોર મળ્યા. ચોરે તેમને પુછ્યું, કે તમ કયાં જાઓ છો ? અને આ ગાડું કોનું છે ? ત્યારે તેમણે કહ્યું, સેવકોએ મને અનાજ આપ્યું હતું તે લઇને હું મારે ઘેર જાઉં છું. એટલે ચોરોએ તેમને કહ્યું કે ગાડા ઉપરથી તમે ઉતરી પડો અને તે અમને સોંપી દો ? તેથી તે ઉતરી પડયો એટલે ચોરા ગાડું હાંકીને લેઇ ગયા. પછી રૂપીઆની વાંસળી પોતાની કેડે બાંધેલી હતી તે તેમને યાદ આવી તેથી તેમને ચોરોને પાછા બોલાવ્યા અને તેમણે તેમને કહ્યું કે આ મારી પાસે રૂપીઆ રહી ગયા તે તમે લેઇ જાઓ અને તેનું ઘી લાવજો અને અનાજ સાથે ખાજો અનાજ લુખું ખાશો તો તે તમને પેટમાં દુઃખશે માટે આ રૂપીઆની વાંસળી પણ લેઈ જાઓ. મારે તે બાબતની કાંઈ રાવ ફરીયાદ નથી માટે સુખેથી તમે તે વાપરજો. આ જોઇને ચોરો અચંબામાં પડયા અને તેમનું દુઃખ તે સાધુ પોતાના મનમાં લાવ્યો અને રહી ગયેલા રૂપીઆ પણ તેણે પાછા બોલાવીને આપ્યા. તે જોઇ પીપાજીની સાચી ભક્તિ આગળ તેમની ચોર બુદ્ધિ ત્યાં બદલાઇ ગઇ અને તેઓ પીપાજીને પગે પડયા અને તેમણે પોતાના ગુન્હાની માફી માગી અને તેમને ગાડું તથા રૂપીઆ પાછા આપ્યા અને તે લેઇ પીપાજી ઘેર ગયા.

એક વાર પીપાજી તળાવમાં નહાતા હતા ત્યાં આગળ એક તેલીનો છોકરો કે જેને તેના બાપે બળદને પાણી પીવરાવવા મોકલ્યો હતો તે બળદને પાણી પાઇને તેને ચરતો મુકીને તળાવમાં નહાતો હતો. અને પીપાજી તળાવમાંથી સ્નાન કરીને બહાર નીકળ્યા. તે વખત એક ભીક્ષુક બ્રાહ્મણે આવીને પીપાજીને યાચના કરી કે હે મહારાજ ! હું ઘણો ગરીબ છું માટે તમે મને કંઈ આપો? ત્યારે પીપાજી પાસે તે વખતે કંઈ નહોતું તેથી તેમણે તે બળદનો અછોડો પકડીને તે બ્રાહ્મણને આપ્યો અને કહ્યું કે લે આ બળદ લેઇ જા? ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે આ પારકો બળદ મારાથી કેમ લેવાય તેનો ધણી મને ચોરી ચઢાવ. ત્યારે પીપાજીએ કહ્યું કે હું તને તે આપું છું માટે તું તે લેઇ જા. મેં આપ્યો માટે તેનો ગુનો મારે માથે છે. પછી તે બ્રાહ્મણ બળદ લેઈ ગયો. એટલે પેલો છોકરો રોતો રોતો પોતાના બાપ પાસે ગયો અને પીપાજીએ બળદ બ્રાહ્મણને આપી દીધો એમ કહ્યું. તે ઉપરથી તેનો બાપ રાજા પાસે ફરીયાદ ગયો એટલે રાજાએ પીપાજીને બોલાવ્યા. ત્યારે પીપાજીએ તે તેલીને કહ્યું કે તારે ઘેર જઇને તો તું જો કે બળદ કયાં છે ? તે ઉપરથી તે તેલી પોતાને ઘેર ગયો અને જોયું તો પોતાનો બળદ પોતાને ઘેર ખીલાએ બાંધેલો જોયો તેથી તે આશ્ચર્ય પામ્યો અને રાજા પાસે પાછો આવ્યો અને તે હકીકત કહી અને તેણે પોતાના ગુન્હાની પીપાજી પાસે માફી માગી. એ પ્રમાણે તેમની સાચી ભક્તિથી તેમને અનંત ચમત્કાર થતા અને તેમાંના જેટલા જાહેરમાં પડયા તેટલા મેં કહ્યા. સાચી ભક્તિનો પ્રતાપ જાણી, જે માણુસ પીપાજીની વાત એક વાર પણ સાંભળશે તેને તે ફરી ફરીને સાંભળવાનું મન થશે.

॥ મુલ ॥ છપ્પયછંદ ॥

ધન્ય ધનાકે ભજનકોં બિનતિ, બીજ અંકુર ભયો ॥
ઘર આયે હરિદાસ તિનહિ ગેહુંમ ખવાયે ॥
માત તાત ડર થો થષેત લાંગુલ બુવાયે ॥
આસપાસ કૃષિકાર ખેતકી કરત બડાઈ ॥
ભક્ત ભજે કીરતી પ્રગટ પરતીતિ જુપાઇ ॥
અચિરજ માનત જગતમેં કહું નિપજયો કહું વયો ॥
ધન્ય ધનાકે ભજનકોં બિનતિ, બીજ અંકુર ભયો ॥

## ધના ભક્તનો પ્રસંગ

ધનો કરીને એક પ્રખ્યાત ભક્ત થઇ ગયો. તેનાં માબાપ ખેતીનો ધંધો કરતાં હતાં, તેથી ધનો પણ નાનપણથી તે ધંધામાં કેળવાયેલો હતો પણ તેના મનનું વલણ અસલથી સાધુ સેવા ઉપર ઘણું હતું. તેનાં માબાપ ઘરડાં હતાં તેથી ખેતીનું કામકાજ તેઓ ધના પાસે કરાવતાં. એક વાર ઘઉં વાવવાનો વખત આવ્યો ત્યારે તેમની દુર્બળ સ્થિતિને લીધે તેમના ઘરમાં ઘઉંનું બી ન હોવાથી તે એક વાણીઆને ત્યાંથી ઉધારે તે બી આવ્યું. તે લેઇને ધનો ઘઉં વાવવા ખેતરમાં જતો હતો ત્યારે તેને કેટલાક સાધુ મળ્યા, તેથી તેણે પાછા ફરીને તે ઘઉંનો લોટ કરાવી દીધો અને તે સાધુઓને સીધુ આપીને તેમને જમાડી દીધા. એટલે ઘઉં વાવવાને તેની પાસે કંઈ રહ્યું નહીં અને ઘેર માબાપની તેને બીક હતી તેથી તેણે રસ્તામાંથી રેત એકઠી કરીને પોટલું બાંધ્યું અને ખેતરમાં ગયા. અને ઘઉંને બદલે રેત ઓરીને ખેતર વાવ્યું અને તે વાત તેણે પોતાના માબાપને જાણવા દીધી નહીં. થોડાક દીવસ પછી ખેતરમાં ઘઉં ઉગી નીકળ્યા અને જ્યારે ગામના લોકોએ તે ઘઉં પોતાના ખેતર કરતાં તેના ખેતરમાં સારા ઉગેલા જોયા ત્યારે તેમણે ધનાને કહ્યું કે તમારા ઘઉં તો સૌથી સારા ઉગ્યા છે. ત્યારે ધનો તે વાતને મશ્કરી સમજ્યો. કારણ કે પોતે રેત વાવી હતી તે ઘઉં કયાંથી ઉગે ! અને તેથી તે ખેતર સામું જોવા ગયો નહીં, પછી જ્યારે ઘઉંના છોડ મોટા થયા અને અંદર દાણા ભરાયા ત્યારે લોકોએ તેને ફરીને કહ્યું કે હવે ઘઉંના દાણા બેઠા માટે તમે અમારી માફક ખેતરમાં જાનવર ઉરાડવાને રાતે વાસો રહેવા જાઓ, નહીં તો તમારા ઘઉં ભેળાઈ જશે. પણ ધનાએ તે સાચું માન્યું નહીં. ત્યારે ભગવાનને તેની ચીંતા થઈ તેથી તેમણે એક ટોયાનું રૂપ લીધું અને તેના ખેતરમાં પંખી ઉરાડવાને તથા ખેતર સાચવવાને ત્યાં આવી રહ્યા. પછી તેમણે એક ચકલું સરખું પણ ખેતરમાં પેસવા દીધું નહીં. તે જોઈ ગામના લોકોએ ધનાને પુછ્યું કે તમે આવો ટોયો કયાંથી લાવ્યા છો ! કે રાતને દીવસ તે જપીને બેસતો નથી અને જાનવર ઉરાડયા કરે છે, માટે એવો એકાદ ટોયો તમે અમને પણ લાવી આપો ? ત્યારે તે સાંભળીને ધનાને આશ્ચર્ય લાગ્યું અને તે ઉપરથી તે પોતાનું ખેતર જોવા ગયો. ત્યાં ખેતી આબાદ દીઠી અને પેલા ટોયાને પણ તેમણે દીઠો. ત્યારે તેમને શંકા થઈ કે મારૂં ખેતર સુનું જોઇને તેની અંદર કોઈ ઘઉં વાવી ગયું હશે અને તે વાવનારે આ ટોયાને રખવાળ મુકયો હશે, માટે તે વાવનાર ઘઉંની પેદાશ લેઈ જશે અને ખેતરનો કર મારે ભરવો પડશે માટે તે ટોયાને હું પુછી જોઉં કે આ ઘઉં કોણે વાવ્યા છે, અને તને કોણે નોકર રાખ્યો છે ? એટલે તે વાવનારને હું શોધી કાઢીને તેને

સરકાર કર ને વાનું સંભળાવી દેઉં. એમ વિચારી તે ટોયાને પુછવાને ગયો એટલે તે ટોયો સામે ખુણે જતો રહ્યો, ત્યારે તે તેની પાછળ ત્યાં ગયો; ત્યારે તે પેલે ખુણે ગયો. એ પ્રમાણે ફેરવીને તેણે ધનાને થકવ્યો. ત્યારે ધનાને માલુમ પડયું કે આ કંઈ ટોયો નથી પણ ભગવાન પોતે ટોયાનું રૂપ લેઇને રહ્યા લાગે છે. એમ જાણીને તેણે તેમની વીનતી કરી એટલે ભગવાને તેમને ચતુર્ભુજ મૂર્તી બનીને દર્શન દીધું. પછી ધનાએ ભગવાનને પુછયું કે હે મહારાજ! તમારે એ પ્રમાણે શું કરવા શ્રમ લેવો પડયો? ત્યારે ભગવાને કહ્યું કે તેં ઘઉં સાધુને ખવરાવી દીધા અને ખેતરમાં રેત વાવી ત્યારે મારે તેના ઘઉં ઉગાડવા પડયા. પછી લોકોએ જ્યારે તેને ઘઉં ઉગ્યાની ખબર કહી તથા ઘઉંના દાણા બેઠાની પણ ખબર કહી ત્યારે તું ખેતરના સીમાડે જોવા પણ આવ્યો નહીં ત્યારે મારે તેની સંભાળ લેવી પડી. તે સાંભળીને ધનો ગદગદ થઈ ગયો. પછી ભગવાને તેને કહ્યું કે હવે આ ઘઉં તૈયાર થયા છે માટે તે ઉડાવી લે અને ઘેર લેઈ જઇને ખાજે અને સાધુ સેવા કરજે, એમ કહી પોતે અંતરધ્યાન થઈ ગયા. પછી ધનો તે ઘઉંને પોતાને ઘેર ગાડેગાડાં ભરીને લેઈ ગયો, એ પ્રમાણે જો કે તેણે રેત વાવી હતી તોપણ તેની પ્રેમભક્તિને લીધે ભગવાને તેને ઘઉંનાં ગાડેગાડાં ભરાવ્યાં. એક વાર ધનાને ત્યાં કોઈ સાધુ આવ્યો હશે અને તેને ધનાએ ભાવયુક્ત ઠાકોર સેવા કરતો જોયો તેથા તેણે પુરી વિનંતી કરીને કહ્યું કે આવા ઠાકોરજી તમે મને આપો તો હું પણ તેમની સેવા તમારા જેવો ભાવ લાવીને કરૂં? તે ઉપરથી તેણે તેને એક પત્થરો લાવીને આપ્યો અને પછી તે ત્યાંથી વિદાય થયો. તે ઠાકોરજીને સાક્ષાત ભગવાન સમજીને ધનાએ તેની સેવા કરવા માંડી અને તેમને પોતાના શાક રોટલાનો ભોગ ધરાવ્યો. પણ તેના ઠાકોરજીએ તે કંઈ ખાધું નહિ. ત્યારે તેણે તેમની ઘણી ઘણી વિનંતી કરી તોપણ તે ઠાકોરજી કઈ આરોગ્યા નહિ. ત્યારે ધનાએ પણ કંઇ ખાધું નહિ અને ભુખ્યો રહ્યો. એ પ્રમાણે તે ત્રણ દીવસ સુધી ઠાકોરજી પાસે રોટલા લેઇને બેશી રહ્યો, ત્યારે ભગવાને તેનો સાચો ભાવ જાણીને તેને સાક્ષાત્ ચતુર્ભુજ મૂર્તીએ દર્શન દીધું. અને એ પ્રમાણે તેને પત્થરની મૂર્તી પણ માણસના રૂપમાં દેખાઈ અને તેનો ધરાવેલો શાક રોટલો ખાઇ ગઈ અને પાછી ફરીને પત્થર રૂપ થઈ ગઈ. એ પ્રમાણે હમેશ તેમણે ખાવા માંડયું. એકવાર ધનાએ વિચાર્યું કે ઠાકોરજી રોજ મફતનું ખાય છે અને મારે એકલાને ઘણું હેરાન થવું પડે છે માટે તેમની પાસેથી હું કંઈ મહેનત લેતો રહું તો મને કામ કાજમાં મદદ મળે અને મારે એકલા હેરાન થવું મટે. તે ઉપરથી તેણે એક દીવસે ઠાકોરજીને કહ્યું કે તમે રોજ મફતનું ખાઓ છો તે કેમ નભે? જેનું ખાવું તેનું કામ પણ કરવું પડે, ગાયો ચારી આવવાનું અને રસોઈ કરવાનું એ બન્ને કામ મારા એકલાથી બની શકતું નથી માટે તેમાંનું એક કામ તમે કરો અને એક કામ હું કરૂં? ત્યારે ઠાકોરજીએ કહ્યું કે તારી ગાયો ચારવાનું કામ હું કરીશ અને તું ઘેર રહી આપણા બન્ને સારૂ રસોઈ કરજે. પછી તે દીવસથી તે મૂર્તી નોકરનું રૂપ ધરીને રોજ ગાયો ચારવા જતી અને સાંજે ગાયોને પાછી લાવીને બાંધીને પાછી પોતાના સીંહાસન ઉપર મૂર્તીરૂપ થઇને બેસી જતી. કેટલીક મુદત વિત્યા બાદ પેલો સાધુ ફરતો ફરતો પાછો ધનાને ત્યાં આવ્યો અને તેણે સીંહાસન તરફ જોયું તો ઠાકોરજીને દીઠા નહિ. ત્યારે તેણે કહ્યું કે ઠાકોરજી કયાં ગયા? ત્યારે ધનાએ કહ્યું કે ગાયો ચારવા ગયા છે. ત્યારે તેણે તે વાત સાચી માની નહિ. તે ઉપરથી તેને ફરીને મશ્કરીમાં પુછયું કે તે કયારે પાછા આવશે? ત્યારે ધનાએ કહ્યું કે હવે આવવાનો વખત થયો છે માટે થોડી વારમાં તે આવશે. પછી થોડી વારમાં ઠાકોરજી ગાયો લેઇને ઘેર આવ્યા. ત્યાં પેલા સાધુને આવેલો

જાણ્યો તેથી પોતે બારણેથી ન આવતાં એક જાળીઆમાંથી મંદીરમાં પેઠા અને પાછા મૂર્તીરૂપ થઈ ગયા. તે ધનાએ પેલા સાધુને બતાવ્યું કે જો પેલા ઠાકોરજી જાળીઆમાંથી પેસીને સીંહાસન ઉપર બેસી જાય છે તે તે સાધુએ નજરે જોયું. તે ઉપરથી તે આશ્ચર્ય પામ્યો. અને વિચાર્યું કે ધનાએ સાચો ભાવ લાવીને પત્થરની સેવા કરી તો તે તેનાં ભાવથી દ્રવીભૂત થઇ અને તેનું માણસની માફક કામકાજ કરવા લાગી. માટે ધનાની ભક્તિ હદ વગરની છે. એમ જાણીને તેણે પોતાને ધીક્કાર આપ્યો. ધનાના ભાવ જોઇને તે સાધુને સાચી ભક્તિની ચોટ લાગી અને તેથી તેની આંખોમાંથી આંસું પડયાં. અને તેણે ધનાની માફક સાચી ભક્તિ કરવાનો નીશ્ચય કર્યો. અને ત્યાંથી તે પોતાને ઘેર પાછો ગયો અને સાચા ભાવથી ભક્તિ કરવા લાગ્યો, તેથી તેને ભક્તિનો રંગ ચઢ્યો. જેવી પ્રીતીથી ધનો ભક્તિ કરતો હતો તેવીજ પ્રીતીથી તેણે ભક્તિ કરવા માંડી અને ધનાના પ્રસંગથી તેણે પોતાનો ભાગ્યનો ઉદય માન્યો. એક વાર ઠાકોરજીએ ધનાને કહ્યું કે તેં આજદીન સુધી કોઇને ગુરૂ કર્યો નથી માટે તું કાશીમાં જઇને રામાનંદ સ્વામીને ગુરૂ કર. તે ઉપરથી તે રામાનંદ સ્વામી પાસે ગયો. અને રામાનંદ સ્વામીએ ધનાની પ્રશંસા અગાઉથી સાંભળેલી હતી તેથી જ્યારે તે તેમને ત્યાં આવ્યો ત્યારે રામાનંદ તેને છાતી સાથે ભેટયા. પછી તેમણે તેને મંત્ર ઉપદેશ કર્યો અને પછી તેને આજ્ઞા કરી કે હવે તમે ફેર પાછા જાઓ અને જેવી ભક્તિ આજદીન સુધી કરે ગયા છો તેવીને તેવી હવે પછી પણ કરજો. એમ કહી તેને વિદાય કર્યો.

## મુલ છપ્પય છંદ.

• વિદિત બાત જગ જાનીયેં હરી ભયે સહાયક સેનકે ॥
પ્રભુહિદાસકે કાજ રૂપ નાપીતકો કીનો ॥
ક્ષિપ્ર છુરહ ઢિગહીપાની દર્પન તહાંલીનો ॥
તાદ્રશવ્હે તિહિકાલ ભુપકે તેલ લગાયો ॥
ઉલટીરાવ ભયો શિષ્ય પ્રગટ પરચો જબપાયો ॥
સ્યામ રહત સનમુખ સદા જયાં વછાહિત ધેનકે ॥
વિદિત બાત જન જાનીયેં હરીભએ સહાયક સેનકે ॥

## સેના ભક્તનો પ્રસંગ.

બાંધોગઢમાં સેનો કરીને એક ધાંયજો રહેતો હતો અને તે સંતસેવા તથા ભક્તિ ઘણી પ્રીતીથી કરતો, અને તે ત્યાંના રાજાની હજામત તથા તેલ લગાડવાનું તથા તેની પગચંપીની નોકરી કરવાનો ધંધો કરતો હતો. એક વાર જ્યારે રાજાની હજામત કરવાની પાળી હતી ત્યારે તે હમેશાંના વખત પ્રમાણે રાજાની હજામત કરવાને સારૂ ખભે કોથળી લેઇને ઘર બહાર નીકળ્યો એટલે રસ્તામાં તેને સાધુ મળ્યા, તેથી તેને ચીંતા થઇ અને વિચાર કરવા લાગ્યો કે જો હું સાધુની સેવા કરવા પાછો જઇશ તો રાજાને હજામતનું મોડું થશે તેથી તે ગુસ્સે થઇને મને ગરદન મારશે. અને જો હું રાજાને ત્યાં જઇશ તો આ સાધુઓ મારે ઘેરથી વિમુખ જશે અને તેથી સત થશે નહિ. માટે હવે મારે શું કરવું ? છેવટે તેણે નક્કી કર્યું કે રાજાને જેમ કરવું હોય તેમ કરે પણ મારે હાલ તો સાધુની સેવા કરવાને ઘેર પાછા ફરવું એજ યોગ્ય છે. એમ નિશ્ચય કરીને તે સાધુઓની સાથે ઘેર પાછો ગયો અને તેમની સારી પેઠે સેવા ચાકરી કરવા મંડયો. એટલે હજામતનો વખત વીતી જવા

આવ્યો તેથી ભગવાનને તેની ચીંતા થઇ કે સેનો તો ઘેર સાધુ સેવામાં ખુંચાઓ અને રાજાને હજામતનું મોડું થાય છે તેથી ગુસ્સે થઇને તેને ગરદન મારશે માટે હું સેનાનું કામ કરી આવું એમ વિચારીને તેમણે સેનાનું રૂપ લીધું અને અસ્રાની કોથળી ખભે ભરાવીને પોતે રાજાને ત્યાં ગયા અને ત્યાં રાજાની હજામત કરી તથા તેને ચોરી મસળીને નવરાવ્યો અને તેને તેલ લગાવ્યું. પછી તેની રજા લઇને પોતે પાછા ફર્યા અને થોડે છેટે જઈને અંતરધ્યાન થઈ ગયા. કેટલીક વાર થઇ, પછી સેનો સાધુઓને ભોજન કરાવી નવરો થયો. પછી તેમને વિદાય કરીને તે પોતાની કોથળી લેઇને ડરતો ડરતો રાજા પાસે ગયો. ત્યારે રાજાએ તેને પુછ્યું કે ફરીને તું કેમ આવ્યો ? એટલે સેનો સમજ્યો કે આમ કહીને રાજા મારી મશ્કરી કરે છે તેથી તેણે રાજાની વિનંતી કરી કહ્યું કે મારે ઘેર આજ સાધુ આવ્યા હતા અને હું તેમની સેવા કરવામાં રોકાયો હતો તેથી આજ મને મોડું થઈ ગયું માટે તે મને માફ કરો. તે સાંભળી રાજા વિચારમાં પડયો કે સેનો તો હમણાં મારી હજામત કરી ગયો અને આ વળી શું બોલે છે ? અને જો તે આ સેનો નહોતો તો બીજો સેનો ક્યાંથી આવ્યો ? એમ વિચાર કરી તેણે પોતાના શરીર સામું જોયું તો તેના શરીરે જે આગળ કોડ હતા તે જતા રહેલા દીઠા અને તેણે પોતાના શરીરની કાન્તિ કંચન જેવી થયેલી જોઈ. તેથી તેણે વિચાર્યું કે સેનાને બદલે મારી ચાકરી કરવાને ભગવાન પોતે સેનાનું રૂપ લઇને મારી પાસે આવ્યા હોવા જોઇએ. માટે અરે ! મેં ભગવાન પાસે મારી ચાકરી કરાવી અને મેં તેમને ઓળખ્યા નાહ ! એમ વિચારી તેણે ઘણો પસ્તાવો કર્યો અને પછી સેનાને પગે પડયો અને તેને તે બધી હકીકત કહી સંભળાવી. અને તેને કહ્યું કે તારી ચાકરી કરવાને બદલ ભગવાને પોતાને અહીં આવવું પડયું અને મારી પગચંપી તથા હજામત કરવી પડી. માટે આજથી હવે તમને હું નોકરી માફ કરૂં છું. અને આજથી તમારે મારે ત્યાં આવવું નહિ પણ હું તમારાં દર્શન કરવાને રોજ તમારે ત્યાં આવીશ. એમ કહી પછી તેને ઘણું દ્રવ્ય આપ્યું. અને તેને કહ્યું કે આ દ્રવ્યથી હવે તમે સાધુ સેવા સારી રીતે કરજો અને ભગવાનની ભક્તિ કરજો. આખો દીવસ હવે તમને નવરાશ મળશે માટે ફાવે ત્યાં સુધી તમે ભજન કરજો. એમ કહી તેમને વીદાય કર્યો. પછી તે રાજાએ રોજ સેનાને ત્યાં દર્શન કરવા જવા માંડયું. અને પછી તેને ભાવ વધી જવાથી તે તેમનો શીષ્ય થયો અને ગુરૂમંત્ર લીધો. અને ત્યારથી તે સેનાભક્તનો દાસ થયો. અને તે રીવાજ આજદીન સુધી પળાયો જાય છે. સેનાના કુળના માણુસો જે થાય છે તે સાધુ સેવા કરે છે અને ત્યાંના રાજા થાય છે તે તેમને ભાવ સહીત માનતા રહે છે.

## મુલ છપ્પયછંદ.

ભક્તિદાન ભૈહરન ભુજ સુખાનંદ પારસ પરસ ॥
સુખ સાગરકી છાપ રાગ ગૌરી રૂચ ન્યારી ॥
પદ રચના ગુરૂ મંત્ર મનો આગમ અનુહારી ॥
નિસિદિન પ્રેમ પ્રવાહ દ્રવત ભુધ્રર જ્યોં નિર્ઝર ॥
હરિગુન કથા અગાધ્ર ભાલ રાજત લીલાભર ॥
સંતકેજ પોખન વિમળ અતી પિયુષ સરસી સરસ ॥
ભક્તિદાન ભૈહરન ભુજ સુખાનંદ પારસ પરસ ॥
મહિમા મહા પ્રસાદકી સુર સુરાનંદ સાંચી કરી ॥

એક સમૈ અદ્ભા ચલત બ[illegible]રાવા કછલ પાઓ ॥
દેખા દેખી શીષ્ય તિનહુ પીછે તેં ખાએ ॥
તિનીપર સ્વામી ખિજ્યે વચન કરી બિન વિ[illegible]સી ॥
તિનિ તૈસેં પરતછ ભુવિ પર કીની રાસી ॥
સુર સુરીસુ વર પુત્રિ [illegible]ગલે પહુ પરેન તુલસી હરી ॥
મહિમા મહા પ્રસાદકી સુર સુરાનંદ સાચી કરી ॥
મહા સતી સત ઉપમા જ્યોં સત સુર સુરી[illegible] રહ્યા ॥
અતિ ઉદાર દંપતિ ત્યાગી ગ્રહ [illegible]નકોં [illegible]વનેં ॥
અચીરજ ભયો તહાં એક સં[illegible] સુ[illegible] જીનિહો વિમને ॥
બૈઠે હુતે એકાંત આય અ[illegible]રની દુઃખ દીયો ॥
સુમિરે સારંગપાનિ રૂપ [illegible]હરીકો કીયો ॥
સુરસુરાનંદકે ઘરનિકો સ[illegible]ગ્યો નરસિંઘ જયો ॥
મહાસતી સતઉપમા જ્યોં સત સુરસુરીક[illegible]હ્યો ॥
નિપટ નર હરીયાનંદકે કરદાતા દુર્ગાભઈ ॥
ઝરઘર લકરી નાંહીં શક્તિકો સદન વિદારૈ ॥
શક્તિ ભક્તસોં બોલ દીનહી પ્રતીવરહી ડારૈ ॥
લગી પરૈં સિનહોંસ ભવાની ભૈંસો મારૈ ॥
બદલેકી બેગાર મુડવાકે શિરઢારૈં ॥
ભરથ પ્રસંગ જ્યોં કાલીકા લડુદેખી તનમેં તઈ ॥
નિપટ નરહરીઆનંદકે કરદાતા દુર્ગા ભઇ ॥
કબિર કૃપાતેં પરમતત્ત્વ પદ્મનાભ પરચો લહ્યો ॥
નામ મહાનિધી મંત્ર નામહી સેવા પુજા ॥
જપ તપ તિરથ નામ, નામ બિન ઔરન દુજા ॥
નામ પ્રીતિ નામ વેર નામકહિ નામી બોલે ॥
નામ અજામેલ સાખી નામ બંધનતે ખોલે ॥
નામ અધીક રઘુનાથ તેં રામ નિકટ હનુમત કહ્યો ॥
કબીર કૃપા તેં પરમતત્ત્વ પદ્મનાભ પરચો લહ્યો ॥

## પદ્મનાભજીનો પ્રસંગ.

એક રોગી વાણીઓ કાશીમાં રહેતો હતો. તેને શરીરે રક્તપિત્તના કોડ નીકળેલા હતા તેથી તે ઘણો હેરાન થતો હતો. અને જ્યારે તેને શરીરે જીવડા પડયા ત્યારે તે દુઃખ તેનાથી સહન કરી શકાયું નહિ, તેથી તેણે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. તેથી તે એક દીવસે પરોઢીએ વહેલો ઉઠયો અને શરીરે ચાદર ઓઢી લેઇને ગંગાજીમાં ડુબી મરવાને ગયો. ત્યાં પ·

પદ્મનાભ નામના મહાત્મા સ્નાન કરીને ગંગાજીમાંથી નીકળ્યા અને તેને જોઇને તેને પુછ્યું કે તું કોણ છે ? ત્યારે તેણે કહ્યું કે હું એક દુઃખી વાણીઓ છું અને મારે શરીરે પીતકોડ નિકળ્યા છે અને અંદર જીવડા પડયા છે તે મારાથી સહન થઇ શકતું નથી માટે હું ગંગાજીમાં ડુબી મરવાને અહીં આવ્યો છું. તે સાંભળી પદ્મનાભે તેને કહ્યું તારાં લુગડાં ઉતારીને તારૂ શરીર મને બતાવ ? એટલે તેણે લુગડાં કાઢી શરીર ઉઘાડું કરીને બતાવ્યું. તો તેના શરીરમાંથી દુર્ગંધ ઉડી અને આખું શરીર કીડાથી ખદબદતું જોયું. એટલે તેમણે તેને કહ્યું કે તું ડુબી મરીશ નહિ. તું ત્રણવાર હોઢેથી રામ, રામ બોલ એટલે તારૂં સઘળું દુઃખ હમણાંને હમણાં જતું રહેશે. એટલે તે ત્રણવાર રામ, રામ બોલ્યો એટલે તેના શરીરનો કોડ અદ્રશ્ય થઇ ગયો અને બધું દુઃખ જતું રહ્યું અને તેનું શરીર કંચન જેવું બની ગયું. તેથી તે તેમને પગે પડયો અને તેથી રામનામનો અર્થ અને તેનું મહાત્મ સમજાવાને તેણે તેમને વીનંતી કરી, ત્યારે પદ્મનાભે તેને કહ્યું કે રામનામના ગુણ અને રામનામનું મહાત્મ હું જાણુતો નથી પણ કાશીમાં કબીર સાહેબ રહે છે તે તે જાણે છે માટે તું તેમને ત્યાં જઇને તેમને પુછ અને તેમને ગુરૂ કર ? તે ઉપરથી તે વાણીઓ કબીર સાહેબ પાસે ગયો અને તેમની પાસેથી ગુરૂ મંત્ર લીધો અને કબીર સાહેબે તેને રામનામનો મહીમા સંભળાવ્યો.

## છપ્પાની ચાહ.

નામ તણું છે નાવ, નામથી ભવજળ તરશે;
નામ તણું છે નાવ, નામથી પ્રભુપદ મળસે.
નામ તણું છે નાવ, નામથી કહી સાંભળશે;
નામ તણું છે નાવ, નામથી ઉત્તર દેશે.
નાવ મોટું હરીનામનું, યોગ યજ્ઞની પાર છે;
ગોપાળ સંગત શું કહે, એક નામનો આધાર છે.

અને તે ઉપરથી પછી તે ભાવ સહીત ભક્તિ કરવા લાગ્યો.

## મુળ છપય છંદ.

તત્વાજીવા દક્ષિન દેશ વંશોધરા રાજીત વિદિત ॥
ભક્તિ સુધાજલ સમુદ્રભયો વેલાવલિ ધાઢી ॥
પુરવજા જ્યોં રીતિ પ્રીતિ ઉત્તરોત્તર બાઢી ॥
રઘુકુલ સદ્રશ સ્વભાવ સૃષ્ટગુન સદા ધર્મરતિ ॥
સુર ધીર ઉદાર દયા પરતક્ષ નાન્યવૃતિ ॥
પદ્મ ખંડ પદ્ધતિ પ્રફુલીત કર સવિતા ઉદીત ॥
તત્વા જીવા દક્ષિણદેશ વંસોધરા રાજીત વિદિત ॥

## તત્વા અને જીવા બન્ને ભાઇઓના પ્રસંગ.

તત્વા અને જીવા બંને ભાઇઓ બ્રાહ્મણ જાતીના હતા અને તેઓ સાધુ સેવા સારી રીતે કરતા હતા, પણ તેમણે કોઇને ગુરૂ કર્યા નહોતા અને તેઓ ગુરૂ કરવાને લાયક કોઇ પ્રતાપી મહાત્માને શોધતા હતા. અને તેવા મહાત્માને ઓળખી કાઢવા સારૂ

તેમણે પોતાના ઘર આગળ એક સુકું લાકડું દાટયું હતું અને જે સંત સાધુ તેમને ત્યાં આવતા તેમના પગનું ચર્ણામૃત લઇને તેઓ તે લાકડાને રેડતા અને તે પ્રમાણે કરતાં કરતાં જેના પ્રતાપથી તે સુકું લાકડું લીલું થઇ જાય અને ફરી ફુટી નીકળે તેને પોતે ગુરૂ કરવા એવો તેમણે નિશ્ચય કર્યો હતો અને તે પ્રમાણે તે રોજ કર્યા કરતા હતા. એમ કરતાં કરતાં એકવાર તેમને ત્યાં કબીર સાહેબ આવ્યા અને તેમના પગનું ચર્ણામૃત લેઇને તેમણે તે લાકડાને રેડયું એટલે તે લીલું થયું અને તેને નવાં પાંદડાં ફુટી નીકળ્યાં, એટલે તે બન્ને ભાઇઓએ તેમને ગુરૂ કર્યા અને તેમની પાસેથી મંત્ર ઉપદેશ લીધો. પછી કબીર સાહેબ ત્યાંથી કાશીએ ગયા અને તે બન્ને ભાઇઓની વાત તેમની ન્યાતના લોકોએ જાણી કે તેમણે મ્લેચ્છને ગુરૂ કર્યા માટે તેઓ વટલાયા, એટલે તે ઉપરથી તેમણે તે બન્ને ભાઇઓને ન્યાત બહાર મુકયા. પછી તેની સાથે જમવાનો તથા કન્યા આપ લે કરવાનો વહેવાર બંધ કર્યો અને તે પ્રમાણે કેટલાંક વર્ષ સુધી ન્યાત બહાર રહ્યા. જ્યારે તેમનાં છોકરાં મોટાં પરણાવવા લાયક થઇ ગયાં પણ તેનો કંઇ નીકાલ આવ્યો નહિ ત્યારે બન્ને ભાઇઓ અકળાયા અને પોતાનાં છોકરાંને કયાં પરણાવવાં તેની ચીંતામાં પડયા. અને છેવટે તેનો ખુલાસો ગુરૂ પાસે જઇને પોતે પુછી આવવો એવો નિશ્ચય કરીને એક ભાઇને ઘેર મુકયો અને એક ભાઈ કબીર સાહેબ પાસે કાશીએ ગયો. અને તેમને બધી હકીકત કહી ત્યારે ગુરૂએ તેમને પુછયું કે તમારે શું છોકરાં છે? ત્યારે તેણે કહ્યું કે એકને છોકરો છે અને બીજાને છોકરી છે. તે સાંભળી કબીર સાહેબે તેમને કહ્યું કે તમે અંદર અંદર વિશાળ કરો એટલે તમારા બન્નેની એક જુદી નાત થશે. તે સાંભળીને તે પોતાને ગામ આવ્યો અને બીજા ભાઇને તે હકીકત કહી સંભળાવી, અને પછી તેઓએ મૌરત જોડાવીને લગ્નની તૈયારી કરી. તે જોઇ નાતના લોકો અચંબો પામ્યા અને તેમને પુછયું કે તમે કોને ઘેર વીવાહ કર્યો? ત્યારે તેમણે કહ્યું કે અમે માંહોમાંહે એક બીજાને ત્યાં વિવાહ કર્યો. તે સાંભળી તેઓએ અંદર અંદર વાતો કરવા માંડી કે આ બંને ભાઇઓએ તો ઘણું અણઘટતું કરવા માંડયું. તેઓ મુસલમાનની પેઠે એક બીજાને ઘેર છોકરાં પરણાવશે તો આપણા ગામની નાતને પરગામમાં મેહેણું ચોટશે અને દેશ દેશ વાત ચાલશે કે ફલાણા ગામના બ્રાહ્મણોએ મુસલમાનનો રીવાજ પકડવા માંડયો. અને તેમ જાણીને તે લોકો આપણા બધાને બીજા ગામોથી ન્યાત બહાર મુકશે અને પછી કોઈ ગામવાળા આપણું પાણી પીશે નહિ.

માટે આપણે તેમને અંદર અંદર લગ્ન કરવા દેવાં નહિ. એમ વિચારીને તેમનાં બંને છોકરાંને નાતમાં પરણાવવાને તેઓએ અંદર અંદર ગોઠવણ કરી અને તે બંને ભાઇઓને ખબર આપી. ત્યારે તત્વાજીવાને તેમને કહ્યું કે અમારા ગુરૂની આજ્ઞા લેઇ આવ્યા વગર અમે તમારી વાત કબુલ રાખીશું નહિ. એમ કહી એક જણ ગુરૂને પુછવા ગયો. ત્યારે ગુરૂએ તેને કહ્યું કે તમે તે લોકો પાસેથી કંઈ દંડ લ્યો અને પછી તેમની વાત કબુલ રાખો, અને તે દંડ એ કે તેમણે ભક્તિ કરવાનું બધા વચ્ચે કબુલ કરવું. એ પ્રમાણે કહીને ગુરૂએ તેને વિદાય કર્યો. પછી તેણે આવીને નાતવાળાને તે વાત કહી સંભળાવી એટલે તે પ્રમાણે તેઓએ તે દંડ આપ્યો અને ભક્તિ કરવાનું કબુલ કર્યું. ત્યારે તે બંને ભાઇઓએ પોતાનાં છોકરાં નાતમાં પરણાવ્યાં. એ પ્રમાણે આખી નાતને તે બંને ભાઇઓએ ભક્તિ કરતાં શીખવી અને વિમુખ લોકોને પરમેશ્વર તરફ ફેરવી નાંખ્યા.

## મુલ છપૈય છંદ.

વિને વ્યાહમનો પ્રગટ વ્હે જગકો હિત માધોકિયો ॥
પહિલે વેદ વિભાગ કથિત પુરાનાષ્ટાદશ ॥
ભારતાદિ ભાગવત માથત ઉદ્ધાર્યો હરિજસ ॥
અબસોધે સબગ્રંથ અર્થ ભાષા વિસ્તાર્યો ॥
લીલા જે જે ગતિ ગાય ભવપાર ઉતાર્યો ॥
જગન્નાથ ઇષ્ટ વૈરાગ્ય સીંવા કરૂનારસ ભીજયો હિયો ॥
વિને વ્યાહમનો પ્રગટ વ્હે જગકો હિત માધોકિયો

## માધવસ્વામીનો પ્રસંગ.

માધવદાસ કરીને એક બ્રાહ્મણ હતો; તેનું પરમેશ્વરની ભક્તિ તરફ મનનું વિશેષ વલણ હોવાથી જ્યારે તેની સ્ત્રી ગુજરી ગઈ ત્યારે તેણે સંસાર ત્યાગ કરવાનો વિચાર કર્યો પણ તે વખતે તેનાં છોકરાં ઘણી નાની ઉમરના હતાં, તેથી તે મોટાં થાય ત્યાં સુધી તેણે તે વિચાર અમલમાં લાવવાનું બંધ રાખ્યું ત્યારે ભગવાને જાણ્યું કે છોકરાંને ઉછેરવાનું તેને મીથ્યા અભીમાન વળગી રહ્યું છે માટે તેને તે અભીમાન છોડાવવું જોઇએ. પછી એક વાર તેને કાશીએ જાત્રા જવાનું મન થયું તેથી તેણે પોતાની વૃદ્ધ માને તે વિચાર જણાવ્યો, ત્યારે તેની માએ તેને કહ્યુ કે તું ગામમાંથી ભીક્ષા માગી લાવે છે ત્યારે છોકરાંનું ગુજરાન ચાલે છે, અને તું હવે જઇશ એટલે આપડા ઘરમાં કંઈ સંગ્રહ નથી કે મારાથી તેમનું ગુજરાન નભાવી શકાય? માટે જો તારે કાશીએ જવું હોય તો તેનો બંદોબસ્ત કરીને તું જજે. તે ઉપરથી તેણે દીવસમાં બે ચાર ફેરા ભીક્ષા માગી લાવીને થોડા દીવસમાં આઠ દીવસ ચાલે એટલું અનાજ ભેગું કર્યું, અને પછી પોતાની માને આઠ દીવસમાં પાછાં આવવાનો વાયદો કરીને તે કાશીએ ગયો, પણ કાશીક્ષેત્ર તેના ગામથી ઘણું દુર હતું તેથી વાયદા પ્રમાણે તેનાથી પાછાં આવી શકાયું નહિ. ઘેર આગળ એકઠું કરેલું અનાજ પુરૂં થવા આવ્યું અને જ્યારે એક દિવસનું બાકી રહ્યું ત્યારે તેમની પાડોશમા એક ગ્રહસ્થ કે જે રોજ સવારમાં માધવદાસને પરભાતીઆં ગાતાં પોતાને ઘેરથી સાંભળતો, અને જે તે સાત દીવસથી સાંભળવાં બંધ થયેલાં જોઇને માધવદાસની ખબર પુછવા તેમને ઘેર તેમની મા પાસે ગયો. ત્યારે તેની માએ કહ્યું કે માધવદાસ તો કાશીએ ગયો છે. ત્યારે તેણે પુછ્યું કે તમારૂં ગુજરાન શી રીતે નભાવો છો? ત્યારે તેણે કહ્યું કે તે આઠ દીવસની ખર્ચી આપીને ગયો છે તેમાં સાત દીવસ થઈ ગયા અને એક દીવસનું અનાજ બાકી રહ્યું છે. ત સાંભળીને તે ગૃહસ્થને દયા આવી અને પોતાને ઘેર જઇને તેણે બીજા આઠ દીવસનું સીધું તેમને મોકલાવી આપ્યું. એ પ્રમાણે એકવીસ દીવસ સુધી તેમણે નભાવ્યું. એટલામાં માધવદાસ પાછા આવી પહોંચ્યા અને ઘેર આવીને જોયું તો પોતાનાં છોકરાં તથા માને આનંદમાં દીવસ ગુજરતાં જોયાં, તેથી તે આશ્ચર્ય પામ્યો અને પોતાની માને પુછ્યું કે હું આઠ દીવસનું સીધું મુકી ગયો હતો અને અને તમે બીજા પંદર દીવસ સુધી ગુજરાન શી રીતે નભાવ્યું? ત્યારે તેમની માએ કહ્યું કે આપડી પાડોશમાં એક ગૃહસ્થ રહે છે તેને અમારી દયા આવી તેથી તેણે અમારી બરદાસ રાખી. તે સાંભળી માધવદાસે વિચાર્યું કે છોકરાંને ઉછેરીને મોટાં કરૂં છું એ મારૂં ધારવું મિથ્યા અભીમાન છે. તેમની સંભાળ

તો ભગવાનના લે છે, હું શું સંભાળ લેઉ છું! એમ વિચાર આવવાથી તેને ભગવાન ઉપર શ્રદ્ધા ચોંટી. તેથી તે છોકરાંને ઉછેરી મોટા કરીને પછી હું સંસાર ત્યાગ કરીશ એ વિચાર તેણે છોડી દીધો અને ત્યાંથીજ ચાલી નીકળ્યો અને જગન્નાથજી ગયો અને ત્યાં નીલગીરી પર્વતની ગુફામાં જઇને બેઠો. અને ભીક્ષા માગી લાવવાને પણ તે ગામની વસ્તીમાં ગયો નહિ અને તેણે એવો આગ્રહ રાખ્યો કે ભગવાન મને અહીં ગુફામાં ભીક્ષા પહોંચાડશે. પણ ત્યાં એકાંત વાસમાં તેને કોઈ આપી ગયું નહિ તેથી તેને ત્રણ લાંઘણો થઇ. ત્યારે જગન્નાથજી દેવને ચીંતા થઇ કે તે હઠમાંને હઠમાં ભુખે મરી જશે. માટે ચોથે દીવસ રાત્રે જ્યારે બધા પુજારીઓ ઊંઘી ગયા ત્યારે ઠાકોરજીએ લક્ષ્મીને આજ્ઞા કરી કે માધવદાસ કરીને મારો ભક્ત પર્વતની ગુફામાં ત્રણ દીવસથી ભુખે મરે છે માટે તેને સોનાના થાળમાં ભોગની સામગ્રી તથા સોનાના કળસમાં પાણી લેઇને તમે તેને આપી આવો? એટલે લક્ષ્મીજી ત્યાં ગયાં અને ત્યાં વીજળીના જેવો ચમકારો થયો, તેથી માધવદાસ અંજવાઇ ગયા. પછી જોયું તો થાળમાં ખાવાનું તથા કળસમાં પીવાનું પાણી દીઠું. તે લેઇને તેમણે ખાધું અને પાણી પીધું અને ઠાકોરજીના શુકરાનાં માન્યાં. પછી સહવારમાં જ્યારે પુજારીઓ ઉઠયા અને મંદીરમાં સોનાનો થાળ તથા કળસ ન જોયો ત્યારે તે કોણ ચોરી ગયું તેની તપાસ કરવા માંડી. અને બધે જોતાં જોતાં પછી તે પર્વતની ગુફામાં માધવદાસ પાસે તે પડેલાં જોયાં તેથી આજ ચોર છે એમ સમજી તેમણે તેને અવળ હાથે બાંધ્યો અને તેને મારતા મારતા મંદીરમાં લાવ્યા. ત્યારે ઠાકોરજી બોલ્યા કે તમે એને શું કરવા મારો છો? જો કે તમે તો એને મારો છો પણ તે મારો પરમ ભક્ત છે, તેથી તેની ચોટ હું ઝીલી લેઉ છું તેથી તે માર મને વાગે છે અને તેના સોળ મારે વાંસે ઉઠે છે તે જુઓ? તે ત્રણ દીવસથી પર્વતની ગુફામાં ભુખ્યો પડી રહ્યો હતો તેથી મેં તેને સારૂ પ્રસાદી મોકલી હતી માટે તેનો કાંઇ દોષ નથી માટે તેને છુટો કરો. પુજારીઓએ ઠાકોરજીના બરડા તરફ જોયું તો નેતરના સોળ જોયા, તેથી તેમણે પોતાના અજાણપણે કરેલા અપરાધની ઠાકોરજી પાસે ક્ષમા માગી અને માધવદાસને પગે પડયા. બીજા સાધુઓ પોતાની ભકિતની હીનતા જોઇને લજ્જાયમાન થઇ ગયા અને માધવદાસના સાચા ભાવની પ્રસંશા કરવા લાગ્યા. માધવદાસ હંમેશાં જગન્નાથજીના મંદીરમાં દર્શન કરવા આવતા અને તે વખતે પ્રેમને લીધે તેમને પોતાના શરીરની શુદ્ધિ પણ રહેતી નહોતી તેમજ જતા આવતા લોક તેમને મંદીરમાં આવતા જતા જોતા પણ નહિ કે તે કયારે આવ્યા અને કયારે ગયા.

એકવાર શીયાળાને દહાડે માધવદાસ મંદીર બહાર ટાઢને લીધે ધ્રુજતા હતા. ત્યારે ઠાકોરજીએ પોતાની ઓઢેલી સકલાત એટલે બનાત. તેમને ઓઢાડી દીધી. સવારે પુજારીઓએ મંદીરમાં બનાત ન દીઠી ત્યારે તેની તપાસ કરતાં તે માધવદાસ પાસેથી મળી આવી એટલે તે પાછી લેઇને મંદીરમાં મુકી. એક વાર માધવદાસને ઝાડો થઈ ગયો તેથી આખો ફેરો જાજરૂ જવું પડતું તેમની કોઈ ચાકરી કરનાર નહોતું તેથી તે પાસેના દરીઆ કીનારે જઇને પડયા જેથી ત્યાં પાણી નજીક પડે, ત્યારે ત્યાં ભગવાન ચાકરી કરવા માટે ખડા થયા અને તેમની ગુદા ધોવા માંડી. ત્યારે માધવદાસે તેમને વિનંતી કરી કે હે મહારાજ! તમારે આટલું બધું શું કામ કરવું પડે છે? ત્યારે તેમણે કહ્યું કે તમારી ચાકરી કરનાર કોઇ નથી અને તમે માંદા પડયા માટે મારે પંડે તમારી ચાકરી કરવા આવવું પડયું છે. ત્યારે માધવદાસે કહ્યું કે જ્યારે તમારે આટલું બધું દુઃખ લેવું પડે છે ત્યારે તેના કરતાં તમે તે રોગનેજ મટાડી દો તો કેવું? ત્યારે ભગવાને કહ્યું કે તારૂં પ્રારબ્ધ તારે ભો-

ગબ્યા વગર છુટકો નથી અને તેથી કરીને જો હું હાલ રોગને મટાડી દેઉં તો તે તને બીજી વખતે ઘણો હેરાન કરશે માટે તેને તું હાલ ભોગવી લે, એટલે તારૂં જે શેષ પ્રારબ્ધ હશે તે પુરૂં થશે. પછી થોડી વારે તેમનો ઝાડો મટી ગયો. આ પ્રમાણે તેમને રોજ નવા નવા ચમત્કાર થતા દેખાતા તેથી તેમનાં વખાણ થવા માંડયાં અને તેમની કીર્તિ પ્રસરી ગઈ. ત્યારે તે મને માન રૂપી દોષની ધાસ્તી લાગી તેથી તેનો ઉપાય કરવાને ધાર્યો અને તેથી તેમણે ગામમાંથી ભીક્ષા માગી લાવીને ખાવાનું શરૂ કર્યું. કારણકે તેમની પ્રસિદ્ધીને લીધે લોકો તેમને પોતાને ઘેર તેડતા તથા તેમની સેવા ચાકરી કરતા પણ તેથી તે રાજી થતા નહોતા, તેથી તેમણે ભીક્ષા માગી લાવવા માંડી. જેથી લોકો તેમને અજાણપણામાં માન અપમાન કરતા અને વખતે ભીક્ષા પણ આપતા નહોતા તે સહન કરીને તેમણે માન રૂપી દોશ મટાડયો. એક વાર તે એક બાઇને ત્યાં ભીક્ષા માગવા ગયા હશે અને ત્યાં સીતારામ કહી ઉભા રહ્યા. એટલે તે બાઇ તેના ઉપર ઘણી ચીડાઇ ગઈ, કારણકે તે અભક્ત હતી. તે ચીથરાનું પોતું લેઇને તે વખતે ચુલા અબોટ કરતી હતી તે તેણીએ તેને છુટું માર્યું. તેથી તે તેમને છાતીમાં વાગ્યું એટલે તે તેમણે ભેટ માની લીધી અને પછી દરીઆ કીનારે ગયા અને ત્યાં જઇને તે ધોઈ નાંખ્યું અને સુકવીને તેના તાંતણા કાઢયા અને તેની દીવેટો કરી અને સાંજ પડી તેમણે તેને ઠાકારજીના મંદીરમાં લેઈ જઇને સળગાવીને ઠાકોરજીની આરતી ઉતારી તેથી તે બાઇના મંદીરમાં અંધારૂ મટીને જ્ઞાનરૂપી અજવાળું થયું. એટલે તેને વિચાર થવા માંડયો કે અરે મેં વિના અપરાધે પેલા સાધુને આજે માર્યો માટે જો તે કાલે અહીં પાછો આવે તો હું કાલે તેને પગે પડું અને તેની માફી માગી લેઉં. માધવસ્વામીએ આરતી ઉતારતાં ઠાકોરજીને વિનંતી કરી કે તે બાઇએ મને આ પ્રેમથી ભેટ આપી છે માટે તમે તે અંગીકાર કરજો. બીજે દીવસે માધવસ્વામી જ્યારે તે બાઇને ત્યાં ભીક્ષા માગવા ગયા ત્યારે તે બાઈ તેમને પગે પડી અને તેમની પાસે પોતાના ગુનાની માફી માગી, તેમજ તેમને કહ્યું કે હે મહારાજ ! મેં મોટા અપરાધ કર્યો કે કાલે તમને પોતું માર્યું માટે હવે મને બચાવી લો. ત્યારે માધવસ્વામીએ કહ્યું કે તેમાં તારો દોષ નહોતો પણ તારા અજ્ઞાનનો દોષ હતો, પણ તારૂં તે અજ્ઞાન આજે ઠાકોરજીએ દુર કર્યું અને તને આવો ભાવ ઉદય કર્યો તે બહુ સારૂં થયું. પછી તેણીએ માધવસ્વામીની ઘણી વીનંતી કરી. ત્યારે માધવસ્વામીએ તેને કહ્યું કે તું સંતની સેવા કરજે અને ભક્તિ કરતી રહેજે. આ પ્રમાણે તે ડોસીએ સંતને ખીજવાઇને પોતું માર્યું તોપણ સંતે તેનું કલ્યાણ કર્યું. તો જે માણસ પ્રેમ લાવીને સંતની સેવા કરે તો તે ન્યહાલ થાય તેમાં શી નવાઈ !

એક વાર એક પંડીત કાશીએ ભણીને બધા મુલકે મુલક જીતતો જગન્નાથજીમાં આવ્યો અને ત્યાં તેણે પંડીતોની સભા કરીને પોતાની સાથે વાદવિવાદ કરવાનું તેમને કહ્યું. ત્યારે બધાએ તેને માધવદાસને સોંપ્યા કે અમે કાંઇ જાણતા નથી માટે અમારા તરફથી માધવદાસ તમારી સાથે વાદવિવાદ કરશે. ત્યારે તે બ્રાહ્મણ માધવદાસ પાસે ગયો અને તે હકીકત કહી. ત્યારે માધવદાસે કહ્યું કે હું તો હારેલોજ છું. ત્યારે તે પંડીતે કહ્યું કે મને કાગળ ઉપર લખી આપો ? તે ઉપરથી માધવદાસે લખી આપ્યું કે વાદવિવાદ કરતાં માધવદાસ હાર્યા છે. તે કાગળ લેઈ તે બ્રાહ્મણ કાશીમાં જઇને ત્યાંના પંડીતોને પોતાની કીર્તિ માટે બતાવ્યો. ત્યારે "બ્રાહ્મણ હાર્યો છે અને માધવદાસ જીત્યો છે" એવું લખેલું તેમાંથી નીકળ્યું. તે ઉપરથી તે બ્રાહ્મણ ચીડાઇ ગયો અને જગન્નાથજીમાં પાછો આવ્યો અને માધવદાસને તે કહ્યું. ત્યારે માધવદાસે તેને કહ્યું કે મેં તો

મારા હાર્યાની વાત લખી હતી, પછી તારૂં કહેવું તું જાણે ? ત્યારે બ્રાહ્મણે કહ્યું કે જો તમે હારેલા છો તો હું તમને ગધેડે બેસાડું અને તમારે બે કાને બે જુનાં ખાસડાં બાંધીને તમને આખા ગામમાં ફેરવું; ત્યારે હું તમને હારેલા નક્કી માનું. ત્યારે માધવદાસે તે વાતની હા કહી. ત્યારે તે બ્રાહ્મણ એક ગધેડો લાવ્યો, ત્યારે માધવદાસે વિચાર્યું કે હું સ્નાન કરીને બેસું તો ઠીક. તે ઉપરથી તે સ્નાન કરવા ગયા એટલે ઠાકોરજી માધવદાસનું રૂપ લેઇ મંદીરમાંથી આવ્યા અને ખાસડાં બાંધી ગધેડે બેઠા એટલે તે બ્રાહ્મણે તેમને આખા ગામમાં ફેરવી લીધા. પછી ઠાકોરજી પાછા મંદીરમાં જતા રહ્યા એટલામાં માધવદાસ સ્નાન કરીને પાછા આવ્યા અને તે બ્રાહ્મણને કહ્યું કે ચાલ મને ગધાડે બેસાડ હું તૈયાર છું. ત્યારે તેણે કહ્યું કે એક વાર તો હું તને ફેરવી આવ્યો અને હવે ફરી શાનું કહે છે? ત્યારે તેણે કહ્યું કે હું તો નહાવા ગયો હતો તે હાલ આવું છું અને તેં કોને ગધેડે બેસાડયો ? પછી તે બ્રાહ્મણને માલમ પડયું કે માધવદાસને બદલે માધવદાસનું રૂપ લઇને ઠાકોરજી આવીને ગધેડે બેસીને ફર્યા. તે ઉપરથી તેણે ઘણો પસ્તાવો કર્યો અને માધવદાસને પગે પડયો. અને પોતે આ પ્રમાણે ઠાકોરજીને ગધેડે બેસાડયા તેથી તે લજ્જાયમાન થઇ ગયો અને ત્યાંથી પાછો કાશીએ જતો રહ્યો. વંદ્રાવનની લીલાનાં વખાણ જગન્નાથજી પુરીમાં થતાં સાંભળવાથી માધવદાસને એકવાર વંદ્રાવન જોવા જવાની ઇચ્છા થઇ, તેથી તે વંદ્રાવન જવા નિકળ્યા. ત્યાં આગળ ચાલતાં રસ્તામાં એક ગામ આવ્યું અને ત્યાં તે ભુખ્યા થયા ત્યારે હરીભક્ત એક ડોશીને ત્યાં ભીક્ષા કરવાને તે ગયા. ત્યારે તે ડોશીએ તેમને સતકાર આપીને બોલાવ્યા અને રસોઈ કરીને તેમને જમવા બેસાડયા. ત્યારે જમતી વખતે એક સુકુમાર નાનો છોકરો તેમની પાસે બેઠેલો જોઇને તે ડોશીએ પોક મુકીને રડવા માંડયું. ત્યારે માધવદાસે તેને રડવાનું કારણ પુછ્યું, ત્યારે ડોશીએ તેમને કહ્યું કે આ તમારી પાસે સુકુમાર કોમળ અંગે શ્યામ સુંદર સ્વરૂપ નાનો કુંવર છે તે તમે કોનો લાવ્યા છો ? અને તમે તેની માને ભોળવીને શી રીતે તમારી સાથે લાવ્યા ? અને તેના વિયોગના દુઃખે તેની માતા શી રીતે જીવી શક્તિ હશે ? માટે તેની માતાનું દુઃખ સંભારીને મને રડવું આવ્યું. ત્યારે માધવસ્વામીએ વિચાર્યું કે મારી પાસે તો કોઈ નથી પણ આ ડોશીને નવલ કીશોર રૂપ પ્રતિત થયું માટે નક્કી તેને ભગવાને દર્શન દીધું. એમ માની પછી તે ત્યાંથી ચાલી નીકળ્યા અને બીજે ગામ ગયા કે જે ગામ તેમના એક ઓળખાણવાળા ભક્તનું હતું કે જે ભક્ત તેમનો શીષ્ય થયો હતો અને વરસો વરસ જગન્નાથજી જતો, ત્યારે માધવસ્વામીને વિનંતી કરી કહેતો કે તમે એક વાર મારે ગામ પધારો ? તે ઉપરથી માધવસ્વામીએ તેને કહી રાખેલું હતું કે કોઇવાર પરગામ જતા હોઇશું ત્યારે રસ્તે રસ્તામાં તમારે ગામ પણ આવી જઇશું. તેથી માધવસ્વામી તેનું ઘર પુછતા ગયા, ત્યાં તે ભક્ત ઘેર નહોતો પણ તેની સ્ત્રીએ તેમને ઓળખ્યા કારણ કે તેના પતીએ તેને અગાઉથી કહી રાખેલું હતું કે એકવાર માધવસ્વામી આપડે ઘેર પધારશે. તે સ્ત્રીએ તેમને સતકારથી નમસ્કાર કરીને પોતાને ઘેર બેસાડયા અને તેમને કહ્યું કે ભક્ત ગામમાં ગયા છે તે થોડીવારમાં આવશે. પછી તેણીએ એક મહંત સાધુ કે જે તેમને ત્યાં અગાઉથી આવીને તેમને મેડે ઉતરેલો હતો અને જેને તેમણે સીધું આપેલું હતું તેની તે રસોઇ કરતો હતો તેને મેડા ઉપર જઇને તેણીએ કહ્યું કે તમે એક માણસ માટે વધારે રાંધજો. ત્યારે તે સાધુએ તેને કહ્યું કે એકની રસોઇમાં બીજો જમનાર સમાશે નહીં માટે તેની પાસે જુદી રસોઈ કરાવી લેજો. તે વાત માધવસ્વામીએ

સાંભળી લીધી તેથી તે બાઇને કહ્યું કે મારે કંઈ જમવાની અપેક્ષા નથી, તેમજ મારે તાકીદથી જવું છે માટે હું જાઉં છું. તે સાંભળી તે બાઇ દુધદોહી લાવીને માધવદાસના મોંહ આગળ મુક્યું તે, પીને માધવદાસ ચાલતા થયા. પછી થોડી વારે તેનો પતી આવ્યો ત્યારે તેની સ્ત્રીએ તેને ખબર કહી કે માધવસ્વામી હમણાં થોડી વાર ઉપર આપણે ત્યાં આવ્યા હતા તે હમણાંજ અહીંથી ગયા. વળી મેં મહંતને કહ્યું કે તમારી રસોઈ ભેગી તેમને માટે તૈયાર કરીને તેમને જમાડજો પણ મહંતે તેની ના પાડી. એટલે મેં તેમને દુધ પાયું અને તે દુધ પીને હમણાંજ ચાલી નીકળ્યા. મહંત તે વાત સાંભળીને મેડા ઉપરથી નીચે ઉતર્યો. પછી પેલો ભક્ત માધવસ્વામીને પાછા વાળી લાવવા તેમની પછવાડે ગયો અને પેલો મહંત પણ તેની સાથે ગયો. પછી છેટેથી ધાંટો પાડીને માધવસ્વામીને ઉભા રાખ્યા અને પછી ત્યાં જઇને તેમને પગે લાગીને તેમને પોતાને ઘેર પાછા પધારવા કહ્યું. ત્યારે તેમણે કહ્યું કે તમારે ઘેર તમારાં સ્ત્રી હતાં તેમણે મારી સેવા ચાકરી સારી રીતે કરી છે તેથી હું પ્રસન્ન થયો છું માટે હાલ મને જવા દો? કારણ કે મારે વંદ્રાવન જવું છે અને ત્યાંથી પાછાં વળતાં જો અનુકુળ હશેતો વળી હું અહીં આવીશ. પછી પેલા મહંતે તેમની વિનંતી કરી અને વગર ઓળખ્યે તેમની અવજ્ઞા કરી તેથી પોતાના અપરાધની ક્ષમા માગી. ત્યારે માધવ સ્વામીએ તેને યોગ્ય ઠપકો દીધો કે એકલપેટા થવું સંતને છાજતું લક્ષણ નથી માટે તમારે તે ટેવ મુકી દેવી અને સાધુ થયા ત્યારે હવે સ્વાર્થ બુદ્ધિ રાખવી નહિ પણ પરમેશ્વર પરાયણ થઇને આકાશ વૃત્તિ રાખવી અને ગમે તેવો સાધુ હોય તોપણ તેને બાંના ધારી સમજીને તેની સેવા કરવી અને પરમેશ્વરનું ભજન કરવું. એમ કહી પોતે રસ્તે પડયા. અને તે બંને જણ ઘેર પાછા આવ્યા. પછી ચાલતાં ચાલતાં તે વંદ્રાવન આવી પહોંચ્યા. ત્યાં વિહારીલાલ ઠાકોરજીના મંદીરમાં ગયા, ત્યારે ત્યાંના મહંતે માધવદાસને એક સાધારણ ભીક્ષુક સાધુ તરીકે જાણીને તેમને ચણાનું સદાવ્રત આપીને ત્યાંથી વિદાય કર્યા. એટલે તે ચણા લેઇને તે નદી કીનારે જઇને ત્યાં સ્નાન કરીને ઠાકોરજીને ભોગ લગાવીને પછી પોતે ખાધા અને પાણી પીને ત્યાં બેઠા. થોડીવાર પછી પેલા મહંતે રસોઈ કરીને ઠાકોરજીને ભોગ ધરાવ્યો, ત્યારે ઠાકોરજી બોલી ઉઠયા કે મને કંઈ ખાવાની રૂચી નથી આજ તો મેં ધરાઇને ચણા ખાધા કારણ કે મારો પરમભક્ત માધવસ્વામી અહીં મારાં દર્શન કરવા આવ્યા તેને તમે વગર ઓળખે ચણા આપીને વીદાય કર્યો પણ તેને અહીં રાખ્યો નહિ તેથી તેણે જમના કીનારે જઇને મને ચણાનો ભોગ લગાવ્યો અને તેથી હું ચણા ખાઇને ધરાઈ ગયો છું માટે હવે મને કંઇ ખાવાની રૂચી નથી. જો તમારે મને તૃપ્ત કરવો હોય તો જમના કીનારેથી એને શોધી લાવીને એને સારી રીતે જમાડીને તૃપ્ત કરો એટલે તે તૃપ્તી હું માની લેઇશ. તે ઉપરથી તેણે તેને શોધી લાવીને તૃપ્ત કર્યો. પછી ત્યાંથી તે ભાંડીર વનમાં ગયા. ત્યાં એક મંદીરમાં દુધપાકની રસોઈ થતી હતી તે ત્યાંના સાધુઓએ છાંની રાખીને તે માધવદાસને ન બોલાવતાં પોતે જમવા બેઠા, ત્યારે ત્યાં તે દુધપાકમાં કીડા ખદબદતા પ્રતિત થયા. તે ઉપરથી તેઓ મુઝાયા ત્યારે ઠાકોરજી બોલ્યા કે માધવસ્વામી જે મારા પરમભક્ત છે તે અહીં આવ્યા છે અને તમે તેમનાથી છાનું રાખીને એકલા દુધપાક ખાવા બેઠાછો માટે તે મારાથી સહન થતું નથી માટે તમને કીડા દેખાય છે. તે સાંભળી તેઓ માધવસ્વામી પાસે ગયા અને તેમની ઘણા પ્રકારે વિનંતી કરી તેમને પ્રસંન્ન કર્યા. પછી માધવદાસ ત્યાંથી હરીયાન વનમાં ગયા. ત્યાં એક મંદીરમાં ત્યાંના મહંતે તેમને એક સાધારણ સાધુ જાણીને ખવરાવ્યું. પછી તે ત્યાં રહ્યા, ત્યારે ત્યાં મંદીરની ગાયોની કોઈ બરદાશ કરતું

નહોતું તે જોઇને ત્યાંની ગાયોનું છાણુ વાસીદું કરવાને તે ત્યાં રહ્યા. એ પ્રમાણે પોતાના ખાવા બદલ ગાયોનું કામ તેમણે ઉઠાવી લીધું. એકવાર માધવદાસ છાણાં થાપતા હતા, તે વખતે ત્યાંનો મહંત માધવદાસનાંજ બનાવેલાં પુસ્તકનું એક કાવ્ય વાંચતો હતો, ત્યારે તેને અશુદ્ધ વાંચતો જોઇને તેમણે તેને કહ્યું કે આમ નહિ પણ આમ વાંચવું જોઇએ ત્યારે મહંતે તેને તિરસ્કારી કાઢયો અને તેને કહ્યું કે આતો માધવસ્વામીનો ગ્રંથ છે માટે તેની વાત તું શું સમજે તું ત્યારે છાણુ પુંજો કરતો હોય તે કર, તે સાંભળી માધવસ્વામી ચુપ થઈ રહ્યા. તે વાતને કેટલીક મુદત વિત્યા પછી જગન્નાથપુરીનો રાજા જે માધવસ્વામીનો શિષ્ય હતો અને માધવસ્વામી જગન્નાથપુરી છોડી પાછા નહી ગયેલા તેથી તેમનાં દર્શન વગર જે અકળાઇ ગયેલો હતો તે માધવસ્વામીને ઓળખતો ઓળખતો વંદ્રાવન હરીયાન વનમાં તે મંદીરમાં આવ્યો. ત્યારે ત્યાં એક સાધુ ઉભો હતો તેણે જાણ્યું કે, આ કોઇ રાજા મહંતના દર્શન કરવા આવ્યો છે, એમ સમજી તેને કહ્યું કે મહંતજી તો અંદર ગાદી ઉપર બેઠા છે. ત્યારે તે રાજાએ તેને કહ્યું કે મારે તારા મહંતનું કામ નથી હુંતો મારા મહંતને સોધું છું એમ કરી તે રાજા માધવસ્વામી પાસે ગયો અને ત્યાં જઇ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી ઘણા દીવસનો મુઝાઇ ગયેલો તે રડી પડયો અને પછી પોતાના ગુરૂની તેણે બહુ બહુ વિનંતી કરી અને કહ્યું કે હું તમને જગન્નાથજી લેઇ જવા આવ્યો છું. એવી વાત કહી એટલામાં પેલો મહંત તે વાત સાંભળીને ત્યાં આવ્યો અને તે સાધુ માધવદાસ હતા એમ જાણીને તે લજ્જા પામી ગયો. અને તેમની પાસે છાંણુ પુંજો કરાવ્યો તેથી તેને ઘણા પ્રકારે વિનંતી કરી અને તેમની માફી માગી. પછી માધવસ્વામી ત્યાંથી રાજાની સાથે જગન્નાથ-પુરી ગયા અને ત્યાંથી પછી પોતાની મા તથા છોકરાંને મળવાને પોતાને અસલ ગામ જવા નિકળ્યા. ત્યાં રસ્તે જતાં એક ગામ આવ્યું. ત્યાં ઠાકોરજીએ એક શાહુકારને સ્વપ્ન આપ્યું કે માધવસ્વામી મારો પરમ ભક્ત છે અને તે પોતાને ઘેર જતાં આજે આ ગામમાં રાતવાસો રહ્યા છે માટે તું તેમને ખોળી કાઢીને તેમને એક હુંડી લખી આપ, જેથી તે ઘેર લેઇ જઇને પોતાની માને તથા છોકરાંને ગુજરાન માટે આપે તેથી તેઓ સુખેથી દી-વસ ગુજારે. એટલે તે શાહુકારે તેમને શોધી કાઢીને હુંડી લખી આપી. ત્યારે તેમણે તે લેવાની આનાકાની કરી. ત્યારે તે શાહુકારે સ્વપ્નાની વાત કહી અને આગ્રહ કરીને તેમને આપી. જે લેઇને તેમને ઘેર જઇને આપી. આ પ્રમાણે તેમનાં ચરીત્રનો કંઈ છેડો નથી પણ જેટલાં મારા જાણવામાં આવ્યાં તેટલાં મેં પ્રસિદ્ધ કર્યા.

॥ મુલ ॥ છપ્પયછંદ ॥

શ્રી રઘુનાથ ગુસાંઈ ગરૂડજયોં સિંધ પૈરીઠાઢે રહે ॥
સીતકાલ સંકલાત વિદિત પુરૂશોત્તમ દીની ॥
સૌચ ગયે હરીસંગ કૃત્ય સેવકકી કીની ॥
જગન્નાથ પદ પ્રીતી નિરંતર કરતખવાસી ॥
ભગવત ધર્મ પ્રધાન પ્રસન્ન નીલા ચલવાસી ॥
ઉતક્લદેશ ઉડી સાસગર વૈન તેય સબકો કહે ॥
શ્રી રઘુનાથ ગુસાંઈ ગરૂડજયોં સિંધ પૈરીઠાઢે રહે ॥

## એક રાજકુંવરનો પ્રસંગ.

એક રાજાનો કુંવર ઘણો અનુરાગી ભક્ત હતો. તે પોતાનું ઘર ત્યાગ કરીને જગન્નાથજી જઇને રહ્યો. તેનો બાપ તેને ખર્ચ માટે પૈસા મોકલતો પણ તે તે લેતો નહિ, અને સામાન્ય સ્થીતીમાં તે મંદીર પાસે રહેતો. એક વાર શીયાળાની ઋતુ આવી અને ટાઢ ઘણી પડી અને જ્યારે તે ટાઢથી ધ્રુજવા લાગ્યો ત્યારે જગન્નાથજી ઠાકોરથી તેનું દુઃખ જોઇ શકાયું નહિ, તેથી તેને પોતાની સકલાત એટલે બનાત ઓઢાડી દીધી, જે બીજે દીવસે પુજારીઓને ખબર પડી એટલે તેની પાસેથી લેઈ લીધી. પછી ઠાકોરજીએ તેમને આજ્ઞા કરી કે તમે મહાપ્રભુ કૃષ્ણ ચૈતન્યને ગુરૂ કરો ? તે ઉપરથી તેમણે કૃષ્ણ ચૈતન્યને ગુરૂ કર્યા અને મંત્ર ઉપદેશ લીધો. કેટલાંક વર્ષ વિત્યાબાદ તેમને વંદ્રાવન જવાનું મન થયું તેથી ગુરૂની આજ્ઞા લેઇને તે વંદ્રાવન ગયા અને ત્યાં જઇને રાધાકુંડ ઉપર ઉભા રહ્યા. તે એવા પ્રતાપી હતા કે તેમની રહેણી કંઇ કહી જાય તેવી નથી. તે સાંભળતાં થાકી જવાય તેવી અપાર છે કારણ કે તેમને ઠાકોરજી ઉપર ઘણોજ ભાવ હતો. ત્યાં રહેતાં તેમણે એક વાર માનસીક પુજામાં ઠાકોરજીને દુધ અને ભાતનો ભોગ ધરાવતો હશે, તે વાત રાધાકુંડ મંદીરના ઠાકોરજીએ ત્યાંની પુજારણ કે જે એક વૃદ્ધ ડોસી હતી તેના આગળ પ્રસિદ્ધ કરી આપી અને જ્યારે તે બાઈ રસોઇ કરીને ઠાકોરજીને ભોગ ધરાવા ગઇ ત્યારે ઠાકોરજીએ તેને કહ્યું કે મને તો તે રાજકુંવરે પોતાની માનસીક પુજામાં દુધ અને ભાત ખુબ ખવરાવ્યો છે તેથી હવે મને કંઈ ખાવાની રૂચી નથી. તે સાંભળી તે ડોસીએ તેમને શોધી કાઢયા અને તેમનાં દર્શન કર્યાં.

## મુલ છપ્પયછંદ.

શ્રી નિત્યાનંદ કૃષ્ણ ચૈતન્યકી ભક્તિ દશોદીશ વિસ્તારી ॥
ગૌડદેશ પાખંડ મેટી કીયો ભજન પરાયન ॥
કરૂના સીંધુ કૃતજ્ઞ ભયે અગતિનિ ગતિદાયન ॥
દંસધા રસ અક્રાંત મહંતજન ચરન ઉપાસે ॥
નામ લેત નિહપાપ દુરિત તીહિ નરકે નાસે ॥
અવતાર વિદિત પુરવ મહી ઉભે મહંત દેહી ધરી ॥
શ્રી નિત્યાનંદ કૃષ્ણ ચૈતન્યકી ભક્તિ દશોદીશ વિસ્તારી ॥

## નિત્યાનંદનો પ્રસંગ.

કૃષ્ણા અવતારમાં જશોદાને પેટે જે શ્રી કૃષ્ણ અને બળદેવજી થયા હતા તે બીજે જન્મે તેમાંના બળદેવજીએ નિત્યાનંદનો અવતાર ધારણ કર્યો હતો. તેમને પ્રેમનો આનંદ એટલો બધો વર્ત્તાતો હતો કે જાણે તે રોજ નીશો કરેલા રહેતા હોય તેમણે મહંતપદી ધારણ કરી હતી અને તેમણે આખો બંગાળા દેશ ભક્તિથી ચેતાવી દીધો કે જેમનાં વખાણ કહેતાં અથવા સાંભળતાં પાર આવે તેવાં નથી, કારણ કે તે અપાર છે. તેથી તેમના પંથમાં ઘણા શીષ્ય થયા અને તે શીષ્યોએ ઘણા ઘણા ગ્રંથો રચ્યા કે જે તેમના મહાન પ્રતાપની સાખ પુરી આપે છે.

## કૃષ્ણ ચૈતન્યનો પ્રસંગ.

આગલા અવતારમાં જે શ્રી કૃષ્ણ ગોપીકાઓ સાથે પ્રેમમાં હારી ગયેલા હતા અને જેથા ગોપીકાઓની લાલાઈ તેમની શ્યામતાની અંદર ભળી ગઇ હતી. તે પોતાનું આગળનું શ્યામ

સુંદર રૂપ મુકીને આ અવતારે ગૌરરૂપ જેવા થયા હતા, અને તે સતના પેરે કૃષ્ણ ચૈતન્ય રૂપે જનમ્યા હતા. તેમને આ જીવકોટી દશામાં રોજ નવા નવા ચમતકાર માલમ પડતા. કોઇ કોઇ વાર પ્રેમને લીધે તે ગાતા ત્યારે તદરૂપ બની જતા. અને કોઇ કોઇ વાર તે પ્રેમથી ઘણા પ્રફુલ્લીત થઇ જતા. અને કોઇવાર તેમને આંખમાંથી અશ્રુપાત થતો, અને તેથી કોઇવાર તેમની આંખોમાંથી આંસુની પીચકારીઓ ઉડતી; માટે તેમના એવા પ્રેમની વાત હું કેટલીક કહું ? તે જ્યારે જગન્નાથ ક્ષેત્રમાં ગયા ત્યારે ત્યાંના લોકોએ તેમને કહ્યું કે શ્રી કૃષ્ણ તો ચતુર્ભુજ મૂર્તી હતા માટે તમે તેવા કેમ નથી દેખતા ? ત્યારે ત્યાં તેમણે પોતાની ચારને બદલે છ ભુજાઓ દેખાડી. તે ઉપરથી કૃષ્ણ ચૈતન્યનું માહાત્મ જગતને વિષે ઘણું પ્રસિદ્ધ થયું અને તેથી તેમને જગન્નાથજીના મંદીરના મહંત બનાવ્યા કે જેમણે પછીથી બંગાળ દેશ કે જેમાં આગળ ભક્તી જરા પણ નહોતી તેમાં ભકતી ફેલાવી, અને ત્યાં બધાને પ્રેમના સાગરમાં બોળી દીધા. તેમના એક એક શિષ્ય એવા બન્યા કે તેમણે જગતનો ઉદ્ધાર કરીને બધાંને તારી નાંખ્યા, જેથી તેમનું નામ દરેક પોથીને વિશે મુકેલું છે, અને તે તે વાતને પણ સિદ્ધ કરી આપે છે. પહેલાં તે ગૌડ બંગાળા દેશના લોકો એવા કઠોર બુદ્ધિના હતા કે કોટીયાંન કોટી અજામેળ પણ તેમના પાપની બરાબરી કરી શકતા નહીં. પણ પછીથી તેમણે બધા લોકોને ભક્તી શીખવી અને તેમણે તે આખો દેશ તારી દીધો.

## મુલ છપયછંદ.

સુર કવિત સુની કોંન કવિ જો નહિ શિર ચાલન કરે ॥
ઊકિતચોજ અનુપ્રાસ વરન અસ્થિતિ અતીભારી ॥
વચન પ્રીતિ નિર્વાહ અર્થ અદભુત તુક ધારી ॥
પ્રતિબિંબિંત દિલિ દ્રષ્ટિહ્રદે હરિ લીલા ભાસી ॥
જનમ કરમ ગુનરૂપ સબૈ રસના જુપ્રકાશી ॥
વિમળ બુદ્ધિ ગુની ઔરકી જો વહ ગુન શ્રવનકી ધરે ॥
સુર કવિત સુનિકોંન કવિ જો નહીં શીર ચાલન કરે ॥
વ્રજ વધુરીતી કલીજુગ વિષે પરમાનંદ ભયો પ્રેમકેતે ॥
પોગઢ બાગ કિશોર ગોપલીલા સબ ગાઈ ॥
અચિરજ કહાવત બાત હુતૌ પહિલો જુસખાઈ ॥
નૈનનિ નિર પ્રવાહ રહંત રોમાંચરૈન દિન ॥
ગદગદ ગિરાઉદાર શ્યામ શોભા ભીજ્યૈ તિન ॥
સારંગછાપ તાકીભઇ શ્રવન સુનત આવે સદૈત ॥
વ્રજવધુ રીતી કલીજુગ વિષે પરમાનંદ ભયો પ્રેમકેત ॥
શ્રી કેસૌ ભટ નરમુકટમનિ જિનકી પ્રભુતા વિસ્તરી ॥
કાસ્મીરકી છાપ પાપ તાપ જુગમંડન.
દ્રઢ હરિ ભક્તિ કુઠાર આન ધર્મ વિટપ વિહડન ॥
મથુરાં મધ્ય મલેછબાદ કરિ વખટ જીતે ॥

કાજી ખાજીત અનેક દેખી પરચૌ લૈ ભીતે ॥
વિદિતબાત સંસાર સબ સંત સાખિ નાહિન દુરિ ॥
શ્રીકેસૌભટ નરમુકટમનિ જિનકી પ્રભુતા વિસ્તરી ॥

## કેશવભટનો પ્રસંગ.

કેશવભટ કરીને કાશ્મીરનો એક પંડીત હતો. તે ગામે ગામ જઈ દિગ્વિજય કરતો અને ત્યાં મોટા મોટા પંડીતોને જીતીને તે માનભંગ કરતો, અને તે હાથી, ઘોડા, ઉંટ વીગેરે-ની સ્વારી સાથે લેઇને પોતાની ઠાકોર સેવા સહીત જેમ કોઈ નદીનો પ્રવાહ ચાલે તેમ તે ઠાઠથી ગામેગામ ફરતો અને તે પ્રમાણે ફરતો ફરતો તે જ્યાં મહાપ્રભુ કૃષ્ણ ચૈતન્ય રહેતા હતા ત્યાં આવ્યો, ત્યારે તેના પંડીતો તેનાથી ડરી ગયા. ત્યારે મહાપ્રભુએ તેમને કહ્યું કે તમે ડરશો નહીં પણ તેની સાથે વાદવિવાદ કરવાને હું તેના સામો જઈશ ત્યારે તે વખતે કૃષ્ણ ચૈતન્યની ઉમ્મર નાની હોવાથી પંડીતોએ તેમને કહ્યું કે તમે નાની ઉમ્મરના છો અને હજી પુરૂં ભણેલા પણ નથી તેથી તમે તેને શી રીતે જીતી શકશો? ત્યારે તેમણે કહ્યું કે તેની તમારે ચીંતા કરવી નહિ. પછી મહાપ્રભુ કેશવભટની પાસે ગયા અને તેમને નમ્રતાથી પુછ્યું કે હે મહારાજ! તમે કે જેમણે મોટા મોટા પંડીતોને જીત્યા છે અને તેથી જેમનો જશ જગતમાં છવાઇ રહ્યો છે એવા તમે કોણ છો? અને તમે શાનો વાદવિવાદ કરો છો? ત્યારે કેશવભટ બોલ્યો કે તું તો હજી છોકરાઓના ભેગો ભણે છે. અને નાને મોઢે મોટી મોટી ડહાપણની વાતો શાની કરે છે? પંડીતાઇની વાતમાં તું શું સમજે? ત્યારે મહા પ્રભુએ તેને કહ્યું કે જો તમે એવા મોટા પંડીત હો તો તમે ગંગાજીનું સ્વરૂપ વર્ણવી બતાવો? ત્યારે કેશવભટે કહ્યું કે તેનું બીજું સ્વરૂપ શું વર્ણવાનું છે? આ જે પ્રવાહ વહે છે તેજ તેનું સ્વરૂપ છે. એમ કહી તેણે પછી ત્યાંને ત્યાં સો નવા શ્લોક જોડીને ગંગાજીનું સ્વરૂપ વર્ણવી બતાવ્યું. કારણ કે તેને જીવ્હાગ્રે સરસ્વતી પ્રસન્ન હતાં તેથી શ્લોક જોડતાં વાર લાગી નહીં. ત્યારે એટલામાં એક શ્લોક યાદ રાખીને કંઠ કરી લીધો અને તેને ફરીને કહી સંભળાવી તેને કહ્યું કે તમારા આ શ્લોકની મને વ્યાખ્યા કરીને સંભળાવો! એટલે તે સાંભળીને કેશવભટ મોટા અચંબામાં પડયો અને મહાપ્રભુને તેણે પુછ્યું કે આ શ્લોક તમે શી રીતે મોઢે કરી લીધો ત્યારે તેમણે કહ્યું કે તમારા દરેક શ્લોકમાં ઘણાં ઘણાં દુશણ છે. એમ કહી તે પ્રત્યેકને બોલવાની તથા તેનું વ્યાખ્યાન કરવાની તેમણે કેશવભટ પાસેથી રજા માગી ને પછી તેમણે તેનું વ્યાખ્યાન કરી બતાવ્યું એટલે કેશવભટને ઘણો શોક પેદા થયો અને તેથી તેણે તે દીવસે વિવાદ કરવો બંધ રાખ્યો અને તે બીજે દિવસે વિવાદ કરવા ઉપર મુલતવી રાખીને તે પોતાને ઉતારે ગયો. ત્યાં જઇ સરસ્વતીનું ધ્યાન કર્યું એટલે સરસ્વતી દેવી ત્યાં મૂર્તિમાન આવ્યાં. ત્યારે કેશવભટે તેમને પુછ્યું કે તમે મને મોટા મોટા પંડીતો આગળ તો જીતાડયો અને હવે આ નાના છોકરા આગળ મને કેમ હરાવ્યો? ત્યારે સરસ્વતિ બોલ્યાં કે તેને તું નાનું છોકરૂં સમજીશ નહિ તે તો મારા ઇષ્ટ છે. માટે તેમના મોં આગળ મારૂં ચાલશે નહીં, તે તો મારે પગે લાગવા જોગ છે; કારણ કે તે શ્રીકૃષ્ણના અવતાર છે માટે તેમનાં તું દર્શન કરી લે. અને તેમનામાં છોકરાપણાની તું જે બુદ્ધિ કરે છે તે છોડી દે? તે સાંભળી કેશવભટ બીજે દીવસે મહાપ્રભુ પાસે ગયો અને તેમને સાક્ષાત શ્રી કૃષ્ણજી સમજીને તેમની બહુ બહુ વીનંતી કરી, અને તેમને

પ્રસન્ન કર્યા અને તેમની પાસેથી મંત્ર ઉપદેશ લીધો. પછી શ્રીકૃષ્ણ ભગવાને તેને કહ્યું કે આજથી હવે તારે કોઈ દીવસે ભુલમાં પણ કોઇને હરાવવો નહિ અને તે વાત હવે તું તારા હૃદયમાં ધારણ કરી લે, એટલે તેણે તે વાત માથે ચઢાવી. પછી કેશવભટે દીગવિજયના અભીમાનરૂપી મિથ્યાભારને મુકી દીધો અને પછી ત્યાંથી તે કાશ્મીર ગયો. પછી કાશ્મીરમાં ત્યાં તેણે એકવાર એવું સાંભળ્યું કે મથુરામાં એક મુસલમાન ઘણો જબરો પેદા થયો છે અને તે હીંદુઓને વટલાવે છે તથા તેણે દરવાજા ઉપર એક જંત્ર બાંધ્યો છે અને તે દરવાજા નીચે થઇને જે નીકળે છે તેને નાગો કરીને તે જુએ છે એટલે જંત્રના પ્રતાપે તેની ઇંદ્રી સુન્નત કરેલી દેખાય છે. એટલે તે તેના મોંમાં થુકીને તેને વટલાવે છે. તે ઉપરથી તે પોતાના હજાર શીષ્યોને લેઇને મથુરાં ગયો અને ત્યાં જઇને તેણે પેલો જંત્ર તોડી નાખ્યો. ત્યાર પછી ત્યાંના રાજાને ફરીયાદ કરી એટલે તે રાજાએ પોતાના નોકરોને હુકમ કર્યો કે તમે તે લોકોને પકડી લેઇને તેમને ઉંડા પાણીમાં ડુબાવી દો. એટલે તેમણે તેમને ડુબાવી માર્યા.

## મુલ ॥ છપ્પય છંદ ॥

શ્રીભટ સુભટ પ્રગટયો અઘટરસ રસિકગી મનમોહધન ॥
મધુરભાવ રસમિલત લલીત લીલા સુબલિત છબિ ॥
નિરખત હરખત હૃદે પ્રેમવરખત સુકલિત કવિ ॥
ભવનીસતારન હેતદેન દ્રઢ ભકિત સબનિનિત ॥
જાસુ સુજસ શશિ ઉદે હરત અતિતમ ભ્રમશ્રમ ચિત ॥
આનંદકંદ શ્રીનંદ સુત શ્રી વૃષભાન સુતા ભજન ॥
શ્રીભટ સુભટ પ્રગટયો અઘટરસ રસિકની મનમોહધન ॥
શ્રીહરિવ્યાસ તેજ હરી ભજનકે દેવીકોં દિક્ષા દઈ ॥
ખેચર નરકી શિષ્ય નિપટ અચિરજ યહ, આવે ॥
વિદિત બાત સંસાર સંત મુખી કિરતી ગાવે ॥
વૈરાગિનિ કે વૃંદ રહન સંગ શ્યામ સનેહી ॥
જયોં યોગેશ્વરમધ્ય મનોહુ શોભિત વિદેહી ॥
શ્રીભટ ચરન રજ પરસતે સકલ સૃષ્ટિ જાકોં નઇ ॥
શ્રી હરિ વ્યાસતેજ હરી ભજનકે દેવિકોં દિક્ષાદઇ ॥

## શ્રીભટજીનો પ્રસંગ.

શ્રીભટજી નામના એક મહાત્મા હતા, તે પોતાના ગામથી ફરતાં ફરતાં ચંદ્રથાવલ ગામમાં આવ્યા. ત્યાં એક બગીચો જોઇને તેમણે પોતાનો મુકામ કર્યો. ત્યારે ત્યાં તેની પાસે એક દેવીનું સ્થાનક હતું. ત્યાં કોઇએ એક પશુને લાવીને વધેર્યું. એટલે શ્રી ભટજી કે જે મહાજ્ઞાની હતા, તેમને તે જોઇને ઘણું લાગી આવ્યું, તેથી તેમને ત્યાંનું પાણી પીવું પણ ભાવ્યું નહિ. તેથી આખી રાત તે ત્યાં ભુખ્યા તરસ્યા સુઇ રહ્યા. એટલે તેમની ભક્તિના તેજના પ્રતાપથી તે સ્થાનની દેવી કંપી ઉઠી અને દેહ ધરીને તેમની પાસે આવી અને તેમને કહ્યું કે તમે રસોઈ કરો, ભુખ્યા કેમ પડી રહ્યા છો? ત્યારે તેમણે કહ્યું કે તારા સ્થા-

નમા એક માણસ મારા દેખતાં એક પશુ મેરી ગયો તેથી મને પાણી પીવું પણ ભાવતું નથી માટે મારે અહીયાં રહેવું પણ ચોગ્ય નથી. ત્યારે તે દેવીએ તેમને કહ્યું કે મેં તેને ક્યારે કહ્યું હતું હતું કે તું પશુને માર? માટે તેમાં મારો શો દોષ? પછી દેવીએ તેમની વિનંતી કરીને તેમને કહ્યું કે હે મહારાજ! તમે મને ગુરૂમંત્ર આપો અને મને તમારી ચેલી બનાવો? ત્યારે શ્રી ભટજીએ તે દેવીને મંત્ર ઉપદેશ કર્યો અને તેને ચેલી બનાવી. પછી તે દેવી ગામમાં ગઇ અને ત્યાં ગામનો જે હાકેમ હતો તેને ખાટલેથી હેઠે નાંખ્યો અને તેના ઉપર ખાટલો ઉંધો પાડીને તેને ઘણું બીવરાવ્યો, અને પછી તેને કહ્યું કે આજ મારે સ્થાનકે એક વ્યાસ આવ્યા છે તેમને ગામના બધા લોકો સવારે આવીને પગે લાગે અને તેમના શીષ્ય થાય તથા તેમને પુષ્કળ દ્રવ્ય આપીને પ્રસન્ન કરો. એવો બંદોબસ્ત કરવાને તું આખા ગામમાં સવારે ઢંઢેરા પીટાવજે, નહિ તો હું તારા આખા ગામને મારી નાંખીશ. તે ઉપરથી તેણે સવારે ઢંઢેરા પીટાવ્યો અને બધા લોકો તેમની પાસે ગયા અને તેમની ખુબ સેવા ચાકરી કરી અને તેમના આગળ પુષ્કળ દ્રવ્ય ભેટ મુકયું, અને પછી બધા લોકોએ તેમની પાસેથી મંત્ર ઉપદેશ લીધો અને તેમના શિષ્ય બન્યા એ પ્રમાણે તેમણે તેમને ભવસાગરથી પાર કર્યા. પછી નાના પ્રકારના ભોગ ભોગવતા પોતે કેટલાક દીવસ ત્યાં રહ્યા અને તેવામાં એક વાર ત્યાં એક ભંગીઓ કે જેને તેમના બોધની શ્રદ્ધા થઈ તેથી તે મહારાજ પાસે તે આવ્યો, ત્યારે તેને પણ તેમણે મંત્ર ઉપદેશ કર્યો.

## મુલ ॥ છપ્પે છંદ.

અજ્ઞાન ધ્વાંત અંતઃકરણ દ્વિતીય દિવાકર અવતર્યો ॥
ઉપદેશે નૃપાસિંધ રહતનિત આજ્ઞાકારી ॥
પકવવૃક્ષ જ્યૌં નાય સંતપોષક ઉપકારી ॥
બાની ભોલારામ સુહૃદે સબહિનિ પરછાયા ॥
ભકત ચરન રજ જાચિ વિશદ રાઘવ ગુન ગાયા ॥
કરમચંદ કસ્યપ સદન બહુરી આયે મનો વપુધર્યો ॥
અજ્ઞાનધ્વાંત અંતઃકરણ દ્વિતીય દિવાકર અવતર્યો ॥
શ્રી વિઠુલનાથ વૃજરાજ જ્યૌં લાલ લડાયકે સુખલિયો ॥
રાગભોગ નિત વિવિધ રહતપરિચર્યા તતપર ॥
સજયા ભુષન વસન રચિત રચના અપનેકર ॥
વહ ગોકુળ વહનંદ સદન દીક્ષતકોં સોહે ॥
પ્રગટ વિભો જહાંઘોષ ચંદદેખી સુરપતિમન મોહે ॥
વલ્લભ સુત વલ્લભ ભજનકે કલીયુગમેં દ્વાપરકિયો ॥
શ્રી વિઠુલનાથ વૃજરાજ જ્યૌં લાલ લડાયકે સુખલીયો ॥

## ત્રીપુરદાસનો પ્રસંગ.

ત્રીપુરદાસ કરીને એક કાયસ્થ હતો અને તે રાજાનો દીવાન હતો અને તેને શ્રી નાથજી ઉપર ઘણો ભાવ હતો, તેથી તે દરેક શીયાળાની ઋતુમાં ઠાકોરજી સારૂ વરસોવરસ એક અમૂલ્ય ડગ-

લો બનાવીને નાથદ્વારા ભેટ મોકલતો. એક વાર તેને રાજાએ કંઇ કારણસર દીવાનની જગ્યા ઉપરથી બરતરફ કર્યો અને તેનું ઘરબાર લુંટી લીધું એટલે તે ગરીબ દશામાં આવી ગયો. પછી તેની પાસે કંઇ રહ્યું નહિ ત્યારે તેવી વખતમાં જ્યારે શીયાળાની ઋતુ આવી ત્યારે વરસે વરસની પેઠે ઠાકોરજીને ડગલો મોકલવાની વાત તેને સાંભરી આવી, તેથી તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યું અને તેને મનમાં ઓછું આવ્યું કે હવે આ નીર્ધન દશામાં હું કેવી રીતે ડગલો મોકલી શકીશ? પછી તેણે ઘરમાં તપાસી જોયું તો પીતળની એક દવાત અને કલમ દીઠી, તે લેઇને તે બજારમાં ગયો. અને તેને વેચીને તેના જે પૈસા આવ્યા તેનું તેણે એક રાતું સેલાનું કપડું લીધું પણ તેમાં કંઈ ગરમાવો નહોતો અને ફક્ત તે લાલ રંગનુંજ દેખાતું હતું. તે લેઈ તેણે નાથદ્વારાનો એક માણસ કે જેને તેણે પોતાના ગામમાં બજારમાં ફરતો જોયો તેને તે આપ્યું. અને તેને કહ્યું કે આટલું કાપડ તમે શ્રી નાથજીના ભંડારીને આપજો, અને તેને કહેજો કે આ ત્રીપુરદાસે મોકલ્યું છે અને હાલ તેની દુર્બળ અવસ્થા છે માટે તે આટલુંજ મોકલી શકયો છે; પરંતુ જો કે તે ઠાકોરજીના કામમાં વાપરવા લાયક તો નથી અને તેથી જો કે મને તે મોકલતાં શરમ આવે છે પણ હું મારી દુર્બળ અવસ્થાને લીધે આ વખતે જે મોકલી શકયો તે આપ મારા ભાવને લેઇને અંગીકાર કરજો અને તેને તમે કોઇ સેવકના કામમાં વપરાવજો. પછી તે પ્રમાણે લેઇ જઇને તે માણસે તે કપડું ભંડારીને આપ્યું અને ભંડારીએ તે લેઇને બારોબાર એક પટારામાં મુકી દીધું અને તે નજીવી કીમતનું હોવાથી તેણે તેની કોઇને વાત પણ કરી નહિ. પછી બીજે દીવસે ઠાકોરજી તાઢથી ધ્રુજવા લાગ્યા અને ઘણી તાઢ વાય છે તેવો ભાવ બતાવ્યો. ત્યારે પુજારીઓએ તેમને ગરમ કપડાં ઓઢાડયાં તથા સઘડીઓમાં તાપ કરી તપાડયા પણ કોઈ વાતે તેમનો ધ્રુજારો મટયો નહિ. ત્યારે ત્યાંના કારભારીએ બધાને પુછયું કે કોઇની ભેટ આવેલી રહી ગઇ હોય તો તેની તપાસ કરો. ઠાકોરજીને કોઈ વાતે ટાઢ બંધ રહેતી નથી તેનું શું કારણ હશે? તે કંઈ સમજાતું નથી. ત્યારે પેલા ભંડારીએ કહ્યું કે બધા લોકોની ભેટો ઠાકોરજીને ધરાવી ચુકયા છીએ અને કોઇની ભેટ આવવાની બાકી રહી નથી, પણ એક ત્રીપુરદાસ કાયસ્થ જે વરસો વરસ એક અમુલ્ય ગરમ ડગલો મોકલતો હતો તે હાલ ગરીબ થઇ ગયો છે અને તેથી તે તેવો ડગલો આણુ મોકલી શકયો નથી પણ તેણે આ વખતે એક શેલું મોકલ્યું છે તે મેં બારોબાર પટારામાં મુકયું છે અને તે ફક્ત ધરાવ્યા વગરનું બાકી રહેલું છે. તે સાંભળીને કારભારીએ તે શેલું મંગાવરાવ્યું અને તેને તરતને તરત શીવડાવીને તેનો ડગલો કરાવી ઠાકોરજીને પહેરાવ્યો. એટલે ઠાકોરજી ધ્રુજતા બંધ થઈ ગયા અને તેમની ટાઢ સમી ગઇ. એ પ્રમાણે ઠાકોરજીએ પોતાના ભક્તનો ભાવ પ્રસિદ્ધ કરવા સારૂ પડયો દેખાડયો.

## મુલ છપ્પય છંદ.

શ્રી વિઠલેસ સુત સુહૃદ શ્રી ગોવરધનધર ધ્યાઇયે ॥
શ્રી ગીરધર જુસરસ સીલ ગોવિંદજુ સાથહિ ॥
બાલ કૃષ્ણ જશવીર ધીર શ્રી ગોકુલ નાથહિ ॥
શ્રી રઘુનાથજી મહારાજ શ્રી જદુનાથહિ ભજિ ॥
શ્રી ઘનશ્યામજુ પગે પ્રભુ અનુરાગી સુધિ સજી ॥
એ સાત પ્રગટ વિભુ ભજન જગ તારન તસ જસગાઇયે ॥

શ્રી વિઠલેસ સુત સુહૃદય શ્રીગોવરધન ધર ધ્યાઇયે ॥
ગિરિ ધરન રિઝિ કૃષ્ણદાસકો નામ માંઝ સાઝે દિયો ॥
શ્રી વલ્લભ ગુરૂદત્ત ભજન સાગર ગુન આગર ॥
કવિત નોખ નિર્દોષ નાથ સેવામેં નાગર ॥
બાનિ વિદિત વિદુઃખ સુજસ ગોપાલ અલંકૃત ॥
વ્રજ રજ અતિ આરાધ્ય વહે ધારી સર્વ સુચિત ॥
સાનિધ્ય સદા હરીદાસ વર્ય ગૌર શ્યામ દ્રઢ વ્રત લિયો ॥
ગિરિધરન રીઝિ કૃષ્ણદાસકો નાંમ માંઝ સાઝો દીયો ॥

## વીઠુલજીનો પ્રસંગ.

વિઠુલદાસ કરીને એક પ્રેમી ભક્ત હતા અને તેમનું બીજું નામ સુરદાસ હતું અને તે શ્રીનાથજીમાં રહેતા હતા. એક વાર તે દીલ્હી શહેર ગયા અને ત્યાં બજારમાં તેમણે કંદોઇને ત્યાં જલેબી જોઈ, ત્યારે તેમને તે શ્રીનાથજીના ઠાકોરજીને ધરાવવાનું મન થયું. પણ તે વખતે તેમની પાસે કંઈ પૈસા નહોતા કે તેથી તે જલેબી વેચાતી લેઇ શકે, પરંતુ તેમણે ત્યાં ઉભાં ઉભાં સાચી ભાવનાયુક્ત સંકલ્પ કર્યો કે હે ઠાકોરજી મહારાજ ! તમે આ જલબીનો ભોગ લેજો. એ પ્રમાણે ભોગ લગાવી અને પછી તે ત્યાંથી શહેર જોતા જોતા આગળ ચાલ્યા. ત્યાં એક જગાએ તેમણે એક રૂપવંતી નટડીને ઘણા આલાપ કરીને ગાયન કરતી જોઈ, ત્યારે તેમને એવું મન થયું કે આ નટડીને જો હું શ્રીનાથજી લેઇ જઇને ત્યાં તેણીની પાસે ઠાકોરજી આગળ આવું આલાપથી ગાન તાન કરાવું તો ઠાકોરજી પ્રસન્ન થશે. એમ વિચારી તેણે તે નટડીને બોલાવીને પુછ્યું કે તું શ્રી નાથજી આવીશ ? ત્યાં આવીને જો તું ઠાકોરજી આગળ આવું ગાયન કરશે તો ઠાકોરજી મહારાજ તારી સકળ મનકામના પરીપૂર્ણ કરશે. ત્યારે તેણીએ તે હા કહી. પછી બંને જણ ત્યાંથી શ્રી નાથજી જવા નિકળ્યાં. એટલે ત્યાંના લોકો તેમના ઉપર વિષય બુદ્ધિની શંકા લાવીને તેમની નીંદા કરવા લાગ્યા. પછી તે ત્યાંથી નટડીને લેઇને શ્રીનાથજી આવ્યા, અને ત્યાં તેમણે ઠાકોર મંદીરમાં તે નટડીને ગાયન કરવા બેસાડી અને ત્યાં તેણે એવા આલાપથી ગાયું કે તે સાંભળી ત્યાંના લોકો તે વખતે ચિત્રામણની છબીઓ જેવા બની ગયા, પરંતુ નટડી પોતે તો ઠાકોરજીના આગળ નાચરંગ અને ગાનતાંનમાં તલીન થઇ ગઈ અને પોતાની દેહનું ભાન પણ ભુલી ગઇ. એથી ઠાકોરજીએ તેણીનો સાચો ભાવ જાણીને તે અંગીકાર કરી લીધું. અને તેજ વખતે તે નટડીના પ્રાણ છુટી ગયા અને તે મોક્ષધામને પામી. તે મંદીરના મહંત કે જે સારૂ કાવ્ય બનાવી જાણતા હતા, તે એકવાર કંઇ પદ રચતા હતા અને ત્યાં આગળ સુરદાસજી ઠાકોરજીનાં દર્શન કરવાને આવ્યા, અને ત્યાં તેમણે પોતાનાં બનાવેલાં પદ ગાયાં એટલે મહંત તથા સુરદાસ વચ્ચે ત્યાં આગળ વાદવિવાદ થયો. ત્યારે સુરદાસે મહંતને કહ્યું કે તમે તો સ્વતંત્ર પદ બનાવી શકતા નથી, કારણ કે તમારા પદમાં મારા પદનો આશ્રય આવે છે માટે જો તમે મારા પદની છાયા લાવ્યા વગર તમારી બુદ્ધિથી બીજાં નવાં પદ બનાવો ! ત્યારે ખરા એટલે તે મહંતે બીજાં પદ બનાવ્યાં, પણ તેમાં સુરદાસના પદની છાયા આવી. એટલે મહંતે તે દીવસે વાદ કરવો બંધ રાખ્યો અને સુરદાસ પોતાને મુકામે ગયા. પછી તે મહંતને આખી રાત ચીંતા થઇ કે સવાર થશે એટલે સુરદાસ આવીને મને હરાવશે. તે ઉપરથી તે આખી રાત ઠાકોરજીની સ્તુતિ કરતો રહ્યો, પણ જ્યારે

તે ઉંઘી ગયો, ત્યારે ઠાકોરજીએ તેની પથારીમાં પાંચ પદ લખીને મુક્યાં. પછી જ્યારે સવાર થઇ ત્યારે તે પેલો પદનો કાગળ જોઇને ખુશ થયો, અને તેણે ઠાકોરજીનો ધન્યવાદ માન્યો. પછી ત્યાં સુરદાસ આવ્યા ત્યારે તેણે તે કાગળનાં પદ વાંચ્યાં એટલે તેમાં જ્યારે સુરદાસની છાયા આવી નહિ ત્યારે સુરદાસે તે પદ પારખી લીધાં અને તેને કહ્યું કે આ પદ તમારાં બનાવેલાં નથી પણ ઠાકોરજીનાં બનાવેલાં છે. તમે ઠાકોરજીના પુજારી છો તેથી તેમણે તમારી પક્ષ કરી. ઠાકોરજીએ તો આપણુ બન્નેને સરખા ગણવા જોઇએ પણ તેમણે તો તમને જીતાડવા સારૂ તમારી પક્ષ કરી અને તમને પદ બનાવી આપ્યાં. એમ વાણી વિનોદ કરી પછી બંને જણુ આનંદ પામ્યા. એક વાર વિઠ્ઠલજી એક પડી ગયેલા કુવામાં પાણી પીવાને ઉતર્યા ત્યાં તેમનો પગ લપશી ગયો અને તેથી તે કુવામાં પડી ડુબી ગયા, તેથી લોકોએ તેમની લાશને કુવામાંથી કાઢીને અગ્નિદાહ દીધો. તે હરિભક્તનું આ પ્રમાણે અકાળ મૃત્યુ થયેલું જોઇને ત્યાંના લોકોને લાગ્યું કે તે અવગતિને પામ્યા હશે. તે ઉપરથી ભગવાને તેમને પડચો બતાવ્યો. અને પોતાના ભક્તનું મહાત્મ બતાવા સારૂ તે અવગતિને પામ્યા નથી એમ બતાવ્યું. તેજ અરસામાં શ્રીનાથજીનો કોઈ માણુસ વંદ્રાવન ગયેલો હશે તેને વિઠ્ઠલદાસ ત્યાં મળ્યા અને તેમણે ત્યાંથી શ્રીનાથજીના મહંતને એક સંદેશો કહેવરાવ્યો કે હું ગોવર્ધન પર્વત જાત્રા કરવા જઉં છું તે તમે શ્રીનાથજીના મહંતને કહેજો. અને વળી તેમને કહેજો કે મંદીરમાં ફલાણે ઠેકાણે ધન દાટેલું છે પણ હું તમને તે કહેવું ભુલી ગયો હતો માટે તમે તે કાઢી લેજો. આ પ્રમાણે મહંતને સંદેશો મળવાથી તથા ત્યાંના દાટેલા ધનનો દાખલો મળવાથી બધા લોકોને ખુશી પેદા થઈ અને તે કુવામાં પડી જવાથી અવગતીને પામ્યા હશે એવી જે તેમની શંકા હતી તે દુર થઇ. પછી તેમના મનને દ્રઢ નીશ્ચય થયો કે ભગવત ભક્તનું ગમે તેમ મોત થયેલું હોય પણ હમેશ તે સદગતિને પામે છે.

## મુલ ॥ છપ્પય છંદ ॥

વર્ધમાન મંગલ ગંભીર ઉભૈયા થંભહરી ભકતકે
શ્રી ભગવત બખાનિ અમૃતમય નદી વહાઇ
અમલ કરી સબ અવની તાપહારક સુખદાઈ ॥
ભકતની સોં અનુરાગ દીનસોં પરમ દયાકર ॥
ભજન યસોદાનંદ સંત સંઘટકો આગર ॥
ભીષમભટ અંગજ ઉદાર કલીયુગ દાતા સુગતિકે ॥
વર્ધમાન મંગલ ગંભીર ઉભૈ થંભ હરિભકિતકે ॥
રામ રામ પરતાપતેં ખેંમ ગુસાંઈ ખેમકર ॥
રઘુનંદકો એ દાસ પ્રગટ ભુમંડલ જાને ॥
સર્વસુ સીતારામ ઔર કછુ ઉર નહિ આને ॥
ધનુષબાનસોં પ્રીતિસ્વામીકે આયુધ પ્યારે ॥
નીકટ નીરંતર રહત હોત કબહું નહી ન્યારે ॥
સુર ધીર હનુમંત સદ્રશ પરમ ઉપાસીક પ્રેમભર ॥
રામ રામ પરતાપતેં ખેંમ ગુસાંઇ ખેમકર ॥
વીઠુલદાસ માથુરમુકટ ભયે અમાનીન માનદઇ ॥
તીલકદાનસોં પ્રીતી ગુનહીનગુન અંતર ધાર્યો ॥

ભક્તનીકો ઉત્કર્ષ જનમભરી રસન ઉચાર્યો ॥
સરલ હૃદે સંતોષ જહાં તહાં પર ઉપકારી ॥
ઉત્સવમેં સુતદાન કયો કર્મ દુષ્કૃત ભારી ॥
હરી ગોવીંદ જૈ જ ગોવીંદ ગીરાસદા આનંદદ ॥
વીઠ્ઠલદાસ માથુર મુકટ ભયે અમાનીન માનદદ ॥

## મથુરાંવાસી બે ભાઇઓનો પ્રસંગ.

મથુરાંમાં બે ભાઇ રહેતા હતા, જેઓ ઉદેપુરના રાણાના ગોર હતા. તેઓ રાણાના ગોરપદા સારૂ આપસ આપસમાં લડાઈ કરીને મરી ગયા. તેમાંના એક ભાઇની પાછળ એક છોકરો મુકેલો હતો અને બીજા ભાઇને કંઈ પ્રજા નહોતી. તે છોકરાએ નાનપણથીજ ભગવાનની ભક્તિ આદરી; તેથી આગળ જતાં તે એક મોટો ભક્તરાજ થયો. પછી બે ત્રણ વરસ સુધી જ્યારે રાણાને ત્યાં કોઈ મથુરાંનો ગોળ દક્ષણા લેવા ગયો નહિ ત્યારે રાણાએ એક દિવસ સભામાં બધાંને પુછ્યું કે, આજ બેત્રણ વરસ થયાં મથુરાંના ગોળ આપણે ત્યાં દક્ષણા લેવા આવતા નથી તેનું કારણ શું હશે ? ત્યારે એક જણે જવાબ દીધો કે અન્નદાતા એ બંને ભાઇઓ તો આપસ આપસમાં લઢીને મરી ગયા, પણ હાલ તેમાંના એક જણને એક છોકરો છે કે જે એક મોટો ભક્તરાજ નિવડયો છે તેથી તે ગોરપદામાં બીલકુલ લક્ષ આપતો નથી અને નીસ્પ્રેહી રહે છે. તે સાંભળી રાણીએ કહ્યું કે ત્યારે તો તેને અહીં તેડાવો ? એટલે રાણાનાં માણસો તેને પોતાની ભક્ત મંડળી સહીત તથા તેની મા તથા તેની સ્ત્રી સહીત આદરપુર્વક ઉદેપુર તેડી લાવ્યા. ત્યાં તેમને ઉતારો કરાવી પછી તેમની પાસે ઓચ્છવ કરવા જગાની ગોઠવણ કરવા રાણાએ લોકોને કહ્યું. ત્યારે લોકોએ રાણાને કહ્યું કે આપની અગાશી વિશાળ છે માટે અગાશી ઉપર ભજન કરવું રાખો ? ત્યારે રાણાએ કહ્યું કે નીચે જમીન ઉપર રાખવું ઠીક પડશે, કારણકે પ્રેમી ભક્તનો ભરોસો નહિ. વખતે પ્રેમમાં નાચતાં નાચતાં પડી જાય તો આપણને નામોશી આવે, પણ લોકોએ અગાશીનો ઘણો આગ્રહ બતાવ્યો તેથી છેવટે રાણાએ અગાશીની વાત કબુલ રાખી અને પછી તેમને મંડળી સહીત અગાશી ઉપર બોલાવ્યા. પછી ત્યાં તેમણે પોતાના ઠાકોરસેવા પધરાવી અને પછી નાચવા માંડયું, તેથી નાચતાં નાચતાં તે પ્રેમમાં એવા તલ્લીન થઈ ગયા કે પોતાના દેહનું ભાન પણ ભુલી ગયા.

### છપ્પાની રાહ.

પ્રેમ ભક્તીની વાત પ્રેમથી ભાનજ ભુલે ॥
પ્રેમ લગ્નમાં મગ્ન પ્રેમથી મનમાં ફુલે ॥
પ્રેમ ધર્યો વૃજનાર ઉપમા જેની આપે ॥
પ્રેમ ધર્યો પ્રેહેલાદ સ્તંભથી નીકળ્યા આપે ॥
પ્રીતમ દર્શણ પ્રેમ વીણ અધકું કો એકે નથી ॥
સુખ સ્વર્ગ તર્ણ સમે ગોપાળ સંગત કહે કથી ॥

નાચવામાં તેમને અગાશીના છેડાની પણ ખબર રહી નહિ તેથી તે નીચે પડી ગયા, એટલે ત્યાં હાહાકાર વર્ત્તાઈ ગયો. પ્રેમની સમાધીને લીધે તેમનો પ્રાણ ઉંચે ચઢી ગયો તેથી તેમને પડી જવાની કંઇ ખબર રહી નહિ એટલે તેની કંઈ પણ વ્યથા તેમને માલમ પડી નહિ. પણ બીજા લોકો તથા રાણાજી તે જોઇને ઘણા ગભરાયા, અને તેમને

ઘણું વાગેલું સમજીને તેમની ઘણી ચાકરી કરી અને તેમને ઉતારે પહોંચાડાવી તેમને ત્યાં પુષ્કળ દ્રવ્ય મોકલ્યું. પછી જ્યારે ત્રણ દીવસે તેમને તે સમાધી ઉતરી ત્યારે તેમને ભાન આવ્યું અને જ્યારે સાવચેત થયા ત્યારે તેમની માએ તેમને અગાશી ઉપરથી પડી ગયાની વાત કહી તેમજ ત્રણ દીવસની સમાધી લાગ્યાની વાત પણ કહી એટલે તે સાંભળીને તેમને ચમકી લાગી ગઇ તેથી પથારીમાંથી ઉઠીને કોઇને ખબર કર્યા વગર તે ત્યાંથી છાનામાના નાસી ગયા. અને આગળ ચાલતાં છઠ્ઠીકરા નામના એક ગામમાં ગયા. ત્યાં જઇને ગરૂડગોવિંદ નામના એક મંદીરમાં તે રહ્યા. પછી ત્યાં તે પરમેશ્વરની સાચા ભાવથી શેવા કરવા લાગ્યા. તેમજ ત્યાં ઠાકોરજીનું ધ્યાન ધરતાં આનંદમાં દીવસો ગાળવા લાગ્યા. તેમની મા તથા તેમની સ્ત્રી તેમના આ પ્રમાણે નાશી જવાથી રાણાની પાસે ગયાં અને ત્યાં ઘણો શોક બતાવ્યો એટલે રાણાએ તેમની શોધ કાઢવા ગામે ગામ માણસોને મોકલ્યાં પણ કોઇ ઠેકાણેથી તેમનો પત્તો મળી આવ્યો નહિ. ત્યારે રાણાએ તેમને કહ્યું કે ભક્તરાજ તો કોઇ ઠેકાણેથી મળી આવતા નથી માટે તમે મથુરાં પાછાં જાઓ ? એટલે તેમની મા તથા તેમની સ્ત્રી તથા તેમનું ભક્ત મંડળ સૌ મથુરાં પાછાં ગયાં. પછી તેમની મા અને તેમની સ્ત્રી મથુરાંમાં શોકમાં દીવસો ગુજારતાં હતાં. તે ઉપરથી ગરૂડ ગોવિંદ ઠાકોરજીએ તેમને સ્વપ્નામાં દર્શન દેઇને ત્રણવાર તેમને કહ્યું કે તમે મથુરાં જાઓ ? કારણ કે ત્યાં તમારાં મા તથા સ્ત્રી તમારે માટે ઘણું કલ્પાંત કરે છે. એટલે તે ઉપરથી તે મથુરાં ગયા, ત્યારે ત્યાં તેમને નાતના લોકો મળ્યા એટલે તે તે જગ્યાએજ બેસી ગયા. એટલામાં ત્યાં એક સુતાર આવ્યો કે જે તેમને અગાઉથી ઓળખતો હતો, તે તેમને પોતાને ઘેર લઈ ગયો અને તેમને પોતાને ત્યાં ઉતારો કરાવ્યો. પછી તેમની મા તથા તેમની સ્ત્રીને પણ તેણે ત્યાંજ રહેવાને તેડાવ્યાં. તેમની સ્ત્રી તે વખતે ગર્ભવંતી હતી અને પ્રસૂતીકાલ નજીક આવ્યો હતો તેથી તેણે તેમને એક ઇલાયદુ ઘર આપ્યું પછી ત્યાં તેણીને પુત્ર જન્મ્યો. ત્યારે તે છોકરાની ઓર દાટવા માટે ખોદવા જતાં તે ઘરની જમીનમાંથી કેટલુંક દ્રવ્ય નીકળી આવ્યું. ત્યારે ભક્તરાજે તે સુતારને આપવા માંડયું, એટલે સુતારે કહ્યું કે તે દ્રવ્ય તમારા નસીબનું છે માટે તમેજ તે રાખો મારે તે કામનું નથી. ત્યારે ભક્તરાજે કહ્યું કે તે તારા ઘરમાંથી નીકળ્યું માટે તારૂં ધન કહેવાય. ત્યારે સુતારે કહ્યું કે જો તે મારૂં ધન હોત તો આજ દીન સુધીમાં મારે હાથ કયારનુંએ આવી ગયું હોત, પણ તે મારા નશીબનું નથી માટે મને મળ્યું નહિ, પણ તે તમારા નસીબનું છે માટે તમને મળ્યું; એમ કહી સુતારે તે દ્રવ્ય લીધું નહીં. ત્યારે ભક્તરાજે તે દ્રવ્યથી ત્યાં એક મોટું મંદીર બંધાવ્યું અને ત્યાં ઠાકોર સેવા પધરાવી. પછી ઘણા લોકો ત્યાં તેમના શીષ્ય થયા અને ત્યાં મોટો ઠાઠ જામી રહ્યો. એકવાર એક નટીએ ત્યાં આવીને ભક્તરાજ આગળ ઘણા રંગ રાગથી ગાવા માંડયું એટલે તે ઘણા પ્રસન્ન થઇ ગયા અને તેથી તેને ઘણાં વસ્ત્ર, આભુષણ આપ્યાં પણ તોયે તેને તૃપ્તી થઇ નહીં, કારણ કે જે પ્રમાણે તેણીએ તેમને ખુશ કર્યા તે પ્રમાણે તેણીને ખુશ કરવાને તે આપી શકયા નહિ એમ સમજીને તેમણે પોતાનો એકનો એક પુત્ર કે જેનું નામ રંગીનાથ હતું તેને તે નટડીને ભેટ આપી દીધો. તે રંગીનાથ ત્યાંના રાજાની કુંવરીનો પુજ્ય ઇષ્ટ હતો. પણ તેને ભેટ આપ્યો એટલે તે નટડી રંગીનાથને લેઇને ખુશી થતી પોતાને ઘેર ગઈ. પછી બીજે દીવસે તે રાજાની કુંવરી પોતાના ઇષ્ટ પ્રભુનાં દર્શન કરવાને તેમને ત્યાં આવી એટલે ત્યાં પોતાના પ્રભુને તેણે દીઠા નહિ. ત્યારે તેણે ભક્તરાજને પુછ્યું કે રંગીરાય કયાં ગયા ? ત્યારે તેમણે

કહ્યું કે રંગીરાયે તો એક નટીને બક્ષીસ આપી દીધા. તે સાંભળી તે કુંવરી ઘણી મુંઝાઇ અને તે નટીને શોધી કાઢવા નીકળી. પછી આખા ગામમાં ફરીને તેમને શોધી કાઢ્યાં, અને તેમને વિનંતી કરી. પછીથી નટીને પુષ્કળ દ્રવ્ય આપીને તેની પાસેથી રંગીરાયને પાછો માગ્યો તથા તેને કહ્યું કે રંગીરાય તો મારા ઇષ્ટ છે અને તેમના દર્શન વગર હું જીવી શકતી નથી માટે તું મને મારા પ્રભુને સોંપી દે? ત્યારે તેણે કહ્યું કે જો તારે રંગીરાય જોઇતો હોય તો જેવી રીતે મેં તેને તેના બાપને ખુશ કરીને લીધો છે તેવી રીતે જો તું મને ખુશ કરીને લે તો હું આપું. તે સાંભળી તે કુંવરીએ ત્યાં કેટલાક ગવૈયાને તથા કેટલીક નટડીઓને બોલાવી અને તેમની પાસે ગાનતાન કરાવીને તેને રીઝવી, અને વળી તેને બીજું દ્રવ્ય આપ્યું. ત્યારે તે નટી રંગીરાયને બહાર લાવીને બોલી કે આ છોકરો હું ઠાકોરજીને સોંપું છું. પછી તારે ફાવે તો તું લેઇ જા અને તારે ફાવે તો અહીં રાખ. એમ કહી રંગીરાયને ત્યાં બેસાડયો. ત્યારે રંગીરાયે મનમાં વિચાર કર્યો કે મારા બાપે તો મને આ નટીને સોંપ્યો અને તે નટી મને ઠાકોરજીને સોંપે છે. તેમાં વળી આ કુંવરી મને પોતાને ઘેર લઇ જવા માગે છે માટે હવે મારાથી તેને ત્યાં કેમ જવાય? એમ વિચારી તેણે પોતાનો પ્રાણ ઉંચો ચઢાવી દીધો અને દેહ ત્યાગ કર્યો.

## મુલ ॥ છપ્પય છંદ. ॥

હરીરામ હઠીલે ભજનબલ રાનાકો ઉત્તર દીયો ॥
ઉગ્રતેજ ઉદાર સુધરસુ શરણ સીવા ॥
પ્રેમ પુંજ રસ રાસિ ગદગદ સુર ગ્રીવા ॥
ભક્તનીકો અપરાધ કરે તાકો ફૂલ ગાયો ॥
હિરણ્યકશ્યપ પ્રલ્હાદ પરમ દ્રષ્ટાંત દિખાયો ॥
સ્ફુટ વકતા જગતમેં રાજ સભા નિધરક હિયો ॥
હરિરામ હઠીલે ભજનબલ રાનાકો ઉત્તર દિયો ॥

## હરિરામનો પ્રસંગ.

ઉદેપુરના રાણાને એક સન્યાસી સાથે સ્નેહ થયેલો તેથી તે બંને જણ રોજ ચોપાટ બાજી રમતા અને એમ કરતાં જ્યારે રાણાનો સ્નેહ વધી ગયો ત્યારે તે સન્યાસીએ રાણીને શીખવીને એક બીજા સાધુનો ગામ ગરાસ છીનવી લેવરાવ્યો, કારણ કે સન્યાસી અને સાધુને સામી પ્રીત હોય છે. તે સાધુ તે ઉપરથી રાણા પાસે હજુરમાં ગયો અને પોતાનો ગરાસ છીનવી લીધાની તેણે ફરીયાદ કરી. ત્યારે તે રાણાએ તેને કહ્યું કે કયા હકથી આ ગરાસ ખાઓ છો તે બતાવો? અને જો તમે ખરા સાધુ હો તો અમને તેનો કંઇક ચમત્કાર બતાવો? ત્યારે તે બીચારા સાધુ પાસે કંઇ ચમત્કાર નહિ હોવાથી છાનોમાનો પોતાને ઘેર ગયો. અને પોતાને ઘેર હરીરામ કરીને એક બીજા સાધુ તેને ત્યાં પરોણા આવ્યા હતા તેમને તેણે તે વાત કરી. એટલે તે ઉપરથી તે હરીરામ તે રાણા પાસે ગયા. હરીરામ એક મહા પ્રતાપી પંડીત હતા તેથી તેમણે તેને સારી પેઠે સમજાવ્યો અને તેને કહ્યું કે

બાપદાદાએ આપેલા ધર્માદા ગરાસને પાછો છીનવી લેવામાં મોટો દોષ છે. ...તના આશય કાઢીને તેને બતાવ્યો એટલે તેમના તેજ આગળ તે રાણાની બુદ્ધિ પલટાઇ ગઈ, તેથી તેણે તે ગરાસ અસલ સાધુને પાછો ચાલતો કરી આપ્યો.

## મુલ ॥ છપ્પય છંદ. ॥

કમલાકર ભટ્ટ જગતમેં તત્વવાદરોપી ધ્વજા ॥
પંડીત કલા પ્રવિન અધિક આદરદેહિ આરજ ॥
સંપ્રદાયસિર ક્ષેત્ર દ્વિતીય મનો મધ્વાચારજ ॥
જીતેક હરી અવતાર સબૈ પુરન કરી જાને ॥
પરપાટી ધ્વજવીજૈ સદ્રસ ભાગવત બખાને ॥
તિસ્મૃતિ સંમત પુરાણુ તસે સુહાધારી ભુજા ॥
કમલાકર ભટ્ટ જગતમેં તત્વવાદરોપી ધ્વજા ॥
વ્રજ ભુમિ ઉપાસક ભટ્ટસો રચિ પચિ હરી એકે કીયો ॥
ગૌપ્ય સ્થલ મથુરા મંડલ જીતે વારાહ બખાને ॥
તે કીયે નારાયન ગ્રટ પ્રસિદ્ધ પૃથ્વીમે જાને ॥
ભક્તિ સુધાકો સિંધુ સદા સતસંગ સમાજન ॥
પરમ રસજ્ઞ અનન્ય કૃષ્ણલીલાકો ભાજન ॥
જ્ઞાન સમારત પક્ષ કો નાહિન કોઇ ખંડન બીયો ॥
વ્રજભુમી ઉપાસક ભટ્ટસો રચી પચી હરી એકે કિયો ॥

## નારાયણુ ભટ્ટનો પ્રસંગ.

નારાયણુ ભટ્ટ કરીને એક ભક્તરાજ થઇ ગયા. તે પોતાનું ગામ છોડીને વ્રજમાં જઇને રહ્યા હતા. તે મહાપ્રતાપી મહાત્મા થઈ ગયા હતા. આગળના બાદશાહી રાજની બીકને લીધે જે જે તીર્થ અને ધામ લોકોએ દાટીને સંતાડી દીધાં હતાં અને તેથી ગુમ થયેલાં હતાં તે તે ધામ તેમણે ફરીને પ્રસિદ્ધ કરીને લોકોને બતાવી આપ્યાં હતાં. એક ઠેકાણે જ્યાં રોજ એક ગાય આવીને ઉભી રહેતી, અને ત્યાં આગળ તેમાંથી રોજ દુધ ઝરીને દુધનું કુંડાળું પડતું હતું ત્યાં આગળથી તેમણે એક મૂર્તી ખોદી કઢાવી હતી અને તેની એક મંદીરમાં સ્થાપના કરાવી હતી. નદી કીનારાના ઉંચા ગામમાં એકવાર ત્યાંના લોકોએ તેમને પુછ્યું કે ત્રીવેણી ગંગાનું તીર્થ કયાં છે ? ત્યારે તેમણે ત્યાં આગળ ખોદાવીને ત્રણુ ધારાઓ વહેતી દેખાડીને ત્રણુ નદીઓ બતલાવી દીધી. આ પ્રમાણે અનંત છુપાં તીર્થનો ભેદ તેમને પ્રગટ માલમ પડતો હતો.

## મુલ ॥ છપ્પય છંદ. ॥

શ્રીવ્રજવલ્લભ સુવલ્લભ દુર્લભ સુખ નૈનીત દીયે ॥
નૃત્યગાન ગુન નિપુન રાસમૈં રસ બરષાવત ॥

અભ લીલા લિલતાદિ વલિત દંપતિહિ રિઝાવત ॥
અતિઉદ્દાર નિસ્તાર સુજસ વ્રજમંડલ રાજત ॥
મહા મહોત્સવ કરત બહુત સબહી સુખ સાજત ॥
શ્રીનારાયનભટ્ટ પ્રભુ પરમ પ્રીતિ રસ વસ કિયે ॥
શ્રી વ્રજવલ્લભ સુવલ્લભ દુર્લભ સુખ નૈનીત દીયે ॥
સંસાર સ્વાદ સુખવાંત જ્યૌં દુહુ઼ં રૂપ સનાતન ત્યાગી દીયો ॥
ગોડ દેશ બંગાલ હુતે સબહી અધીકારી ॥
હયગય ભવન ભંડાર વીભો ભુભુજ અનુહારી ॥
યહસુખ અનીત વીચાર વાસ વૃંદાવન કીનો ॥
યથાલાભ સંતોષ કુંજકર વામનન દીનો ॥
વ્રજભુમી રહસ્ય રાધાકૃષ્ણ ભક્તિ તોષ ઉદ્ધાર કીયો ॥
સંસાર સ્વાદ સુખવાંત જ્યૌં દુહુ઼ં રૂપ સનાતન ત્યાગિ દીયો.

## બંગાળાના ભક્તનો પ્રસંગ.

બંગાળાનો એક ભક્ત વૈરાગ શીખવા સારૂ નાભાજી પાસે ગયો, ત્યારે ત્યાં નાભાજીએ એક એક કવિતાનો કોટી કોટી અર્થ કરીને કવિતાનું મહાતમ તેને બતાવ્યું. નાભાજીની બનાવેલી ભક્તિ રસ અને પ્રેમ રસથી ભુરપુર એવી જે પોથી કે જેનુ નામ ભક્તમાળ છે તે નાભાજીનું સાચું અનુરાગીપણું જણાવી આપે છે. તેમણે એવી રીતની ભક્તિની વાત ઉપાડી કે તેથી આખા વંદ્રાવનમાં બધા લોકોને તેમણે પ્રેમમગ્ન બનાવી દીધા અને જેવી રીતે આગળ શુકદેવજીના વખતમાં આખું વન શુકને પોકારી રહ્યું હતુ તેમ તે વખતમાં એક નાભા સ્વામીને લેઇને જ્યાં ત્યાં પ્રેમ ભક્તિ નજરે પડતી હતી. તેમની ઉપાસનાની રીતિ સૌથી શ્રેષ્ટ હતી અને તેમણે જે સુંદર રાસ બનાવ્યો તેમાં એકેકી વાતને તેમણે એવી તરેહથી દર્શાવી કે તે સાંભળવાથી સાંભળનારનું શરીર પુલ કાયમાન થઈ જાય અને તેની આંખોમાંથી પ્રેમનાં આંસુની ઝડીઓ પડવા લાગે.

## રૂપ અને સનાતનનો પ્રસંગ.

નંદગામમાં રૂપ અને સનાતન કરીને બે ભાઇઓ રહેતા હતા. જેઓ બન્ને એક રૂપ જેવાજ હતા. એક વાર તે બન્ને જણ નહાતા હતા, ત્યાં નાહ્યા પછી એકની લંગોટી બીજાથી લેવાઈ ગઇ તેથી તે બન્નેને તકરાર થઇ તેથી બન્ને જણ જુદા પડયા અને તેમણે જુદુ રહેવા માંડયું. પછી એક વાર સનાતન રૂપને ત્યાં નંદગામ ગયો ત્યારે તે વખતે તેમને જમાડવા સારૂ રૂપની પાસે કંઈ નહોતું, તેમ છતાં તેમને દુધપાક જમાડવાની તેને ઇચ્છા થઇ. પછી સનાતન ત્યાંથી જરા વાર બહાર ફરવા ગયા ત્યારે ત્યાં એક છોકરી દુધ, ચોખા, ખાંડ વગેરે દુધપાકનો સામાન લેઇ આવીને રૂપને આપી ગઇ તેથી રૂપે તેનો દુધપાક બનાવ્યો જ્યારે સનાતન પાછો આવ્યો ત્યારે બન્ને જણ તે દુધપાક જમ્યા. પછી જ્યારે ભોજનનો અમલ ચઢયો ત્યારે સનાતન ઘણો પ્રસન્ન થયો. પછી તેણે રૂપને પુછ્યું કે આજ તમારે ત્યાં કોનું સીધું આવ્યું હતું ? ત્યારે રૂપે કહ્યું કે આજ તો મને રાધીકાજી સીધું આપી

ગયાં હતાં. ત્યારે સનાતને રૂપને કહ્યું કે રાદ્ધીકાજી તો આપણા ઇષ્ટ છે માટે તેમની પાસે આપણે સેવા કરાવવી યોગ્ય નથી. ખાવાનું ના મળે તો ભુખ્યા પડી રહેવું પણ ઇષ્ટિની પાસે ચાકરી કરાવવી નહિ. એમ કહી તેને શીખામણ દીધી. પછી સનાતને રાધીકાની આખા ગામમાં તપાસ કરી જોઇ પણ કોઈ ઠેકાણે તેને રાધીકાજીનાં દર્શન થયાં નહિ. ત્યારબાદ તે ત્યાંથી પોતાને ગામ ગયો પછી એક વાર રૂપ સનાતનને ત્યાં ગયો ત્યારે ત્યાં સનાતનને ઘેર શ્યામ સુંદર છોકરો સીધું તથા દુધ આપી ગયો. તેની સનાતને રસોઇ કરી અને બન્ને ભાઈ જમ્યા. પછી રૂપે સનાતનને પુછ્યું કે આજ તમે સીધું કોનું લાવ્યા હતા ? ત્યારે સનાતને કહ્યું કે આજ તો શ્રી કૃષ્ણજી એક બાળ મૂર્તી રૂપ છોકરો બનીને મને સીધું આપી ગયા હતા. ત્યારે રૂપે પુછ્યું કે તે કયાં રહે છે ? ત્યારે સનાતને કહ્યું કે તેતો મને ખબર નથી પણ જ્યારે મેં તે છોકરાને તેનાં માબાપ વીશે પુછ્યું ત્યારે તેણે જવાબ દીધો કે મારે ચાર ભાઈ છે અને માબાપની વાત તો ઉડાવી દીધી. તે ઉપરથી શ્રી કૃષ્ણ ત્યાં આવ્યા હતા. એમ સમજીને તેઓએ ઘેરઘેર તપાસ કરી પણ કોઇ ઠેકાણે તેમને તે છોકરાનો પત્તો મળ્યો નહિ. એક વાર બંને ભાઇ ભજનમાં બેઠા હતા ત્યાં પાછળથી એક કર્ણપુરી નામનો ગોસાઈ ત્યાં આવ્યો પણ તે વખતે રૂપ પ્રેમમાં એવા લીન થઈ ગયેલા હતા કે તેમને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નહોતું અને તેથી તેમના નસકોરામાંથી જે શ્વાસ નીકળતો તે અગ્નિની જ્વાળા જેવો ગરમ હતો અને તેવો શ્વાસ તેમની પીઠે તેમને લાગ્યો ત્યારે તે ભજનની સમાધીમાંથી જાગી ઉઠયા અને તેમને કર્ણપુરીના આવ્યાની ખબર થઈ એટલે તેને જોઇને તેમણે નમસ્કાર કર્યો. એક વાર ગોવિંદચંદ્ર નામના ઠાકોરજીએ રૂપને સ્વપ્ન દીધું કે તુ જમીનમાં દટાઇ ગયેલો છું અને મારા ઉપર એક ગાય રોજ દુધની ધારા કરી જાય છે માટે તે એંધાણી જોઇને તુ મને જમીનમાંથી બહાર કાઢ એટલે તે ઉપરથી તેણે તે મૂર્તીને બહાર કાઢી અને તેને એક મંદીરમાં પધરાવી. એકવાર સનાતન બહાર ફરવા ગયો હતો. ત્યાં આગળ ઝાડની ડાળીએ રાધીકા જેવી એક સુંદર છોકરીને તેણે હીંચકા ખાતાં જોઇ અને તે હિંચકો જ્યારે ઉંચો ગયો ત્યારે તેણીનો ચોટલો તેણે જમીન સુધી ઘસડાતો જોયો. તે ઉપરથી તે રાધકાજી હશે। તેથી તેને રાધકાજીનાં દર્શન થયાં એમ માન્યું. એવી રીતે બંને ભાઇઓનાં ચરીત્ર અપાર છે.

## મુલ છપ્પય છંદ ॥

શ્રીહરીવંશ ગુસાંઇ ભજનકી રીતિ સુકૃત કોઈ જાનિહે ॥
શ્રી રાધા ચરન પ્રધાન હૃદે અતિ સુદ્રઢ ઉપાસી ॥
કુંજકેલી દંપતી તહાંકી કરત ખવાસી ॥
સર્વસુ મહા પ્રસાદ પ્રસિદ્ધ તાકે અધિકારી ॥
વિધિ નિષેધ નહિ દાસ અનન્ય ઉત્કંઠ વૃતધારી ॥
વ્યાસ સુવન પથ અનુસરે સોઇ ભલે પહિચાની હે ॥
શ્રીહરીવંશ ગુસાંઇ ભજનકી રીતી સુકૃત કોઉ જાની હે ॥

## હરીવંશગોસાંઇજીનો પ્રસંગ.

ઉતરાખંડમાં હરીવંશમાં એક ગોસાંઇજી થઇ ગયા. તે ઘણા પ્રેમી હતા અને તેથી તે-

મને વિધિ નિષેધનું પણ ભાન રહેતું નહોતું. તેમની સ્ત્રી જ્યારે ગુજરી ગઇ ત્યારે તે સંસાર ત્યાગ કરીને વંદ્રાવન જવા નીકળ્યાં. ત્યાં રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં એક ભક્તને ત્યાં તે રાતવાસો રહ્યા. તે ભક્ત જાતે બ્રાહ્મણ હતો અને રાધાવલ્લભ ઠાકોરજીનો તે ઉપાસીક હતો. રાત્રે રાધાવલ્લભ ઠાકોરજીએ તેને સ્વપ્નું આપ્યું હતું. આ ગોસાંઇજી જે તારે ઘેર આજ ઉતરેલા છે તેમને તું તારી બે છોકરીઓ જેઓ કુંવારી છે તે તેમને પરણાવી દે ! ત્યારે તે બ્રાહ્મણે ઠાકોરજીને કહ્યું કે તે ગોસાંઇજી તો ત્યાગવ્રતવાળા છે માટે હું તેમને કેવી રીતે કન્યાઓ આપું ? ત્યારે ઠાકોરજીએ તેને કહ્યું કે તું મારૂં નામ દેઇને તેમને કહેજે કે ઠાકોરજીએ આજ મને સ્વપ્નું આપ્યું હતું, અને તેમણે મારી કન્યાઓ તમને પરણાવાની મને આજ્ઞા કરી છે. અને તમે ઠાકોરજીના ભક્ત છો માટે આ કન્યાને અંગીકાર કરો ! પછી સવારમાં તે બ્રાહ્મણે ગોસાંઇજીને તે પ્રમાણે કહ્યું અને પોતાની બંને કન્યાઓ પરણાવી દીધી. પછી તેમને લેઇને તે વંદ્રાવન ગયા અને ત્યાં તેમણે ઠાકોરજીનાં દર્શન કર્યાં. જો કે તેમને બે સ્ત્રીઓ થઈ તોપણ તેમની સાથે તેમણે ઘર સંસાર ભોગવ્યો નહીં પણ તે પોતે પ્રેમ ભક્તિમાંજ રહ્યા.

## મુલ છપ્પય છંદ ॥

આસ ધીર ઉદ્યોતકર રસીક છાપ હરીદાસકી ॥
જુગલનામ સો નેમ જપત નીત કુંજ વિહારી ॥
અબલોકત રહે કેલી સખા સખકો અધિકારી ॥
ગાનકલા ગંધર્વ શ્યામ શ્યામાકો તોષે ॥
ઉત્તમ ભોગ લગાય મોર મરકટ નિત પોષે ॥
નૃપતિ દ્વાર ઠાઢે રહે દરસન આસા જાસકી ॥
આસધીર ઉદ્યોત કર રસીક છાપ હરિદાસકી ॥

## હરીદાસનો પ્રસંગ.

હરિદાસ કરીને એક ભક્ત હતા. તે પોતાને ગામથી એકવાર વંદ્રાવન ગયા ત્યાં મંદીરમાં જતાં તેમણે લોકોને ઘણી ભીડ દીઠી તેથી તે મંદીરમાં ન જતાં જમનાજીના ઘાટ ઉપર ગયા અને ત્યાં નદીના એક બેટ ઉપર જઇને તે બેઠા, ત્યારે ત્યાં એક વાણીઓ ઠાકોરજીને ધરાવવાની અત્તરની શીશી લેઇને તેમને આપવા સારૂ તેમને શોધતો શોધતો ત્યાં આવ્યો અને તેમને તે અમૂલ્ય અત્તરની શીશી આપી એટલે તેમણે તે લેઇને તે ખોલી અને જમીનમાં ઉંધી વાળી. તે જોઇ તે વાણીઓ ઘણો ખેદ પામ્યો કે આવું અમૂલ્ય અત્તર મેં ઠાકોરજીને ભેટ આપ્યું અને હરીદાસે લેઇને તેને ધુળમાં નાંખી દીધું. હરીદાસે તેના મનની વાત જાણી લીધી એટલે તેને તેડીને તે ઠાકોરજી મંદીરમાં ગયા એટલે ત્યાં ઠાકોરજીને જાણે કોઇએ અત્તર ચોળેલું હોય તેવી તેને અત્તરની સુગંધ માલમ પડી, તેથી તે વાણીઓ આશ્ચર્ય પામ્યો અને હરીદાસને પગે પડયો. પછી તેણે પોતાની પાસે એક પારસમણી હતો તે હરીદાસને આપવા માંડયો, ત્યારે તેમને કહ્યું કે તમે મને શીષ્ય કરો ! ત્યારે હરીદાસે કહ્યું કે જો તું એ પારસમણીને નદીના ઉંડા ધરામાં નાંખી દે તો પછી હું તને શીષ્ય કરૂં. તે ઉપરથી તેણે તેમ કર્યું એટલે હરીદાસે તેને મંત્ર ઉપદેશ કર્યો.

## મુલ ॥ છપ્પય છંદ. ॥

ઉત્કર્ષ તિલક અરૂ દામકો, ભક્ત ઇષ્ટ અતિ વ્યાસકે ॥
કાહુકે આરાધ મછ કછ સુકર નરહરિ ॥
વામન ફરસા ધરન સેતબંધન, સેલ, કરિ ॥
એકનિકે ઈહ રીતી નેમ નવધાસોં લાયે ॥
સુકલ સુમોષન સુવન અચ્યુતગોત્રીજુ લડાયે ॥
નૌગુન તોરી નુપુર ગૃહ્યો મહત, સભામધિ રાસિકે ॥
ઉત્કર્ષ તિલક અરૂ દામકો ભક્ત ઈષ્ટ અતિ વ્યાસકે ॥

## વ્યાસ ભક્તનો પ્રસંગ.

વ્યાસભક્ત કરીને એક રાજાનો ગોર ઘણો અનુરાગી ભક્ત હતો. તે પોતાનું ગામ છોડીને વંદ્રાવન જઇને રહ્યો અને ત્યાં તે ઠાકોર સેવા કરવા લાગ્યો ત્યારે રાજા તેને પાછો તેડવા ગયો પણ તેનું મન ઠાકોરજીની સેવામાં બીજાઇ ગયેલું હતું તેથી તે તેની સાથે પાછો ફર્યો નહિ. એક વાર તે ઠાકોરજીની પાઘડી બંધાવતો હતો ત્યારે ઠાકોરજીની મૂર્તી લીસી હતી તેથી પાઘડીનો આંટો બરોબર બેસતો આવતો નહોતો અને ખસી જતો તેથી તેને પાઘડી બાંધતાં અકળામણ આવી તેથી તે ઠાકોરજી ઉપર રીસાયો અને ચીડઇને ઠાકોરજીને કહ્યું કે તમે જ્યારે સરખી પાઘડી બંધાવતા નથી ત્યારે હવે તે હું બાંધતો પણ નથી માટે તમારે ફાવેતો હવે હાથે બાંધી લેજો હુ તો મારે આ ચાલ્યો એમ કહી તે મંદીરની બહાર જઇને બેઠો. અને થોડીવાર થઇ એટલે મંદીરમાં આવીને તેણે જોયું તો પાઘડી બાંધેલી દીઠી. ત્યારે તેણે ઠાકોરજીને કહ્યું કે જ્યારે હું બાંધતો હતો ત્યારે તો તમે બાંધવા દેતા નહોતા અને જ્યારે રીસ ચડાવીને હું બહાર જઇને બેઠો ત્યારે તમે કેવી પોતાને હાથે બાંધી લીધી. એવી રીતે પ્રેમને લીધે તેમણે ઠાકોરજી સાથે સાચો ભાવ માની લીધો હતો. એકવાર તેમને ત્યાં કેટલાક સાધુ આવ્યા હતા તેથી તેમની સ્ત્રી તે સાધુની પંગત બેસાડી જમાડતી હતી ત્યાં દુધ પીરસતાં દુધની તરી તેમના ભાણામાં પડી ગઈ, કારણ કે તે સૌથી છેલ્લા બેઠા હતા તેથી છેવટના દુધ સાથે તે તરી પડી ગઈ ત્યારે પોતાની સ્ત્રી ઉપર તે ગુસ્સે થઈ ગયા અને તેનો ત્યાગ કર્યો. બધા સાધુ કરતાં તેમને વિશેષ ગણીને મારામાં પતી ભાવ લાવીને મને તરી મુકી અને આ સાધુઓને તો તેં સાદુ દુધ આપ્યું માટે તું હવે મારા કામની નથી, માટે હવેથી તારે રસોઈ કરવી નહીં એમ કહી તેનો ત્યાગ કર્યો; ત્યારે તેમની સ્ત્રીએ તેમને કરગરીને કહ્યું કે તેમાં મારો કંઇ દોષ નહોતો પણ છેવટનો ભાગ હતો તેથી તે મલાઈ વાસણમાંથી સરકી પડી માટે મેં તે તમને જાણી જોઇને આપી નહોતી. પણ તેણે તે કંઈ માન્યું નહિ. બીજા સાધુઓએ પણ તેને ઘણું કહ્યું પણ તેણે તે કંઇ મન ઉપર લીધું નહિ. ત્યારે તેણીએ ત્રણ દીવસ સુધી કંઇ ખાધું પીધું નહીં અને ભુખી રહી, ત્યારે તે સાધુઓએ તેને કહ્યું કે આ બિચારી સ્ત્રી ત્રણ દીવસથી કંઇ ખાતી નથી તે વાતમાં તેનો કંઈ અપરાધ નહોતો માટે તમે તે માફ કરો? ત્યારે તેણે કહ્યું કે તે કંઇ દંડ આપે તો હું તેને માફ કરૂં. તે પોતાનાં બધાં ઘરેણાં વેચીને તેનો પૈસો કરીને તે મારા સાધુઓને જો જમાડી દે તો હું તેને પાછી રસોઇ કરવા રજા દઉં. તે ઉપરથી તેને તેમ કર્યું. ત્યારે તેને રસોઈ કરવાની રજા આપી. એકવાર તેને ત્યાં પોતાની છોકરીનાં લગન આવ્યાં હશે અને

નાત જમાડવા ઘેર પકવાન પાડયાં હશે, તે તેમના છોકરાએ એક ઓરડામાં ભર્યાં હતાં. ત્યારે તેમણે વિચાર્યું કે નાતના વિમુખ લોકો આ પકવાન ખઈ જશે માટે તેના કરતાં જો કોઇ સાધુ આવે તો હું તેમને તેનાં પોટલાં બંધાવી આપું તો તે હરીજનને મોઢે જાય. એવો તે વિચાર કરતા હતા તેવામાં તેમણે સાધુઓની એક મંડળીને ત્યાં થઇને જતી જોઈ. એટલે તેમણે તેમને પોતાને ત્યાં બોલાવ્યા અને તે વખતે તેમનાં ઘરનાં માણસો કંઇ બહાર ગયેલાં હતાં તેથી તે લાગ જોઇને તેમણે છાનામાનાં તે પકવાન તે સાધુઓને કાઢી આપ્યાં અને તેની ગાંસડીઓ બંધાવરાવીને તેમને વિદાય કર્યા, અને તેમને કહ્યું કે તમે નદીપર લેઇ જઇને તે ખાજો, અહીં ખાશો તો તમને હરકત પડશે. એટલે તે સાધુઓ પોટલાં બાંધીને ગયા. તેમણે એકવાર ઠાકોરજી પાસે હાથમાં વાંસળી ઝલાવીને એક બ્રાહ્મણને ભક્તિની દ્રઢતા કરાવી હતી. વળી એકવાર એક સાધુની ઠાકોર સેવાના સંપુટમાંથી તેના ઠાકોરને ચકલી કરીને ઉડાવી દીધા હતા અને એકવાર તેમણે શરદપુનમની રાત્રે અખંડ રાસ ગાયો કે જે સાંભળવાને ત્યાં રાધીકાજી પોતે આવ્યાં હતાં જેમના આવવાથી ત્યાં ઓચીંતો વિજળીનો એક ચમકારો થયેલો દેખાયો હતો અને તેથી ત્યાં બધાંની આંખો અંજવાઈ ગઇ હતી અને તેથી ત્યાં રાધીકાજી આવ્યાં હશે એવું બધાંને પ્રતિત થયું હતું. અને ત્યાં રાસમાં નાચતાં નાચતાં તેમના ઘુઘરા તુટી ગયા હતા ત્યારે તેમણે પોતાની જનોઈ તોડીને તેનાથી ઘુઘરા બાંધ્યા હતા અને તે જનોઇને તેમણે કહ્યું હતું કે બહુ દહાડાથી મેં તારો ભાર વેંઢાળ્યો હતો માટે આજ તું મારા કામમાં આવી. એ પ્રમાણે તેમના સાચા પ્રેમના ભાવનો પાર નથી.

એક મહંત તેમનાં વખાણ સાંભળી તેમની પરીક્ષા લેવા તેમને ત્યાં આવ્યો અને ત્યાં બારણામાં ભીડ હતી તેથી તેણે તેમને સંદેશો કહેવરાવ્યો કે તમારે બારણે એક સાધુ આવ્યો છે અને તેને ભોજન કરવું છે. ત્યારે તેમણે તેને કહેવરાવ્યું કે હમણાં જરા થોભો, ઠાકોરજીને ભોગ ધરાવીને તમને જમાડીશું. ત્યારે તેણે કહેવરાવ્યું કે મને ભુખ ઘણી લાગી છે અને આંખે અંધારાં આવે છે ત્યારે તેમણે ઉતાવળ કરીને ઠાકોરજીને જલ્દી ભોગ ધરાવ્યો અને બધા સાધુઓને જમવા બેસાડયા, ત્યાં પેલા સાધુને પણ લાડવા મૂકયા પણ તેને ઘણી રીસ ચઢી ગઇ હતી તેથી તેણે લાડવાને પતરાળામાં વાળીને તે ભક્તરાજની છાતીમાં માર્યા અને ત્યાંથી ચાલી નિકળ્યો. અને તેમને કહ્યું કે બધા લોકો તારાં વખાણ કરે છે પણ આજ મેં તને ઓળખ્યો કે તું કેવો પ્રેમી ભક્ત છે! પણ ભક્તરાજે તે વાત કંઇ મનમાં લીધી નહિ પણ ઉલટી તેને સંતની પ્રસાદી માની તે લાડવા બધા લોકોને ત્યાં આગળ વહેંચી આપ્યા.

એકવાર તેમણે પોતાના ત્રણે છોકરાને પુછયું કે તમેં શું કામ કરશો? ત્યારે એકે કહ્યું હું દ્રવ્ય રાખીશ, બીજાએ કહ્યું કે હું રસોઇ કરીશ, અને ત્રીજાએ કહ્યું કે હું સંતની સેવા કરીશ. એટલે તે ઉપરથી તેણે તે ત્રણે કામ તેમને વહેંચી આપ્યાં અને પોતે પછી રોજ રાસ ગાતા રહ્યા.

## મુલ ॥ છપ્પય છંદ ॥

શ્રી રૂપ સનાતન ભકિત જલ શ્રીજીવ ગુસાંઇ સર ગંભીર ॥
વેલા ભજનસુપકવ કષાયન કબહું ન લાગી ॥
વંદ્રાવન દ્રઢબાસ જુગલ ચરનનિં અનુરાગી ॥

**પોથી લેખની પાની અઘટ અક્ષર ચિત દીનો ॥**
**સદ ગ્રંથનકો સાર સબે હસ્તામલ કીનો ॥**
**સંદેહ ગ્રંથિ છેદન સમથ રસ રાસ ઉપાસક પરમ ધીર**
**શ્રી રૂપ સનાતન ભક્તિજલ શ્રીજીવ ગુસાંઈ સર ગંભીર.**

## ગુસાંઇજીનો પ્રસંગ.

ગુસાંઇજી મહારાજ એક મહાત્મા થઈ ગયા. તે હૃદય ગ્રંથીને તોડી નાખે તેવા નાના પ્રકારના ગ્રંથ બનાવતા અને તેના જે પૈસા આવતા તેને તે જમનાજીના ઉંડા ધરામાં નાંખી દેતા. ત્યારે તેમના શિષ્યે તેમને કહ્યું કે તમે આમ નકામો પૈસો નાંખી દો છો તો તેના કરતાં કંઇ સંત સેવામાં તે વાપરો તો વધારે સારૂં. ત્યારે તેમણે કહ્યું કે સંત સેવા કરવી તો ઘણી કઠણ છે ત્યારે ચેલાએ તેમને કહ્યું કે તે ગમે તેવી કઠણ હશે તોપણ હું તે કરીશ. ત્યારે તેમણે તેને કહ્યું કે તારે સાધુને પરમેશ્વરનું રૂપ સમજીને તેમની સેવા કરવી ! ત્યારે ચેલાએ તે કબુલ કર્યું અને તે ઉપરથી તેમણે જમનાજીમાં દ્રવ્ય નાખી દેવું બંધ કર્યું વળી તેમણે તેને કહ્યું કે તારે મધુરવાણીથી સાધુની સાથે બોલવું અને તેમને ઇષ્ટ મૂર્તિ તરીકે સમજવા અને તેમની સેવા કરવી. મારો એવો અપાર ભાવ છે પણ હું તને ભક્તિના રાગનો સાર કહું છું એમ કહી તેને સાધુ સેવાની રીતી બતાવી.

### મુલ ॥ છપ્પયછંદ ॥

**શ્રી વૃંદાવનકી માધુરી ઈનમિલિ આસ્વાદન કિયો ॥**
**સર્વસુ રાધારવન ભટ્ટગોપાલ ઉજાગર ॥**
**હૃષીકેશ ભગવાન વિપુલ વીઠુલ રસ સાગર ॥**
**થાનેશ્વરી જગન્નાથ લોક નાથ, મહામુનિ મધુ શ્રીરંગ ॥**
**કૃષ્ણદાસ પંડિત ઉભે અધિકારી હરી અંગ ॥**
**ઘમંડી જુગલ કિશોર ભૃત્ય ભુગર્ભ જીવ દઢવ્રત લિયો ॥**
**શ્રી વૃંદાવનકી માધુરી ઈનમિલી આસ્વાદન કિયો ॥**

## ગોપાળ ભટ્ટનો પ્રસંગ.

ગોપાળભટ્ટ ઘણા પ્રિતીવંત મહાત્મા થઈ ગયા કે જેમને ભગવાને રાધારમણ શ્રી કૃષ્ણ રૂપે પ્રગટ દર્શન દીધું હતું. તેમને જૂદી જૂદી જગાએ જુદાં જુદાં કાતર થતાં અને તે ફક્ત જીવોના ગુણોને ગ્રહણ કરતા અને તેમના અવગુણોને છોડી દેતા એવા તે ધર્મના સેતુરૂપ અને ભક્તમાં ભૂપરૂપ થઈ ગયા.

## અલી ભગવાનનો પ્રસંગ.

અલી ભગવાન નામના મહાત્મા શ્રીરામ સેવમાં સાવધાન રહેતા હતા. તે જ્યારે પોતાને ગામથી વંદ્રાવન ગયા અને ત્યાં તેમણે ઠાકોરજીનાં દર્શન કર્યાં. ત્યારે ઠાકોરજીની છબી જોઇને તેમની શુદ્ધિબુદ્ધિ જતી રહી તેથી તેમણે ત્યાં બિહારીલાલ ઠાકોરની સેવા કરવા માંડી.

### રાહ છપ્પાની.

**સેવાનો પરતાપ, કલ્પદ્રુ વાંચ્છિત દે છે ॥**
**સેવાનો પરતાપ, કામદા પુર્ણ કરે છે ॥**

સેવાનો પરતાપ, રંગ ગાઢીને પામે ॥
સેવાનો પરતાપ, દુઃખ ઓસડથી વામે ॥
સંગત સેવા જે કરે, શ્રી ગુરૂ સંગત દાસજી ॥
દર્શન પ્રભુનાં થાય છે, કહે છે દાસ ગોપાળજી ॥

તેમની સેવાની પ્રસંશા તેમના ગુરૂએ બીજાઓથી સાંભળી ત્યારે તે ત્યાં તેને જોવાને ગયા, ત્યારે તેમણે ઉઠીને ગુરૂને નમસ્કાર કર્યા અને ત્યાં તેમની સ્તુતિ કરીને તેમને કહ્યું કે હે મહાપ્રભુ! તમે હવે તમારા ચેલાને જોઇને પ્રસન્ન થાઓ.

## વિઠ્ઠલ વિપુલજીનો પ્રસંગ.

હરીદાસના શીષ્ય વિઠ્ઠલજીને પોતાના ગુરૂના વિયોગથી ઘણું દુઃખ થવા માંડયું. એક વાર બધા ભક્તરાજોએ એકઠા થઇને રાસ કર્યો ત્યારે તેમણે તે મોઢેથી બોલીને ગાયો અને નાચરંગ કરીને ત્યાં તેમણે એક ભારે ઓચ્છવ કર્યો, એટલે તેવામાં તેમના ગુરૂ ફરતા ફરતા તેમના સાચા ભાવને લીધે તેમને ત્યાંજ તે જગ્યાએ મળી ગયા.

## જગન્નાથ થાનેશ્વરીનો પ્રસંગ.

એક વાર એક સાધુ મહાપ્રભુ થાનેશ્વરી જગન્નાથજી મહાત્માની પાસે શીષ્ય થવાને આવ્યો ત્યારે તેમણે તેનું કૃષ્ણદાસ નામ પાડયું. પછી તેની પાસે તેમણે એક પાસેના કુવામાંથી મનમોહન ઠાકોરજીની મૂર્તી કઢાવરાવી અને તેને તેની પુંજા કરવાનું કહ્યું. પછી તેણે એક વાર પ્રેમને લીધે સ્વપ્નામાં પોતાના છોકરા રઘુનાથનું દાન કરી દીધું.

## શ્રી લોકનાથ ગોસાંઇનો પ્રસંગ.

મહાપ્રભુ કૃષ્ણ ચૈતન્ય શીષ્ય લોકનાથ ઘણા પ્રેમી મહાત્મા થઈ ગયા. તે ભક્તિની બધી રીતો જાણતા હતા. રાધાકૃષ્ણની લીલામાં તેમને રોજ નવો નવો રંગ ઉપજતો, તેથી જળની સાથે જેમ માછલાંને પ્રિતિ હોય તેમ તેમને રાત દહાડો શ્રી કૃષ્ણલીલામાં પ્રિતી રહેતી અને તેમને ભાગવતનો કથારસ તેજ તેમનું ખાવું પીવું અને તેજ તેમનું જીવન રૂપ હતું. એક વાર તે રસ્તામાં ચાલતાં ચાલતાં ભગવતના ગુણ ગાતા જતા હતા તે વખતે એક માણસે તે સાંભળ્યું, એટલે તેને તેમના ઉપર પ્રેમ થયો તેથી તે તેમનો શિષ્ય બન્યો અને પછી ત્યાંજ રસ્તામાં તેણે તેમની પાસેથી ગુરૂમંત્ર લીધો.

## શ્રીમધુગુસાંઇનો પ્રસંગ.

શ્રીમધુગુસાંઇ નામના એક મહાત્મા હતા તેમને પોતાના ગામથી વંદ્રાવન જોવાની અને ત્યાં જઇને ઠાકોરજીનાં દર્શન કરવાની ઘણી આતુરતા થઈ, તેથી તે વંદ્રાવન ગયા અને ત્યાં જઇને તેમણે ઠાકોરજીનાં દર્શન કર્યાં.

## છપ્પાની રાહ.

દર્શન લેવો ભાવ વર દરશનથી લેવું ॥
દર્શન લેવો લાવ પાપ દરશનથી ખોવું ॥

દર્શન લેવો લાવ પ્રેમને આંસુ નહાવું ॥
દર્શન લેવો લાવ વચનામૃત મીઠું પીવું ॥
લાવ લેવો દર્શન તણો શેવા સંગત ગુરૂતણી ॥
ગોપાળ માગે એટલું આતુરતા દર્શન ઘણી ॥

તે વંદ્રાવનમાં એકેએક કુંજ અને એકેએક ઝાડ જોતા ફરતા અને તે એવા પ્રેમાસક્ત હતા કે ત્યાં તેમને ભુખ તરસ પણ જણાતી નહોતી. એક વાર જ્યારે ત્યાં જમનાજીમાં ચારે કાંઠે પુર આવ્યું હતું અને તે ફરતા ફરતા ત્યાં જમનાં કીનારે ગયા ત્યારે ત્યાં નદીને કીનારે એક ભેખડ તુટી પડી અને તેમાંથી એક ઠાકોરજીની મૂર્તિ દેખાઈ એટલે તેમણે તે બહાર કાઢી અને તેને ત્યાં એક મંદીરમાં પધરાવી અને તેમણે તે ઠાકોરજીનું નામ ગોપીનાથ ઠાકોર પાડયું.

## કૃષ્ણદાસ બ્રહ્મચારીનો પ્રસંગ.

કૃષ્ણદાસ બ્રહ્મચારી જેમનું બીજું નામ મધુ ગોસાંઈ હતું. તેમણે ગોપીનાથ ઠાકોરની પ્રતિષ્ટા કરી અને તેમને એક મંદીરમાં પધરાવ્યા. પછી ત્યાં નારાયણજી નામના એક સાધુને તેમણે શીષ્ય કર્યો કે જેમનું હ્રદય પછીથી પ્રેમમાં ભીજાઈ ગયું એટલે તે જોઇને ત્યાંના બધા લોકોને પ્રેમ થવા માંડ્યો અને તે ઉપરથી ત્યાંના લોકો ત્યારથી આજ સુધી ઠાકોરજી ઉપર તેવોજ પ્રેમનો ભાવ લાવીને તેમની સેવા કર્યા જાય છે.

## કૃષ્ણદાસ પંડીતનો પ્રસંગ.

ગોવિંદચંદ ઠાકોરના મંદીરમાં કૃષ્ણદાસ પંડીત નામના એક મહાત્મા ઠાકોરજીના ઘણા પ્રેમી સેવક થઈ ગયા. તે સંત સેવા ઉપર ઘણી પ્રિતી રાખતા અને તેમને નાના પ્રકારનો પ્રસાદ લેવરાવતા. તેમની સહેજ પ્રતિતી એવી સર્વોપરિ હતી કે તે જોનારા લોકોના મનમાં તેમનો જે અનુભવ હતો તે સહેજમાં ઉતરી ગયો.

## ભુગર્ભ ગોસાંઇનો પ્રસંગ.

ભુગર્ભ ગોસાંઇ નામના મહાત્મા પોતાના ગામથી વંદ્રાવનમાં જઇને રહ્યા અને ત્યાં કુંજમાં બેશીને તે ગોવિંદના ગુણ ગાતા. તે ઘણા વિરક્ત હતા તેથી તે ભીક્ષા માગીને ખાતા પણ કોઇને ત્યાં જમવા જતા નહોતા. તે પોતે માનસીક પુજા કરતા અને તેવી માનસીક પુજા કરતાં તે ઠાકોરજીને ગળે ફુલનો હાર પહેરાવતા અને પછી પોતાની મનની વૃત્તિને તે ઠાકોરજીના સ્વરૂપને નિરખવામાં જોડી દેતા. મારી બુદ્ધિના પ્રમાણમાં મેં તેમની જેટલી હકીકત જાણી તેટલાનાં મેં વખાણ કર્યાં. બાકી તેમની પ્રિતીના રસનો મહીમા તો અપાર છે અને મારાથી તે કહ્યો જાય તેવો નથી.

## મુલ છપ્પયછંદ.

શ્રી રસિક મુરારિ ઉદાર અતિમત્ત ગજહી ઉપદેશ દિયે ॥
તન મન ધન પરિવાર સહિત સેવન સંતનિ કહ ॥

દિવ્ય ભોગ આરતી અધિક હરિ હુતે હિયે મહ ॥
શ્રી વૃંદાવન ચંદ શ્યામ શ્યામા રંગભીને ॥
મગન પ્રેમ પીયુષ પયાધ પરચૈ બહુદને ॥
શ્રીહરી પ્રિય શ્યામાનંદ વર ભજન ભુમિ ઉદ્ધાર કિયે ॥
શ્રી રસિક મુરારિ ઉદાર અતિમત્ત ગજહી ઉપદેશ દિયે ॥

## મુરારીદાસનો પ્રસંગ.

મુરારીદાસ કરીને એક સાધુ થઇ ગયા કે જેમના પ્રેમના વિસ્તારનો પાર કોઈ પામી શકે તેમ નથી માટે એવી તેમની રીતી કંઈ ન્યારીજ હતી. તેમને ઘેર જે સંત સાધુ આવતા તેમની તે સારી રીતે સેવા કરતા અને તેમને તે જમાડતા. પછી તેમનું ચર્ણા- મૃત લેઇને એક માટલામાં ભરી રાખતા અને તે પછી તે રોજ પીતા. તે પોતાના ગુરૂની તીથીના દીવસે ગામો ગામથી સાધુઓને તેડાવીને તેમને બાર બાર દીવસ સુધી પોતાને ત્યાં રાખતા અને ત્યાં આનંદ ઓચ્છવ કરતા. એક વાર તેમણે તે પ્રમાણે સાધુઓને તેડી ઓચ્છવ કરી તેમને જમાડયા. ત્યાર પછી પોતાના એક શીષ્યને તેમનું ચર્ણામૃત લેવા મોકલ્યો, ત્યારે તે બધા સાધુઓના પગનું ચર્ણામૃત લેઈ આવ્યો અને પછી તે તેમને આપ્યું. ત્યારે તેમણે તે પીને શીષ્યને કહ્યું કે આ ચર્ણામૃતમાં મને કંઈ સ્વાદ આવ્યો નહિ માટે તું કોઇનું ચર્ણામૃત છોડી દઈ આવ્યો લાગે છે? ત્યારે તે શિષ્યે કહ્યું કે હા, ખરી વાત. એક સાધુને પગે રક્તકોઢ નીકળ્યા હતા અને તેના પગમાંથી રસી ટપકતી હતી જેથી મને તેની સુગ આવી તેથી મેં તે એકનું ચર્ણામૃત લીધું નથી ત્યારે તેમણે તેને કહ્યું કે ચર્ણામૃતના મહાત્મની વાત તું શું જાણે! માટે જા તું તે ફરીને લેઇ આવ? તેથી તે ઉપરથી તે ફરીને ત્યાં ગયો અને તે રક્તકોઢવાળા સાધુનું ચર્ણામૃત લેઇ આવ્યો. અને પછી તેમને તે આપ્યું એટલે તેમણે તે પીધું તેથી તેમને તે ચર્ણામૃતનો પૂર્ણ સ્વાદ આવ્યો. એટલે તે ખુશ થયા. એક વાર તે પોતાને ત્યાં ઓચ્છવ ઉપર આવેલા સાધુઓને જમાડતા હતા. તે જોવાને ત્યાંનો રાજા તેમને ઘેર આવેલો હતો, તે વખ- તે એક સાધુએ ત્યાં પોતાનો સોટો મુકીને તેનું પણ પત્રાળુ પીરસવાને તેમનો શીષ્ય જે રસોઇ પીરસતો હતો તેને કહ્યું પણ તેણે તેની લાકડીની પત્રાળી પીરસી નહિ એટલે તે સાધુ ગુસ્સે થઇ ગયો અને પોતાના લાડુ પત્રાળામાંથી મુરારીદાસ ઉપર ફેંક્યા જે તેમને મોં ઉપર વાગ્યા એટલે મુરારીદાસે ઘણા દીન વચનથી તે સાધુને કહ્યું કે તમે બહુ સારૂ કર્યું કે તમારી સંત પ્રસાદી મને મોઢામાં લાવીને આપી. હું ઘણા દિવસથી સિદ્ધ પ્રસાદીથી વિમુખ હતો તે તમે આજ મારા ઉપર દયા કરીને મને આપી. પછી તેમણે પોતાના શિષ્યને ઘણો ઠપકો દીધો અને તેને કહ્યું કે તને કંઇ પીરસતાં આવડતું નથી માટે તું બહાર નીકળ એમ, કહી તેને પીરસવાના કામમાંથી બાતલ કર્યો અને પોતે પેલા સાધુને તેની લાકડીનું પત્રાળું પીરસી આપ્યું અને તેને તૃપ્ત કર્યો. પછી ઓચ્છવ ઉપર આવેલા તે સાધુઓ બગીચામાં ઉતરેલા હતા તેથી તેમનાં દર્શન કરવાને મુરારીદાસ એક વાર બગીચામાં ગયા તો ત્યાં એક સાધુ હુક્કો પીતો હતો અને તેને મુરારીદાસને દુરથી આવતા જોઇને પોતાનો હુક્કો સંતાડી દીધો એટલે મુરારીદાસને તેથી ખેદ થયો કે મારા અહીં આવવાથી તે સાધુને હુક્કો સંતાડી દેવો પડયો તેથી તેનું હૃદય દુખાયું હશે તે કંઈ ઠીક થયું નહિ. માટે મારે તેનો કાંઈ ઇલાજ કરવો જોઇએ. એમ વિચારી પોતે બધા

સાધુઓને પુછી વળ્યા કે કોઈની પાસે તમાકુ હોય તો મને આપો કારણ કે મારૂં પેટ ચઢયું છે. એટલે તે સાંભળીને પેલો સાધુ સમજ્યો કે મુરારીદાસ પણ હુક્કો પીતા લાગે છે તો હવે મારે શું કરવા સંતાડવો જોઇએ? એમ વિચારીને તેણે પોતાની શરમ મુકી દેઇને મોહારીદાસને કહ્યું કે હે મહારાજ! હુક્કો મારી પાસે તૈયાર ભરેલો છે તે લ્યો, એટલે મુરારીદાસે તે લીધો અને ખોટી ખોટી બે ફુંકો મારી અને એ પ્રમાણે તેના દેખતાં પોતે હુક્કો પીતાં બતાવ્યું જેથી તે સાધુ પછી જાહેર હુક્કો પીવા લાગ્યો. એ રીતે મુરારીદાસે તેનું મન મેળવી લીધું અને તેને દિલગીર થવા દીધો નહિ. મોરારીદાસ પોતાનો નિર્વાહ પોતાના ગામ ગરાસ ઉપર કરતા હતા કે જે ગરાસ તેમના પુર્વજોને કોઇ રાજાએ ધર્માદામાં આપેલો હતો. પણ પછીથી કોઇ રાજા વિમુખ પેદા થયો તેણે તે ગરાસ મુરારીદાસ પાસેથી છીનવી લીધો તેથી તેમને ખરચખુટણમાં હેરાનગતી પહોચવા લાગી. એટલે તેમણે પોતાના એક શીષ્યને ત્યાં તેડાવ્યો જેનું નામ રામાનંદ હતું. તે પાસેના એક ગામમાં રહેતો હતો, તેને તેમણે કાગળ લખ્યો કે આપડું ગામ રાજાએ છીનવી લીધું છે અને આવક આવતી બંધ થઇ ગઈ છે માટે આ કાગળ વાંચીને તમે તરત જે સ્થીતીમાં હો તેને તે સ્થિતીમાં મારી પાસે આવજો અને વિલંબ કરશો નહિ. એટલે તે કાગળ વાંચી રામાનંદ કે જે એક સાચો ગુરૂભક્ત શીષ્ય હતો. અને તેને કાગળ પહોંચ્યો તે વખતે તે ભોજન કરવા બેઠેલો હતો અને હાથમાં કોળીઓ લીધેલો હતો, તે જમતાં જમતાં ઉઠયો અને ગુરૂની આજ્ઞા પાળવા સારૂ તેણે કોળીઓ પણ હાથમાં રહેવા દીધો અને હાથ ઉપર તેણે એક લુગડું બાંધી લીધું અને પછી હાથ મોં ધોયા વગર તેની તેજ સ્થિતીમાં તે ત્યાંથી ચાલી નિકળ્યો. તે ગુરૂને આવીને મળ્યો અને તેમને નમસ્કાર કર્યા. ત્યારે ગુરૂએ તેનો હાથ બાંધેલો જોઇને તેને પુછ્યું કે તમારે હાથે શું થયું છે? ત્યારે તેણે કહ્યું કે તમે મને હું જે સ્થિતિમાં હોઉં તે સ્થીતિમાં તેડાવ્યો હતો એટલે તે વખતે હું ભોજન કરતો હતો અને મારા હાથમાં કોળીઓ લીધેલો હતો તેથી હું તેવો હાથ લેઇને આવ્યો, પરંતુ તે કોળીઓ હાથમાંથી પડી ન જાય માટે મેં તેના ઉપર લુગડું વિટાળી રાખ્યું છે એટલે તે વૃત્તાંત સાંભળીને ગુરૂ તેના ઉપર પ્રસન્ન થયા. પછી ગુરૂએ રામાનંદના હાથ તથા મોં ધોવરાવીને તેને પોતાને ત્યાં ફરી ભોજન કરાવરાવ્યું. પછી તેમણે તેને ગામગરાસની હકીકત કહી સંભળાવી. તેને કહ્યું કે તમે જાતે રાજા પાસે જાઓ અને ગામ ગરાસ પાછો આપડે ઘેર કરી લાવો? એટલે તે ઉપરથી રામાનંદ ગુરૂની આજ્ઞા લેઇને શામદાસ પાસે ગયા કે જે તે રાજાનો પ્રધાન હતો અને તેને તે હકીકત કહી ત્યારે તે સાંભળીને તે પ્રધાન રાજા પાસે ગયો અને તેણે રાજાને ઘણા પ્રકારે સમજાવ્યો પણ રાજા કંઈ સમજ્યો નહિ. ત્યારે પ્રધાને રાજાને કહ્યું કે તે સંત પુરૂષ કહેવાય માટે તેમને છેડવાથી કંઇ સારૂં પરીણામ નિકળશે નહિ. એટલે રાજા તે ઉપરથી ચીડાઇ ગયો અને પોતાના સીપાઇને હુકમ કર્યો કે તે સાધુને તું અહીં બાંધી લાવ, પછી તેની જે કરામત હોય તે ભલે આપણને બતાવે! પછી તે સીપાઇ જઇને તેમને તેડી લાવ્યો. એટલે રાજાએ તેમને બજારમાં એક ચોગાનમાં બેસાડયો અને પછી એક ગાંડો હાથી તેના સામો છુટો મુકયો અને હાથીનો મહાવત હાથી ઉપરથી ઉતરી પડયો; કારણ કે સંત મહાત્મા સામે હાથીને લેઈ જવો પડે તેથી તેમના કોપની તેને બીક લાગી. પછી હાથી તોફાન કરતો કરતો તેમની આગળ આવ્યો એટલે તેમના પ્રતાપથી તે મસ્તાન હાથી પણ ગરીબ અને આધીન થઇ ગયો એટલે તેમણે તે હાથીને કહ્યું કેઃ—

"બોલો હરે કૃષ્ણ કૃષ્ણ છાંડો ગજ તમ,
મુની ગયો હિયે ભાવ દેહસોં નવાઇહે."

હે હાથી ! તારા મદને લીધે તને હૃદયને વિશે તમોગુણ રૂપી અંધકાર વ્યાપી રહેલો છે માટે તેને તુ છોડી દે અને તુ પરમેશ્વરનું નામ લે. તે સાંભળી હાથીએ ત્યાં માથું નમાવ્યું એટલે તેમણે તેના માથે હાથ મુકયો અને તેને ગુરૂમંત્રનો ઉપદેશ કર્યો, પછી તેને તીલક કર્યું અને પોતાની માળા પહેરાવી અને તેને કહ્યું કે આજથી તારૂં નામ ગોપાળદાસ પાડયું. માટે આજથી તારે સાધુઓની સેવા ચાકરી કરતા રહેવું અને તેમનો જે એંઠવાડો પડે તે તારે સંતપ્રસાદી ગણીને ખાવો અને તારો ઉદરનિર્વાહ ચલાવવો. એમ કહી તેમણે તે હાથીને પોતાનો શીષ્ય બનાવી દીધો. ગાંડા હાથીને આ પ્રમાણે તાબે થઇ ગયેલો જોઇને તે રાજાની મતી બદલાઇ ગઇ, તેથી તે તેમને પગે પડયો અને પોતાના અપરાધની માફી માગી. પછીથી તેમનો છીનવી લીધેલો ગરાસ તેમને પાછો આપ્યો અને વળી બીજાં નવાં ગામ પણ વધારામાં આપ્યાં. એટલે તે લેઇને તે પોતાના ગુરૂ પાસે આવ્યા અને તેમને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું, જે સાંભળીને તેમના ગુરૂ પ્રસન્ન થયા. પેલો હાથી પછી સંત સેવા કરતો રહ્યો અને ફરીને તે રાજાને ત્યાં ગયો નહિ. તે સંતોનાં લાકડાં, સીધું વિગેરે સામાનનો બોજ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઉપાડીને લેઇ આવતો અને તે આખા ગામમાં ફરતો અને સાધુઓની સેવા કરતો તથા તેમનાં દર્શન કરતો, અને તેમના પત્રાળાંના એઠવાડાની જે જે પ્રસાદી મળતી તે તે ખાતો અને એ પ્રમાણે તે દીવસો ગુજારતો. એક દીવસે તે હાથીએ એક વણઝારાની પોઠમાંથી કેટલાક અનાજના કોથળા પોતાની પીઠ ઉપર લીધા અને તે લઇને કોઇ સાધુને ત્યાં નાંખી આવ્યો, એટલે તે વણઝારાએ તેની ગુરૂ પાસે આવીને ફરીયાદ કરી. એટલે રામાનંદે તે હાથીને બોલાવીને તેને કહ્યું કે તારે લોકોને લુંટીને સંત સેવા કરવી નહિ પણ તારા શરીરની મહેનતથી જેટલી સંત સેવા બની શકે તેટલી કરવી. પછી રાજાએ તે ગાંડા હાથીને આબો સુધરી ગયેલો તથા સંત સાધુનું કામકાજ કરતો અને નમ્ર બની ગયેલો સાંભળીને તેણે મહાવતને હુકમ કર્યો કે તુ તે હાથીને આપડે ત્યાં પકડી લાવ? એટલે મહાવત તેને પકડવા ગયો ત્યારે તે પકડાયો નહિ અને તોફાન કરવા લાગ્યો પણ મહાવતે જોયું કે તે હાથી સાધુઓના આગળ નમ્ર બની જાય છે જેથી તે સાધુનો વેશ લેઇને હાથીને ફરીને પકડવા ગયો એટલે હાથી તેને હાથે પકડાયો એટલે તેને લેઇને તે રાજા પાસે ગયો એટલે રાજાએ તેને હાથીખાનામાં બંધાવી દીધો. પછી હાથીએ વિચર કર્યો કે આ દુષ્ટ બુદ્ધિ રાજા હવે મારી પાસે પોતાનું વૈતરૂ કરાવશે, તેથી હવે મને સંતદર્શન થશે નહિ અને સંત પ્રસાદી પણ મળશે નહિ, માટે મારે હવે જીવીને શું કરવું ! એમ વિચારી તેણે ખાવું પીવું બંધ કર્યું. પછી જ્યારે તેણે ત્રણ દીવસ સુધી કંઈ ખાધું પીધું નહીં, ત્યારે રાજાએ મહાવતને કહ્યું કે તુ તે હાથીને જમનાંજી ઉપર લેઇ જા એટલે ત્યાં તે દીલ ખુલાસો કરીને પાણી પીએ. તે ઉપરથી મહાવત તેને જમનાંજી લેઇ ગયો એટલે હાથીએ વિચાર્યું કે જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી તે રાજા મારો કેડો મુકવાનો નથી માટે તેની ગુલામગીરી કરતાં મરવું સારૂં. એમ વિચારી તે જમનાજીના એક ઉંડા ધરામાં ગયો, અને ત્યાં ડુબી જઇને તેણે પોતાનું શરીર છોડી દીધું. અને એ પ્રમાણે તે દુષ્ટ બુદ્ધિ રાજા પાસે પાછો ગયો નહિ.

## મુલ ॥ છપ્પયછંદ ॥

ભવપ્રવાહ નિસતાર હિત અવલમ્બન જે જન ભયે ॥
સોઝાન સીંવા આધાર ધીર હરીનામ ત્રિલોચન ॥
આશાધર દ્યો રજનીર સધના દુખ મોચન ॥
કાશીશ્વર અવધૂત કૃષ્ણ કિંકર કટ હરિયા ॥
સો ભૂ ઉદ્ધાર રામનામ ડુંગર વ્રત ધારયા ॥
પદ્મ પ્રદારથ રામદાસ વિમલનંદ અમૃતસ્રયે ॥
ભવપ્રવાહ નિસ્તાર હિત અવલંબન યે જન ભયે ॥

## સધના કસાઇનો પ્રસંગ.

સધનો કરીને એક કસાઇ હતો પણ તે પોતાના કૂળ આચાર પ્રમાણે કસાઇનો ધંધો કરતો નહોતો અને તે પોતાની જાતે કંઇ હીંસા કરતો નહોતો પણ બીજાઓએ મારેલાં જાનવરોનું માંસ વેચાતું લાવીને તે વેચતો અને તેમાંથી જે નફો થતો તેનાથી તે પોતાનો નિર્વાહ ચલાવતો. એકવાર તેની દુકાન આગળ થઇને એક સાધુ નીકળ્યો. તેણે તેને એક માણુસને માંસ જોખી આપતો જોયો અને ગંડકી નદીના સાળંગરામને તેનાં કાટલામાં જોયા, એટલે તે સાધુએ વિચાર કર્યો કે આ સાળંગરામને તે કાટલું સમજે છે અને તેથી તે તેમને આ કામમાં વાપરે છે પણ તેમનું ખરૂં મહાત્મ્ય તે જાણતો નથી. એટલે તે ઉપરથી તેણે તે કસાઇને કહ્યું કે જો હું તને આવું બીજું કાટલું લાવી આપું તો તું મને આ કાટલું આપશે ? ત્યારે સધનાએ કહ્યું કે હા, આપીશ. પછી તે સાધુ બીજું કાટલું લેઇ આવ્યો. અને તે સાળંગરામને તેણે સધના પાસેથી બદલી લીધા અને તેમને પોતાને ઘેર ઠાકોર સેવામાં પધરાવ્યા. પછી રાત્રે તે સાળંગરામે તે સાધુને કહ્યું કે તું મને અહીં શું કરવા લાવ્યો ? મને તો ત્યાંજ ગમે છે કારણ કે તે મારૂં ઘણા પ્રેમથી ભજન કરે છે અને તે હું તેના તાજવામાં રહ્યો રહ્યો સાંભળું છું માટે હું અહીંયાં રહેવા ખુશી નથી માટે તું મને ત્યાં પાછો મુકી આવ. એટલે તે ઉપરથી તે સાધુ તે કસાઇની દુકાને પાછો ગયો અને તેને કહ્યું કે આ ઠાકોરજી તારા તું પાછા લે. તેમને તો તારી પાસેજ રહેવાનું ગમે છે. કારણ કે તેમણે મને રાત્રે સ્વપ્ન આપ્યું હતું અને તેથી હું તને પાછા આપવા આવ્યો છું. ઠાકોરજી તેનો ભક્તિભાવ સ્વીકારી લે છે એવું સાંભળીને તેને અંતરમાં ચોટ લાગી ગઇ. અને તેથી તે ગળગળો થઈ ગયો. પછી તેણે તે સાળંગરામને પોતાના ઇષ્ટિ માની લીધા અને તે વખતથી તેણે પોતાનો કસબ છોડી દીધો. અને પોતાનું ઘર ત્યાગ કરીને તે જગન્નાથજી જાત્રા કરવા ચાલ્યો. ત્યાં રસ્તામાં જતાં તેને એક સંઘની પછવાડે છેટો છેટો ચાલ્યો જતો, અને સંઘ જ્યાં પડાવ નાંખતો ત્યાં તે દુર જઈ ઉતરતો અને ગામમાંથી માગી લાવીને ખાતો. અને જ્યારે તે સંઘ ઉપડતો ત્યારે પાછો તે તેની પછવાડે જતો. એ પ્રમાણે ચાલતાં ચાલતાં તે સંઘે એક ગામ આગળ પડાવ નાંખ્યો એટલે સધનો પણ ત્યાં સંઘથી છેટે ઉતર્યો અને પછી તે ગામમાં માગવા ગયો. ત્યાં એક સ્ત્રી તેને રૂપાળો જોઇને તેના ઉપર મોહીત થઇ ગઇ. એટલે તેણે તેને કહ્યું કે મારો ધણી હાલ બહાર ગયો છે તે થોડી વારમાં ઘેર પાછો આવશે એટલે હું તમને ભીક્ષા આપીને જમાડીશ. એમ કહીને તેને પોતાને ઘેર બેસાડયો, પછી થોડી વારમાં તેનો ધણી આવ્યો એટલે તેણે રસોઇ કરીને સધનાને જમાડયો અને રાતે તેને પોતાને ઓટલે સુવાડયો. પછી

મધરાત્રે જ્યારે તેનો ધણી ઉંઘી ગયો ત્યારે તે બારણું ઉઘાડી ઘર બહાર આવી અને સધનાને જગાડયો અને પછી તેને કહ્યું કે ચાલો આપણે હવે અહીંથી નાશી જઇએ. કારણ કે હું તારા ઉપર મોહીત થઇ ગઇ છું. ત્યારે સધનાએ તેણીને કહ્યું કે જો તુ મારૂં માથું કાપી નાંખે તોપણ હુ તે વાત કરવાનો નથી. ત્યારે તે સ્ત્રી સમજી કે તે મારા ધણીનું માથું કાપી નાંખવાનું કહે છે એટલે તે ઉપરથી તે ઘરની અંદર ગઇ અને તેણીએ પોતા ધણીનું માથું કાપી નાખ્યું અને પછી બહાર આવી સધનાને કહ્યું કે હુ તેનું માથુ કાપી આવી. માટે હવે ચાલો ઉઠો આપણે રસ્તે પડીએ. ત્યારે સધનાએ કહ્યું કે તેં ઘણુંજ ખોટું કામ કર્યું. તેં કામાંધ થઇને તારા ધણીનું માથુ શું કરવા કાપી નાંખ્યું? હુ તને લઈ જઇને શું કરૂં? હુતો ત્યાગી સાધુ છું માટે મારે હવે સ્ત્રી કેવી? અને હુ તને કયાં લેઈ જાઉં? જ્યારે એ પ્રમાણે સધનાએ તેને લેઈજવાની વાત ના કહી ત્યારે તે સ્ત્રી બુમ પાડી ઉઠી. અને પાડોશીઓને જગાડીને ભેગાં કરી દીધાં અને તેણીએ તેમને કહ્યું કે આ સાધુને મેં આજ ઘેર રાખીને ખવરાવ્યું ત્યારે તેણે મારો ધણી મારી નાંખ્યો અને ગુણનો બદલો અવગુણ કરીને તે નાશી જાય છે. માટે તેને તમે પકડો. એટલે તે ઉપરથી તે લોકોએ તેને પકડયો અને તેને રાજા પાસે લેઇ ગયા. ત્યારે રાજાએ જાણ્યું કે તે સાધુ છે માટે તેને વધારે શીક્ષા કરવી યોગ્ય નથી પણ તેને પોતાના હાથવતી તેના ધણીને માર્યો માટે તેના બંને હાથ કાપી નાખવા જોઇએ એમ કહી તેના બંને હાથ કાપી નંખાવ્યા. આ પ્રમાણે કામ વિષય દુશ્મનની ગરજ સારે છે.

### છપ્પાની રાહ.

કામ તણો છે કેર, કામ કુદ્રષ્ટિ કરાવે ॥
કામ તણો છે કેર, કામ અંધાપો લાવે ॥
કામ તણો છે કેર, ઊંચ નિચ નહિ જુવે ॥
કામ તણો છે કેર, જઇ વેશ્યા ઘર સુવે ॥
વળી કેર મોટો છે કામનો, સગાં સ્નેહી જુએ નહિ ॥
ગોપાળ સંગત દાસથી, કોઈક બચે અવની મહી ॥

દુશ્મન ગણવો કામ, ભજનને નેમ ચુકાવે ॥
દુશ્મન ગણવો કામ, માન મોટમ મુકાવે ॥
દુશ્મન ગણવો કામ, ભય ઇશ્વરનો ભુલે ॥
દુશ્મન ગણવો કામ, પર સ્ત્રી સાથે ઝુલે ॥
દુશ્મન કામ હરીજન તણો, નિશ્ચે નાંખે નર્કમાં ॥
ગોપાળ સંગત મ્હેરજો, ઉગારે એક પલકમા ॥

પછી સધનો ત્યાંથી પોતાને ઉતારે ગયો અને ત્યાંથી પછી સંઘની સાથે જગન્નાથજીને રસ્તે પડયો. સધનાના આ પ્રમાણે હાથ કપાયા તેનું કારણ એ હતું કે આગલા જન્મમાં સધનો એક બ્રાહ્મણ હતો અને તે સ્ત્રી એક ગાય હતી અને તેનો ધણી એક કસાઇ હતો. તે કસાઈ તે ગાયને જ્યારે કાપવા જતો હતો ત્યારે તે ગાય ત્યાંથી નાશી ગઇ ત્યારે તે કસાઇએ હાંક મારીને તે બ્રાહ્મણ પાસે તે ગાયને રોકાવી હતી અને તેને પોતાના બે હાથ

આડા કરીને તેને રોકા હતી અને પછી તે કસાઇએ તે ગાયનું માથું કાપી નાંખ્યું હતું. માટે તેનું વેર લેવાને પુર્વના રણ સંબંધે તે સ્ત્રીએ આ જન્મે પોતાના ધણીનું માથું કાપ્યું અને જે બ્રાહ્મણે હાથ આડા કર્યા હતા તેથી તેના હાથના દોષ માટે તેણે આ જન્મે તેના હાથ કપાવ્યા. એ પ્રમાણે તેમના પૂર્વ જન્મની વાત કહી, હવે સધનાની વાત કહું છું કે આગળ ચાલતાં જ્યારે સધનો સંઘની સાથે જગન્નાથજી લગભગ પહોંચવા આવ્યો ત્યારે જગન્નાથજી ઠાકોરજીએ ત્યાં પોતાના સેવકોને સ્વપ્ન આપ્યું કે સધનો કરીને કસાઇ મારો એક પરમભક્ત છે અને તે મારાં દર્શન કરવા સંઘ સાથે અહીં ચાલ્યો આવે છે અને તેના બંને હાથ કપાઇ ગયા છે તેથી તે ઘણો દુઃખી થાય છે માટે તમે એક પાલખી સામી લેઈ જાઓ અને તેને પાલખીમાં બેસાડીને અહીં તેડી લાવો. એટલે તે ઉપરથી પુજારીઓ પાલખી લેઇને સંઘ તરફ સામા ગયા અને સધનાની તપાસ કરી. ત્યારે સંઘવાળા લોકોએ બતાવ્યું કે પેલો પછવાડી આવે છે તે સધનો કસાઈ છે. એટલે તે પુજારીઓએ સધના પાસે જઇને તેને કહ્યું કે ઠાકોરજીએ તમારે માટે આ પાલખી મોકલી છે માટે તમે તેમાં બેસો. ત્યારે સધનાએ તેમને પાલખીમાં બેસવાની ના પાડી. ત્યારે પુજારીઓએ તેને સ્વપ્ન વિષેની હકીકત કહી સંભળાવી અને પછી સધનાને પાલખીમાં બેસાડયો અને પછી તેને ઠાકોરજી પાસે લેઇ આવ્યા. એટલે સધનાએ નિચે ઉતરીને ઠાકોરજીનાં ઘણા પ્રેમથી દર્શન કર્યા, એટલે તેના દુખનો ત્રાસ તેને મટી ગયો. પછી ઠાકોરજી તેના ઉપર પ્રસન્ન થઇને તેની સાથે બોલ્યા કે હે સધના! મેં તારી કસોટી જોવાને આ બધું કર્યું છે અને તે કસોટીમાં તું બરોબર ઉતર્યો માટે તારી સાચી ભક્તિ જોઇને હું હવે તારા ઉપર પ્રસન્ન થયો છું. એમ કહી તેને વખાણ્યો.

## ખોજીજીનો પ્રસંગ.

ખોજીજી કરીને એક હરીદાસ મહાત્મા ગુરૂ ભક્ત શિષ્ય હતા અને તેમને તેમના ગુરૂએ કહી રાખેલું હતું કે જે વખતે મારો દેહ પડે તે વખતે મારી સદ્દગતિ થઇ એમ તમારે સમજવું અને તેનું પ્રમાણ એ કે તે વખતે આ મંદીરના ઘંટા વાગશે. એક વાર ખોજીજી કંઈ બહાર ગામ ગયા હશે અને તેમના ગુરૂ અચાનક માંદા પડયા અને મરી ગયા, પણ કંઇ ઘંટા વાગ્યા નહિ. કારણ કે ત્યાં આગળ એક આંબાનું વૃક્ષ હતું અને તેના ઉપર એક સુંદર પાકી કેરી લટકતી હતી તેથી મરતી વખતે તેમના ગુરૂનું મન તે કેરી ઠાકોરજીને ધરાવવાની ભાવના ઉપર ગયું. તેથી તેમની તે કેરીમાં વાસના રહી ગઈ. તેથી તેમનો જીવ તે કેરીમાં ગયો અને ત્યાં એક નાની ચેળ થઇને તે રહ્યા. એટલે તેમના બીજા શિષ્યો ત્યાં ઉદાસ થયા. અને તેમણે માન્યું કે ગુરૂજીનો જીવ ગતિને પામ્યો નહિ. પછી કેટલેક દીવસે ખોજીજી બહાર ગામથી આવ્યા, ત્યારે તેમણે તેમને ગુરૂજીના મરી ગયાની વાત કહી. એટલે તેમણે ઘંટાની વાત પુછી ત્યારે બીજા શીષ્યોએ તેમને કહ્યું કે ઘંટો વાગ્યો નહોતો. ત્યારે તેમણે તેમને પુછ્યું કે મરતી વખતે તમે તેમને કઈ જગ્યાએ સુવાડ્યા હતા? એટલે તે જગા તેમણે તેમને બતાવી. તેથી ખોજીજી પોતે તે જગા ઉપર સુઈ ગયા અને ત્યાં ચારે તરફ નિચે ઉંચે નજર કરી જોઇ, ત્યારે તેમને પેલી કેરી દેખાઇ એટલે તેમણે તે કેરી તોડી મંગાવી અને તેને કાપી જોઇ તો તેમાંથી એક જંતુ નિકળ્યો કે જે થોડી-વારમાં બહારની હવા લાગવાથી વીલઇને મરી ગયો. એટલે તે ઘંટ વાગ્યો. એટલે ગુરૂજીની ગતિ થઈ એમ માનીને બધા શીષ્યો ખુશી થયા. તેમના ગુરૂજી તો પહેલેથીજ પ્રભુના પદને પામી ચુકેલા હતા પણ પોતાના શીષ્યની યોગ્યતાને લેઇને તેમણે તેમને પડચો બતા-વવા સારૂ આ ઘંટની વાત કહી હતી.

## રાંકા વાંકાનો પ્રસંગ.

રાંકા પુરૂષનું નામ હતું અને તેની સ્ત્રીનું નામ વાંકાં હતું. તેઓ જાતે કુંભાર હતાં અને તેમને ભક્તિ ઉપર ઘણો ભાવ હતો. તેમના કુંભારના ધંધામાં જીવ જંતુની ઘણી હિંસા થતી તેથી તેમણે પોતાનો ધંધો મુકી દીધો હતો, અને તેઓ વગડામાંથી લાકડાં વીણી લાવીને લાકડાં વેચવાનો ધંધો કરતાં અને એ પ્રમાણે તેઓ પોતાનો નિર્વાહ ચલાવતાં. તેઓ આ ધંધામાં પણ ઝાડને કાપતાં નહિ પણ સુકાઇ ગયેલાં લાકડાં તેઓ વગડામાંથી વીણી લાવતાં. તેમની અવસ્થા ઘણી દુર્બળ હતી અને તેઓ ખાવે પીવે ઘણાં હેરાન થતાં. નામદેવ કે જેને શ્રી કૃષ્ણજી સાથે પ્રગટ પરીચય હતો તેણે રાંકા વાંકાને દુઃખી થતાં જોઇને એક દીવસ ભગવાનને કહ્યું કે હે મહારાજ! આ રાંકા વાંકા તમારી ભક્તિ કરે છે. પણ ખાવેપીવે તેઓ ઘણાં દુઃખી થાય છે માટે તમે તેમને કંઈ દ્રવ્ય આપો? ત્યારે ભગવાને નામદેવને કહ્યું કે હું તો તેમને ઘણું આપું છું, પણ તેઓ તે લેતાં નથી. ત્યારે નામદેવે કહ્યું કે હું તે કેમ સાચું માનું? ત્યારે ભગવાને કહ્યું કે ચાલ હું તને તે બતાવું. એમ કહી નામદેવને સાથે લેઇને ભગવાન વગડામાં ગયા અને ત્યાં બન્ને જણ એક ઝાડને ઓઠે સંતાઈ ગયા અને જ્યાં આગળથી રાંકા વાંકાને લાકડાંની ભારીઓ લેઇને નીકળવાનો રસ્તો હતો, ત્યાં આગળ એક સોનાની ઇંટ કરીને તેમણે રસ્તામાં મુકી. પછી રાંકા, વાંકા ત્યાં આગળથી નિકળ્યાં. તેમાં રાંકા ભારો લઇને આગળ ચાલતો હતો અને તેની સ્ત્રી વાંકા ભારો લેઇને થોડી છેટે પાછળ ચાલી આવતી હતી. પછી રાંકાએ તે ઇંટ નજરે જોઈ પણ તેણે તે લીધી નહિ પણ મનમાં વિચાર કર્યો કે મારી સ્ત્રી તે સોનાની ઇંટ જોઇને લેવાનું મન કરશે કારણ કે તે સ્ત્રીની જાત છે, માટે લોભને લીધે તેને ધૈર્ય રહેશે નહિ એમ વિચારી તેણે તે ઇંટ ઉપર પગવતી ધુળ વાળી અને તે આગળ ચાલ્યો. પછી ઘેર આવીને વાંકાએ રાંકાને પુછ્યું કે રસ્તામાં તમે પગેવતી ધુળ કેમ ખસેડતા હતા? ત્યારે રાંકાએ કહ્યું કે મેં એક સોનાની ઇંટ રસ્તામાં પડેલી જોઇ હતી પણ મેં તે લીધી નહોતી, પણ તમે પાછળ આવતાં હતાં તેથી મેં વીચાર્યું કે જો કે હું મારૂં મન કાબુમાં રાખી શક્યો અને તે સોનાની ઇંટ મેં લીધી નહિ પણ તમે સ્ત્રીની જાત કદાચ લલચાઇ જાઓ અને તે ઇંટ ઉપાડી લ્યો માટે મેં તેના ઉપર ધુળ વાળી હતી. જેથી રસ્તે ચાલતાં તમે તેને દેખી શકો નહિ. ત્યારે વાંકાએ તેને કહ્યું કે તમે આટલી બધી ભક્તિ કરી તોપણ હજી તમે કંઇ સમજ્યા નહિ? તેને સોનાની ઇંટ તરીકે તમારે શું કરવા જાણવી પડી? કે જેથી તમારે તેને દાટવી પડી, તમારે તેને ધુળરૂપજ સમજવી જોઇતી હતી એટલે ઉપર ધુળ વાળવાની જરૂર પડત નહીં. તે સાંભળીને રાંકાં ઘણો ખુશ થયો અને તેને કહ્યું કે તમારી સમજણ આગળ મારી સમજણ કંઇ પણ હીસાબની નથી તમારી ભક્તિજ ખરી છે. તમારી ભક્તિ વાંકી છે માટે તમે વાંકાં અને મારી ભક્તિ રાંક અને ગણત્રી વગરની છે માટે મારૂં નામ રાંકાં છે તે યોગ્ય છે. એમ કહી તેમણે સ્ત્રીનાં વખાણ કર્યાં, પછી ભગવાને નામદેવને કહ્યું કે હવે તમે જોયું. જુઓ! તે બન્ને જણમાંથી કોઇએ તે ઇંટ લીધી નહિ. ત્યારે મારે હવે તેમને કેવી રીતે દ્રવ્ય આપવું? ત્યારે નામદેવે કહ્યું કે તે બધું ખરૂં પણ તે બિચારાં ઘણાં દુઃખી થાય છે માટે તમારે તેમને બીજી રીતે પણ કંઇક આપવું જોઇએ. ત્યારે ભગવાને નામદેવને કહ્યું કે ચાલો ફરીને વળી બતાવું. એમ કહી તેમને વગડામાં લેઈ ગયા અને ત્યાં તેમણે લાકડાં વીણી વીણીને ઢગલીઓ કરી દીધી. એવા વિચારથી કે રાંકાં વાંકાંને

લાકડાં વિણતાં ખોટી થવું પડે નહિ અને તેમને વિણેલાં લાકડાં તૈયાર મળે, તો તેઓ બે ફેરા વધારે વેચી આવે જેથી તેમને તેટલું વધારે મળી શકે. ત્યારે વાંકાં સમજ્યાં કે આ લાકડાં કોઈ બિચારો વીણીને મુકી ગયો હશે માટે આપડે તો લેવાં નહિ, એમ સમજી જ્યાં જ્યાં તેમણે તે વીણેલાં લાકડાં દીઠાં ત્યાંથી ત્યાં તેઓ આગળ ગયાં, એટલે ઉલટું તેમને મોડું થયું અને એક ફેરો ઓછો કરી શક્યાં. એ પ્રમાણે તેમની કષ્ટની ભક્તિ જોઇને ભગવાને તેમને પ્રગટ દર્શન દીધાં. એકવાર રાંકાં વાંકાંની છોકરી પાણી ભરવા ગઇ હતી ત્યાં કુવા ઉપર નામદેવની છોકરી પણ પાણી ભરવા આવી હતી અને તેને ઘડે કંઈ છાંટો ઉડયો. તે ઉપરથી તે બન્ને જણીઓને ત્યાં તકરાર થઇ અને પછી તેઓ મેણાં ટોણાં ઉપર ઉતરી પડીઓ. ત્યારે રાંકાં વાંકાંની છોકરીએ નામદેવની છોકરીને મેણું માર્યું કે તારો બાપ તો શીર ફોડીઓ છે કારણ કે તે ભગવાનની ભક્તિ કરીને પછી તેમની પાસે પોતાનું કામ કરાવે છે. એટલે તે હકીકત તેણીએ જઇને તેના બાપ નામદેવને કહી એટલે નામદેવ ત્યાં જાતે રાંકાં વાંકાં પાસે ગયો અને તેમને નમસ્કાર કરીને કહ્યું કે તમારી છોકરી કહે છે કે તારો બાપ શીર ફોડીઓ છે, તે ભગવાનની ભક્તિ કરી તેમને પ્રસન્ન કરીને તેમની પાસે તે કામ કરાવે છે. માટે તે તેણીનું કહેવું સાચું છે. હું તમારા જેવી ભક્તિ કરી જાણતો નથી માટે હે મહારાજ ! હવે તમે મને તમારો ભક્તિભાવ શીખવો એમ કહી નામદેવ રાંકા વાંકાંને નમી પડયો.

## મુલ છપ્પય છંદ.

પરઅર્થ પરાયન ભકત યે કામધેન કલીજુગકે ॥
લક્ષમન લફ્રાલડુસંત જોધપુર ત્યાગી ॥
સુરજ કુંભનદાસ વિમાની ખેમ બૈરાગી ॥
ભાવન વિરહી ભરત નફ્ર હરિકેશો લુટેરા ॥
હરિદાસ અજોધ્યા ચક્રપાનિ દિયો સરજુ તટ ડેરા ॥
તિલોક પુરૂષરદિવિજુલી ઉદ્ધવ વનચદ વંસજે ॥
પરર્થ પરાયન ભકત યે કામધેન કલીજુગકે ॥

## લડુ ભક્તનો પ્રસંગ.

લડુ ભકત કરીને એક મહાત્મા થઈ ગયા. તે પોતાના ગામથી નીકળીને ફરતા ફરતા કોઇ વિમુખ લોકના દેશમાં જઈ ચઢયા. ત્યાં તે વિમુખ લોકો દેવીના ઉપાસક હતા. અને તેમનામાં પોતાની ઇષ્ટ દેવીને માણસનો ભોગ આપવાનો રીવાજ હતો, અને તેથી તેમને મનુષ્ય વધ કરવામાં પણ દયા આવતી નહોતી. એકવાર તેઓ આ પ્રમાણે પોતાની દેવીની પુજા કરતા હતા અને તેને ભોગ આપવાને કોઈ માણસની શોધ કરતા હતા તેવામાં તેમણે લડુ ભટને ત્યાં જોયા. એટલે તેમને પરદેશી જાણીને તેમને પકડી લીધા અને પછી તેને સ્નાન કરાવી તથા વસ્ત્ર આભુષણ પહેરાવીને દેવીને ભોગ આપવા સારૂ તેને દેવીની આગળ ઉભો કર્યો અને તેની ચારે તરફ નાગી તલવારો સાથે પહેરો મુકયો. જેથી તે નાશી જાય નહિ. લડુભટ પોતે એક આરૂઢ ભક્તરાજ હતો તેથી તે કાંઈ બોલ્યો નહિ, અને જેમ કર્યું તેમ તેણે તેમને કરવા દીધું; પણ તેમની દેવીથી તે સહન થઇ શક્યું નહિ, અને દેવીએ વિચાર્યું કે આ કોઇ મહાત્મા છે અને તેઓ વગર સમજે તેમને મારી નાંખશે તો ઘણું અઘટીત થશે. પછી તે મૂર્તી ફાટી અને તેમાંથી એક વિકાળ રૂપે દેવી પ્રગટ

થયાં અને ત્યાં જેટલાં માણુસો લકુ ભક્તને મરવાને ઉભાં હતાં તે બધાંને તેણે મારી નાંખ્યાં, એટલે બીજા લોકો ત્યાંથી જીવ લેઇને નાશી ગયા. પછી તે દેવીએ લકુ ભક્તના આગળ નાચ કરવા માંડયો અને તેમનામાં સાધુ ભાવ લાવીને તેમને આધીન થઈ ગઈ. આ પ્રમાણે તેમની ભક્તિના પ્રતાપે તે દેવીએ તેમની રક્ષા કરી.

## શ્રી સંતભક્તનો પ્રસંગ.

શ્રી સંત ભક્ત એક ઘણા અનુરાગી મહાત્મા હતા. તે ગામે ગામ ફરીને ભીક્ષા માગી લાવતા અને પોતાનું ગુજરાન ચલાવતા. એકવાર એક બીજો સંત તેમને ઘેર આવ્યો ત્યારે તે ઘેર નહોતા. એટલે તેણે તેમની સ્ત્રીને પુછ્યું કે સંત કયાં ગયા છે? ત્યારે તેણીએ કહ્યું કે ચુલામાં. કારણ કે તેણી પોતાના ધણીને લીધે સાધુઓની ચાકરી કરતાં થાકી ગયેલી હતી અને તે વખતે તેણી રસોઈ કરીને પરવારેલી હતી અને તેમાં વળી આ સાધુ ફરીને હેરાન કરશે, એમ સમજી તેણીએ કંટાળી જઇને તે જવાબ આપ્યો. ત્યારે તે સાધુએ વિચાર કર્યો કે તે પોતાના ધણીને તો ચુલામાં ગયેલો કહે છે ત્યારે મારી સેવા તે શું કરશે? એમ વિચારી તે ત્યાં ટકયો નહિ પણ ત્યાંથી બીજે ગામ જવા નિકળ્યો. ત્યાં રસ્તામાં તેને સંત ભક્ત મળ્યા એટલે સંત ભક્તે તેને પાછો વાળ્યો. ત્યારે તેણે કહ્યું કે હું તમારે ઘેર ગયો હતો પણ તમે ત્યાં નહોતા તેથી મેં તમારી સ્ત્રીને પુછ્યું કે ભક્ત કયાં ગયા? ત્યારે તેણીએ મને કહ્યું કે ચુલામાં ગયા. એટલે તે ઉપરથી મેં જાણ્યું કે જે પોતાના ધણીને આમ કહે છે તે મારી સેવા શું કરશે? તે ઉપરથી હું બીજે ગામ જવા નિકળ્યો છું. ત્યારે શ્રી સંત ભક્તે તેને કહ્યું કે તમે તેના ઉપર ખોટું લગાડશો નહિ. મારી સ્ત્રી તો ઘણી પ્રેમી છે. સાધુની સેવા ઘણી સારી કરે છે. તેણે ચુલાની વાત ખોટી કહી નથી. કારણ કે સંત સેવાને પ્રતાપે તેને બધી વાતની પ્રગટ ખબર પડે છે. ચુલામાં ગયાનું જે તેણીએ કહ્યું તે વખતે હું ચુલાનો વિચાર કરતો હતો કે, મેં આ સીધું સામાન તો લીધું પણ હવે ઘેર જઈ ચુલો સળગાવીને રસોઈ કરીશ ત્યારે સંતને મારાથી જમાડી શકાશે. એ પ્રમાણે તે વખતે મારૂ મન ચુલા તરફ હતું તેથી તેણે તે વાત સાચી કહી. માટે તે ઉપર તમારે ખોટું લગાડવું નહિ. માટે તમે પાછા ચાલો. એમ કહી તેમને પાછા વાળ્યા અને તેમના મનનું સમાધાન કર્યું, જેથી તે સાધુ પ્રસન્ન થયા.

## ત્રીલોક ભક્તનો પ્રસંગ.

પૂર્વ દેશમાં બોક નામના શહેરમાં ત્રીલોક નામનો એક સોની રહેતો હતો અને તે ત્યાંના રાજાના સોનીનું કામ કરતો હતો. તે પ્રેમી ભક્તરાજ હતો અને સાધુ સેવામાં તે તત્પર રહેતો હતો. એકવાર તે રાજાને ત્યાં વીવાહ આવ્યો ત્યારે પોતાની કુંવરીને સારૂં ઝાંઝર ઘડાવાં છે એમ કહી રાજાએ તેને બે ઝાંઝરીઆં ઘડવાને સોનું આપ્યું, અને તેને લગ્ન ઉપર તૈયાર કરી લાવવાનું કહ્યું. ત્રીલોકને ઘેર સાધુઓનો આવજા વધારે રહેતો હતો તેથી સાધુ સેવામાંથી તેને જરા પણ ફુરસદ મળતી નહોતી કે જેથી તે ઝાંઝર બનાવી શકે. અને તેથી રાજાનાં માણસ રોજ ઉપરાઉપરી ફેરા ખાતાં. છેવટે જ્યારે લગ્નને બે ચાર દીવસ બાકી રહ્યા ત્યારે રાજાએ ગુસ્સે થઇને પોતાના સીપાઇઓને હુકમ કર્યો કે તમે ત્રીલોકને બાંધી લાવો અને તેને ગરદન મારો. ત્રીલોકને તે વાતની ખબર પડી એટલે તે પોતાનું ઘર છોડીને ધારતીનો માર્યો વગડામાં નાશી ગયો. અને

ત્યાં સંતાઇ બેઠો. પછી તે સીપાઇઓ તેને ઘેર ગયા ત્યારે તમણે ત્રીલોકને જોયો નહિ તેથી તેમણે બધે ઠેકાણે તેની તપાસ કરી પણ કોઈ ઠેકાણેથી તે જડી આવ્યો નહિ. ભગવાનને ત્રીલોક વિષે ચિંતા થઇ કે બિચારો સાધુ સેવા કરતો પરવાર્યો નહિ. તેથી તે ઝાંઝર બનાવી શક્યો નહિ, એટલે રાજા તેને ભારે દુઃખ દેશે. એમ વિચારી પોતે ત્રીલોકનું રૂપ લેઇને હાથમાં અમુલ્ય ઝાંઝર લેઇને તે રાજા પાસે ગયા અને તેને તે આપ્યાં. એટલે રાજા તે જોઇને ખુશી થયો તેની કારીગરીની તારીફ કરીને તેણે તેને કેટલુંક દ્રવ્ય ઈનામ આપ્યું. જે લેઇને તેમણે ત્રીલોકના રૂપે ત્રીલોકને ઘેર મુકયું અને ત્યાં એક મોટો ઓચ્છવ કર્યો અને ત્યાં ઘણા સાધુઓને તેમણે સારી રીતે જમાડયા. અને તેમને નાના પ્રકારનાં પકવાન જે માગે તે પ્રમાણે પુરાં પાડયાં અને બધા સાધુઓને વિદાય કર્યા. પછી પોતે ત્યાંથી અંતર્ધ્યાન થયા અને એક સાધુનું રૂપ લેઇને તથા પોતાના ખોળામાં પકવાનની પ્રસાદી ભરીને જ્યાં ત્રીલોક બેઠો હતો ત્યાં ગયા. અને ત્યાં ત્રીલોકને તે આપીને તેમણે તેને કહ્યું કે લે આ પ્રસાદ તું ખા. તું અહીં ભુખ્યો કેમ પડી રહ્યો છે? તું ત્રીલોકને ઘેર જા તો તને આવું ઘણું પકવાન મળશે કારણકે હાલ તેણે એક મોટો ઓચ્છવ કર્યો અને તેણે ઘણું પકવાન લુટાવી દીધું એમ કહીને પોતે ત્યાંથી આગળ ગયા અને અંતર્ધ્યાન થઇ ગયા. પછી ત્રીલોકે વિચાર્યું કે ત્રીલોક તો હું પંડે છું અને તે અહીંયાં બેઠેલો છું અને મારે ઘેર ત્રીલોકે પકવાન લુટાવ્યું એવું જે તેમણે કહ્યું તે શી રીતે? તે વાત ભગવાન વગર બીજા કોઈની નહી. એમ વિચારી તે પોતાને ઘેર ગયો તો તેણે તે પ્રમાણે થયેલું જોયું. ભગવાને ત્રીલોકના રૂપે રાજાને ત્યાં ઝાંઝર પહોંચાડયાં અને ત્યાંથી ઈનામ લાવ્યા અને દ્રવ્યથી પોતાને ઘેર સાધુ જમાડીને ત્રીલોકના રૂપથી ભગવાને ઓચ્છવ કર્યો. તે વાત વિચારીને ત્રીલોકે ભગવાનનો શુકર માન્યો અને પછીથી તે વધારે ભાવ લાવીને સાધુ સેવા કરતો રહ્યો.

## મુલ છપ્પય છંદ ॥

અભિલાશ અધિક પુરનકર નયે ચિંતામની ચતુરદાસ ॥
સોમ ભિમ સોમનાથ હિકો વિસરાવા લખમન ધ્યાના ॥
મહદા મુકુંદ ગનેસ ત્રીવિક્રમ રઘુજગ જાના ॥
બાલમીક વૃદ્ધ વ્યાસ જગનઝાઝું વિઠુલ આચારજ ॥
હરિ જુલાલા હરિદાસ બાંહુબલ રાઘૈ આરજ ॥
લારવાં છિતર ઉદ્ધવ કપુર ઘાંટ મધુરી કિયો પ્રકાસ ॥
અભિલાશ અધિક પુરનકર નયે ચિંતામનિ ચતુરદાસ ॥
ભરતપાલ દિગ્ગજ જગત એથા નાઈત સુરધીર ॥
દેવાનંદ નરહરીયા નંદ મુકુંદ મહીપતિ સંતરામ તંબોરી ॥
ખેમ શ્રીરંગ નંદ વિસન બીદા બાજુ સુત જોરી ॥
છીત મુદ્રારીકા દાસ માધવ આંડન રૂપા દામોદર ॥
ભલ નરહરિ ભગવાન બાલ કાન્હર કેશૌ શોહેધર ॥
દાસ પ્રયાગ લોહંગ ગોપાળ નાગુ સુત મહાભક્ત ભીર ॥
ભક્તપાલ દિગ્ગજ ભગત એથા નાઈત સુધીર ॥

બદ્રીનાથ ઉડીસે દ્વારિકા સેવક સબહરિ ભજનપર ॥
કેસો પુનિ હરિનાથ ભીમખેતા ગોવિંદ બ્રહ્મચારી ॥
બાલકૃષ્ણ બલ ભરત અચ્યુત અપયાવૃત ધારી ॥
પંડા ગોપીનાથ મુકુંદ ગજપાત મહાજસ ॥
ગુનનિધિ જસ ગોપાલ ધ્યાન ભક્તનિકો સરવસ ॥
શ્રી અંગ સદા સાનિધરહે કૃત પુન્ય પુંજ ભાગ ભાલભર ॥
બદ્રીનાથ ઉડીસે દ્વારીકા સેવક સબ હરિ ભજનપર ॥

## પ્રતાપરૂદ્ર જગપતિનો પ્રસંગ.

પ્રતાપરૂદ્ર જગપતિ કરીને જગન્નાથજીના એક ભાવિક ભક્ત થઇ ગયા. તે એવા વિરક્ત દશામાં રહેતા હતા કે તેમનો ત્યાગ જોઇને કોટાન કોટી સન્યાસી પણ ત્યાં જગન્નાથજી ઠાકોરજી આગળ નાચ નાચતા અને ઠાકોરજી ઉપર ઘણો પ્રેમ લાવતા, અને તે ઉપરથી ઠાકોરજીએ તેમને પોતાનું પ્રગટ દર્શન દેઇને તેમના સાથે છાતીએ છાતી લગાવીને ભેટયા હતા. અને એ પ્રમાણે ઠાકોરજીએ તેમને પ્રેમના સાગરમાં ડુબાવી દીધા હતા જેથી તેમને ઘણો હર્ષ થયો હતો.

## મુલ છપ્પય છંદ

હરિ સુજસ પ્રચુર કર જગતમેં યે કવિજન અતિશય ઉદાર ॥
વિદ્યાપતિ બ્રહ્મદાસ બહોરન ચતુર બીહારી ॥
ગોવિંદ ગંગારામ લાલવર ચાનીઆ ગાઠકારી ॥
પિયધ્યાન પરશુરામ ભક્ત ભાઈ ખાટીકા નંદ સેવનકી છાપકવીતકે સોકોનીકો ॥
આસ કરન પુરન નૃપતિ ભીષમ જન દયાલગુન નહિન પાર ॥
હરિ સુજસ પ્રચુર કર જગતમેં યે કવિજન અતિશય ઉદાર ॥

## શ્રી ગોવિંદ સ્વામીનો પ્રસંગ.

ગોવંદસ્વામીએ આગલા જન્મે સખાભાવે ભગવાનની ભક્તિ કરી હતી તેથી આ જન્મે ગોવરધનનાથ ઠાકોરજી શ્રી કૃષ્ણદેવ તેમના મીત્રરૂપ થઇને તેમની સાથે રમવાની ક્રીડા કરતા. ગોવિંદસ્વામી પોતે નાની વયના હતા ત્યારે ગીલ્લીડંડા રમતા અને મંદીરમાંથી ઠાકોરજી એક નાના છોકરાનું રૂપ લેઇને તેમની સાથે ગીલ્લીડંડે રમવા જતા. એકવાર રમતાં રમતાં જ્યારે ઠાકોરજીને માથે દાવ આવ્યો ત્યારે તે દાવ લેઇને પોતે મંદીરમાં નાશી આવ્યા અને મૂર્તીરૂપ બનીને સિંહાસન ઉપર બેસી ગયા એટલે તેમનો ભાઇબંધ તે દાવ માગવા સારૂ તેમની પાછળ આવ્યો એટલે ઠાકોરજીના પુજારીઓએ તેનો ભેદ જાણ્યો નહિ તેથી તેને મંદીરની અંદર પેસવા દીધો નહીં અને તેને ધક્કા મારીને કાઢી મુકયો અને મંદીરનાં બારણાં વાશી દીધાં. એટલે તેણે પોતાના ભઇબંધને ઘણાં મેણાં માર્યાં અને તેમને કહ્યું કે હાલ મારો દાવ લઇને તમે મંદીરમાં ભરાઈ ગયા પણ હવે જો થોડીવાર બહાર નીકળો તો હું તમને ઠેઠ પહોંચાડું એમ કહી તે બારણા તરફ ધુળ તથા ઈંટો ફેંકવા લાગ્યો અને ઘણીવાર સુધી

તેમની વાટ જોઇને તે ત્યાં બહાર બેશી રહ્યો પણ ઠાકોરજી બહાર નિકળ્યા નહિ ત્યારે થાકીને તે ત્યાંથી ગયો અને ઠાકોરજી ઉપર રીસ ચઢાવી અને તે ત્યાંથી એક કુંડ ઉપર જઇને દુર બેઠો. પછી ઠાકોરજીને જ્યારે ભોગ લગાવવાની વખત થઈ ત્યારે ઠાકોરજી પોતાના પુજારી સાથે બોલ્યા કે તમે મારા ભાઇબંધને ધક્કા મારીને કાઢી મુક્યો માટે તેને મારા ઉપર ઘણી રીસ ચઢી છે માટે હવે હું ભોગ લેવાનો નથી; માટે જો તમે તેને મનાવીને અહીંયાં પાછો તેડી લાવો અને તેને ખુશ કરો તો હુ ભોગ લેઉં; કારણ કે અમે બન્ને જણ રોજ વનમાં જઇને ભેગા રમીએ છીએ અને ત્યાં અમે રોજ મારા મારી કરીએ છીએ અને આજે તેણે મને રમતમાં માર માર્યો હતો તેના સોળ પણ મારી પીઠે પડેલા છે તે તમે જુઓ. એમ કહી તેમણે પોતાની પીઠે સોળ બતાવ્યા. પછી તેમણે કહ્યું કે તે મારો પરમપ્રિય મિત્ર છે અને તેનો ભેદ તમે કોઈ જાણતા નથી માટે તમે તેને મનાવીને અહીં બોલાવી લાવો તથા તેને ખુશ કરો. તે સાંભળીને તે પુજારી બહાર નિકળ્યો અને તેને શોધી કાઢયો. પછી તેને વિનંતી કરીને કહ્યું કે ઠાકોરજી તારા વગર ભોગ લેતા નથી અને તે કહે છે કે અમે બન્ને જણ પરંમિત્ર છીએ અને રોજ ભેગા રમીએ છીએ; પરંતુ આજ હું તેનો દાવ લેઇને આવ્યો હતો ત્યારે તમે તેને એક સાધારણ છોકરૂં સમજીને તેને ધક્કા મારીને કાઢી મુક્યો તેથી તે રીસાઈ ગયો, માટે જો તમે તેને મનાવી લાવો તો હું ભોગ લેઉં. માટે તમારો ભેદ જાણ્યા વગર અમે તમને જે ધક્કા માર્યા તે તમે અમને માફ કરો અને તમે મંદીરમાં ચાલો. પછી પુજારીએ બે થાળમાં રસોઈ પીરસી ત્યારે તે છોકરાએ પુજારીને કહ્યું કે તમે મને ઠાકોરજીના પહેલું ખાવા આપો. કારણ કે જો તમે ઠાકોરજીને પહેલું ખાવા આપશો તો તે વહેલું ખાઇ લેઇને પછી વગડામાં નાશી જશે તો પછી હું તેમને ક્યાં શોધતો રહીશ ? ત્યારે પુજારીએ ત્યાંના મંહતને તે પુછ્યું એટલે મહંતે તેને તેમ કરવા હા કહી. એટલે મહંતની આજ્ઞાથી તેણે તે છોકરાને પહેલો જમાડયો. એટલામાં તે છોકરાની મા તેને શોધતી શોધતી ત્યાં આવી, અને તેને પુછ્યું કે આજ આટલી બધી વાર સુધી તુ ક્યાં રમવા રહ્યો હતો ? ત્યારે તે છોકરાએ તેને કહ્યું કે અહીં ભોગનો વખત થયો હતો તેથી હું પ્રસાદ લેવાને અહીં રોકાઈ રહ્યો તેથી આજ મને વાર થઈ. પછી તેની મા તેને લેઇને ઘેર ગઇ. પછી થોડીવાર રહીને તે છોકરો પાછો મંદીરમાં આવ્યો. એટલે ઠાકોરજીએ છોકરાનું રૂપ લીધું અને પછી બન્ને જણ વગડામાં રમવા ગયા. ત્યાં તે છોકરાએ પોતાનો દાવ ઠાકોરજી પાસેથી લીધો. પછીથી તે છોકરો રોજ તે પ્રમાણે ભોગ વખતે મંદીરમાં જતો અને ત્યાં પહેલું ખાવાનું પોતે માગતો. એક વાર ભેટીઆને રીસ ચઢી ગઈ કે ઠાકોરજીને ધરાવ્યા વગર આ છોકરાને સૌથી પહેલું ખાવાને કેમ અપાય ? માટે આતો અઘટીત આચાર કહેવાય. માટે જો ઠાકોરજીને તેમજ કરાવવું હોય તો આજથી હું તેમની નોકરી મુકી દઉં છું. એમ કહી તેણે રજા માગી. ત્યારે મહંતે તેને કહ્યું કે તેને તું છોકરૂં સમજીશ નહિ, પણ તેતો પુર્વ જન્મનો ઠાકોરજીનો પરમભક્ત છે. અને તેણે પુર્વ જન્મે ઠાકોરજીની સખા ભાવે ભક્તિ કરેલી હતી માટે આ જન્મ ઠાકોરજી તેની સાથે સરખા ભાવે રમે તે માટે તે છુપા ભેદને આપણે સમજી શકીયે નહિ પણ ઠાકોરજીના ભેદતો ઠાકોરજી જ સમજે.

## મુલ છપ્પયછંદ.

જે વસે વસત મથુરા મંડલ તે દયાદ્રષ્ટિ મોપર કરો ॥
રઘુનાથ ગોપિંનાથ રામ ભદ્રદાસ સ્વામી ॥

ગુંજા માલી ચિત્ત ઉત્તમ વિઠ્ઠલ મનહર નિહકામી ॥
જદુનંદન રઘુનાથ રામાનંદ ગોવિંદ મુર્લી સોતી ॥
હરીદાસ મીશ્ર ભગવાન મુકુંદ કેશૌ દંડોતિ ॥
ચતુર્ભુજ ચરિત્ર વિષ્ણુદાસ વેનીપદમો સિર ધરૈ ॥
જે વસે વસત મથુરા મંડલ તે દયાદ્રષ્ટિ મોપર કરૈ ॥

## ગુંજા માલીનો પ્રસંગ.

લાહોરમાં વૃજવંશમાં ઉત્પન્ન થયેલો ગુંજા નામનો એક માળી પરમભક્ત હતો. તે ગુંજ્હાદાર હાર બનાવતો તેથી તેનું નામ ગુંજા માળી પાડયું હતું. તેને એક છોકરો હતો અને તે જ્યારે મરી ગયો અને તેની સ્ત્રી વિધવા થઇ ત્યારે તેણે તે સ્ત્રીને પુછ્યું કે હવે તારે શું કરવાની ઇચ્છા છે ? ત્યારે તેણીએ તેને કહ્યું કે મારો ધણી તો હવે મરી ગયો અને આ સંસાર નાશવંત છે માટે હવે બીજો પતી કરવાની મારી ઇચ્છા નથી તેમજ મને કોઈ પણ પદાર્થ ઉપર હવે રૂચી નથી માટે તમે મને ઠાકોરજીની સેવા આપો, એટલે હવે હું પરમેશ્વરનું ભજન કરૂં. એટલે તે સાંભળીને તેના સસરાએ તેને ઠાકોર સેવા સોંપી એટલે તેણીએ પછી ઘણો ભાવ લાવીને ઠાકોર સેવા કરવા માંડી અને તેમાં તેણે ઠાકોરજીને પોતાના છોકરા માફક ગણવા માંડયા અને એ પ્રમાણે પુત્ર ભાવે સેવા કરી તેથી જ્યારે તેના પાડોશમાં બીજાં છોકરાં રમતાં હતાં, ત્યારે તે ઠાકોરજી એક છોકરાનું રૂપ લેઇને રોજ તેમના ભેગા રમવા જતા, પણ તે બાઇ કંઇ જાણતી નહોતી. એકવાર રમતાં રમતાં તે ઘરમાં આવતા રહ્યા ત્યારે બધાં છોકરાંએ તેમની પછવાડે આવીને તેમના ઘરના બારણાને ધુળ ને કાંકરા ફેંકવા માંડયા ત્યારે તે બાઇ ઘરની બહાર નીકળી અને તેણે તે છોકરાંને ધમકાવ્યાં. ત્યારે તે છોકરાંએ તેણીને કહ્યું કે તમારો છોકરો અમારો દાવ લેઇને ઘરમાં પેશી ગયો છે માટે તેને તમે બહાર કાઢો એટલે અમે તેની સાથે રમીએ. પણ તે બાઇએ તે કંઇ ગણકાર્યું નહિ અને તે છોકરાંને ત્યાંથી કાઢી મુકયાં. પછી જ્યારે તે બાઇ ઠાકોરજીને ભોગ લગાવવા ગઈ ત્યારે ઠાકોરજીએ તે બાઈ પ્રત્યે કહ્યું કે તમે મારા ભાઇબંધોને આજ રીસાવ્યા છે માટે આજ હું ભોગ લેઇશ નહિ, માટે જો તમે તેમને બોલાવી લાવી મનાવો તો હું ભોગ લેઉં; કારણ કે તે છોકરાંઓ સાથે હું રોજ રમુ છું અને જોકે તેઓ મને મારે છે તોપણ હું તેમનો માર રોજ સહન કરૂં છું. તેઓ મારાં પરમમિત્ર છે. એમ કહી ઠાકોરજીએ તે બાઇને પુત્ર રૂપ ભક્તિનો ભાવ બતાવ્યો.

## ॥ મુલ ॥ છપ્પયછંદ. ॥

કલિજુગ જુવતી જન ભક્ત રાજ મહિમા સબ જાને જગત ॥
સીતા ઝાલી સુમતિ શોભા પ્રભુતા ઉમા ભટિયાની ॥
ગંગા ગૌરી કુંવરિ ઉદ્દિ ઠાશુ રાણી ગણેશદે રાની ॥
કલા લષા કત ગઢૈમાન મતી સુચી સત ભામા ॥
જમુના કેલી રામા રાણા દેવી વે ભક્તનિ વિશ્રામા ॥
જુગજે વાકીકી કમલા દેવકી હીરાં હરિચેરી પોષૈ ભગત ॥
કલિજુગ જુવતી જન ભક્ત રાજ મહિમા સબ જાને જગત ॥

# ગણેશદે રાણીનો પ્રસંગ.

મધુકર કરીને વાણીયાની જાતનો એક રાજા હતો અને તેને ગણેશદેવ કરીને એક રાણી હતી અને તે બન્ને રાજા રાણી સાધુ સેવા સારી રીતે કરતાં તેથી તેમને ત્યાં ઘણા સંત સાધુ આવતા જતા રહેતા. એકવાર એક સાધુ આ પ્રમાણે તેમને ત્યાં આવ્યો અને તે તેમની સેવા ચાકરીનું સુખ જોઇને ત્યાં જાથુકને માટે રહ્યો. પછી એકવાર જ્યારે તે રાજા કંઇ બહાર ગામ ગયો અને રાણી ઘરમાં એકલી હતી ત્યારે તે સાધુ એક છરો લેઇને તે રાણી પાસે ગયો અને તેણે તેણીને કહ્યું કે મને દ્રવ્યની થેલી બતાવ. નહીં તો હું તને છરો મારીને મારી નાંખીશ. ત્યારે તે રાણીએ તેને કહ્યું કે દ્રવ્યની વાત તો હું કંઇ જાણુતી નથી પણ જ્યારે રાજા આવશે ત્યારે હું તમને તમે માગશો તેટલું તેમની પાસેથી અપાવીશ. ત્યારે તે સાધુ પોતાનું કપટ જાહેર થવાની બીકથી તે રાણી ઉપર છરો ફેંકીને ત્યાંથી ગયો. જે તેણીને જાંગ ઉપર વાગ્યો. પછી તે રાણીએ વિચાર્યું કે જો આ વાત રાજા જાણુશે તો પછી તેને સાધુ સેવા ઉપરથી અભાવ થશે માટે તે વાત રાજાથી તેણીએ છુપાવી રાખી. પછી જ્યારે રાજા ઘેર આવ્યો ત્યારે તેણીએ તેને તે વાત કહી નહીં પણ તેને કહ્યું કે મને રજસ્વળા થઇ છે માટે તમે મારી પાસે આવશો નહીં; એમ કહી તેણી ખાટલામાં સુઇ રહી અને પગે પાટો બાંધ્યો. પછી જ્યારે ચાર દિવસ થઇ રહ્યા ત્યારે રાજાએ તેણીને પુછયું કે ચાર દિવસ તો થઈ ગયા પણ હજી તું કેમ ઉઠતી નથી? તને કંઇ દુઃખ થતું હોય તો તે તું મને કહી દે? ત્યારે તેણીએ તેને કહ્યું કે પેલો સાધુ જે રોજ આપણે ઘેર રહેતો હતો તેણે તમારા ગયા પછી ધન બતાવવાનું મને કહ્યું પણ હું તે કંઈ જાણુતી નહોતી તેથી મેં તે બતાવ્યું નહીં એટલે તે રીસાઇને જતો રહ્યો પણ તેના હાથમાં એક છરો હતો તે પડી ગયો એટલે તે મારી જાંગે વાગ્યો. તે સાંભળી રાજાએ વિચાર કર્યો કે જોકે તે મોઢે કહેતી નથી પણ તે સાધુએ તેને છરો માર્યો હોવો જોઇએ. એમ વિચારીને તેણે તેને શોધી લાવવા માણુસો મોકલ્યાં પણ તે કોઇ ઠેકાણેથી જડી આવ્યો નહીં. પછી રાજાએ ત્યારથી સાધુ સેવા કરવાનું બંધ કર્યું, ત્યારે રાણીએ તેને ઘણો સમજાવ્યો કે બધા સાધુ તેવા હોતા નથી માટે તમારે આ પ્રમાણે સાધુ સેવા બંધ કરવી નહીં. ત્યારે રાજાએ સાધુ સેવા ચાલતી રાખી, પણ પછીથી તેણે પોતાના મહેલમાં સાધુઓને રાખવાનું બંધ કર્યું.

## મુલ ॥ છપ્પય છંદ ॥

હરિ કે સંમત જે ભગત તે દાસનિકે દાસ ॥
નરબાંહન બાહન બરી સજા પુજે મલ બિહાવત ॥
જયંત ધારા રૂપ અજ ભઈ ઉદા રાવત ॥
ગંભીરે અર્જુન જનાર્ધન ગોવિંદજીતા ॥
દામોદર સાંપિ લેવા ગદા ઈશ્વર હેમ વિદિતા ॥
મયાનંદ મહિમા અનંત ગુઢીલે તુલસી દાસ ॥
હરિ કે સંમત જે ભગત તે દાશનિકે દાસ ॥

## નર્વાહનજીનો પ્રસંગ.

નર્વાહન કરીને એક રાજાનો દીવાન હતો તે ઘણો પ્રેમી ભક્ત હતો અને રાધાવલ્લભ ગુરૂનો શીષ્ય હતો. તે એકવાર માલનાં વહાણ ભરી જમનાજીમાં આવતો હતો તે વખતે એક બીજા રાજાએ ચોરીઆં વાહાણ મુકીને તેને લુંટી લીધો અને તેને બંદીખાને નાંખ્યો. તેને એક ચાકરડી રોજ ખાવાનું પહોંચાડી આવતી. તે ચાકરડીએ જ્યારે તેને પુછ્યું કે તમે કોણ છો? ત્યારે તેણે કહ્યું કે હું રાધાવલ્લભનો શિષ્ય છું અને અમુક ગામનો હું દીવાન છું. ત્યારે તે લોંડીએ તેને કહ્યું કે અમારો રાજા પણ રાધા વલ્લભનો શીષ્ય છે અને તેથી તે ગુરૂ ઉપર તથા તેમના જે શીષ્ય હોય તેમના ઉપર ઘણો સારો પ્રેમ રાખે છે. માટે જ્યારે તે અહીં આવે ત્યારે તમે રાધાવલ્લભનું નામ લેજો, એટલે તે ઉપરથી તેણે જ્યારે તે રાજા ત્યાં આવ્યો ત્યારે રાધાવલ્લભ ગુરૂને યાદ કર્યા એટલે તે રાજાએ તેને પુછ્યું કે રાધાવલ્લભ કોણ? ત્યારે તેણે કહ્યું કે રાધાવલ્લભ જે હરીવંશમાં થયા તે. ત્યારે તે રાજા સમજ્યો કે તે મારાજ ગુરૂનો શીષ્ય લાગે છે એમ જાણી તે તેની સાથે ભેટીને મળ્યો અને તેનો લુંટેલો માલ તેને પાછો આપ્યો અને તેને પગે પડયો અને તેણે પોતાના અપરાધની માફી માગી. અને પછી તેણે તેને પોતાને ઘેર પાછો વિદાય કરી દીધો.

### મુલ ॥ છપ્પય છંદ ॥

શ્રીમુખ પુજા સંતકી આપુનતેં અધિકી કહી ॥
યહે વચન પર માનદાસ ગાંવરી જટિયાને ભાઉ ॥
બુંદી વનિયા રામદાસ મંડો તે મોહન વારી દાઉ ॥
માડો ઠી જગદીશ દાસ લછમન ચટ થાવલ ભારી ॥
સુન પંથમેં ભગવાન સબે સ લખાન ગુપાલ ઉધારી ॥
જોબનેર ગોપાલકે ભકત ઇષ્ટ તા નિર બહી ॥
શ્રીમુખ પુજા સંતકી આપુનતેં અધિકી કહી ॥

## ગોપાલજીનો પ્રસંગ.

જોબનેર નામના ગામમાં ગોપાલ કરીને એક ભકત હતો તે ઘણો વિરકત દશામાં રહેતો હતો અને તે સાધુસેવા સારી રીતે કરતો હતો. એકવાર એક સાધુ તેની પરીક્ષા લેવા તેને ઘેર આવ્યો એટલે ગોપાલ ભકતે તેને આદરસત્કારથી પોતાના ઘરમાં બોલાવ્યો. ત્યારે તે સાધુએ કહ્યું કે તમારા ઘરમાં તમારી સ્ત્રી ફરે છે અને હું કોઈ સ્ત્રીનું મોં જોતા નથી માટે હું અંદર નહિ આવું. ત્યારે ગોપાલ ભકતે ઘરમાં જઇને પોતાની સ્ત્રીને કહ્યું કે તું રસોડામાં જતી રહે કારણ કે આ સાધુ સ્ત્રીનું મોં જોતા નથી માટે તું રસોડામાં રહેજે બહાર નીકળીશ નહિ. એમ કહી પછી તે સાધુને તે અંદર લેઈ ગયા અને ત્યાં તેને જમવા બેસાડયો. અને તેને પોતે પીરસવા માંડયું અને તેમની સ્ત્રીએ તેમને જે જોઇએ તે રસોડામાંથી આપવા માંડયું એમ કરતાં તે સાધુએ અચાનક તે સ્ત્રીનું મોં જોયું એટલે તેણે ગોપાલ ભકતને કહ્યું કે તારી સ્ત્રીએ મને મોં બતાવ્યું માટે હું જાઉં છું, એટલે ગોપાલ ભકત રસોડામાં ગયો અને તેણે પોતાની સ્ત્રીના મોંઉપર એક તમાચો માર્યો, ત્યારે તેણીએ તેમને

કહ્યું કે મારા એક ગાલનો અપરાધ નહોતો પણ બન્ને ગાલ મળીને મારૂં મોં બતાવ્યું છે માટે તેણે બીજો ગાલ ધર્યો, એટલે તેમણે બીજે ગાલે તમાચો માર્યો. તે જોઇ તે સાધુ વિસ્મય પામ્યો. અને આ પ્રમાણે પરિક્ષા લેવામાં પ્રેમી ભક્ત લોકોને તેણે સતાવ્યાં એમ સમજી તેણે પશ્ચાતાપ કર્યો અને તે તેમને પગે પડયો, અને પછી તેમની માફી માગી. અને પછી તેમને કહ્યું કે હું તો તમારી પરીક્ષા લેવા આવ્યો હતો માટે તમે મને તેની કંઈ શીક્ષા કરો ! એટલે તે સાંભળી ગોપાલભક્ત તેના ઉપર ખુશી થયા અને પછી તેનો અપરાધ માફ કર્યો તથા તેણે કહ્યું કે આજથી તારે કોઈ સાધુની પરીક્ષા લેવી નહીં અને તેમને દુઃખ દેવું નહિ. એમ કહી તેમણે તેને વિદાય કર્યો.

## મુલ છપ્પય છંદ

પરમહંસ બંસનિમે ભયો વિભાગી વોનરો॥
સુરધર ખંડ નિવાસ ભુપસભ આજ્ઞાકારી ॥
રામ નામ બીસવાસ ભક્ત પદરજ વ્રતધારી ॥
જગન્નાથ કે દ્વાર દંડોતની પ્રભુ પૈધાયો ॥
દઇ દાસકીદાદી હુંડિ કરી ફેરી પઢાયો ॥
સુરધુની ઓઘ સંસર્ગ તે નામ બદલ કુક્ષિનરો
પરમહંસ વંસનિમે ભયો વિભાગી વોનરો ॥

## લાખા ભક્તનો પ્રસંગ.

મારવાડમાં લાખો કરીને એક પ્રસિદ્ધ ભક્તરાજ થઈ ગયો તે જાતનો ડમગર હતો અને તે સાધુસેવા સારી રીતે કરતો હતો. એકવાર જ્યારે દેશમાં દુકાળ પડયો ત્યારે ઘણા સાધુઓ તેને ત્યાં આવવા માંડયા ત્યારે તેનાથી તેને ખવરાવવાનું પુરૂં પાડી શકાયું નહિ. તેથી તેણે તેની સ્ત્રી સાથે એકવાર વિચાર કર્યો કે હવે આપણે આ ગામ છોડી બીજે ગામ નાશી જવું જેથી સાધુઓ આવતા બંધ થાય કારણ કે અહીં આપણાથી તેમને ખાવાનું પુરૂં પાડી શકાતું નથી માટે ઘર છોડી નાશી જવું. પછી જ્યારે તે રાત્રે સુઇ ગયો ત્યારે ઠાકોરજીએ તેને સ્વપ્નામાં પ્રગટ દર્શન દીધું અને તેને કહ્યું કે તું અકળાઇશ નહિ અને ઘર છોડીને જતો રહીશ નહિ. કાલ સવારે તારે ઘેર એક ગાલ્લું ભરીને ઘઉં આવશે એટલે તે ઘઉં તું કોઠીમાં નાંખજે અને તે ઉપર ઢાંકણું ઢાંકીને તું સીડી દેજે અને નીચેથી એક કાણું કરીને તે કોઠીમાંથી તું ઘઉં કાઢતો રહેજે અને તેને દળી તેના રોટલા કરીને તું રોજ સાધુઓને ખવરાવતો રહેજે. તે કોઠી હંમેશાં ભરેલીને ભરેલી રહેશે. વળી તે ગાડીની સાથે એક ભેંસ પણ આવશે તેને દોહીને તું દુધ મેળવજે અને તેને વલોવીને તેનું ઘી કરીને રોટલીઓને ચોપડજે અને તેની જે છાશ થાય તે તું સાધુઓને ખાવા આપજે અને તે પ્રમાણે તું સાધુ સેવા કરતો રહેજે એટલે તારી સાધુસેવામાં કોઈ દીવસ ખામી પડશે નહિ. પછી સવારે ઉઠીને તેણે સ્વપ્નાની વાત પોતાની સ્ત્રીને કહી કે આપણને ઠાકોરજીએ આ પ્રમાણે સહાય કરી માટે હવે આપણે નાશી જવાનું બંધ રાખવું. પછી થોડી વાર થઈ એટલે ઠાકોરજીના કહેવા પ્રમાણે ત્યાં એક ઘઉંનું ગાડુ તથા ભેંસ આવી. કેટલાંક માણસો ગાડુ ભેંસ લેઇને તેમનું ઘર પુછતા આવીને તેમને તે આપી ગયા, એટલે તે ઘઉં તેમણે કોઠામાં નાંખ્યા અને તેનું મોઢું બંધ કર્યું અને પછી ઠાકોરજીના કહેવા

પ્રમાણે તેમણે આખું વરસ ખરચ નભાવ્યું અને જેટલા સંત ત્યાં આવતા તે બધાને તે ખવરાતા રહ્યા અને તે ઘઉં ખુટયા નહોતા. તે ગાડું તથા ભેંસ એક પાસેના ગામમાંથી આવી હતી કે જયાં બ્રાહ્મણુની નાતમાં કંઈ ટંટો પડેલો હતો અને ત્યાં એક જણુને તેની નાતવાળા લોકોએ તેને નાતબહાર મુકેલો હતો અને તેથી તે નાતના પંચે તેની પાસેથી દંડ તરીકે એક ગાડું ઘઉં તથા ભેંસ લીધેલી હતી અને તે ધર્માદામાં તે ભક્તરાજને ત્યાં કે જયાં સંતસેવામાં હરકત પડતી હતી ત્યાં તે પહોંચડાવી આપી. એટલે તે પ્રમાણે તેમને ત્યાં ઘઉંનું ગાડું તથા ભેંસ આવી હતી. એકવાર લાખો ભકત મારવાડથી જગન્નાથજી જવાને નિકળ્યો એટલે જ્યારથી તે નિકળ્યો ત્યારથી તે ઠેઠ જગન્નાથજી પહોંચે ત્યાં સુધી તેણે દંડવત નમસ્કાર કરતા જવું એવો તેણે દૃઢ સંકલ્પ કર્યો અને તેથી તેણે એક ડગલું પણ ચાલવું નહિ એવો દૃઢ નિશ્ચય કર્યો. આ પ્રમાણે ઉગ્ર તપ ધારણ કરીને તે એક સંઘની પછવાડે પછવાડે જગન્નાથજી ગયો અને જ્યારે તે થોડું દુર રહ્યું એટલે જગન્નાથજી ઠાકોરે પોતાના પુજારીઓને આજ્ઞા કરી કે લાખો નામનો એક મારો પરમભકત મારાં દર્શન કરવા અહીં આવે છે અને ત દંડવત્ કરતો ચાલ્યો આવે છે તેથી તે ઘણો થાકી ગયો છે. માટે તમે તેના સામા એક પાલખી લેઇને જાઓ અને તમે તેને પાલખીમાં બેસાડીને અહીં તેડી લાવો એટલે તે ઉપરથી પુજારીઓ પાલખી લેઇને સામા ગયા અને તે સંઘમાંથી લાખા ભકતને શોધી કહાડયો અને તેને કહ્યું તમે પાલખીમાં બેસો ? ત્યારે તેણે કહ્યું કે મારે દંડવત કરતાં આવવાનો નિયમ છે માટે હું તેમાં નહિ બેસું. ત્યારે પુજારીઓએ તેને કહ્યું કે અમને ઠાકોરજીએ મોકલ્યા છે તેથી અમે પાલખી લાવ્યા છીએ અને તેમની આજ્ઞા માનીને તમે પાલખીમાં બેસો ? એટલે તે ઉપરથી તે પાલખીમાં બેઠા. અને ત્યાંથી પછી તે મંદીરમાં આવ્યા, એટલે ઠાકોરજીએ તેમને નામ લેઇને બોલાવ્યા અને તેમને કહ્યું કે તમે એક માળા લાવો અને તે મને પહેરાવો, એટલે તે પહેરીને ઠાકોરજી પ્રસન્ન થયા. પછી ઠાકોરજીએ તેને કહ્યું કે તમારે ઘેર તમારી છોકરી કુંવારી છે તેને પરણાવવા માટે હવે તમે ઘેર પાછા જાઓ અને ઘેર જઇને તેનું લગન કરો ! ત્યારે તેણે ઠાકોરજીને કહ્યું કે હવે હું ઘેર જવાને રાજી નથી, તેમજ આપનાં દર્શન છોડીને મને કંઈ જવું ગમતું નથી ! ત્યારે ઠાકોરજીએ તેમને ઘણો આગ્રહ બતાવ્યો. અને પછી તેમને ઘેર પાછા મોકલ્યા. ત્યારે તે પોતાને ગામ પાછા ગયા. ત્યાં જતાં રસ્તામાં એક ગામમાં એક હરીભક્ત શાહુકાર વાણીઆને ઠાકોરજીએ સ્વપ્ન આપ્યું કે મારો એક પરમભક્ત નામે લાખો અમુક સંઘ સાથે અહીં આવ્યો છે. તેને તું એક હજાર રૂપીઆની હુંડી લખી આપ, કારણ કે તેને ઘેર છોકરી કુંવારી છે તે પરણાવે; એટલે તે ઉપરથી વાણીઆએ તેને હુંડી લખી આપી. ત્યારે લાખાએ તેને કહ્યું કે તું હરીજન છે. માટે હું તારો પૈસો છોકરી પરણાવવામાં કેમ વાપરૂં ! ત્યારે તે શાહુકારે તેને કહ્યું કે મને જગન્નાથજી ઠાકોરજીએ સ્વપ્ન આપ્યું છે કે તમારી છોકરી પરણાવવા માટે મારે એક હજારની હુંડી તમને લખી આપવી માટે તેમની આજ્ઞાથી આ હુંડી તમને આપું છું તે લ્યો. અને ઘેર જઇ તેને વટાવીને તમે તમારી છોકરી પરણાવજો. એટલે લાખાએ તે હુંડીને લીધી અને પોતાને ઘેર જઇને તે વટાવી અને તેમાંથી સો રૂપિઆ ખર્ચીને તેણે પોતાની છોકરી પરણાવી અને બીજા પૈસા તેણે સાધુ સંતને ખવરાવી દેવામાં વાપર્યા. કારણ કે તેણે વીચાર્યું કે નાતના લોકો વીમુખ છે માટે તે સાધુ સંતને ખવરાવી દેવા તે વધારે સારૂં ગણાય. અને એ પ્રમાણે તેણે બીજા પણ ઘણા પૈસા લોકો પાસેથી છોકરી પરણાવવાને બહાને અગાઉથી લેઈ લેઇને સાધુઓને ખવરાવી દીધા હતા.

## મુલ છપ્પયછંદ.

જગત વિદિત નરસી ભગત જીન ગુજજર ધર પાવન કરી ॥
મહા સમારત લોગ ભકિત લો લેસ નજાને;
માલા મુદ્રાદેખિ તિસકી નિંદા ઠાને ॥
એસે કુલ ઉત્તપન્ન ભયો ભાગોત સિરોમનિ ॥
ઉસર તે સર કીયો ખંડ દોષ ઓયો જીનિ ॥
બહુત ઠોર પરચોદીયો રસરિતિ ભક્તિ હૃદૈધરી ॥
જગત વિદિત નરસી ભગતં જીન ગુજજર ધર પાવન કરી ॥

## નરસિંહ મહેતાનો પ્રસંગ.

જુનાગઢમાં નાગરની જાતીમાં નરસિંહ મહેતા કરીને એક પરમભકત થઇ ગયા. બાપને બે છોકરા હતા, જેમનો મોટો ભાઇ પરણેલો હતો. એક દીવસ નરસિંહભક્ત બહારથી આવ્યા અને પોતાની ભાભી પાસે તેમણે કંઈ પાણી પીવા માગ્યું ત્યારે તેમની ભાભીએ ચીઢાઇને તેમને કહ્યું કે તમે શું કમાઇને આવ્યા છે કે વળી જલદી પાણી માગો છો ? માટે જો જલદી પીવું હોય તો તમે હાથેં લઇને પીઓ. એટલે તે સાંભળીને નરસિંહ મહેતાને ચાનક લાગી ગઇ કે મારી ભાભી તો કમાણી શોધે છે અને હું તો કંઇ કમાતો નથી માટે બેતર છે કે, હવે પ્રાણુ ત્યાગ કરવો. પણુ હવે અન્ય કોઇ સ્થળે મરવું તેના કરતાં મહાદેવના મંદીરમાં જઇને મરવું તે વધારે સારૂં છે. કારણુ કે તેમ મરવાથી અવગતિ થતી નથી. એમ વિચારી તે ત્યાંથીને ત્યાંથીજ પાણી પીધા વગર નિકળી પડયા અને વગડામાં જઇને એક એકાંત શીવાલયમાં ગયા અને ત્યાં જઇ તેમણે મહાદેવજીનું સાત દિવસ સુધી તપ કર્યું અને અને જળ લેવું પણુ ત્યાગ કર્યું. એટલે મહાદેવજીએ વિચાર્યું કે જો કોઈ માણુસ કોઇ ઇત્તર ગરીબને ઘેર લાંઘો ઘાલે તો તે પણુ તેની કંઈ ખબર લે છે અને આ માણુસ આજ સાત દહાડાથી અહીં મારા સ્થાનમાં ભુખ્યો પડયો છે અને હું તેની કંઇ ખબર લેતો નથી તે કંઈ ઠીક દેખાતું નથી. એમ વિચારી શીવજીએ તેને સાક્ષાત દર્શન આપ્યું અને તેને કહ્યું કે હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે તારે હવે જે જોઇતું હોય તે માગી લે ? ત્યારે નરસિંહ મહેતાએ શીવજીને કહ્યું કે મારે શું માગવું યોગ્ય છે, તે હું કંઈ જાણુતો નથી. માટે તમેજ વીચાર કરીને તમને જે સૌથી પ્રિય વસ્તુ હોય તે મને આપો ! એટલે મહાદેવજી શોચમાં પડયા. તે સાંભળીને અને જેમ આગળના વખતમાં પોતે વકાસુરને વરદાન આપીને પસ્તાયા હતા તેમ આ વખતે શીવજી નરસિંહ મહેતાને વરદાન આપીને પસ્તાયા. કારણુ કે પોતાને સૌથી પ્રિય એવા, તો શ્રી વિશ્નુ કહેવાય. એટલે મહેતાજીએ વિશ્નુનાં દર્શ કરવાનું માગ્યું અને તે ઉપરથી શીવજી ઘણા શોચમાં પડયા, પણુ હવે શું કરે ? વચન આપ્યું મીથ્યા થતું નથી. માટે જેવું ભાવી હોય તેમ થાય. અને તે પ્રમાણે બનવા કાળ હશે માટે મારાથી તે વચન આપી જવાયું. જો કે તે હાલ બાળક રૂપ છે તોપણુ આગળ જતાં કોઇ પ્રતાપી પુરૂષ થવાનો હશે અને તે હજારો સંત સાધુનો પાળક થવાનો હશે માટે મારાથી આ વચન આપી જવાયું હશે. એમ માની પછી પોતાના વચનનો નીભાવ કરવાનું નક્કી કર્યું. વકાસુરનો પ્રસંગ એવો છે કે વકાસુર કરીને એક દૈત્ય હતો અને તે દેવતાઓ સાથે વારંવાર લડતો

પણુ દેવતાઓ તેને હરાવતા તેથી તેણે શંકરની ઉગ્ર ઉપાસના કરી, ત્યારે શંકર પ્રસન્ન થયા અને તેને વરદાન માગવા વચન આપ્યું, ત્યારે વક્રાસુરે શીવજીનું કંકણુ માગ્યું કે જે કંકણુ પહેરીને તે જેના ઉપર હાથ મુકે તે બળીને ભસ્મ થઇ જાય તેવી શક્તિવાળું તે હતું અને તે કંકણુ શીવજીએ વચનથી બંધાઇને વક્રાસુરને આપ્યું એટલે તે પહેરીને તે દેવતાઓ સામે લઢવા ગયો ત્યાં રસ્તામાં તેને નારદજી સામા મળ્યા ત્યારે નારદજીએ તેને પુછ્યું કે તું ક્યાં જાય છે ? ત્યારે વક્રાસુરે કહ્યું કે હું શીવજી પાસેથી કંકણુ લેઇને આવું છું અને હું દેવતા સામે લઢવાને જાઉં છું. ત્યારે નારદજીએ તેને કહ્યું કે એ કંકણુમાં જે ભસ્મ કરવાનો ગુણુ છે તેની પહેલી તું પરીક્ષા કર અને પછી તું દેવતા સામો લઢવા જા, અને તેની અજમાયશ કાઢવા તું શીવજી પાસે પાછો જા અને તેમની પાર્વતી માગ તેમાં જો તે ભસ્મ થઈ જાય તો તું તે કંકણુને સાચું માનજે. એટલે તે ઉપરથી તે શીવજી પાસે પાછો ગયો એટલે શીવજીએ તેને છેટેથી આવતો જોયો અને તેના મનની વૃત્તિ જાણી લીધી અને પોતે ત્યાંથી નાઠા અને વિશ્નુ લોકમાં ગયા અને ત્યાં વિશ્નુને મળ્યા અને તેમને કંકણુની વાત કહી. એટલે વિશ્નુએ તેમને તેમના ભોળપણુ માટે ઠપકો દીધો અને પછી તેમને ત્યાં બેસાડયા અને પોતે કંકણુ છીનવી લાવવા વક્રાસુર તરફ ગયા અને પોતે પાર્વતીનું રૂપ લઇને વક્રાસુરને મળ્યા અને તેને પુછ્યું કે તું કયાં જાય છે ? ત્યારે વક્રાસુરે કહ્યું કે હું મહાદેવજી પાસે તેમની પાર્વતી માગવા જાઉં છું. ત્યારે વિશ્નુએ તેને કહ્યું કે પાર્વતી તો હુંજ છું માટે તારે હવે તેમની પાસે જવાની શી જરૂર છે ? ત્યારે વક્રાસુરે કહ્યું કે ઠીક. તમે ચાલો મારી સાથે ? ત્યારે તે મોહીની સ્વરૂપ બનેલા વિશ્નુએ તેને કહ્યું કે જો તમારામાં મહાદેવજી જેટલા ગુણુ હોય તો હું તમારી સાથે આવું ? ત્યારે વક્રાસુરે તેને પુછ્યું કે તમારે શા ગુણુ જોઇએ છે ? ત્યારે તેમણે કહ્યું કે મહાદેવજી તો મારા આગળ નાચ કરે છે. માટે તે તમારાથી બનશે ? ત્યારે વક્રાસુરે કહ્યું કે કેવી રીતનો નાચ તે બતાવો ? એટલે હું તે પ્રમાણે કરૂં. ત્યારે પાર્વતીએ કહ્યું કે શીવજી તો નાચતાં નાચતાં ઘડીકમાં પોતાના હાથ કેડે મુકતા, ઘડીકમાં ખભે મુકતા, ઘડીકમાં માથે મુકતા અને એ પ્રમાણે નાચતા. ત્યારે વક્રાસુરે તે પ્રમાણે નાચ કરવા માંડયો એટલે જે વખતે તે કંકણુવાળો હાથ તેણે પોતાના માથા ઉપર મુકયો કે તરત ત્યાં રાખનો ઢગલો થઇ ગયો એટલે તે કંકણુ લેઇને વિશ્નુજીએ લાવીને મહાદેવજીને આપ્યું એટલે મહાદેવજી ખુશ થયા. પછી તેમણે તેને પુછ્યું કે આ તમે કેવી રીતે લાવ્યા ? તે તમે મને બતાવો ? ત્યારે વિશ્નુએ તેમને કહ્યું કે તે જોવામાં કંઇ માલ નથી. ત્યારે શીવજીએ તેમને આગ્રહ બતાવ્યો એટલે વિશ્નુજી તેમને વગડામાં લેઇ ગયા અને ત્યાં મોહની સ્વરૂપ કરીને બતાવ્યું અને મહાદેવજીને એક ઝાડ ઉપર બેસાડી રાખ્યા. તોપણુ ત્યાંથી તે મોહીનીનું રૂપ જોઈને તે વીર્ય ખલીત થઈ ગયા. એટલે નારદજીએ તે વીર્ય અદ્ધર ઝીલી લીધું અને તેને લેઈ જતાં રસ્તામાં તે સમુદ્રમાં પડી ગયું એટલે અંજનીએ તે ગૃહણુ કર્યું એટલે તેના હનુમાનજી થયા. એ પ્રમાણે વક્રાસુરનો પ્રસંગ કહી હવે નરસિંહ મહેતાની વાત ચલાવું છું. એ પ્રમાણે શીવજીએ વચન આપીને પસ્તાવો કરીને તથા ભાવીને પ્રબળ સમજીને પોતાનું મન વાળ્યું. અને પછી પોતાના પરમપ્રિય જે વિશ્નુ તેમનો અખંડ રાસ જોવાને નરસિંહ મહેતાને એક સખીનું રૂપ લેવડાવીને પોતે વંદ્રાવન લેઈ ગયા અને ત્યાં ગોપીઓ સાથે જ્યાં શ્રીકૃષ્ણુ દેવજી રાસ કરતા હતા ત્યાં તેમનાં દર્શન કરાવ્યાં. ત્યારે શ્રીકૃષ્ણુદેવજીએ મહાદેવજીને પુછ્યું કે આ નવી સખી કોણુ છે ? ત્યારે શીવજીએ કહ્યું એતો તમારો ઘણો ભાવીક સેવક છે અને તેને આપનાં દર્શન કરવાને હું અહીયાં લાવ્યો છું. તે આપને શરણે આવ્યો છે માટે

આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. પછી નરસિંહ મહેતાને શ્રી કૃષ્ણજીએ કહ્યું કે હવે તમે ઘેર પાછા જાઓ ત્યારે મહેતાએ કહ્યું કે હવે મારે ઘેર પાછું જવું નથી ત્યારે ભગવાને તેમને કહ્યું કે હું તમને મારી યાદગીરીમાં એક કેદારો રાગ આપું છું તે લેઇને તમે પાછા જાઓ અને જયારે જયારે તમને કંઇ સંકટ પડે ત્યારે ત્યારે તમે તે કેદારો રાગ ગાજો, એટલે હું પંડે આવીને તમને સહાય કરી જઇશ; માટે હવે તમે મૃત્યુ લોકમાં પાછા જાઓ અને ત્યાં લોકોને મારી ભક્તિ શીખવો. એટલે તે ઉપરથી નરસિંહ મહેતા પાછા આવ્યા. પછી પોતે લગ્ન કર્યું અને પોતાને ઘેર ઠાકોર સેવા રાખી અને સાચા ભાવથી ભજન કરવા માંડયું. તેમને ત્યાં સંત સાધુઓ આવતા જોઇને તેમની નાત વાળાઓએ તેમની ઘણી અદેખાઈ કરવા માંડી

એકવાર પૂર્વ દેશના કોઇ ચાર શાહુકાર દ્વારકાં જતાં રસ્તામાં જુનાગઢમાં આવ્યા અને ત્યાંથી દ્વારકાની હુંડી લેવા માટે તેઓ તે ગામમાં પુછપાછ કરવા લાગ્યા, ત્યારે લોકોએ તેમને મશ્કરીમાં કહ્યું કે નરસીંહ મહેતા અહીં શાહુકાર છે અને તેની દ્વારકાંમાં આડત છે માટે તમે તેને ઘેર જાઓ, એટલે તે તમારા રૂપીયા લે અને તમને હુંડી લખી આપે. તે ઉપરથી તેમણે મંહેતાને હુંડી લખવા કહ્યું એટલે નરસિંહ મહેતાએ જાણ્યું કે અહીંના લોકોએ મારી મશ્કરી કરી લાગે છે પણ જયારે તે લોકોએ હુંડી લેવા માટે ઘણો આગ્રહ બતાવ્યો ત્યારે નરસિંહ મહેતાએ ચારસો રૂપીઆ લેઇને ચારસોની હુંડી શામળશાહ શેઠ ઉપર લખી આપી એટલે તે લેઇને તે જાત્રાળુ લોક ત્યાંથી વિદાય થયા. પછી તે મહેતાએ તે રૂપીઆ સાધુને ખવડાવી દીધા. પછી પેલા જાત્રાળુઓ જયારે હુંડી લેઇને દ્વારકાં ગયા ત્યારે શામળશાહ નામનો કોઈ શેઠ તેમને મળ્યો નહિ ત્યારે આખરે થાકીને તેઓ ગામ બહાર જઇને બેઠા. એટલે ભગવાનને તેની ચીંતા થઇ કે મહેતાએ આ લોકોને મારા નામ ઉપર લખી આપ્યું અને તે લોકો નિરાશ થઇને જો પાછા જશે તો મારૂં નામ વગોવાશે. એમ વિચારી તેમણે એક શાહુકારનું રૂપ લીધું અને ચારસા રૂપીઆ એક ગુમાસ્તાને ખભે ઉપડાવીને પેલા વાણીઆ જયાં બેઠા હતા ત્યાં ગયા. અને તેમને પુછ્યું કે શામળશાને કોણ ખોળે છે ? ત્યારે તેમણે કહ્યું કે અમે તો તમને આખા ગામમાં શોધી વળ્યા અને થાકીને હવે પાછા જતા હતા પણ હવે તમે મળી આવ્યા તે ઠીક થયું, એમ કહી તેમને હુંડી આપી અને ચારસો રૂપિઆ ગણી લીધા. પછી તેમણે મહેતા ઉપર જવાબ લખી આપ્યો કે આવી હુંડીઓ તમે રોજ લખતા રહેજો અને અમે રોજ તે શીકારતા રહીશું. એ પ્રમાણે લખી આપીને પછી પોતે આગળ જઇને અંતરધ્યાન થઈ ગયા. નરસિંહ મહેતાને એક છોકરો અને બે છોકરીઓ હતી તેમાંની એકનું નામ કુંવરબાઈ હતું અને તેને પરગામ પરણાવેલી હતી. પછી જયારે તેને શ્રીમંત આવ્યું ત્યારે તેની સાસુએ તેણીને મેણું માર્યું કે તારો બાપ તો સાધુ છે એટલે નાતના કરકરીઆવર તે શું આપવાનો છે ? કુંવરબાઇથી સાસુનાં મેણાં સાંખી શકાયાં નહિ તેથી તેણે પોતાના બાપને એક કાગળ લખી મોકલ્યો કે મારી સાસુ મને મેણાં દે છે માટે મામેરૂં કરવાને તમે અહીં આવજો અને કંઇ દ્રવ્ય સાથે લેતા આવજો. તે વાંચીને નરસીંહ મહેતાએ બધા હરીજનોને એકઠા કર્યા અને બે મડદાલ જેવા બળદ જે મળી આવ્યા તેવા માગી લીધા; કારણ કે સારા બળદ કોઇએ તેમને આપ્યા નહિ. પછી એક ભાંગલી વેલ જેવી મળી આવી તેવી માગી લાવ્યા અને તે વહેલ જોડી અને તેમાં કેટલાંક કાંશી જોડાં મુકયાં તથા માળાઓના તથા ગોપીચંદના ગાંસડા બાંધીને તેમાં મુકયા અને એ બધી સામગ્રિરૂપ દ્રવ્ય લેઇને તથા સાધુને સાથે લેઇને તે વહેલ જોડીને ભજન ગાતા ગાતા કુંવરબાઇને સાસરે મામેરૂં કરવા ગયા. ત્યાં તેમને એક ખં-

ડેર હવડ ઘરમાં ઉતાર્યા. પછી કુંવરબાઇની સાસુએ તથા તેણીની નણંદે તેમજ તે ગામની બીજી સ્ત્રીઓએ કુંવરબાઈની મશ્કરી કરવા માંડી એટલે તે પોતાના બાપને મળવા ગઇ અને તેણીએ મેહેતાજીને દ્રવ્યની વાત પુછી, ત્યારે મહેતાજીએ તેણીને કહ્યું કે કંઈ ફીકર રાખવી નહિ ઠાકોરજી સૌ પૂર્ણ કરશે. ત્યારે તેણીએ કહ્યું કે પૈસા વગર તમે શી રીતે મામેરૂ કરશો ? જો તમારી પાસે પૈસો નહોતો તો તમે અહીં શું કરવા આવ્યા ? ત્યારે નરસિંહ મહેતાએ તેણીને કહ્યું કે તું વિશ્વભંરને યાદ કર અને તારી સાસુને જઇને કહે કે તમારે જે જે પહેરામણી જોઇતી હોય તે બધી તમે મને એક કાગળ ઉપર લખાવી આપો, એટલે તે પ્રમાણે મારો બાપ તમને આપે. એટલે કુંવરબાઇએ જઇને પોતાની સાસુને કહ્યું કે તમે મને પહેરામણીની યાદ કરાવી આપો, એટલે તેની સાસુએ તે મશ્કરી ગણીને તેને આખી નાગરની ન્યાતની પહેરામણીની યાદ કરાવી આપી કે જે કોઈ રાજાથી પણ પુરી કરી શકાય નહિ. તેવી પહેરામણીની યાદીનો કાગળ કુંવરબાઇએ નરસિંહ મહેતાને આપ્યો, એટલે નરસિંહ મહેતાએ કુંવરબાઇને કહ્યું કે તું ફરી તારી સાસુને જઇને પુછી આવ કે હજી કંઇ બાકી રહી જતું હોય તો લખાવો, કારણ કે પછીથી તમે કહેશો તે કામમાં આવશે નહિ. એટલે તે ઉપરથી કુંવરબાઈ ફરીને પોતાની સાસુ પાસે ગઈ અને તેને તે કહ્યું, ત્યારે સાસુએ ચીડાઇને તેણીને કહ્યું કે તારો બાપ શું આપવાનો છે કે આવી લાંબી વાતો કરે છે પછી તે લખનારને કહ્યું કે લખો બે પથરા એટલે તે ઉપરથી બે પત્થરા લખી આપ્યા. પછી તે કાગળ લેઈને કુંવરબાઇએ પોતાના બાપને આપ્યો. પછી નરસિંહ મહેતાએ એકાંત ઓરડીમાં જઇને ત્યાં પડદો કરીને ઘણી આતુર વાણીથી પરમેશ્વરનું ભજન કર્યું એટલે લખાવેલો બધો સામાન બે સોનાના પત્થરા સુધાંત મામેરૂં ભરીને ભગવાને નરસિંહ મહેતાને અંતરીક્ષથી પહોંચાડી આપ્યું. એટલે મહેતાજીએ નાતના બધા લોકોને ત્યાં તેડાવ્યા અને તેમના માગવા પ્રમાણે તેમને બધું આપ્યું. પછી છેવટે સોનાના બે પથરા અંદરથી નિકળ્યા તે જોઈ બધા આશ્ચર્ય પામ્યા. પછી પહેરામણીનું કામ પુરૂં થયું ત્યારે કુંવરબાઇની નણંદે પોતાની એક નાની છોકરી સારૂં કાપડું માગ્યું પણ તે યાદીમાં લખાવેલું નહોતું તેથી તે કયાંથી નીકળે ? એટલે તેણે કુંવરબાઇને મેણું માર્યું કે તારા બાપે શું કર્યું ? મારી એક નાની છોડી તો કાપડા વગર રહી ગઇ. આ સાંભળી કુંવરબાઇએ પોતાના બાપને કહ્યું કે હવે એક કાપડા સારૂં કહેવત રહી જાય છે માટે તમે તે ભગવાન પાસેથી મંગાવી આપો, નહિ તો મારે જન્મારાનું મેહેણું રહી જશે. તે સાંભળી નરસીંહ મેહેતાએ ફરીને ભગવાનની સ્તુતિ કરી. એટલે અંતરીક્ષથી એક કાપડું પડયું એટલે તે લેઇને તેણીએ પોતાની નણંદને આપ્યું. એકવાર જ્યારે નરસિંહ મહેતા નહાવા બેઠા હતા ત્યારે તેમને સતાવવા સારૂ ઘણું ગરમ ઉકળતું પાણી કરીને આપ્યું. એટલે નરસિંહ મહેતાએ સામોવણ સારૂં ટાઢું પાણી માગ્યું. ત્યારે લોકોએ તેમને કહ્યું કે તમે તો ભગવાનના પ્યારા ભકત છો અને તેથી માગ્યા મેઘ વરસાવી શકો તેવા છો માટે અમારે શું કરવા તે આપવું ? તમારે જોઇતું હોય તો તમે પરમેશ્વરની સ્તુતિ કરો એટલે ભગવાન વરસાદ વરસાવશે, એમ તેમની મશ્કરી કરી. એટલે નરસિંહ મહેતાએ ત્યાં આતુર વાણીથી પરમેશ્વરની સ્તુતી કરી અને મલહાર રાગ ગાયો એટલે ત્યાં મુશળધાર વરસાદ થયો તેથી આખા શહેરમાં પાણી પાણી થઇ ગયું તથા લોકોના ઘરમાં પાણી પેશી જવા માંડયું એટલે લોકોએ આવીને નરસિંહ મહેતાની ઘણી ઘણી સ્તુતિ કરી અને તેમને કહ્યું કે હવે આ કોપ સમાવી ઘો એમ તેઓએ તેમને ઘણી પ્રકારે કાલાવાલા કર્યા એટલે મહેતાજીને તેમના ઉપર દયા આવી એટલે વરસાદ બંધ થઇ ગયો. કુંવર-

બાઇએ પોતાનાં સાસરીઆંની આવી નિર્દયતા જોઇને પછી પોતાના પતીનું સુખ વિસારી દીધું અને તેણી પોતાના બાપની પાસે જુનાગઢ ગઇ. તે ફરીને તે પાછી સાસરે આવી નહિ પણ પોતાના બાપને ત્યાંજ રહી. મહેતાની બીજી છોકરી જે પહેલેથીજ પરણેલી નહોતી તે કુંવરબાઇની હાલત જોઇને પછી તેણીએ પરણવાનું માંડી વાળ્યું. અને તેથી તે કુંવારી રહી. એમ તેમની બન્ને દીકરીઓ ઘેર રહી અને મહેતાજી સાથે ભજન કરવા લાગી. એક વાર તે શહેરમાં બે નટડીઓ આવી અને તેઓ ઘેરેઘેર માંગતી હતી ત્યારે ત્યાંના લોકોએ તેમની મશ્કરી કરી કે આ શહેરમાં નરસિંહ મહેતા કરીને એક શેઠીઓ છે માટે તમે તેને ઘેર જાઓ તો તે તમને ન્યહાલ કરશે. એટલે તે ઉપરથી તે નટડીઓ નરસિંહ મહેતાને ત્યાં ગઇ અને ત્યાં તેમને સારા રાગ કાઢીને ગાવા માંડયું, એટલે નરસિંહ મહેતાએ તેમને કહ્યું કે તમારૂં શરીર તો ઘણું સુંદર છે માટે જો તમે મુડાવી સાધુ બનીને પરમેશ્વરનું ભાવયુકત ભજન કરો તો તે તમારા નટીના ધંધા કરતાં તમને વધારે દીપી નીકળશે. એટલે તે સાંભળી તે નટીઓનાં મન મહેતાજી તરફ આકર્શાયાં અને તેથી તેણીઓ નરસિંહ મહેતાને પગે પડી અને તેમણે નરસિંહ મહેતાને વિનંતી કરીને કહ્યું કે તમે અમને ચેલીઓ કરો ? એટલે મહેતાજીએ તેમને કહ્યું કે તમે તમારાં માથાં મુડાવો અને તમે તમારો શણગાર ત્યાગ કરો, એટલે તે ઉપરથી તેમણે તેમ કર્યું. એટલે મહેતાજીએ તેમને ગુરૂમંત્ર આપ્યો અને તેમને પોતાની ચેલીઓ કરી, અને તેમને પોતાની બે છોકરીઓની સાથે પોતાને ઘેર રાખી. એટલે બે તેમની છોકરીઓ અને બે નટડીઓ મળીને ચાર જણીઓએ પછી હરીભજન કરવા માંડયું. તેઓ બજારમાં પણ લોકલાજ મૂકીને કોઇ કોઇ વાર ગાતાં જતાં તે. જોઇ નરસીં મહેતાનો સાળો કે જે તેમની છોકરીઓને મામો થતો હતો તેને ઘણી લાજ આવવા માંડી કે નરસિંહ મહેતો મને લજાવી મારે છે અને તે મારી ભાણેજો પાસે આવો નિચો ધંધો કરાવે છે. માટે તેને આ ગામ છોડાવી દેશ નીકાલ કરવો જોઇએ. એમ વિચારી તેણે ત્યાંનો રાજા કે જેનું નામ માંડલીક હતું અને જેની સાથે તેને ઘણી દોસ્તી હતી તેને તેણે તે હકીકત કહી અને મહેતાને ગામમાંથી કાઢી મુકવાનું કહ્યું જેથી તેને લજાવવું પડે. પછી એકવાર જ્યારે તે રાજા પોતાની સભા ભરીને બેઠો હતો તે વખતે તે સભામાં ઘણા પંડિતો, સંન્યાસીઓ બેઠા હતા ત્યાં નરસિંહ મહેતાની વાત નીકળી ત્યારે તે રાજાને નરસિંહ મહેતાને તેડવા સીપાઇઓને મોકલ્યા એટલે સીપાઇઓએ આવીને નરસિંહ મહેતાને કહ્યું કે રાજા તમને સભામાં તેડાવે છે ત્યારે નરસિંહ મહેતાએ કહ્યું કે અમારે રાજાનું શું કામ છે ? માટે અમે ત્યાં નહીં આવીએ. ત્યારે સીપાઇઓએ તેમને કહ્યું કે જો તમે નહીં આવો તો રાજાના હુકમનો અનાદર ગણીને અમે તમને બાંધીને ત્યાં લેઇ જઇશું. એટલે તે સાંભળીને નરસિંહ મહેતા પોતાની બંને છોકરીઓને તથા પેલી બન્ને નટડીઓને સાથે લેઇને કાંસી જોડા વગાડતા અને ભજન ગાતા ગાતા બજારમાંથી નીકળીને તે રાજસભામાં ગયા. ત્યાં રાજાએ તેમને કહ્યું કે તમે લોકલાજ મુકીને આ શું ધંધો લેઇ બેઠા છો ? પછી ત્યાં પંડીતોએ પણ તેમને કહ્યું કે આવી તે વળી ભક્તી થતી હશે ? કે લોકલાજ મુકીને સ્ત્રીઓને સાથે લેવી અને ભજન ગાતાં બજારમાં ફરવું માટે તમે આ જે અઘટીત કામ કરો છો તે મુકી દો ? ત્યારે નરસીંહ મહેતાએ તેમને કહ્યું કે તમે પંડીત લોકો ભક્તી વિશે શું જાણો ? તમે તો પુસ્તકોની ખોડ ખાંપણો કાઢી જાણો. તમને ભક્તિના રસની તો ગંધ પણ ખબર નથી. એટલે તે ઉપરથી તેઓ તેમના ઉપર ચીડાઇ જઇને તેમને કહ્યું કે જો તમે સાચી ભક્તિ કરતા હો તો તમે અમને તેનું પારખું બતાવો. અમે ઠાકોરજીને એક હાર પહેરાવીએ છીએ અને પછી તે ઠાકોર મંદીરને અમે તાળું વાસીએ

અને તમને એક બીજા ઓરડામાં રાખીએ, પછી જો તમારી ભક્તિ સાચી હશે તો ઠાકોરજી તમને તે હાર પહેરાવી જશે. કારણ કે નરસીંહમહેતા કેદારો રાગ ગાતા ત્યારે ભગવાન તેમને દર્શન દેઇને તેમને સહાય કરતા પણ તે કેદારો રાગ તેમણે સાધુઓને ખવરાવવાના ખરચમાં એક બીજા માણસને ત્યાં ઘરાણે મૂકેલો હતો તે તે પંડીતો જાણતા હતા. તેથી આ લાગ સાધીને તેમણે તેમને જુઠા પાડવા, અને તેમને ગામ ત્યાગ કરાવા સારૂં તેમણે આ તદબીર રચી. અને તેથી તેમણે એક પાકે દોરે ફુલનો હાર ગુંથાવ્યો જેથી તે તુટી પડે નહીં અને એમ ચોકસી કરીને તેમણે ઠાકોરજીને તે હાર પહેરાવ્યો અને તેમને બન્નેને જુદી ઓરડીઓમાં રાખ્યા અને ત્યાં તાળાં માર્યાં, અને પછી બધા લોકો પોતપોતાને ઘેર ગયા. મંડળીકની મા જે નરસીંહ મહેતાની ચેલી થતી હતી તેણે પોતાના દીકરાને શિખામણ દીધી કે મહેતાજી મારા ગુરૂ છે, અને તે એક પ્રતાપી મહાત્મા છે માટે તું તેમને આવી રીતે સતાવ નહીં, અને તું મારૂં વાર્યું કર નહિ તો સાધુના કોપને લીધે તારૂં રાજ ખેદાનમેદાન થઈ જશે. માટે નરસીંહ મહેતાને તેં જે નકામા કેદ કર્યા છે તે તેમને તું છોડી મુક. પણ રાજાએ તે કાંઈ માન્યું નહીં. પછી નરસીંહ મહેતાએ તે રાત્રે ભગવાનની ઘણી ઘણી સ્તુતિ કરી અને આતુર વચનથી તેમણે અરજ કરી. પણ કેદારો રાગ તેમની પાસે નહોતો; તેથી ભગવાન ત્યાં આવ્યા નહીં. ત્યારે ઘણીવાર સુધી વાટ જોઇને નરસીંહ મહેતાએ પછી ભગવાનને મહેણાં માર્યાં અને તેમને કહ્યું કે હે શ્રીકૃષ્ણ મહારાજ ! તમે રાધકાની સાથે આનંદમાં બેઠા એટલે તમે અમારી ખબર શું કરવા લ્યો ? પણ જો આ વખતે તમે અમારી સહાય નહીં કરો તો તેમાં અમારૂં શું જશે ? સવારમાં મંડળીક અમને ગરદન મારશે તો તમે અમને સહાય ન કરી તેથી તમને તે કલંક ચોંટશે. એમાં અમારૂં કાંઇ જવાનું નથી. આ પ્રમાણે જ્યારે તેમણે મહેણાંના ઘણાં વચન ગાયાં ત્યારે ભગવાનને ચિંતા થઈ, અને તેથી તે તેમને સહાય કરવાને ધાયા. અને પોતે મહેતાનું રૂપ લેઇને જે માણસને ઘેર મહેતાએ કેદારો રાગ ઘરાણે મુકેલો હતો તેને ત્યાં પોતે ગયા, અને ત્યાં જઇને મધરાતે તેનું બારણું ઠોક્યું. તે માણસને બે સ્ત્રીઓ હતી જેમાંની એકને કોઈ મોટો રોગ થયેલો હતો. અને તે કોઈ ઉપાયથી મટતો નહોતો તેથી તેણીને ગામના લોકોએ કહી રાખેલું હતું કે જો તને નરસીંહ મહેતા મળે તો તે રોગ તારો મટે. કારણ કે નરસીંહ મહેતાને ભગવાન મળેલા છે. તે ઉપરથી તે ઘણા દીવસથી નરસીંહ મહેતાની વાટ જોતી હતી. અને તે મધરાતે તેમને કમાડ ઠોકતા આવતા સાંભળીને તેણે તરત બારણાં ઉઘાડયાં અને તેમને પગે પડી. પછી નરસીંહ મહેતાના રૂપે ભગવાને તેણીને કહ્યું કે તમે તમારા પતીને બોલાવો કે તે તેમના માગતા રૂપિઆ લેઇને મને મારો ઘરાણે મુકેલો રાગ પાછો આપે અને જે દસ્તાવેજ કરેલો છે તેના ઉપર ભરપાયા લખી આપે. એટલે તે ઉપરથી તે સ્ત્રીએ પોતાના પતીને બોલાવ્યો એટલે તેમણે તેને માગતા રૂપિઆ આપ્યા અને તેનો દસ્તાવેજ લીધો અને તે લેઇને જ્યાં નરસીંહ મહેતાને કેદ પુર્યા હતા ત્યાં જઇને છાપરામાંથી એક કાણું પાડીને તે દસ્તાવજ મહેતાના ખોળામાં નાંખ્યો એટલે મહેતાજી ખુશ થયા. અને તેમને હીંમત આવી કે ભગવાન હવે સહાય કરવા આવ્યા. પછી તેમણે કેદારો રાગ ગાયો એટલે ભગવાને પ્રગટ થઇને તેમને દર્શન આપ્યું અને તેમનું દુઃખ પુછ્યું, એટલે તેમણે હારની વાત કહી એટલે ભગવાન તે હાર મંદીરમાંથી લેઈ આવ્યા, અને તે મહેતાને પહેરાવ્યો. અને પછી પોતે અંતરધ્યાન થઈ ગયા. સ્હવારમાં બધી સભા પાછી ભરાઈ અને રાજા તેમને સાથે લેઇને ત્યાં આવ્યો તો બન્ને ઓરડાઓનાં તાળાં સાબુત જોયાં. પછી નરસીંહ મહેતાની ઓરડી ઉઘાડી તો તેમના કોટમાં હાર

દીઠો, એટલે બધા લોકો વિસ્મય પામ્યા અને તે સાચા ભક્ત છે એમ માન્યું. તેમને પગે પડયા અને વિમુખ લોકો ખશીઆણા પડી ગયા અને તેથી તેઓ ત્યાંથી નાશી ગયા.. એકવાર એક નાગર ગોર સગાઇ કરવાને નગરોમાં ફરતો ફરતો જુનાગઢ આવ્યો અને ત્યાં તેણે બધા નાગરોને ત્યાં જોયું પણ કોઈ ઠેકાણે તેને કોઈ વર નજરમાં બેઠો નહીં. ત્યારે ત્યાંના નાગરોએ મશ્કરીમાં તેને મેહેતાને ઘેર મોકલ્યો પણ ત્યાં તેને મેહેતાનો છોકરો પસંદ પડયો એટલે તેણે તેને ચાંલ્લો કર્યો. અને પછી પોતાને ગામ આવીને પોતાના યજમાનને તેણે કહ્યું કે હું તમારી કન્યાનો વિવાહ કરી આવ્યો. ત્યારે તે યજમાન ઘણો શ્રીમંત હોવાને લીધે તેનો ગોર કોને ત્યાં વિવાહ કરી આવ્યો તે જાણવાને ઇંતેજાર હોવાથી તેણે ગોરને પૂછ્યું કે તમે કોને ત્યાં વિવાહ કરી આવ્યા ? ત્યારે ગોરે તેને કહ્યું કે નરસીંહ મહેતાને ઘેર મેહેતાનો છોકરો મારી નજરમાં આવ્યો તે ઉપરથી મેં ત્યાં ચાંલ્લો કર્યો; ત્યારે યજમાન બોલ્યા કે તમે બહું ભુંડું કરી આવ્યા. સાધુડો આપણી બરોબર કયાંથી ? માટે તમે પાછા જાઓ અને તે વિવાહ ફોક કરીને બીજા કોઇ પૈસાદારને ત્યાં જઇને કરી આવો. એટલે તે ઉપરથી ગોરે તેને કહ્યું કે મારા જે અંગુઠે મેં તેને ચાંલ્લો કર્યો તે મારો અંગુઠો તમે કાપી નાંખો અને તેની જગાએ તમે બીજો અંગુઠો ચોટાડો તો હું તે વિવાહ ફેરવી શકું. માટે તે વિવાહ હવે મારાથી રદ થઇ શકશે નહિ. ત્યારે યજમાને કહ્યું ઠીક. જેવું તે દીકરીનું નશીબ. પછી તેણે ગોરને લગ્નનો દિવસ નક્કી કરવાને મેહેતા પાસે મોકલ્યો એટલે તે નક્કી કરી આવ્યો અને તેણે યજમાનને તે ખબર આપી તેથી તેણે લગનની તઇયારીઓ કરવા માંડી. પણ નરસીંહ મહેતા તો કાંસી જોડાથી નવરાજ થયા નહીં અને લગ્નને જ્યારે ચાર દિવસ બાકી રહ્યા ત્યારે ભગવાનને ચિંતા થઇ કે મેહેતા શી રીતે છોકરાને પરણાવશે ? માટે પોતે લક્ષ્મીજીને સાથે લેઇને એક શેઠ શેઠાણીનું રૂપ લેઇને નરસિંહ મેહેતાને ઘેર જવું એવો વીચાર કર્યો. પછી ત્યાં આવીને તેમણે લગ્નની તૈયારીઓ તાકીદથી કરવા માંડી. તેમજ ત્યાં તેમણે દેવતાઈ સામગ્રીઓ તથા દેવતાઈ સૃષ્ટી રચીને કોઈ રાજાના જેવો ઠાઠ ટુંકી મુદતમાં તૈયાર કરી દીધો, અને ઘોડા, હાથી, પાલખી, લસ્કર, તંબુ વીગેરે લેઇને આખા ગામના લોકોને જાનમાં તેડી લેઇને તે વેવાઇને ઘેર ચાલ્યા અને ભગવાન પોતે અંત્રીક્ષ માર્ગે ચાલ્યા અને મેહેતા કાંસીજોડા વગાડતા લોકોને સાથે લેઇને જમીન ઉપર ચાલ્યા. પછી વેવાઇને ત્યાં જઇને તેને ખબર પહોંચાડી કે જાન આવી પોહોંચી. તેનું આખું ગામ તે જાનનાં માણસોની સંખ્યા આગળ જાણે દટાઈ ગયેલું હોય તેમ તે વખતે લાગ્યું. પછી વેવાઇનો આખી જાનનો સામાન એક દીવસમાં ખુટી પડયો એટલે તે નરસિંહ મહેતાની પાસે આવ્યો અને તેમને કરગરી પડયો અને તેમને કહ્યું કે મારી લાજ હવે તમારા હાથમાં છે. કારણ કે મારૂં બધું સીધું સામાન તમારી જાનના લોકો એક દીવસમાં ખાઈ ગયા માટે હવે મારા ઉપર કૃપા કરો અને મારી લાજ રાખો. મારો ગર્વ હવે ઉતરી ગયો. એટલે પેલા ગોર મહારાજે પછી પોતાના યજમાનને કહ્યું કે કેમ તે સાધુડો કેવો ? એટલે તેણે શરમાઇને નીચું જોયું. પછી તેણે વરકન્યાને પરણાવ્યાં અને સૌને પહેરામણી કરીને પછી તેણે જાનને વિદાય કરી.

## મુલ ॥ છપ્પય છંદ ॥

**દિવદાસ વંસ જસોધર સદન ભઈ ભકિત અનપાયિની॥**
**સુત કલત્ર સમંત સબે ગોવિંદ પરાયણ ॥**

સેવત હરિ હરિદાસ દ્રવત મુખઃરામ રસાયણુ ॥
સીતા પતિ કો સુજસ પ્રથમહી ગવન બખાન્યો ॥
દે સુત દીજે મોહી કવિત સબહી જગ જાન્યો ॥
ગિરા ગદિત લીલા મધુર સંતની આનંદ દાયિની ॥
દિવદાસ બંસ જસોધર સદન ભઇ ભક્તિ અનપાયિની ॥
શ્રી નંદદાસ આનંદ નીધિ રસિક પ્રભુહિત રંગમે ॥
લીલા પદ રસ રીતિ ગ્રંથ રચનામેં નાગર ॥
સુરસ ચકિત જુત જુક્તિ રસગાન ઉજાગર ॥
પ્રચુર પયધિલોં સુજસ રામપુર ગ્રામ નિવાસી ॥
સકલ સુકલ સંગલિત ભકત પદરેનું ઉપાસી ॥
ચંદ્રહાસ અંગજ સુહૃદ પરમ પ્રેમ પયમેં પગે ॥
શ્રીનંદદાસ આનંદ નિધિ રસિક સુ પ્રભુહિત રંગમેં ॥
સંસાર સકલ વ્યાપક ભઇ જકરી જલ ગોપાલકી ॥
ભકિત તેજ અતિ ભાલ સંત મંડલ કો મંડન ॥
બુદ્ધિ પ્રવેશ ભાગવંત ગ્રંથ સંશયકો ખંડન ॥
નરહર ગાંવ નિવાસ દેસ વાગડ નિસ્તાર્યો ॥
નવધા ભજન પ્રબોધ અનન્યદાસ વ્રત ધાર્યો ॥
ભકત કૃપા વાંછી સદા પદરજ રાધા લાલકી ॥
સંસાર સકલ વ્યાપક ભઇ જકરી જન ગોપાળકી ॥
માધો દ્રઢ મહી ઉપરે પ્રચુર કરી લોટન ભકિત ॥
પ્રસિદ્ધ પ્રેમકી બાત ગઢાગઢ પરચો દીયો ॥
ઉંચે તે ભયો પાત શ્યામ સાચો પત કીયો ॥
સુત નાતી પુનિ સુદ્રશ ચલત ઊહી પરપાટી ॥
ભક્તનિ સોં અતિ પ્રેમ નેમ નહી કાહુ અંગ ઘાટી ॥
નૃત્ય કરત નહીં તન સંભાર સમ સરજન કનકી શકિત ॥
માધો દ્રઢા મહિ ઉપર પ્રચુર કરી લોટન ભકિત ॥

## માધો ભક્તનો પ્રસંગ.

ધડાધડ નામે શહેરમાં માધવ કરીને એક ભક્ત રહેતા હતા અને તે એવા પ્રેમથી ભજન કરતાં કે તેના આનંદમાં તેમને પોતાનું ભાન પણ રહેતું નહોતું. અને તે વાત જ્યારે ત્યાંના રાજાએ જાણી ત્યારે તેને તે વાત ઉપર ઇતિબાર આવ્યો નહિ, તેથી તેણે માધવ ભક્તનું પારખુ લેવાનું ધાર્યું. તેથી તેણે માધવ ભક્તને પોતાને ત્યાં એકવાર ઓચ્છવ કરવાનો બોલાવ્યા અને તેમને પોતાના મહેલની અગાશી ઉપર ભજન કરવાને કહ્યું. ત્યાં માધવ ભક્ત પોતાની ઠાકોર સેવા આગળ નાચ કરતાં કરતાં પ્રેમમાં લીન થઇ ગયા, અને તેથી તેમને પોતાના શરીરની શુદ્ધિ પણ રહી નહિ અને અગાશીનો છેડો આવી જવાથી

તે જમીન ઉપર પડી ગયા. તે જોઇને રાજા ઘણો ત્રાસ પામી ગયો પણ માધવ ભક્તને કંઈ ઈજા આવી નહિ અને એ પ્રમાણે ભગવાને તેમને બચાવી લીધા.

## મુલ છપ્પય છંદ.

અભિલાષ ભક્ત અંગદકો પુરૂષોતમ પુરન કર્યો ॥
નંગ અમોલ એક તાહિ સબૈ મિલિ ભુપતિ જાચૈ ॥
સામદામ બહુ કરે દાસ નાહિન મત કાચૈ ॥
એક સમે સંકટ લેવે પાની મહિ ડાર્યો ॥
પ્રભુ તિહારી વસતુ બદનતેં બચન ઉગાર્યો ॥
પાંચ દોય સંતકો સંતે હરિ હિરાલે ઉર ધાર્યો ॥
અભિલાષ ભકત અંગદકોં પુરૂષોતમ પુરન કર્યો ॥

## અંગદ ભક્તનો પ્રસંગ.

રાયસેનગઢમાં સલ્હાદી નામનો એક રાજા રાજય કરતો હતો. તે ભક્તિમાં કંઇ સમજતો નહોતો અને તેનો કાકો જેનું નામ અંગદ હતું તે ભક્તિથી વિમુખ હતો. અંગદને એક સ્ત્રી હતી કે જે ઘણી ભક્તિવાન હતી. અંગદ જ્યારે રાજ દરબારમાં જતો ત્યારે તેની સ્ત્રી પોતાના ગુરૂને ઘેર બોલાવી લાવતી અને ત્યાં તેમની પાસેથી ભાગવતની કથા સાંભળતી. એક દીવસ અંગદ ઓચિંતો ઘેર પાછો આવ્યો અને ઘરમાં જોયું તો પોતાની સ્ત્રીને એક સાધુ પાસે કથા સાંભળતી જોઇ. તે ઉપરથી તે ગુસ્સે થઇ ગયો અને તેણે તે સાધુને કહ્યું કે તમે પુરૂષ વગરના ઘરમાં આવીને અહીં બૈરાંઓને એકાંતમાં કથા સંભળાવો છો તે કંઇ ઠીક કરતા નથી. એટલે તે સાંભળીને તે સાધુ પોથી બાંધીને પોતાને ઘેર જતો રહ્યો. એટલે તે ઉપરથી તેની સ્ત્રી અન્નજળ ત્યાગ કરીને રીસાઇને બેઠી. અને એ પ્રમાણે જ્યારે તેણે કંઇ ખાધુંપીધું નહિ અને રીસને લીધે તેણી અંગદ સાથે કાંઇ બોલી ચાલી નહીં, અને પોતાનું મોં પણ તેને બતાવ્યું નહિ, ત્યારે અંગદ ઘણો મુંઝાયો. કારણ કે તે વખતે તેને કામ પ્રદિપ્ત થયેલો હતો, તેથી તેણે તેણીને ઘણા પ્રકારે સમજાવીને કહ્યું કે તું શા માટે આવી રીસ ચઢાવે છે? હવેથી તારે જેમ કરવું હોય તેમ કરજે, અને કોઇ વાતે હવે તું મારી કંઇ આડ ગણીશ નહિ, ત્યારે તેણીએ અંગદને કહ્યું કે મેં તો અન્ન જળનો ત્યાગ કરી હવે પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે. માટે હવે હું તમારી સાથે નહિ બોલું. ત્યારે અંગદે તેને કહ્યું કે હવે તું કહે તે પ્રમાણે હું કરૂં, પણ તું તારી રીસ મૂકી દે. ત્યારે સ્ત્રીએ કહ્યું કે જો તમે તેજ સાધુના ચેલા થાઓ અને ભગવાંનની ભક્તિ કરવા માંડો તો હું તમારી સાથે પાછી આનંદમાં રહું. તે સાંભળી અંગદ તે સાધુને ઘેર ગયો અને ત્યાં જઇને તેણે તેમની વિનંતી કરી અને તેમને કહ્યું કે હે મહારાજ! તમે મને શિષ્ય કરો અને મંત્ર ઉપદેશ આપો! એટલે તે સાધુને તેના ઉપર દયા આવી, અને તેથી તેને પોતાનો શીષ્ય કર્યો. એટલે તે સાધુના ભક્તિ બળના પ્રતાપથી તેની દુષ્ટ બુદ્ધિ પલટાઇ ગઇ, તેથી તેને દિનપ્રતિદિન ભક્તિ ઉપર પ્રેમ વધતો ગયો અને તેથી તે એક સાચો ભક્ત બન્યો. એકવાર તેનો ભત્રીજો કે જે રાજા હતો તે બધા લશ્કરને લેઇને એક બીજા રાજા સામે લઢવાને ગયો, ત્યારે અંગદ પણ તેની સાથે ગયો. અને તે સામા પક્ષનો રાજા આ રાજાની ધાસ્તીને લીધે પોતાનું ગામ છોડીને નાશી ગયો. એટલે તેનું ગામ લુંટી લીધું. તેમાં અંગદ તે રાજાના મહેલમાં ચઢી ઉતર્યો અને ત્યાં તે રાજાના

બીછાના ઉપર હીરાની જડેલી એક ટોપી તેણે દીઠી, એટલે તે તેણે તે લેઇ લીધી અને તેને સંતાડીને તે પોતાને ઘેર લેઇ ગયો અને તે વાત તેણે સૌથી છાની રાખી. પછી તે ટોપીમાંથી હીરાને ઉખેડી ઉખેડીને તેના લાખો રૂપિઆ ઉપજાવીને તેણે સંત સાધુઓને ખવરાવી દીધા, અને છેવટે એક હીરો સૌથી મોટામાં મોટો હતો તે તેણે જગન્નાથજી ઠાકોરજીને ભેટ આપવા સારૂં ભાવ લાવીને પોતાની પાસે રાખી મૂક્યો અને તેને વાપર્યો નહિ. પછી તે ટોપીની વાત જ્યારે રાજાને ખબર પડી ત્યારે તેણે અંગદને બોલાવ્યો અને તેને કહ્યું કે આ પ્રમાણે તમે ટોપીની વાત છાની રાખી અને બધા હીરા તમે સાધુઓને ખવાડી દીધા તે ઠીક કર્યું નહીં. પણ ખેર! તે બધા હીરા હું તમને માફ કરૂં છું પણ જે અમુલ્ય હીરો તમે રાખી મુક્યો છે તે તમે મને આપો. ત્યારે અંગદે તેનો ઇનકાર કર્યો. એટલે રાજાએ પોતાની ફોઈ એટલે અંગદની બેન મારફતે અંગદને કહેવરાવ્યું કે તમે તે હીરો આપો. ત્યારે તેણીએ કહ્યું કે મારૂં કહેવું તે માનશે નહિ. પછી રાજાએ તેણીને કહ્યું કે જો તમે ખાવામાં ઝેર દ્યો તો હું તમને ઘણું દ્રવ્ય આપું. એટલે તે ઉપરથી તેણી લલચાઇ અને તેણીએ પોતાના ભાઇ અંગદને ઝેર દેવાની હા પાડી. અને બીજે દીવસે તેણે રસોઇમાં ઝેર નાંખ્યું અને તેને ખાવાનું પિરસ્યું એટલે અંગદે ઠાકોરજીને ભોગ ધરાવ્યો અને પછી પોતાની ભાણેજ અથવા તેજ બેનની એક નાની છોકરી કે જે રોજ તેના ભેગી બેશીને જમતી હતી તેણીને તેણે જમવા બોલાવી પણ તેણીએ તેને બહાર કાઢી મૂકેલી હતી તેથી તે આવી નહી. એટલે જ્યાં સુધી તે છોકરી આવી નહિ, ત્યાં સુધી તે તેની વાટ જોતો રહ્યો. છેવટે સાંજ પડી તોપણ તે આવી નહીં અને તેણે એકલાએ ખાધું નહિ ત્યારે તેણીએ પસ્તાવો કરવા માંડયો અને રસોઈની થાળી અંગદ પાસેથી ખસેડી લીધી અને પછી તે રડી પડી. અને તેણે પોતાને ધિક્કાર આપ્યો. અને પછી અંગદને કહ્યું કે હું ઘણી અભાગણી છું. મેં દ્રવ્યના લોભને લીધે તને રસોઇમાં ઝેર દીધું છે માટે હવે તુ તે ખાઇશ નહિ. હું દુષ્ટ બુદ્ધિ કંઈ સમજી નહિ. તું મારી છોકરી સારૂ સાંજ સુધી ભુખ્યો બેશી રહ્યો અને તારા આવા ભાવ છતાં મેં તને ઝેર દીધું. અરે! હું કેવી અભાગણી? એમ તેણીએ ઘણો પસ્તાવો કર્યો અને થાળી ખસેડી લીધી, પણ તેના ભાઇએ તે પાછી ખેંચી લીધી અને તેણીને કહ્યું કે હે રાંડ હવે તુ ભાંડપણું શાનું કરે છે? મારા પરમેશ્વરને તો તે ઝેરનો ભોગ ધરાવ્યો, ત્યારે હવે મારે ઝેર વગરનું ખાઇને જીવીને શું કરવું? માટે હું પણ તેજ રસોઈ જમીશ. એમ કહી તેણે તેને ઘરની બહાર કાઢી મૂકી અને પછી પોતે ઘરની સાંકળ વાસીને અંદર પેઠો અને તે થાળીમાંની બધી રસોઇ જમી ગયો. અને પછી આખી રાત તે ભજન કરતો રહ્યો. અને ભજનની મગનતામાં તેને ઝેરની અસર જણાઈ નહિ. પછી અંગદે વીચાર્યું કે રાજા હવે મારો પીછો છોડવાનો નથી. માટે બેહતર છે કે મારે હવે આ ગામ છોડીને જગન્નાથજી નાશી જવું અને હીરો લેઇ જઇને ઠાકોરજીને ભેટ કરી દેવો. એમ વીચારી તે હીરો લેઇને છાનોમાનો નાશી ગયો. એટલે રાજાને તે વાતની ખબર પડી તેથી તેણે અંગદ પછવાડે કેટલાક ઘોડેસ્વાર હીરો છીનવી લેવા દોડાવ્યા અને તેઓએ તેને જમુના સુધી જતામાં પકડી પાડયો. પછી તેની પાસે તે હીરો માગ્યો ત્યારે તેણે વિચાર્યું કે આ લોકો હવે મારી પાસેથી હીરો પડાવી લીધા વગર રહેવાના નથી. માટે હવે મારે શું કરવું? પછી તેણે ઠાકોરજીની ભાવના પોતાના મનમાં લાવીને તે હીરો જમુના નદીના એક ઉંડા ધરામાં ફેંકી દીધો. અને મનમાં ઠાકોરજીની સ્તુતિ કરી કે હે ઠાકોરજી મહારાજ! હું આ

હીરો આપને ભેટ કરવા આવતો હતો પણ રસ્તામાં મને આ વિઘ્ન નડયું માટે તે હું અહીં રહ્યો રહ્યો આપને ભેટ કરૂં છું તે આપ સ્વીકારી લેજો. એમ સંકલ્પ કરી તેણે તે હીરો તે નદીના ઉંડા પાણીમાં ફેંકી દીધો એટલે જગન્નાથજી દેવે તે હીરો નદીમાં પડતાં પહેલાં અદ્દશ્ય રૂપે અંત્રીક્ષથી લેઇ લીધો અને તે જગન્નાથજીપુરીના મંદીરમાં પોતાની મૂર્તીની દાઢીએ ચોટાડયો. હીરો નદીમાં ફેંકી દીધો એટલે તે ઘોડેસ્વારોએ ત્યાંથી પાછા ફરીને રાજાને તે હકીકત કહી, એટલે રાજા પંડે કેટલાંક માણસ લેઇને ત્યાં આવ્યો અને ત્યાં નદીનું પાણી બંધાવીને તેણે હીરાને બહુ શોધાવ્યો પણ તે જડયો નહિ. એટલે તે રાજા નિરાશ થઇને પાછો ગયો. પછી અંગદ ત્યાંથી જગન્નાથજી ગયો એટલે તેણે તેજ હીરો ઠાકોરજીની દાઢીએ ચોટલો જોયો. અને તે જોઇને તે ઘણો ખુશી થયો. પછી તે ત્યાંજ રહ્યો અને ત્યાં ઘણા પ્રેમથી ઠાકોરજીનું ભજન કરવા લાગ્યો. એક વાર જ્યારે રાજાએ તે હીરાની વાત સાંભળી કે તે હીરો નદીમાં નાંખી દીધો તોપણ તેના ખરા ભાવને લીધે ઠાકોરજીને તે પહોંચી ગયો. એટલે તે ઉપરથી અંગદનો સાચો ભક્તિ ભાવ સમજીને તે ધ્રૂજી પડયો અને તેથી તેમને પ્રસન્ન કરવા સારૂ તેને પોતાને ગામ તેડી મંગાવાનું મન કર્યું અને તેથી તેણે એક બ્રાહ્મણને જગન્નાથજી મોકલ્યો અને અંગદને કહેવરાવ્યું કે જો તમે પાછાં નહિ આવો તો રાજાથી તમારા વિયોગનું દુઃખ હવે વધારે મુદ્દત સહન થઈ શકશે નહિ અને અન્ન જળનો ત્યાગ કરીને તે પોતાનો પ્રાણ ત્યાગ કરશે. ત્યારે તે હકીકત સાંભળીને અંગદને તે રાજા ઉપર દયા આવી અને તેથી પોતે તે બ્રાહ્મણની સાથે વળી ગયા એટલે રાજા તેમને મળવા સામો આવ્યો અને તેમના પગ આગળ લોટી પડયો અને તેની આંખોમાંથી આંસુની ધારા પડવા માંડી. પછી રાજાએ પોતાનું સર્વસ્વ તેમને ભેટ કરી દીધું અને તેમનો શીષ્ય બન્યો. અને તેમની પાસેથી ભક્તિભાવ લીધો.

## મુલ છપ્પય છંદ.

ચતુર્ભુજ નૃપતિકિ ભકિતકોં કોન ભુપ સરબર કરે ॥
ભક્ત આગમન સુનત સનસુખ જોજન એક જાઈ ॥
સદન આન સતકાર સદ્દશ ગોવિંદ બડાઈ ॥
પાદ પ્રછાલન સુહથ રાય રાની મન સાંચે ॥
ધુપદીપ નૈવેદ્ય બહુરિતીન આગે નાંચે ॥
યહ રીતી કરૌ લાધી સકી તન મન ધન આગે ધરે ॥
ચતુર્ભુજ નૃપતિકી ભકિતકોં કોન ભુપ સરબર કરે ॥

## ચતુર્ભુજ રાજાનો પ્રસંગ.

ચતુર્ભુજ નામનો એક રાજા ભક્તરાજ હતો, અને તે ચાર ચાર ગાઉ ફરતા માણસોને બેસાડીને જે સંત સાધુ તેની સરહદ આગળ થઇને જાય તેમને પોતાને ત્યાં તેડી મંગાવતો અને તેમની તે સેવા ચાકરી કરતો, અને તેમના આગળ પોતાનો ભંડાર ખોલી દેતો; જેથી તેમને જેટલું જોઇએ તેટલું દ્રવ્ય તેઓ લઇ લે. તેની એવી ઉદારતાથી ચારે દીશામાં તેનો યશ ગવાતો. એક બીજો રાજા કે જે એક પંડીત પાસે રોજ ભાગવતની કથા સાંભળતો હતો પણ તેને કંઈ ભક્તિભાવ ઉપજતો નહિ, તે ચતુર્ભુજ રાજાનો ભંડાર ખોલી દેવાની વાત સાંભળીને આશ્ચર્ય પામ્યો, તેથી તેને તેની પરીક્ષા લેવાનું મન થયું અને

તે ઉપરથી તેણે એક ભાંડને બોલાવ્યો અને તેને કહ્યું કે તુ ચતુર્ભુજ રાજાની પરીક્ષા લેઇ આવ કે તે કેવી ભક્તિ કરે છે. ત્યારે તે ભાંડ માળા તીલક ધારણ કરીને એક સાધુનો વેશ લેઇને તે રાજાને ત્યાં ગયો પણ તે કંઇ ભક્તિભાવ જાણતો નહોતો તેથી ભાંડના જેવા ચેહન ચાળા કરવા લાગ્યો. એટલે ચતુર્ભુજ રાજાએ તેને પરખી લીધો કે આ કોઈ ભાંડ છે. ચતુર્ભુજ રાજા સાધુ શીવાય બીજા કોઇને નમતો નહોતો અને ભાંડ ભવૈયાને તો તે પૈસો સરખો પણ આપતો નહોતો પણ આ ભાંડ સાધુનો વેશ લેઇને તેને ત્યાં આવ્યો તેથી તે તેને પગે લાગ્યો અને તેની સેવા ચાકરી કરી અને તેને વીસ ત્રીસ દીવસ સુધી પોતાને ત્યાં રાખ્યો. પછી જ્યારે તેને વિદાય થવાનું મન થયું ત્યારે તેણે પોતાનો ખજાનો ખોલીને તેને સોંપી દીધો અને તેને કહ્યું કે તમારે જોઇએ તેટલુ દ્રવ્ય તમે આમાંથી લ્યો ત્યારે ભાંડે વિચાર કર્યો કે જો હું ભાંડના રૂપમાં અહીં આવ્યો હોત તો આ રાજા મને કંઈ આપવાનો નહોતો, પણ જ્યારે મેં આ સાધુનો વેશ લીધો ત્યારે તેણે મારી ચાકરી કરી અને છેવટે પોતાનો ખજાનો પણ ખુલ્લો મુકી દીધો તો મારે તેમાંથી કંઈ પણ લેવું યોગ્ય નથી એમ વિચારી તેણે કંઇ લીધું નહિ. પણ તે રાજાની આવી ભક્તિ જોઇને તેનું મન પીગળી ગયું, તેથી તેમણે પોતાનો ભેદ તેને કહી દીધો કે હું તો તમારી પરીક્ષા લેવાને અમુક રાજાનો મોકલેલો અહીં આવેલો છું. પણ હું કંઇ સાચો સાધુ નથી માટે તમે મને તમારી ભક્તિની કંઈ નીશાની આપો એટલે હું લેઇ જઇને તે મારા રાજાને આપું. એટલે ચતુર્ભુજ રાજાએ એક દાબડી લેઇ તેની અંદર એક કોડી મુકી અને તેને જરીયાન કપડાથી સીવી મઢાવીને તેને આપી અને તેને કહ્યું કે આ તારી નિશાની તુ લેઈ જઇને તારા રાજાને આપજે. પછી ભાંડે કહ્યું કે તમે મને કંઇ ઉપદેશ કરો ત્યારે તેમણે તેને કહ્યું કે તુ ઘેર જઇને ભગવાનના ગુણ ગાજે. પછી તે ભાંડ ત્યાંથી પોતાના રાજા પાસે આવ્યો. અને ચતુર્ભુજ રાજાની ભક્તિની તેણે પ્રસંશા કરી અને કહ્યું કે તે રાજાએ મારા આગળ પોતાનો ભંડાર ખુલ્લો મુકી દીધો અને મારે જેટલું લેવું હોય તેટલું લેવાની મને તેણે રજા આપી પણ મેં તેમાંથી કંઇ લીધું નહિ. પણ આ નિશાની તેમની પાસેથી લેતો આવ્યો છું તે લ્યો. એમ કહી તેણે તે દાબડી આપી એટલે રાજાએ તેનું કપડું ઉકેલીને દાબડીની અંદર જોયું તો તેમાં એક કોડી દીઠી એટલે તે વિસ્મય પામ્યો અને તેનો શું ભેદ હશે તેનો તપાસ કરવા લાગ્યો, પણ કોઈનાથી તે ભેદ ભાગ્યો નહિ. ત્યારે તેણે કથા વાંચનાર પંડીતને તે પુછ્યું ત્યારે તેણે તેને તે સમસ્યાનો ખુલાસો કરી આપ્યો કે એ એ દાબડી એમ સુચવે છે કે તમારી ભક્તિ, ઉપરથી તો જરીયાન જેવી છે પણ અંદરથી એક કોડીની કીંમત જેટલી છે. એટલે તમે જે ભાગવતની કથા સાંભળો છો પણ તેથી જ્યારે તમને હજી ભક્તિભાવ ઉદય થયો નહિ અને સંત સેવામાં પ્રિતી થઈ નહિ ત્યારે તમારી ભક્તિ ઉપર ઉપરની છે. એટલે તે ભાંડે કહ્યું કે પંડીતનું કહેવું સાચું છે તેની ભક્તિની બરોબરી કોઇ કરી શકે તેવું નથી. તેને ઘેર જનાવર સરખાં પણ ભક્તિ કરે છે અને તે તમને બતાવા સારૂ હું તેની પાસેથી એક પોપટ અને એક મેનાં માગી લાવ્યો છું અને તમને બતાવીને તે પાછાં મોકલાવી દેઇશ. એમ કહી તેણે તે પોપટ બતાવ્યો એટલે તે પોપટે તે રાજાની આખી સભાને ત્યાં આગળ ઝાટકી નાંખી અને તેણે ત્યાં બધા લોકોને કહ્યું કે તમે બધા અહીં એકઠા થઇને આ જુઠી માથાફોડો શું કરો છો ! તમે કૃષ્ણ કૃષ્ણ બોલો જેથી તમારો કંઈ ઓદ્ધાર થાય. એમ તેણે તેમને પરમેશ્વરનું નામ લેવાનું કહ્યું. એટલે ભાંડે રાજાને કહ્યું કે જુઓ તેના ઘરનો પોપટ પણ આવી ભક્તિ કરે

છે કે એવી ભક્તિ તમારે ત્યાં કોઇ માણસ પણ કરતું નહિ હશે; માટે આ પોપટને તમે રાખી લ્યો એમ કહી તે પોપટને તેણે રાજા પાસે રખાવ્યો અને પોપટે પછી રાજાને ઘણી ઘણી રીતથી ભક્તિનો રંગ ચઢાવ્યો.

## મુલ છપ્પય છંદ.

લોક લાજ ન કુલ શ્રૃંખલા તજી મીરાં ગિરધર ભજી ॥
સદ્દસ ગોપિકો પ્રેમ પ્રગટ કલિજુગહિ દિખાયો ॥
નિર અંકુસ અતિ નિડર રસિક જસ રસના ગાયો ॥
દુષ્ટની દોષ વિચાર મૃત્યુકો ઉદ્યમ કિયો ॥
વાર ન બાંકો ભયો ગરલ અમૃતજ્યોં પિયો ॥
ભક્તિ નિસાન ભજાયકે કાહુ તૈં નાહિન લજી ॥
લોક લાજન કુલ શ્રૃંખલા તજી મીરાં ગિરધર ભજી ॥

## મીરાંબાઇનો પ્રસંગ.

મીરાંબાઈ મારવાડમાં મેરતા ગામમાં જનમ્યાં હતાં અને તે ત્યાંના રાજાની કુંવરી હતાં અને તેનાં માબાપ હરીજન હતાં, તેથી મીરાંબાઇને પણ નાનપણથી ભક્તિનો રંગ ચઢયો હતો. તેમને ઉદેપુરના રાણાને ત્યાં પરણાવેલાં હતાં, પણ તે લોકો વિમુખ હતાં તેથી તેઓ ભક્તિમાં કંઇ જાણતાં નહોતાં. એકવાર જ્યારે મીરાંને સાસરેથી પહેલું આણું આવ્યું ત્યારે તેણીનાં માબાપે તેને કહ્યું કે તારે વસ્ત્ર આભુષણ, દ્રવ્ય જે જોઇએ તે તું માગી લે. ત્યારે મીરાંબાઇએ તેમને કહ્યું કે મારે તેમાંની એકે ચીજ જોઇતી નથી. પણ મારે તો ફક્ત એક ઠાકોર સેવા જોઇએ છે તે આપો. એટલે પોતાની કુંવરીની આવી વૃત્તિ જોઇને તેનાં માબાપ ખુશી થયાં, અને ઠાકોર સેવા આપી. એટલે તે લેઇને તે સાસરે ગઇ. પછી તેની સાસુ તેને તથા પોતાના છોકરાને લેઇને પોતાની કુળદેવીના મંદીરે પગે લગાડવાને લેઇ ગઇ અને ત્યાં મીરાંના પતીએ તે દેવીને નમસ્કાર કર્યા. પછી મીરાંની સાસુએ મીરાંને તે દેવીને પગે લગાડવાનું કહ્યું ત્યારે મીરાંએ કહ્યું કે મારૂં માથું તો મેં શ્રી ગીરધરલાલ ઠાકોરજીને ત્યાં વેચેલું છે તેથી મારૂં માથું અહીં કેવી રીતે નમે ? જો મારે બીજું માથું હોત તો તે હું અહીં નમાવત તે સાંભળીને તેની સાસુ એકદમ ચીડાઈ ગઈ અને તેણે ઘેર આવીને પોતાના પતીને તે કહ્યું કે આપણા કુંવરની વહુ તો ઘણી જક્કી મળી. મેં તેને દેવીના આગળ નમસ્કાર કરવા વારંવાર કહ્યું પણ તેણે ત્યાં પોતાનું માથું નમાવ્યું નહિ, પણ ઉલટી ત્યાં તે મારી સામું બોલી અને મને બધાં લોકો વચ્ચે ખશીયાણી પાડી. માટે તે વહુ હવે મારા કામની નથી, માટે તેને તમારે ફાવે તેમ કરો મારે તે જોઇતી નથી. આજ પહેલેજ દીવસે જ્યારે તે મારા સામું બોલી અને તેણે મારૂં અપમાન કર્યું તો આગળ ઉપર તે કેવી મારી ચાકરી કરશે ? રાણો તે વાત સાંભળીને ઘણો કોપાયમાન થઇ ગયો અને તેથી તેણે તેને પોતાના શહેર બહાર એક અલગ મહેલમાં રાખી. મીરાંને તો તેટલુંજ જોઇતું હતું એટલે તેથી તે ઘણી ખુશી થઈ. પછી ત્યાં તે ભગવાનની સ્વામી ભાવે સેવા કરવા લાગી અને ત્યાં જે સંત સાધુઓ આવે તેમની ચાકરી બરદાસ કરવા લાગી. એટલે તે વાત આખા ગામમાં ફેલાઇ ગઈ કે મીરાંબાઇ તો સાધુડી થઇ ગઇ, અને એમ તેણીની નિંદા થવા લાગી. એટલે તે ઉપરથી તેની નણંદ તેને ત્યાં ઠપકો દેવા ગઈ કે હે મિરાંબાઇ ,

તમે તમારા માબાપના કુળને તથા તમારા સસરાના કુળને કલંક શા માટે લગાડો છો ? તમે આ વાત છોડી દો. ત્યારે મીરાંએ તેને કહ્યું કે પરમેશ્વરની ભક્તિ કરવાથી અથવા સંત સેવા કરવાથી કંઇ કંઇક લાગતું નથી પણ તેમ ન કરવાથી કલંક લાગે છે; માટે તે વાત તો મારે પ્રાણુ સાથની છે, તેથી તે વાત હું કોઇ દહાડો મુકી દેવાની નથી. એટલે નણંદે આવીને તે વાત મીરાંના પતીને કહી, એટલે તેણે એક પ્યાલામાં ઝેર ઘોળીને એક નોકર સાથે મીરાંને મોકલાવી દીધું કે આ મીરાંને પાઈ આવ. જેથી તેનો શોક કરવો મટે. એટલે મીરાંબાઇએ પોતાના પતીનો મોકલેલો તે ઝેરનો પ્યાલો મન સાથે સ્વીકારી લીધો અને તે પોતાના ઠાકોરજીને ભોગ લગાવી તે પોતે પી ગઇ અને પછી ભજન કરવા લાગી. ત્યાં ભક્તિની ધુનમાં તેને ઝેરનો ઝંઝણાટ સરખો પણ માલમ પડયો નહિ પણ તે ઝેર તેને હજમ થઇ ગયું. મીરાંના પતીએ અન્ય પુરૂષને મીરાંને ઘેર જતા બંધ કરીને ઘર ફરતી ચોકી મુકી હતી અને કોઈ પરપુરૂષ તેના ઘર અંદર માલમ પડે તો તેને તરત ખબર આપે એવી પહેરેગીરોને તેણે સુચના આપી હતી અને તેવામાં એકવાર ગીરધરલાલ ઠાકોરજી તેણીનો સાચો ભક્તિભાવ જોઇને માણસનું રૂપ લેઇને તેની સાથે નાચરંગ કરવા લાગ્યા કારણ કે તેણે સ્વામીભાવે ભક્તિ કરી હતી તેથી તેમણે તેને પતીરૂપે ફળ આપ્યું. એટલે તે જોઇને ચોકીદાર તેના પતી પાસે ગયો અને તેને કહ્યું કે આજ મિરાંના ઘરમાં કોઇ પુરૂષ માલુમ પડે છે. એટલે તે ઉપરથી તે પોતાની તલવાર ખેંચીને નાગી તલવારે ત્યાં આવ્યો અને ત્યાં જઇને મીરાંને કહ્યું કે દરવાજો ઉઘાડ ? એટલે મિરાંએ દરવાજો ઉઘાડયો એટલે તે અંદર ગયો. અને પછી મીરાંને કહ્યું કે હમણાં તારી સાથે જે પુરૂષ નાચરંગ કરતો હતો તે કયાં ગયો ? ત્યારે તેણીએ કહ્યું કે તે તો કંઈ ગયા નથી પણ આ તમારા આગળ ઉભા. પણ તમારી ચર્મચક્ષુથી તમે તેમને જોઇ શકતા નથી, માટે જો તમારે તેમને જોવા હોય તો તમે પ્રેમ લાવીને તેમની ભક્તિ કરો તો તે તમને પ્રગટ દર્શન દેશે. એટલે તે ખશીયાણો પડી ગયો, તેમજ ભીંતના એક ચિત્રામણ જેવો તે બની ગયો. કારણ કે તે વિમુખ હતો, તેથી તેને તેની કંઈ અસર થઇ નહિ. પછી મીરાંના સાચાભાવને લીધે ઠાકોરજી મીરાંને પ્રત્યક્ષ થઇને તેની સાથે નાચરંગ કરે છે એમ જાણીને તે પોતાનો દ્વેશ ભાવ મુકી દેઇને પોતાને ઘેર પાછો ગયો. એકવાર એક વિષયી સાધુ મીરાંને ત્યાં આવ્યો અને તેણે મીરાંને કહ્યું કે તું મને તારા અંગનો સંગ કરવા દે ? ત્યારે મીરાંએ તેને કહ્યું કે ભલે હું તે પ્રમાણે કરવા દેવા તૈયાર છું. પણ હાલ તમે ભોજન કરી લ્યો અને પછી નીરાંતે તમે મારા શરીરને જેમ કરવું હોય તેમ કરજો. એમ કહી મીરાંએ તેને ભોજન કરાવ્યું અને થોડીવાર તેને ટાઢો પડવા દીધો. પછી જ્યારે ત્યાં સંત લોકોની બધી સભા ભરાઇ ત્યારે મીરાંએ તે સમાજની વચમાં એક પથારી પાથરી અને પછી પેલા સાધુને કહ્યું કે હવે તમે આવો આ મારૂં શરીર તમારે આધીન છે માટે તમારે જેમ કરવું હોય તેમ કરી લ્યો અને તમે કોઇ વાતે કંઈ શંકા રાખશો નહીં. એટલે બધાના વચમાં આ પ્રમાણે તેની વાત જાહેર થઇ ગઇ, તેથી તે ફીકો પડી ગયો અને તેની વિષય વાંચ્છના જતી રહી અને તે મીરાંને પગે પડયો. પછી તેણીને વીનંતી કરી કે હે માતા તમે મને ઉગારી લ્યો અને મને ભક્તિ શીખવો. એક વાર અકબરશાહ બાદશાહે સાંભળ્યું કે મીરાંના ઠાકોરજી મીરાંની સાથે નાચરંગ કરે છે, અને પ્રગટ માણસનું રૂપ લે છે. એટલે તે ઉપરથી તેને અચંબો થયો, તેથી મીરાંને જોવાને સારૂ તે ઉદેપુર આવ્યો અને

તાનસેનને સાથે તેડતો આવ્યો. ત્યાં મીરાંને ઘેર શ્રી ગીરધારીલાલનું પ્રત્યક્ષ દર્શન કરીને તેઓ ન્યહાલ થયા અને પછી ત્યાંથી તેઓ પોતાને વતન પાછા ફર્યા. અને તાનસેને ત્યાં ઠાકોરજીનાં પદ બનાવીને ગાયાં. વંદ્રાવનમાં જીગોસાંઇજી કરીને એક મહંત રહેતા હતા, અને તે કોઇ સ્ત્રીનું મેં જોતા નહોતા. પછી મીરાં જ્યારે ઠાકોરજીના દર્શન કરવાને વંદ્રાવન ગઇ ત્યારે તેણીએ જીગોસાંઇને ત્યાં જઇને તેમને કહેવડાવ્યું કે મીરાં તમને મળવાને અત્રે આવેલી છે ત્યારે જીગોસાંઇએ તેણીને કહેવડાવ્યું કે હું કોઇ પણ સ્ત્રીનું મેં જોતો નથી. ત્યારે મીરાંએ તેમને ફરીને કહેવડાવ્યું કે બહુ સારૂ થયું કે તમે આજ મને આ પ્રમાણે કહ્યું કારણ કે હું પણ કોઇ પરપુરૂષનું મેં જોતી નથી. આટલા દીવસ સુધી તો હું એમજ સમજતી હતી કે વંદ્રાવનમાં એકજ મારા સ્વામી શ્રી કૃષ્ણજી પુરૂષરૂપ છે અને બીજો કોઇ પુરૂષરૂપ નથી. અને આજ તમે કહેવડાવ્યું કે હું કોઈ સ્ત્રીનું મુખ જોતો નથી ત્યારે મને માલમ પડે છે કે વંદ્રાવનમાં બીજો પુરૂષ પણ છે અને તેથી તમે પરપુરૂષ હોવાથી હું પણ તમારૂં મુખ જોવા ચાહતી નથી. કારણ કે શ્રીકૃષ્ણ શીવાય બધાંને હું પુરૂષ રૂપ જાણતી નહોતી. મીરાંનું આ પ્રમાણે બોલવું જ્યારે જીગોસાંઇએ સાંભળ્યું ત્યારે તે બહાર આવ્યા અને ત્યાં તેમણે મીરાંનાં દર્શન કર્યાં. અને પછી બંને જણે ભક્તિ વીનોદની વારતાઓ કરી અને એ પ્રમાણે મીરાંએ જીગોસાંઇનો પણ મુકાવ્યો. મીરાંબાઇ ત્યાંથી દ્વારકાં ગયાં, ત્યાં ગીરધારીલાલ ઠાકોરજી ઉપર ઘણી પ્રીતી લાવીને લાડ લડાવતાં પછી તે ત્યાંજ રહ્યાં. તેમના પતી રાણાજીએ મીરાંબાઇના આવા ઘણા પડછા જોઇને તથા દેશદેશાંતરમાં તેણીનાં વખાણ થતાં સાંભળીને તેમનાં દર્શન કરવાની પોતાને ચટપટી થઈ અને તેથી તેણીને ઉદેપુર તેડી લાવવા સારૂ તેણે પોતાના નોકરોને દ્વારકાં મોકલ્યા, અને તેણે તેમને કહ્યું કે તમે મીરાંને કહેજો કે તમારાં દર્શણ કરવા સારૂ રાણએ અન્ન ખાવાની બાધા રાખી છે. માટે જો તમે નહીં આવો તો રાણાનો દેહ છુટી જશે. એટલે તેમની તે હકીકત સાંભળીને મીરાંને રાણા ઉપર દયા આવી અને તેથી તેણી ઉદેપુર જવાને તૈયાર થઇ. અને પછી તેણી શ્રી રણછોડરાય ઠાકોરજીને મળવાને તથા તેમની પાસેથી વિદાયગીરી લેવાને મંદીરમાં ગઇ. એટલે ત્યાં રણછોડરાય ઠાકોરજી મીરાંબાઇ સાથે ભેટયા, એટલે મીરાંબાઇ તેમના સ્વરૂપમાં એકાકાર લીન થઇ ગયાં. અને ફરીને તે મીરાંના રૂપે દેખાયાં નહીં એટલે તે તેડવા આવેલા લોકોએ ઉદેપુર જઇને તે હકીકત રાણાને કહી અને રાણો પછી મન વાળીને રહ્યો.

## મુલ છપ્પય છંદ.

આંવેર અછીત કુર્મકો દ્વારીકા નાથ દર્શણ દીયો ॥
શ્રી કૃષ્ણદાસ ઉપદેશ પરમતત્વ પરચો પાયો ॥
નિર્ગુન સગુન નિરૂપ તીમીર અજ્ઞાન નસાયો ॥
કાછ બાછ નિકલંક અનો ગાંગેય યુધિષ્ટિર ॥
હરિપુજા પ્રહલાદ ધરમ ધ્વજ ધારી જગપર ॥
પૃથ્વીરાજ પરચો પ્રગટ તન શંખ ચક્ર મંડીત કીયો ॥
આંવેર અછીત કુર્મકો દ્વારીકાં નાથ દર્શન દીયો ॥

## પૃથીરાજ રાજાનો પ્રસંગ.

પૃથીરાજ કરીને એક રાજા હતો અને તે એક ગુરૂ ભક્ત હરીજન હતો અને તે સંત સાધુની સેવા ચાકરી કરતો. એકવાર તેના ગુરૂ દ્વારકાં જતાં રસ્તામાં તેને ત્યાં આવ્યા અને

તેને કહ્યું કે અમે દ્વારકાં જઇએ છીએ માટે જો તારે અમારી સાથે દ્વારકાં આવવું હોય તો તૈયાર થા. એટલે તેણે દ્વારકાં જવાની તૈયારી કરી એટલે તેના દીવાનને તે વાતની ખબર પડી. એટલે તે શોચમાં પડયો કે પૃથીરાજ અહીં છે તો સંત સાધુની સેવા થાય છે, પણ જો તે દ્વારકાં જશે તો સંત લોકો પછી અહીંથી વિમુખ જશે. એમ વિચારી તેણે તે હકીકત તેમના ગુરૂને જઇને કહી એટલે ગુરૂએ પૃથીરાજને દ્વારકાં તેડી જવાનો વિચાર માંડી વાળ્યો. તેણે ગુરૂને કહ્યું કે તમે પૃથીરાજ આગળ કેશો નહિ કે મેં તમને આ વાત કહી છે. ત્યારે ગુરૂએ કહ્યું કે ઠીક. પછી ગુરૂએ બીજે દીવસે પૃથીરાજને કહ્યું કે તું અમારી સાથે દ્વારકાં આવીશ નહિ, પણ ઘેર રહીને સંતની સેવા કરજે, એટલે તેજ તારે દ્વારકાં સમજવી. ત્યારે પૃથીરાજે ગુરૂને કહ્યું કે જો હું દ્વારકાં આવ્યો હોતતો મને ત્યાં ઠાકોરજીનાં દર્શન થાત અને ત્યાં હું ગોમતીમાં સ્નાન કરત અને મારે હાથે હું દ્વારકાંની છાપો મરાવત. પણ હવે આપ મના કરો છો એટલે મારા મનના મનોર્થ મનમાં રહ્યા. એટલે સાંભળી ગુરૂએ તેને કહ્યું કે તેની તું ચીંતા ન કર. એક બે દિવસમાં તને અહીં તારા ઘર આમ- ળજ દ્વારકાંનાં દર્શન થશે. એટલે તું ઠાકોરજીનાં દર્શન કરજે અને ગોમતીમાં સ્નાન કરજે અને તારી ભુજાઓ ઉપર તું છાપ લેજે. એ પ્રમાણે તને ઘેર બેઠે દ્વારકાં જવાનું સર્વફળ પ્રાપ્ત થશે. એમ કહી ગુરૂ ત્યાંથી વિદાય થયા, અને પૃથીરાજ ગુરૂની આજ્ઞા માથે ચઢાવીને ઘેર રહ્યો. પછી પૃથીરાજને રોજ દ્વારકાંનું ચિંતવન થવા માંડયું, અને ગુરૂ સાથે તેનાથી ન જવાયું તેનો સોચ થવા લાગ્યો. પછી તે વાતને બેએક દીવસ વિત્યા એટલે ત્રીજા દીવ- સની રાત્રે તે જ્યારે ભર ઉંઘમાં સુતો હતો. ત્યારે બારણેથી હાંક મારીને તેને બોલાવ્યો કે હે પૃથીરાજ ! હે પૃથીરાજ ! એટલે તે તરત જાગી ઉઠયો કે મારા ગુરૂના જેવા અવાજે મને આ વખતે કોણ બોલાવે છે? અને તે ઉપરથી તેણે બારણું ઉઘાડીને જોયું તો ત્યાં પોતાના ગુરૂને દીઠા એટલે તેણે તેમને નમસ્કાર કર્યા. પછી ત્યાં આગળ તેણે ગોમતી જેવું એક મોટું તળાવ જોયું. અને તેના ઘાટ ઉપર ઠાકોરજીની મૂર્ત્તી દીઠી. એટલે તેણે ઠાકોર- જીનાં દર્શન કર્યાં, અને પછી તે ગોમતીમાં નાહ્યો, તથા પોતાની ભુજાઓ ઉપર છાપ લીધી. અને એ પ્રમાણે તેને દ્વારકાં ગયાનું, ગોમતીમાં નાહ્યાનું, તથા ભગવાનનાં દર્શન કર્યાનું તથા હાથ ઉપર છાપો લીધાનું એ બધું ફળ પોતાને ઘર આંગણે મળ્યું. એટલે તેણે પોતાના ગુરૂનો મોટો આભાર માન્યો. એટલામાં તેની રાણી જાગી ઉઠી અને પોતાના પતીને દીઠા નહિ, એટલે થોડી વાર વાટ જોઇને તેમની તપાસ કરવાને તે બારણે આવી તો ત્યાં તેણે રાજાને ભીને લુગડે જોયો. રાજાએ તેને બહાર આવેલી જોઇને તેની પાસે વસ્ત્ર બદલવા કોરાં કપડાં માગ્યાં. ત્યારે રાણીએ તેને પુછ્યું કે તમારાં લુગડાં ભીનાં સાથી થયાં ? ત્યારે રાજાએ તેને કહ્યું કે ગુરૂ મહારાજે મને જે વચન આપ્યું હતું તે આજ તેમણે પાળ્યું. એટલે આપણા ઘર આગળ આજ દ્વારકાં આવ્યાં છે ત્યાં ગોમતીમાં હું ન્હાયો અને મેં ઠાકોરજીનાં દર્શન કર્યાં, એટલે ગુરૂ અદ્રશ્ય થઇ ગયા. એ પ્રમાણે ગોમતી સ્નાનમાં મારાં લુગડાં ભીનાં થયાં. પછી રાણીએ તેને કોરાં લુગડાં આપ્યાં અને પછી તે ઘરમાં ગયાં. બિજે દીવસે સવારમાં આખા ગામમાં તે વાત ફેલાઇ અને તેથી આખા ગામના લોકો ત્યાં ગોમતીમાં નહાવા સારૂ તથા ત્યાં ઠાકોરજીનાં દર્શન કરવા સારૂ એકઠા થઇ ગયા. પછી તે વાત દેશદેશાંતર ફેલાઈ ગઇ કે પૃથુરાજ રાજાના સાચા ભાવને લીધે તેના ઘર આગળ દ્વારકાં આવી છે તેથી દેશે દેશના લોકો ત્યાં જાત્રા કરવાને આવવા લાગ્યા અને ત્યાં નાના પ્રકારની ભેટો લાવવા મંડયા. પછી પૃથુરાજે ત્યાં આગળ એક મોટું મંદીર બંધાવ્યું કે જે મંદીર

તથા દ્વારકાં ત્યાં આગળ હજી સુધી કાયમ છે. એક વાર પૃથીરાજ પાસે એક બ્રાહ્મણ આવ્યો કે જે કંઈ મુદ્દતથી આંખે આંધળો થઈ ગયો હતો અને તેથી તે એક પહાડમાં જઇને મહાદેવજીની તપશ્ચર્યા કરતો હતો. તેને મહાદેવજીએ પ્રસન્ન થઇ આજ્ઞા કરી કે તું પૃથીરાજ પાસે જા અને ત્યાં જઇ તું તેમના અંગ લોહવાના રૂમાલને તારી આંખો સાથે ઘસ એટલે તું દેખતો થઇશ. એટલે તે ઉપરથી તે બ્રાહ્મણ પૃથીરાજ પાસે આવ્યો અને તેણે પોતાની હકીકત પૃથીરાજને કહી. એટલે પૃથીરાજે વિચાર્યું કે મારો જૂનો અંગુચો બ્રાહ્મણને સ્પર્શ કરવા આપવો તે ઠીક નહીં. તે ઉપરથી તેણે એક નવો રૂમાલ મંગાવ્યો અને તેને પોતાના શરીર સાથે જરા અડાડી તે બ્રાહ્મણને આપ્યો. એટલે તેણે તે પોતાની આંખો સાથે ઘસ્યો એટલે તેની આંખે દેખાવા લાગ્યું અને દેખતો થઇને તે પોતાને ઘેર ગયો.

## મુલ છપ્પય છંદ.

ભક્તનિકો આદર અધિક રાજવંશમેં ઇન કીયો ॥
લઘુ મથુરા મેરતા ભક્ત અતિ જૈમલ પોષે ॥
ઠોડે ભજંન નિધાન રામચંદ્ર હરિજન તોષે ॥
અભૈરામ એક રસ નેમ નિવાકે ભારી ॥
કર્મસિ સુરતાન ભગવાન વીરમ ભુપતિ વ્રત ધારી ॥
ઇશ્વર અખેરાજ રાયમલ કાન્હર મધુકર નૃપ સર્વસુ દિયો ॥
ભક્તનિકો આદર અધિક રાજવંશમેં ઇન કિયો ॥

## જેમલનો પ્રસંગ.

મિરાંબાઇનો બાપ જેમલ રાજા ઠાકોરજી ઉપર ઘણો ભાવ રાખતો હતો, અને તે ઠાકોરજીની સેવા પોતાને હાથે કરતો હતો. વળી પોતાની ઠાકોરજી સેવા બીજો કોઈ જુએ નહિ તે સારૂં તે ગુપ્ત રીતે કરતો. અને તેટલા સારૂં તેણે પોતાના મહેલની અગાશીમાં થાંભલા મુકીને તે ઉપર એક અદ્ધર બંગલો બંધાવ્યો હતો. તેમજ ત્યાં હાથે ઉપાડી લેવાય તેવી એક સીડી મુકી હતી અને એવા એકાંત બંગલામાં તેણે પોતાની ઠાકોર સેવા પધરાવી હતી, એટલે ત્યાં તે રોજ પોતાને હાથે ઠાકોર સેવા કરતો અને સેવા કરી રહીને તે નિસરણીને ઉપાડી લેતો. તેથી તે બંગલા ઉપર પછી કોઈ જઇ શકે તેવું રહેતું નહિ. અને તે બંગલા હેઠળ પોતે જાતે ચોકી ભરતો. એકવાર તેને ત્યાંથી કંઇ દુર ગયેલો જોઇને તેની રાણીને મન થયું કે રાજા પોતે રોજ મેડા ઉપર એકલો ચઢીને ત્યાં છાનુંમાનું રોજ શું કરે છે? તે જોઉ વારૂં. એમ ધારીને તેણે તે નિસરણી મુકી અને ઉપર જઇને તે બંગલામાં જોયું તો ત્યાં પારણાની એક બાજુ ઉપર એક છોકરો અતી રૂપવાન તેણે દીઠો અને બીજી બાજુએ ઠાકોરજીની મૂર્તી પધરાવેલી જોઇ. એટલે તે જોઇને તે રાણી તરત પાછી ઉતરી પડી. અને નિસરણી ત્યાંથી ઉપાડીને ઠેકાણે મુકી દીધી. પછી જ્યારે રાજા આવ્યો ત્યારે તેણે તેને વાત કરી કે તમારા મેડામાં એક બાળક છે તે કોણ છે? એટલે તે સાંભળીને રાજા તેણીના ઉપર ગુસ્સે થઇ ગયો, કે મારી ગુપ્ત ક્રીયા તારે શા માટે જોવી પડી? પછી તે બાળ સ્વરૂપની વાત ઉપર અચંબો પામ્યો. પોતાના ભાવને લીધે ઠાકોરજીએ રાણીને દર્શન દેઇને પડચો બતાવ્યો અને હું જે આટલી મુદ્દતથી ઠાકોરજીની

સેવા કરૂં છું તેને તો ઠાકોરજી દર્શન દેતા નથી. એમ વિચારી તેણે મનમાં ઠાકોરજીની વિનંતી કરી કે હે મહારાજ! તમે મારા ઉપર તેવી કૃપા ક્યારે કરશો?

## મુલ છપ્પય છંદ.

ખેમાલ રતન રાઠૌરકે અટલ ભકિત આઇ સદન ॥
રૈના હરી ગુન રામ ભજન ભાગવત ઉજાગર ॥
પ્રેમી પરમ કિશોર ઉદાર રાજન રતનાકર ॥
હરિદાસનિકે દાસ દસા ઉંચી ધ્વજધારી ॥
નિરભૈ અનન્ય ઉદાર રસિક જસ રચના ભારી ॥
દસધા સંપતિ સંતબલ સદા રહત પ્રફુલ્લિત વદન ॥
ખેમાલ રતન રાઠૌરકે અટલ ભકિત આઇ સદન ॥
કલિજુગ ભકિત કરરી કમાન રામ રૈન કેરી જુ કરી ॥
અજીર ધર્મ આચર્યો લોકહીત મનો નીલકંઠ ॥
નિંદકજન અનરાય કહા મહિમા જાનેગો ભુસઠ ॥
[illegible]િત ગાંધર્વી બ્યાહ કિયો દુસ્યંત પ્રમાનૈ ॥
ભરત પુત્ર [illegible] સુખ સુખદેવ બખાને ॥
ઔર ભુપકો ઉછવૈ સકે દ્રષ્ટજાય નાહિન ધરી ॥
કલિજુગ ભકિત કરરી કમાન રામ રૈન કેરી જુ કરી ॥

## મધુકર વાણીઆનો પ્રસંગ.

મધુકર શાહ નામનો એક વાણીઓ બંગાળામાં રાજા થઇ ગયો તે ઘણો ભક્તિવાન હતો અને સંત સાધુની શેવા તે સારી રીતે કરતો. પોતાને ત્યાં જેટલાં સાધુસંત આવે તે બધાનું પોતે ચર્ણામૃત લેઇને તે પી જતો. તે જોઇને તેની નાતવાળા લોકો તેના ઉપર ઘણું બળતા. કે કોઇની નાતજાત જોયા વગર માત્ર સાધુ જાણીને તે રાજા બધા સાધુઓના પગ ધોઇને પી જાય છે અને આપણને તે વટલાવે છે. પણ તે રાજા ઠર્યો એટલે તેની પંચાત કોણ કરી શકે? પછી એકવાર તેની પરીક્ષા લેવા સારૂં તેની નાતવાળાઓએ એક ગધાડું પકડયું અને તેના કપાળમાં ગોપિચંદનનું તીલક કર્યું અને તેની ડોકમાં બેચાર માળાઓ નાંખી અને પછી તેને રાજાના ઘર તરફ હાંકી મુકયું. એટલે રાજાએ તે ગધેડાને સાધુના રૂપમાં આવતું જોઇને તે તેને પગે લાગ્યો અને તેને સારૂં ત્યાં ખાવાનું મુકયું, અને પછી તેના પગ ધોઇને ચર્ણામૃત પીધું. અને તે પ્રમાણે તેણે તે ગધેડાની શેવા કરી. પછી તેની ડોકની માળા ઉતારી લીધી અને તેનું તીલક ધોઈ નાંખ્યું અને પછી તેને ત્યાંથી હાંકી મુકયું. એટલે તેની નાતવાળા લોકો તેનો આવો ભકિતભાવ જોઇને તેઓ અંજવાઈ ગયા અને તેથી તેને પગે પડ્યા અને તેઓ ભક્તિ કરવા શીખ્યા.

## રાજારામનો પ્રસંગ.

શરદપુનમની રાત્રે જ્યારે બધા ભકતો એકઠા થઇને નૃત્ય ગાન અને રાસલીલા કરતા હતા. ત્યારે ત્યાં આગળ રામરાજા આવ્યા અને તે રાસ જોઇને પોતે ઘણા પ્રસન્ન થયા.

અને તે ઉપરથી તેમણે રાસના મહંતને સૌથી સારી ભેટ આપવાનું મન કર્યું. અને તે ઉપ-રથી તેમણે વિચાર્યું કે મારે તેમને શું આપવું? અને એમ વિચાર કરીને તેમણે પોતાની કન્યા ને વસ્ત્ર આભુષણ પહેરાવીને તેમને દાન કરી દીધી. અને તેના ઉપર વળી ઘણું દ્રવ્ય તેમણે ભેટ આપ્યું. એ પ્રમાણે ભક્તિમાં પાંગળી જઇને તેમણે નાત કુળનો અથવા પોતાની પ્રભુતાનો વીચાર રાખ્યા વગર તેમણે પોતાની કન્યા એક સાધારણ સાધુને પરણાવી દીધી.

## મુલ છપ્પયછંદ.

હરિ ગુરૂ હરીદાસનીસોં રામ ઘરનિ સાચી રહી ॥
આરજકો ઉપદેશ સુ તો ઉરૂનિકે ધાર્યો ॥
નવધા દસધા પ્રીતિ આનધર્મ સબૈ વિસાર્યો ॥
અચ્યુત કુલ અનુરાગ મુગટ પુરૂષાર્થ જાન્યો ॥
સારાસાર વિવેક વાત તીનો મનુ માન્યો ॥
દાસતન અનન્ય ઉદારતા સંતનિ મુખ રાજા કહી ॥
હરિ ગુરૂ હરિદાસનિ સોં રામ ઘરનિ સાચી રહી ॥

## રામરાજાનો બીજો પ્રસંગ

વંદ્રાવનથી રામરાજા મથુરા ગયા ત્યાં તેમની સાથે તેમની રાણી પણ જાત્રા કરવા [illegible] ત્યાં રામરાજાએ પોતાની પાસે જેટલું દ્રવ્ય હતું તેટલું બધું ત્યાંના સંત સાધુને તથા ત્યાંના ભક્ત બ્રાહ્મણોને આપી દીધું. તે એટલે સુધી કે તેમણે પોતાની પાસે કંઇ રહેવા દીધું નહિ, અને પોતાને વતન પાછા જવાને રસ્તાની વાટ ખર્ચી પણ તેમણે કંઇ રાખી નહિ. પછી જ્યારે તેમને ઘેર જવાનું મન થયું ત્યારે તેમની પાસે કંઇ વાટ ખર્ચી નહોતી તેથી તેમણે પોતાની રાણીને કહ્યું કે હવે શું કરવું? ત્યારે રાણી પાસે આંગળી ઉપર સોનાની પાંચ વિંટીઓ રહી ગયેલી હતી તે તેણે રાજાને કાઢી આપી. એટલે તે લેઇને તેમણે નાભા સ્વામીને પહેરાવી દીધી. એટલે રાણીએ તેમને કહ્યું કે હવે આપડી પાસે કંઇ દ્રવ્ય રહ્યું નહિ માટે કોઇનું કરજે કાઢી લાવો તો આપણે આપણા વતન જઇએ. એટલે તે પ્રમાણે તે કોઇની પાસેથી કરજે પૈસા લેઇ આવ્યા અને તે ખર્ચીને તેઓ પોતાને વતન ગયાં. એ પ્રમાણે તેમણે પોતાંની ઉદારતાને લીધે પોતાની વાટ ખર્ચીના પૈસાનો પણ વિચાર રાખ્યો નહોતો.

## મુલ છપ્પયછંદ.

અભિલાષ ઉભૈ ખેમાલકા તે કિશોર પુરા કીયા ॥
પયનિ નુપર બાંધ નૃત્ય નગધર હિત નાચ્યો ॥
રામ કલસ મનરલી સીસ તાતે નહી વાચ્યો ॥
બાનિ વિમલ ઉદાર ભકિત મહિમા વિસ્તારી ॥
પેમપુંજ સુઠશીલ વિનૈ સંતનિ રૂચિકારી ॥
સૃષ્ટિ સરાહૈ રામજસ લઘુવેશ લછન આજે લીયા ॥
અભિલાષ ઉભૈ ખેમાલકો કિશોર પુરા કિયા ॥

## કિશોર ભક્તનો પ્રસંગ.

ખેમલ નામનો એક શાહુકાર જ્યારે મરવા સુતો ત્યારે તે વખતે તેનો જીવ છુટતો નહોતો. તે ઉપરથી તેના છોકરાઓએ તેને પુછ્યું કે તમારા મનમાં શું વાસના બાકી રહી ગઇ છે? કે તમે આમ રગડાઓ છો. તમારા મનમાં જે હોય તે અમને કહી દો એટલે અમે તે પૂર્ણ કરીએ, જેથી તમારો જીવ ગતિને પામે. ત્યારે વાણીઆએ પોતાના છોકરાઓને કહ્યું કે હું આટલાં વરસ સુધી જીવ્યો પણ મારાથી ભાવ સહીત ઠાકોરજીની સેવા થઇ શકી નહીં માટે હવે મને તેનો પસ્તાવો થાય છે, અને મારૂં મન અકળાય છે. ત્યારે તે ઉપરથી તેના છોકરાએ તેને કહ્યું કે આ વાત તો તમારી જાતની છે તેથી અમે લાચાર છીએ અને તેથી તેમાં અમારો કંઇ ઉપાય નથી. જો પૈસા ટકાની અથવા બીજી કંઇ વાત હોત તો તે અમે કરીને તમને તૃપ્ત કરત. પછી તેના છોકરાનો છોકરો જે ઉમરે નાનો હતો પણ બુદ્ધિશાળી હતો તેણે તે વાત પકડી લીધી અને તેણે પોતાના દાદાને કહ્યું કે હું તમારૂં પણ પુરૂં કરીશ અને ઘરમાં ઠાકોર સેવા પધરાવીને સાચા ભાવથી તેમની સેવા કરીશ અને સંત સાધુની ચાકરી પણ કર[illegible] અને તેનું હું તમને વચન આપું છું. માટે તમે તમારી ઇચ્છા પૂર્ણ થયેલી ગણજો. અને હવે કોઇ ચા[illegible] તમારી વાસના રાખશો નહિ. એટલે તે સાંભળી તેનો દાદો ખુશી થયો, અને પછી તેણે તેને [illegible] તું સાચા ભાવથી ઠાકોર સેવા જીવે ત્યાં સુધી કરજે. એમ કહી તેણે પ્રાણ છોડી દીધા અને તે છોકરાએ પ[illegible] તેજ પ્રમાણે કર્યું.

### મુલ છપ્પયછંદ.

ખેમાલ રતન રાઠોરકે સુફલ બેલિ મીઠી ફુલી ॥
હરિદાસ હરિભકત ભકિત મંદીરકોં કલસોં ॥
ભજનભાવ પરિપકવહૃદે ભાગિરથિ જલસોં ॥
ત્રિધાભાંતિ અતિઅનનિ રામકીર્તી નિવાહી ॥
હરિગુરૂ હરિવલ્લભાં તિનહિ સેવા દ્રઢસાહી ॥
પુરન ઇંદુ પ્રમુદિત ઉદધિ ત્યોં દાસ દેખી બાઢ રલી ॥
ખેમાલ રતન રાઠોરકે સુફલ બેલી મીઠી ફુલી ॥
હરિવંશ ચરનબલ ચતુર્ભુજ ગૌડ દેશ તીર્થ કીયો ॥
ગાયો ભકિત પ્રતાપ સબહિ દાસત્વ દ્રઢાયો ॥
રાધા વલ્લભ ભજન અનન્યતા બર્ગ બઢાયો ॥
મુરલીધરકી છાપ કવિત અતિહી નિર્દુષન ॥
ભકતનિકી અંઘ્રિરેનુ વહે ધારી સિર ભુષન ॥
સંતસંગ મહા આનંદ મેં પ્રેમરહત ભીજયો હિયો ॥
હરિવંશ ચરનબલ ચતુર્ભુજ ગૌડદેશ તીર્થ કીયો ॥

### ચતુર્ભુજદાસનો પ્રસંગ.

ગૌડ બંગાળા દેશમાં જ્યાં બધા દેવીના ઉપાસકો રહેતા હતા અને જ્યાં વિષ્નુ ભક્તિ કોઇ સમજતું નહોતું ત્યાં ચતુર્ભુજ નામના મહાત્મા ગયા. અને તે દેવીના મંદીરમાં જઇને ઉતર્યા.

એટલે તે દેવી મૂર્તીમાન થઇને તેમને પગે પડી અને પોતાને ચેલી કરવા વીનંતી કરી. ત્યારે તેમણે દેવીને કહ્યું કે આ બધા લોકો જે તારા ભક્ત છે અને જેઓ માણસને મારી નાંખવામાં પણ દયા લાવતા નથી, તેવા ક્રુર લોકોને જો તું સુધારે તો હું તને ચેલી કરૂં. એટલે દેવીએ તે પ્રમાણે કરવાનું કબુલ કર્યું. એટલે તેમણે તેને મંત્ર ઉપદેશ કર્યો. પછી તે દેવીએ ત્યાંના રાજાને સ્વપ્ન આપ્યું કે મારા મંદીરમાં મારા ઇષ્ટ ગુરૂ આવ્યા છે, માટે બધા લોક તેમના શિષ્ય થાઓ. અને માળા તીલક ધારણ કરો. અને તેમની કંઠી બાંધો અને સવારમાં ઉઠીને તે પ્રમાણે જો તમે નહીં કરો તો હું તમારૂં આખું ગામ મારી નાંખીશ અને ખેદાન-મેદાન કરીશ. એટલે બીજે દીવસે તે રાજાએ સવારમાં ડરના માર્યા આખા ગામમાં તે પ્રમાણે ઢંઢેરો પીટાવ્યો અને પોતે ચતુર્ભુજ મહાત્મા પાસે ગયો અને તેમનો શિષ્ય થયો. એટલે ત્યાંરથી તે દેશમાં વિશ્નુ ભક્તિનો પ્રસાર થયો અને સંત સેવા ચાલતી થઇ. અને તેઓ નાના પ્રકારની ભોગ સામગ્રીઓ સાધુઓને ભેટ કરવા લાગ્યા. એકવાર ચતુર્ભુજદાસ ત્યાંના લોકોને કંઈ કથા સંભળાવતા હતા, અને તેવામાં ત્યાં આગળ એક ચોર એક માણસનું ધન ચોરી લાવીને આવીને શ્રોતાની અંદર સંતાઇ ગયો. કારણકે તે ધનનો માલીક તેની પછવાડે પડેલો હતો અને તેને પકડી લે તેની બીકથી તે શ્રોતાઓના વચમાં ભરાઇ ગયો. એટલે તે ધનનો માલીક ત્યાં બહાર ઉભો રહ્યો. પછી કથા ચાલતાં ત્યાં એક એવો પ્રસંગ નીકળ્યો કે કોઇ મા[illegible] ગમે તેવો અપરાધ કર્યો હોય પણ જો તે તેનો પસ્તાવો કરે અને ફરીથી [illegible] નહીં કરવાનો નિશ્ચય કરીને જો તે કોઈ ગુરૂ પાસેથી મંત્ર [illegible] ગુરૂની કંઠી બાંધે તો તે માણ[illegible]નો નવો અવતાર થયો એમ [illegible]જવું. એટલે તે સાંભળી પેલા ચોરને તે કથાના વક્તાને ગુરૂ [illegible]વાનો ભાવ [illegible] અને તેથી તેણે પોતાનું ચોરેલું ધન ચતુર્ભુજદાસને અર્પણ કરી દીધું, [illegible] તેમનો શિષ્ય થયો. પછી જ્યારે શ્રોતાઓ વેરાઈ ગયા ત્યારે ધનના માલીકે તે ચોરને [illegible]કડયો અને તેને રાજા પાસે લેઇ ગયો. ત્યારે રાજાએ તેને પુછ્યું કે તેં ચોરી કરી છે? [illegible]રે તેણે કહ્યું કે મેં આગલા જનમમાં ચોરી કરી હતી પણ આ જનમમાં ચોરી કરી [illegible]થી. એટલે રાજાએ તે સાંભળીને તેને ગરદન મારવાનો હુકમ કર્યો. ત્યારે તેણે કબુલ કર્યું [illegible] મેં ચોરી કરી છે. પણ મેં કથામાં સાંભળ્યું હતું કે અપરાધ કર્યા પછી જો કોઇ તેનો પસ્તાવો કરે અને પછી કોઇને ગુરૂ કરે તો તેનો નવો જન્મ થાય છે અને તે ઉપરથી મેં ચોરી વિષે ના કહી હતી. એટલે તે સાંભળી તે રાજા ચોરને તથા ધનના માલીકને લેઇને ચતુર્ભુજદાસ પાસે ગયો, અને તેનો ખુલાસો પુછ્યો. ત્યારે ચતુર્ભુજદાસે તેને કહ્યું કે હા તે વાત સાચી છે. શિષ્ય થયા પછી શિષ્યનો નવો જન્મ થયો સમજવો. કારણ કે એકવાર જ્યારે મહાદેવજીએ પોતાની જટાની એક લટ છોડીને ગંગાજીને પૃથ્વી ઉપર જવાની આજ્ઞા કરી ત્યારે ગંગાજીએ શીવને કહ્યું કે પૃથ્વી ઉપર પાપી લોકો મારામાં સ્નાન કરીને તેઓ તેમનું પાપ મને સોંપી જશે. તો હું તે કારણથી ઘણી પાપી થઈ જઇશ. માટે તમે મને આવી આજ્ઞા ના કરો તો સારૂં. ત્યારે મહાદેવજીએ ગંગાજીને કહ્યું કે તારે અપવીત્ર થવાની ચીંતા રાખવી નહીં, કારણ કે તને પવીત્ર કરનાર લોકો તારા પ્રવાહમાં સ્નાન કરશે ત્યારે તું તેથી પવીત્ર થઇશ અને હું તને તે નજરો નજર બતાવીશ. અને તે સાબીત કરી બતાવા અમે કોઇવાર પૃથ્વી ઉપર આવી જઇશું. પછી કેટલીક મુદત વિત્યાબાદ મહાદેવજીએ એક બ્રાહ્મણનું રૂપ લીધું અને પાર્વતીજી એક બ્રાહ્મણી બન્યાં અને તેઓ પૃથ્વી ઉપર ગંગાજીને કીનારે આવીને બેઠાં. પછી તે બ્રાહ્મણ [illegible]રી ગયો એટલે તેની સ્ત્રી પોકે પોક મૂકીને રોવા બેઠી, ત્યારે ત્યાં ગંગાજી સ્નાન કરવાને આવતા લોકોએ તે સ્ત્રીને પૂછ્યું કે તું કેમ રડે

છે? ત્યારે તેણીએ તેમને કહ્યું કે મારો પતી અહીં મરી ગયો તેને મારે ગામ લેઇ જઇને બાળવો છે અને મારી પાસે બીજું કોઇ માણસ નથી કે જે તેને મારે ગામ પહોંચાડી આપે, અને પોતાની જાતે જંગલમાંથી લાકડાં વીણી લાવીને તેને બાળે. માટે હું તે કારણસર રૂદન કરૂં છું. કારણ કે મારા પતીએ પોતાની લાશને પોતાના વતનમાં અગ્નિ દાહ દેવાની ઇચ્છા બતાવી હતી. એટલે તે સાંભળીને બધા લોકો રસ્તે પડયા. કારણકે આ કામ તેમનાથી થઈ શકે તેવું નહોતું. તેઓ તો વખતે તેણીને લાકડાં જોઇએ તો મંગાવી આપે પણ તે લાશને ઉચકી જાય તેવા નહોતા. પછી ત્યાં એક કઠીઆરો માથે લાકડાનો ભારો લઇને આવ્યો અને તેણે તે બ્રાહ્મણીના કહેવા પ્રમાણે તે લાશને ઉચકી લેઇ જવાનું તથા તેને બાળવાનું કબુલ કર્યું. ત્યારે બ્રાહ્મણીએ તેને કહ્યું કે એ બધું તો ખરૂં. પણ જેણે પોતાનો જન્મ ધરીને કંઈ પાપ ન કર્યું હોય તેવા પાસે અગ્નીદાહ દેવરાવાનું મારા પતીએ મને કહ્યું છે માટે તું આવડી મોટી ઉમરનો થયો ત્યાં સુધી કંઇ પણ પાપ કર્યા વગર કેમ રહ્યો હશે? તે મને કહે. જો તું પાપથી રહીત હોય તો તે પ્રમાણે કર. એટલે તે કઠીઆરાએ તેણીને કહ્યું કે હમણાં હું પાપથી રહીત થઉં છું. એમ કહી તે ગંગાજીમાં સ્નાન કરી આવ્યો અને [illegible]ી તેણે તેણીને કહ્યું કે હવે હું નિષ્પાપ થયો છું. ત્યારે બ્રાહ્મણીએ તેને પુછ્યું કે તે કેવી રીતે? ત્યા[illegible] તેણે તેણીને કહ્યું કે ગંગાજી માતા આખા જગતને પાવન કરનાર છે અને તેમાં મેં સ્નાન કર્યું [illegible]લે મારાં જેટલાં પાપ થયેલાં હશે તે બધાં જતાં રહેલાં સમજવાં. ગંગાજી આખા જગતની માતા છે અન માતા[illegible]માંથી જન્મેલું બાળક નીષ્પાપ ગણાય છે માટે મેં સ્નાન કર્યું તેથી જાણે હું માતાના ઉદરમાંથી જ[illegible]યો એમ ગણાય. તેથી હાલ મારો નવો જન્મ થયો. કારણ કે જગત જનની ગંગાજીના ઉદરમાંથી હું ના[illegible] આવું છું, અને તેથી હું હાલ પાપ વગરનો છું. એ સાંભળીને તે બ્રાહ્મણ બેઠો થયો અને તે કઠીઆરાને સાક્ષાત મહાદેવજીના રૂપે દર્શન દીધું. પછી મહાદેવજીએ ગંગાજીને મૂર્તીમાન ત્યાં બોલાવ્યાં અને તેમને કહ્યું કે મેં જે તમને આગળ ઉપર કહી રાખેલું હતું કે તેમને પાવન કરનાર લોકને હું નજરે બતાવીશ. માટે આ કઠીઆરાને તમારે તેવો પાવન કરનાર માણસ સમજવો. બાકી બીજા લોક જે તમારા પ્રવાહમાં સ્નાન કરી જાય છે, તેમને તમારે ખોટા સ્નાન કરનારા સમજવા. આ પ્રમાણે દ્રષ્ટાંત કહી સંભળાવીને ચતુર્ભુજદાસે તે રાજાના મનનું સમાધાન કર્યું અને ઉપદેશ લીધા પછી તે ચોરનો નવો જન્મ થયો એમ સમજણ પાડી. કારણ કે તે સતબુદ્ધી રૂપી ગંગાજીમાં સ્નાન કરી આવ્યો. તે સાંભળીને તે રાજાનું મન ભીંજાઇ ગયું અને તે દ્રવ્ય તેમને સોંપી દીધું. એકવાર પરગામથી ચતુર્ભુજદાસને ત્યાં કેટલાક સાધુ આવતા હતા. તેઓ ભાગોળે આવીને થાકી જવાથી- ત્યાં બેઠા. અને ત્યાં ભાગોળે કેટલાક છોકરાઓ રમતા હતા તેમને તેમણે ચતુર્ભુજ ભક્તનું ઘર પુછ્યું અને કહ્યું કે અમે ભુખ્યા થયા છીએ માટે તે કેટલું દુર છે? ત્યારે તે છોકરાઓએ તેમને કહ્યું કે આ પાસેનું ખેતર તે ભક્તનું છે. અને તેમાં બાજરી પાકી તૈયાર થઈ છે માટે જો તમે કહો તો અમે તેનો પોંખ પાડી આપીએ એટલે તે ખાઇને પછી તમે ભક્તરાજને ઘેર જાઓ. એટલે તેમણે કહ્યું કે ઠીક. એટલે તે છોકરાઓએ બાજરીનો પુંખ પાડી લાવીને તેમને ખવરાવ્યો અને પછી તે સાધુઓ ત્યાંથી ચતુર્ભુજદાસને ઘેર ગયા. એટલે ચતુર્ભુજદાસે તેમને સારૂ રસોઇની તૈયારી કરાવા માંડી. ત્યારે તે સાધુઓએ તેમને કહ્યું કે અમે જ્યારે તમારા ગામની ભાગોળે આવ્યા ત્યારે ત્યાં કેટલાક છોકરા રમતા હતા અને તેમને અમે તમારૂં ઘર પુછ્યું ત્યારે તેમણે અમને તમારૂં ખેતર બતાવ્યું અને તેમાંથી પોંખ પાડી લાવીને અમને ખવરાવ્યો એટલે અમને હવે

હાલ કંઇ ખાવાની રૂચી નથી માટે તમે મોડેથી રસોઇ કરાવજો." એટલે તે સાંભળીને ચતુર્ભુજદાસ ખુશી થયા અને તેમણે આખા ગામમાં ગોળ વેહેંચાવરાવ્યો. ત્યારે લોકોએ તેમને પુછ્યું કે આ શાનો ગોળ વહેંચાવ્યો? ત્યારે તેમણે કહ્યું કે આજથી મારૂં નામ ભક્તમાં ગણાયું, અને તે નામ ચાલતું ચાલતું મારા ઘરથી ગામની ભાગોળ સુધી ગયું તે જાણીને આજે મેં ગોળ વેહેંચાવ્યો; કારણ કે ગામ બાહાર જે છોકરાં રમતાં હતાં તેમણે પણ મને ભક્ત તરીકે જાણ્યો અને તેથી ભક્તનું ખેતર કહીને તેમણે સાધુઓને મારૂં ખેતર બતાવ્યું. પછી ચતુરર્ભુજદાસે નાના પ્રકારનાં ભોજન કરીને પેલા સાધુઓને ત્યાં જમાડયા અને પછી તેમની સાથે ભક્તિની ચર્ચા ચલાવતા બેઠા.

## ॥ મુલ છપ્પયછંદ ॥

ચાલકકી ચરચરી ચહું દિસી ઉદધિ અંતલોં અનુસરી ॥
અરૂં ક્રોપ સુની ચરિત્ર પ્રસિધ પુની પંચાધ્યાઇ ॥
કૃષ્ણ રૂકિમણી કેલિ રૂચિર ભોજન વિધિ ગાઈ
ગિરિરાજ ધરનકી છાપ ગિરા જલધર જ્યોં ગાજે ॥
સંત શિખંડી ખંડ હૃદે આનંદકે ગાજે ॥
જાડા હરન જ... મંડતા કૃષ્ણદાસ દેહી ધરી ॥
ચાલકકી ચરચરી ચહું દિસી ઉદધિ અંતલોં અનુસરી ॥
વિમલાનંદ પ્રબોધબસ સંતદાસ સીંવા ધર્મ ॥
ગોપીનાથ પદરાગ ભોગ છપ્પન ભુંજાયે ॥
પૃથુ પદ્ધતિ અનુસાર દેવ દંપતિ દુર લાગે ॥
ભગવત ભક્ત સમાન ઠોર ઘેકો વલગાયો ॥
કવિત્ત સુરસોં મિલિત ભેદ કછુ જાત ન પાયો ॥
જનમ કરમ લીલા જીુગત રહસિ ભક્તિ ભેદી મરમ ॥
વિમલાનંદ પ્રબોધવસ સંતદાસ સીંવા ધર્મ ॥

## સંતદાસનો પ્રસંગ.

તેહવારી ગામમાં સંતદાસ નામના રાજા એક પ્રેમી ભક્ત થઇ ગયા. તેમને એકવાર એવી ઇચ્છા થઇ કે હું ઠાકોરજીને છપ્પન ભોગ કરાવું. પણ તે વખતે તેમની પાસે પુરતું દ્રવ્ય નહોતું તેથી નીરૂપાયે તે છપ્પન ભોગ કર્યા વગર બેસી રહ્યા. એટલે ઠાકોરજીએ તેની સાચી ભાવના જાણી તેને છપ્પન ભોગ માની લીધો. અને જ્યારે જગન્નાથજીમાં ઠાકોરજીને ભોગ ધરાવ્યો ત્યારે ઠાકોરજીએ પંડયાને સ્વપ્નામાં કહ્યું કે તેહવારીના અમુક રાજાએ મને છપ્પન ભોગ ધરાવેલો છે તેથી હું ધરાઇ ગયેલો છું. માટે હાલ મને કાંઇ ભોગની રૂચી નથી. એમ કહી ઠાકોરજીએ તે છપ્પન ભોગ ધરાવનારનું નામ ત્યાં પ્રગટ કરાવ્યું, અને પોતાના ભક્તનું માહાત્મ વધાર્યું.

## ॥ મુલ છપ્પયછંદ ॥

શ્રીમદન મોહન સુરદાસકી નામ સુખલા જરી અટલ ॥
ગાન કાવ્ય ગુન રાસિ સુજસ સહચરી અવતારી ॥
રાધા કૃષ્ણ ઉપાસ્ય રહસિ સુખકો અધીકારી ॥
નવરસ મુખસિંગાર વિવિધ ભાંતિનિ કરિ ગાયો ॥
બદન ઉચારત વેર સહસ પાયનિ વ્હૈ ધાયો ॥
અંગિકારકી અવધિ યહ જો આખ્યા ભ્રાતા જમલ ॥
શ્રી મદન મોહન સુરદાસકી નામ સુખલા જરી અટલ ॥

## સુરદાસનો પ્રસંગ.

સુરદાસ નામનો એક વાણીયો પાદશાહનો પ્રધાન હતો અને જોકે તેનું નામ સુરદાસ હતું પણ તે આંખે આંધળો નહોતો. એક વાર પાદશાહે તેને ખંડણી ઉઘરાવવા સારૂ પરદેશ મોકલ્યો અને ત્યાં તેણે બધો પૈસો એકઠો કર્યો. અને પછી તેણે વીચાર કર્યો કે આ પૈસો મારે પાદશાહને ત્યાં મોકલવો તેના કરતાં શ્રીનાથજી ઠાકોરને ત્યાં ભોગ ધરાવાના કામમાં તે વાપરવો તે વધારે સારૂ છે એમ વિચારી તેણે તે દ્રવ્યથી ગોળનાં ગાડાં ભરાવીને ત્યાંથી શ્રીનાથજી મોકલી દીધાં. અને પછી ત્યાં રહ્યે રહ્યે તેણે ઠાકોરજીની વિનંતિ કરી કે હે મહારાજ! તમે આ ગોળના માલપુવા કરાવી ભોગ લેજો. પછી તે ગાડાં મધ્ય રાત્રે શ્રીનાથજીના મંદીર આગળ આવી પહોચ્યાં અને ગાડીતોએ ત્યાંના મહંતને તે વખતે સુતેલા જગાડયા અને તેને કહ્યું કે સુરદાસે ઠાકોરજીને માલપુવાનો ભોગ લગાવવા સારૂ ગોળનાં ગાડાં મોકલ્યાં છે તે લ્યો. ત્યારે મહંતે કહ્યું કે અત્યારે તો અડધી રાત ગઇ છે અને ઠાકોરજી ઉંઘી ગયા છે. તેથી માલપુવાનો ભોગ સવારે ધરાવીશું, માટે તમે સવારે તે લાવજો. એટલે ઠાકોરજીએ મંદીરમાંથી અવાજ આપ્યો કે હું તો હજી જાગું છું અને મારે અત્યારે માલપુવા ખાવા છે માટે તમે મને અત્યારે માલપુઆ કરી આપો. એ પ્રમાણે ઠાકોરજીએ પોતાના ભક્તનો પ્રેમ જોઇને અડધી રાત્રે માલપુવા કરાવરાવીને ભોગ લીધો. સુરદાસે એકવાર બાદશાહને ચીઠી લખી મોકલી કે હુ તો અહીં સંત લોકોની રક્ષા કરૂં છું અને ભક્તિ કરૂં છું. એટલે તે ચીઠી કોઇ એક સાધુએ વાંચતાં સાંભળી લીધી એટલે તે ઉપરથી તે સાધુ સુરદાસની પરીક્ષા લેવાને માટે સુરદાસ પાસે ગયો. સુરદાસ તે વખતે ઠાકોર મંદીર આગળ બેઠા હતા એટલે તે સુરદાસને બતાવા સારૂ પોતાના જોડા હાથમાં લેઇને તે મંદીરમાં જવા લાગ્યો, ત્યારે સુરદાસે તેને કહ્યું કે ઠાકોર મંદીરમાં જોડા સાથે લેઇને જવું યોગ્ય નથી માટે જો તમને જોડા ચોરી જવાની ધાસ્તી રહેતી હોય તો તમે દર્શન કરી આવો ત્યાં સુધી હું તમારા જોડા જોતો રહીશ. એમ કહી તેમણે તેના જોડા પોતાના હાથમાં તે પાછો આવ્યો ત્યાં સુધી પકડી રાખ્યા, એટલે તેમની સચ્ચાઈ જોઇને તો સાધુ તેમને પગે પડયો અને તેમના પગ ધોઇ પીધા. પાદશાહને કાને વાત આવી કે સુરદાસે ખંડણી ઉઘરાવીને સાધુઓને ખવરાવી દીધી એટલે તે ઉપરથી તેણે સુરદાસને પકડી લાવવા લશ્કર મોકલ્યું. એટલે સુરદાસે દ્રવ્યને બદલે પથરાની ગુણો ભરી અને તેમણે બાદશાહને એક ચીઠી લખી કે હે પૃથ્વીપતી! મેં તમારૂં બધું ધન સાધુઓને ખવરાવી દીધું છે અને તેથી મારી પાસે હવે કંઈ બાકી રહ્યું નથી. તેથી મેં આ ગુણોમાં પથરા ભરીને

મોકલ્યા છે. અને હવે હું અંહીંથી નાશી જાઉં છું. એમ લખીને ચીઠી એક પેટીમાં મુકીને તે લશ્કરની વચમાંથી રાતો રાત નાશી ગયા. એટલે લશ્કર તે ગુણો લઈને પાદશાહ પાસે આવ્યું અને પાદશાહે તે પેટીમાંની ચીઠી ખોલીને વાંચી તો સુરદાસે સંત સેવામાં ધનને ખર્ચી નાંખ્યું છે એમ જાણીને તે ખુશી થયો. સુરદાસના પછી તેની જગાએ જે બીજો પ્રધાન થયો તેણે તે સાંભળ્યું કે બાદશાહે તો સુરદાસને તે માફ કર્યું, માટે સુરદાસે જે ધન સાધુઓને ખવરાવી દીધું તે સારૂં મારે તેને યોગ્ય શીક્ષા કરવી જોઈએ. એમ વિચારીને તેણે સુરદાસને પકડવા માણસો મોકલ્યાં અને તેઓ સુરદાસને ત્યાં પકડી લાવ્યા. તેને દિવાન આગળ ખડો કર્યો એટલે દીવાને નોકરોને કહ્યું કે તે લુણહરામી માણસનું મને મોં બતાવો નહીં, એછે બારોબાર કેદમાં પૂરી ઘો. એટલે તે ઉપરથી સુરદાસને કેદમાં પુરી દીધા, અને તે પ્રમાણે તે કેટલાક દિવસ સુધી કેદખાનામાં રહ્યા. પછી સુરદાસે કેદખાનામાંથી એકવાર બાદશાહને એક દુહો લખી મોકલ્યો કેઃ—

### દુહો.

ઈક તમ અંધીઆરો કરે શુન્ય દઇ પુનિ તાહિ ॥
દશ તમ તેં રક્ષા કરો દીનમની અકબરશાહિ ॥

ફારસીમાં અકબર એવું પ્રકાશ કરનારનું નામ છે માટે [illegible]કબરશાહ પાદશાહ! તમે અકબરશાહ થઈને તમારા ગા[illegible] આ અંધારૂં ચલાવા ઘો છો તે આપને યોગ્ય નથી. તમારી જાણની બ[illegible] તમારા દીવાને મને કેદ કરી રાખ્યો છે માટે તમે મને તે કેદખા[illegible]ને તે છોડાવો? બાદશાહે તે દુહો વાંચીને તરત માણસ મોકલ્યાં અને તેમને છોડી મુકાવ્યા. પછી ત્યાંથી તે વંદ્રાવન ગયા. ત્યાં જઈ પછી તેમણે ઠાકોરજીનાં રોજ નવાં નવાં પદ બનાવવા માંડયાં અને ઠાકોરજીના ભક્તિ રસમાં ભીંજઈ ગયા. સુરદાસનાં પદ સાંભળીને ઘણા લોકોને પ્રેમ થવા લાગ્યો કારણ કે તે પદ પ્રેમ દસથી ભરપુર બનાવેલાં હતાં.

### ॥ મુલ છપ્પયછંદ ॥

કાત્યાયનીકે પ્રેમકી બાત જાય કાપૈં કહી ॥
મારગ જાત અકેલ ગાન રસનાજુ ઉચ્ચારે ॥
તાલ મૃદંગી વૃક્ષ રીઝિ અંબર તહાં ડારે ॥
ગોપનારિ અનુસાર ગિરા ગદગદ આવેસી ॥
જગ પ્રપંચતેં દુરિઅજા પરસે નહિ લેસી ॥
ભગવાન રીતિ અનુરાગકી સંત સાખિ મેલી સહી ॥
કાત્યાયનીકે પ્રેમકી બાત જાય કાપૈ કહી ॥
કૃષ્ણ વિરહ કુંતી શરીર ત્યોં મુરારિ તન ત્યાગિયો ॥
વિદિત બોલોદા ગાંવ દેશ સુરધર સબ જાને ॥
મહા મહોછો મધ્ય સંત પરિષદ પરવાને ॥
પગનિ ઘુંઘરૂ બાંધી રામકો ચરિત દિખાયો ॥
દેસી સારંગપાનિ હંસ તાસંગ પઠાયો ॥
ઉપમા ઔર ન જગતમેં પ્રથાવિના નાહિન વિયો ॥
કૃષ્ણ વિરહ કુંતી શરીર ત્યોં મુરારિ તન ત્યાગિયો ॥

# શ્રી મોરારીદાસનો પ્રસંગ.

શ્રી મોરારીદાસ કરીને એક માહાત્મા હતા અને તે એક રાજાના ગુરૂ હતા. તે જ્યારે એકવાર સ્નાન કરીને આવતા હતા ત્યાં રસ્તામાં તેમને એક ઠેકાણે ઢેડવાડામાં તેમના કાનમાં સવાલ પડયો કે જે ચર્ણામૃતના આધિકારી હોય તે આવજો. એટલે તે સાંભળીને તે ખમચાઈને ઉભા રહ્યા. ત્યાં આગળ એક ચમાર ભક્તનું ઘર હતું અને તેણે ઠાકોર સેવા કરી રહીને ચર્ણામૃત લેવાને પોતાનાં ઘરનાં માણસોને હાંક મારી કે જે ચર્ણામૃતના અધીકારી હોય તે આવજો. એટલે તે અવાજ સાંભળીને મોરારીદાસે વિચાર કર્યો કે શું હું ચર્ણામૃતનો અધિકારી ન કહેવાઉં? એમ વિચારી પોતે ચમારના ઘરમાં પેઠા, એટલે તે ચમાર બાવરો બની ગયો; કારણ કે મુરારીદાસ તો રાજાના ગુરૂ હતા. ચમારે મુરારીદાસને પોતાના ઘરમાં આવેલા જોઈને તેમને કહ્યું કે હે મહારાજ! આ તમે શું કર્યું? હું તો એક તુચ્છ માણુસ છું માટે તમે મારા ઘરમાં પેઠા એ તે શું કહેવાય? પછી મુરારીદાસે ચર્ણામૃત માગ્યું ત્યારે તેણે કહ્યું કે મારાથી તે કેમ અપાય? ત્યારે મોરારીદાસે તેને કહ્યું કે તું ઠાકોર સેવા કરે છે અને તારો ભાવ સાચો છે માટે તું અમારાથી શ્રેષ્ઠ છે માટે તારા આગળ અમે તુચ્છ કહેવાઈએ. સાંભળીને તે ચમારની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં, અને તે લજવાઈ ગયો. ત્યારે મોરારીદાસે તો તેને કહ્યું કે ઠાકોરનું ચર્ણામૃત લેવું તેમાં વર્ણાશ્રમનો કાંઈ બાધ નથી, માટે તારે [illegible] આપ્યા વગર તે મને આપવું યોગ્ય છે. તોપણ તેણે તો આપ્યું નહીં. ત્યારે મોરારીદાસે પોતાને હાથે તે લીધું અને પોતે પી ગયા. અને ત્યાં ઠાકોર સેવાનાં દર્શન કરીને તે પોતાને ઘેર ગયા. એટલે તે વાત [illegible]ગામમાં ફેલાઈ કે રાજાના ગુરૂ ચમારના ઘરમાં પેઠા અને તેમણે ચમારનું ચર્ણામૃત લીધું. અને [illegible] ચાલતી રાજાને કાને ગઈ. એટલે રાજાને તેથી સોચ પડયો કે મારા ગુરૂએ આ ઘણું અયોગ્ય કામ કર્યું. પોતાના ગુરૂનાં દર્શન કરવાનો તે રાજાનો નિત્ય નીયમ હતો પણ તે દીવસે આ વાત સાંભળીને તેને ગુરૂ ઉપર અભાવ થયો તેથી તે ગુરૂ પાસે ગયો નહીં. તેથી ગુરૂએ તે ગામનો ત્યાગ કર્યો અને પોતે ત્યાંથી બે ત્રણ ગાઉ છેટે એક બીજા ગામમાં જઈને રહ્યા. પછી બીજે દિવસે રાજાને ગુરૂનાં દર્શન કરવાની આતુરતા થઈ તેથી તે ગુરૂને ઘેર ગયો પણ ત્યાં ગુરૂને જોયા નહીં તેથી તે ઘણો શોકાતુર થયો અને પછી જ્યાં તેના ગુરૂ ગયા હતા ત્યાં તે ગયો અને ત્યાં જઈને તેણે તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને તેની આંખોમાંથી આંસુ નીકળી પડયાં. મોરારીદાસ પોતાના શિષ્યથી પુંઠ ફેરવીને બેઠા અને તેનું મોં પણ જોયું નહીં એટલે રાજા તેથી ઘણું અકળાયો. પછી ગુરૂ તેના ઉપર દયા લાવ્યા અને તે પોતાનો શિષ્ય હેવાથી તેને નર્કની અગ્નિથી બચાવવો એમ વિચારીને પછી તેને બધાના વચમાં યોગ્ય ઠપકો દીધો કે તું વિમુખ છે અને તે ગુરૂની અવગણના કરી માટે તું ગુરદ્રોહી છે, એમ તેને ઘણાં કડવાં વચન સંભળાવ્યાં. જે બધું તે સાંખી રહ્યો. પછી રાજાએ પોતાના બન્ને હાથ જોડીને નમ્રવાણીથી ગુરૂની વિનંતી કરી કે હે મહારાજ! મેં આપનો મોટો અપરાધ કર્યો માટે આપ મને દંડ કરો. આપ મારા અપરાધ સામું જોશો નહીં, અને આપ મારા ઉપર અનુગ્રહ કરીને મને દર્શન દ્યો, હું ગમે તેવો રાજા તોપણ હું આપના આગળ એક નાદાન બચ્ચું છું, અને આપ તો કૃપાળુ છો અને આપની કૃપાની ન્યુનતાને લીધેજ મારામાં તેવી કુબુદ્ધિ થઈ, માટે આપની કૃપાને વધારો જેથી મારામાં ફરીને તેવી કુબુદ્ધિ થાય નહીં. એટલે તે સાંભળીને ગુરૂ પ્રસન્ન થયા અને રાજાને ફરીને કહ્યું કે તું મુર્ખ છે. ભક્તિનો રસ તો તું બીલકુલ જાણુતો નથી. કારણ કે ચમારને તું ચમાર રૂપ દેખે છે પણ તે

ચમાર તારા બધા બ્રાહ્મણો કરતાં વિશેષ છે, આગળ ઉપર વાલ્મીક ઋષી થઇ ગયા કે જે જ્યાં સુધી તે ભીલના સંગમાં હતા ત્યાં સુધી તે ભીલમાં ગણાતા અને પછી જ્યારે તે ઋષિ-ઓની સંગતમાં રહ્યા ત્યારે તે એક ઋષિમાં ગણાવવા લાગ્યા.

## છપ્પાની રાહ.

સંગતનો પરતાપ કનક પારસથી થાયે ॥
સંગતનો પરતાપ તરૂથી શીતળ વાયે ॥
સંગતનો પરતાપ મોતી છિપીમાં બાઝે ॥
સંગતનો પરતાપ તૃષા સરોવર ભાંજે ॥
પ્રતાપ સંગત અતી ઘણો મુખ્ખે નવ જાયે કહ્યો ॥
ગોપાળ પ્રતાપ સંગત થકી ચોરાશી નવ જાયે વહ્યો ॥

માટે માણુસનાં જે કર્મ છે તેજ માણુસને નીચો ઉંચો બનાવે છે માટે ચમાર ચોની ઉપરથી તારે તેને કંઇ ચમાર સમજવો નહીં. આ પ્રમાણે ગુરૂએ તેને ઠપકો દીધો. પછી રાજા તેમને પોતાને ગામ તેડી ગયો એટ[illegible] ત્યાં બધા લોકો તે વાત સાંભળીને તેમન[illegible] કરવાને તેમને ત્યાં ગયા. ત્યાં ગુણી લોકો નૃત્ય ગાન કરવા લાગ્યા અને ત્યાં [illegible] સમાજની ધ્વની છવઇ રહી. પછી મુરારીદાસે ત્યાં પોતાને પગે ઘુઘરા બાંધ્યા [illegible] સાતે સુર તાણીને ત્યાં નૃત્ય ગાન કરવા માંડયું અને [illegible] શ્રી રામચંદ્રજીના વનવાસ જતી વખતનું શ્રી રામ વીયોગના પ્રસંગનું [illegible] ગાયું, અને એટલામાં તેમના પ્રાણુ નીકળી ગયા. એટલે તે ઉપર[illegible] ઘણો દુઃખમાં પડયો. પોતાના ગુરૂ શ્રી રામ શરણે ગયા તે ઉપરથી તેણે ઘણો શોક કર્યો અને પોતે પસ્તાવા લાગ્યો કે મોરારીદાસ જેવા પ્રતાપી સંત હવે ફરીને મને ક્યાં મળશે ?

## ॥ મુલ છપ્પયછંદ. ॥

કલિ કુટીલ જીવ નિસ્તાર હિત વાલમીક તુલસી ભયો ॥
તેતા કાવ્યનિ બંધ કરિ સતકોટિ રામાયન ॥
ઇક અક્ષ ઉદ્ધરે બ્રહ્મ હત્યાદિ પરાયન ॥
અબ ભક્તનિ સુખ દેન બહુરિ લીલા વિસ્તારી ॥
રામ ચરણ રસ મત્ત રટત અહનિસિ વ્રત ધારી ॥
સંસાર અપાર કે પારકો સુગમ રૂપ નવ કાલયો ॥
કાલ કુટિલ જીવ નિસતાર હિત વાલમીક તુલસી ભયો ॥

## તુલસીદાસનો પ્રસંગ.

તુલસીદાસ નામના એક મહાત્મા થઇ ગયા. તે પેહેલી અવસ્થામાં ઘણા વિષયી હતા. તેથી તેમને પોતાની સ્ત્રી વગર એક દિવસ પણ ચાલતું નહોતું. તેમની આવી ટેવથી તેમની સ્ત્રી તેમનાથી કંટાળીને તથા તેમના ઉપર રીસ ચઢાવીને એક દિવસ તેણી તેમને કહ્યા વગર પોતાને પીયર જતી રહી. તુલસીદાસ જ્યારે ઘેર આવ્યા ત્યારે તેમણે પોતાની સ્ત્રીને ઘરમાં દીઠી નહીં એટલે તે પોતાને સાસરે ગયા. એટલે તેમની સ્ત્રી લજ્યા પામી ગઇ અને તેથી તેણીએ રીસમાં તુલસીદાસને ઠપકો દીધો કે તમે મારાં હાડકાં ચામડામાં આટલો બધો સ્વાદ કેમ મા-

ન્યો છે ? મારા ઉપર જેવો પ્રીતી ભાવ છે તેવો શ્રી રામચંદ્રજી ઉપર રાખો તો તમારૂં કેવું કલ્યાણ થાય ? તે વાત સાંભળીને તુલસીદાસને હાડો હાડ ચુટકી લાગી ગઇ ને તેથી તે ત્યાંથી પાછા ફર્યા અને કાશી ચાલી નીકળ્યા. અને ત્યાં જઈ તેમણે ઠાકોરજીની સેવા કરવા માંડી. અને ઠાકોરજી ઉપર તેમને દ્દઢ ભાવના થઇ. તેમની સ્ત્રી પછી તેમની પાછળ કાશીએ ગઇ અને ત્યાં તેણીએ તેમને ઘણાં કાલાવાલા કર્યા અને તેમને કહ્યું કે મેં તો તમને સેહેજ ભાવે મારી મૂર્ખાઇને લીધે કહ્યું. માટે હવે તમે તે માફ કરો અને ઘેર પાછા ચાલો. હવેથી હું તમને કોઇ પણ દિવસ એવું કંઇ પણ કહીશ નહીં પણ તુલસીદાસે તે કાંઈ માન્યું નહીં અને તે પાછા ગયા નહીં. કાશીમાં તુલસીદાસ જ્યાં દીશા જંગલ જતા ત્યાં જે પાણી વધતું તે રોજ પોતે એક ઝાડ આગળ રેડતા એટલે ત્યાં આગળ એક પીશાચ રહેતું હતું તેને તે પીવાનું મળતું તેથી તે પીશાચ તેમના ઉપર પ્રસન્ન થયું. અને એકવાર દૃષ્ટીમાન થઇને તેણે તુલસીદાસને દેખા દીધી અને તેમનો ઉપકાર માન્યો. એટલે તુલસીદાસે તેને પુછ્યું કે તું કોણ છે ? ત્યારે તેણે કહ્યું કે હું એક પ્રેત છું. આગલા જન્મમાં હું એક રાજાનો પુરોહીત હતો. અને તે રાજા બીજા બ્રાહ્મણોને દાન આપવાને મને જે કંઇ દ્રવ્ય સોંપતો તેમાંથી થોડું બ્રાહ્મણોને આપતો અને બાકીનું દ્રવ્ય હું મારે ઘેર લેઇ જતો. એકવાર જ્યારે તે રાજા કાશીએ જાત્રા કરવા આવ્યો ત્યારે તેણે મને આ પ્રમાણે ઘણું દ્રવ્ય આપ્યું અને બીજા બ્રાહ્મણોને તે [illegible] આપવા માટે મને સોંપરત કરી અને મેં તે દ્રવ્યમાંથી થોડું દ્રવ્ય બ્રાહ્મણોને આપ્યું. બાકીનું દ્રવ્ય મેં લેઇ લીધુ અને પછી થોડા વખત પછી મારૂં મૃત્યુ થયું. તેથી હું અહીં આ પ્રેત યોનીને પામ્યો છું. અને ઘણા વરસથી હું અહીં તરશે મરતો હતો. કારણ કે શુદ્ધ જળ પીવાને અમને પ્રેતને અધીકાર નથી. અને અશુદ્ધ જળ [illegible] અહીં કોઇ પાતું નહોતું. તે તમે મને રોજ પાયું. તેથી હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. માટે તમારે જે જોઇએ તે મારી પાસેથી માગી લ્યો. ત્યારે તુલસીદાસે તેને કહ્યું કે જો તું પ્રસન્ન થયો હોઉં તો મને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવ. ત્યારે તે પ્રેતે કહ્યું કે હુંતો મહા અધમ યોનીમાં છું માટે શ્રી રામચંદ્રજીનાં દર્શન તો મારાથી તમને કરાવી શકાય તેમ નથી પણ હું તમને હનુમાનજીનો પત્તો બતાવી દેઉં. અને પછી જો તમે હનુમાનજીના પગ પકડી લ્યો અને તેમને વિનંતી કરો તો તે તમને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવશે. એમ કહી તેમને સુચના આપી કે આ ગામમાં અમુક જગાએ રામાયણની કથા થાય છે અને ત્યાં રોજ હનુમાનજી રામકથા સાંભળવાને આવે છે અને તેમની નીશાની એ છે કે તે સર્વ શ્રોતાઓથી પહેલા આવે છે અ નેસૌથી છેલ્લા તે જાય છે. અને એ નિશાની પ્રમાણે જે માણસ છેલ્લા જાય તેને તમારે હનુમાનજી સમજવા અને તે ઉપરથી તમારે તે જાય ત્યારે તેમની પુંઠે પુંઠે જવું અને આગળ જતાં તે વગડામાં જ્યારે એકલા પડે એટલે તમારે તેમના પગ પકડી લેવા અને તેમને કહેવું કે મેં તમને ઓળખ્યા છે કે તમે સાક્ષાત હનુમાનજી છો અને રામચંદ્રજીના પરમ ભક્ત છો માટે તમે મને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવો. એમ કહી તેના પગે બાઝી પડવું. અને તે છોડાવે તોપણ તમારે તેમને છોડવા નહીં. અને તેમને વિનંતી કર્યે જવી. એટલે તે પ્રસન્ન થશે અને શ્રી રામચંદ્રજીનાં તમને દર્શન કરાવવાનું કબુલ કરશે. બીજે દીવસે તે પ્રમાણે તુલસીદાસ રામકથામાં ગયા અને જે માણસ ત્યાંથી છેલ્લો નીકળ્યો તેની પાછળ પાછળ તે વગડા સુધી ગયા અને જ્યારે તેમને એકલા પડેલા દીઠા ત્યારે તુલસીદાસે તેમના પગ પકડી લીધા અને તેમને વિનંતી કરીને કહ્યું કે મેં આપને ઓળખ્યા છે, આપ હનુમા-

નજી છો અને શ્રી રામચંદ્રજીના આપ પરમ ભક્ત છો માટે આપ કૃપા કરીને મને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરાવરાવો. હનુમાનજીએ તેને ઘણું સમજાવ્યો પણ કોઈ વખતે તે સમજ્યા નહીં ત્યારે હનુમાનજીએ તેમને પ્રગટ દર્શન દીધું. પછી શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવા માટે તેમણે તેમને કહ્યું કે અમુક દીવસે તમે ગંગાજીના ઘાટ ઉપર બેસજો એટલે ત્યાં તમારી પાસે થઈને ઘોડા ઉપર બેઠેલા શ્રીરામ અને લક્ષ્મણ બંને જશે. એટલે તમે તેમનાં દર્શન કરી લેજો. અને તે પ્રમાણે તુલસીદાસ નીમેલે દીવસે વાટ જોતા ગંગાજીના ઘાટ ઉપર બેઠા. એટલે શ્રીરામ અને લક્ષ્મણ બંને રાજાઓના કુંવરોના વેશમાં ઘોડેસ્વાર થયેલા તેમની પાસે થઈને ગયા, પણ તુલસીદાસે તેમને રાજાના કુંવરો સમજીને તેમને ઓળખ્યા નહીં. પછી પાછળથી હનુમાનજી આવ્યા અને તેમને કહ્યું કે ઘોડેસ્વાર થયેલા શ્રીરામ અને લક્ષ્મણ અહીં થઈને જે ગયા તેમનાં દર્શન તમે કર્યાં કે નહીં? ત્યારે તુલસીદાસે હનુમાનજીને કહ્યું કે મારાથી તો તેમને ઓળખી શકાયા નહીં. માટે હવે તમે ફરીને બીજો કોઈ સંકેત રાખો. અને તે ઉપરથી પછી હનુમાનજીએ ચીત્રકોટમાં તેમને ફરીને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરાવ્યાં હતાં. એકવાર એક બ્રાહ્મણથી અજાણપણામાં ગૌહત્યા થઈ ગઈ હતી તેથી તેની નાતવાળા લોકોએ તેને નાત બહાર મુક્યો હતો. અને તે ગૌહત્યામાંથી પાવન થાય ત્યારે તેને ન્યાતમાં લેવો એવો ઠરાવ કર્યો હતો. તેથી તે બીચારો ગામોગામ ભીખ માગતો ભટકતો [illegible] અને દરેક જગાએ તે સવાલ નાંખતો કે આપોરે રામ કોઇ ગૌ હત્યારાને [illegible] પ્રમાણે ટેલ નાંખતો નાંખતો તે કાશીમાં ગયો કે જ્યાં તુલસીદા[illegible] અને ત્યાં જઈને તેણે આ પ્રમાણે ટેલ નાંખી એટલે તુલ[illegible] રામ નામ સાંભળીને તેને પોતાની પાસે બોલાવ્યો. અને તેની સર્વ [illegible] પુછી કે તું આ પ્રમાણે કેટલાં વર્ષથી કહે છે? ત્યારે તેણે કહ્યું કે [illegible] હું આ પ્રમાણે ટેલ નાખું છું. કારણ કે બાર વરસથી મને નાત બહાર મુક્યો છે. ત્યારે તુલસીદાસે તેને કહ્યું કે એકવાર જો કોઇ માણુસ રામ નામ લે તો તેની હત્યા જતી રહે. અને તું બાર વરસથી રામ નામ લે છે છતાં હજી તારી હત્યા ગઇ નથી? માટે તેમ નહીં. તારી હત્યા ગયેલી સમજની. એમ કહી તેને પોતાની સાથે જમવા બેસાડ્યો કારણ કે તુલસીદાસ પણ બ્રાહ્મણ જ્ઞાતીમાં હતા. પછી તે વાત કાશીના બ્રાહ્મણોએ જાણી એટલે તેમણે તુલસીદાસમે કહ્યું કે તમે તે હત્યારાની સાથે બેશીને જમ્યા માટે તમને પણ અમે નાત બહાર મુકીએ છીએ. ત્યારે તુલસીદાસે તેમને કહ્યું કે તમે લોકો પોથીઓ વાંચી જાણોછો પણ તમે પોથીઓનો સાચો સાર હૃદયમાં ઉતારી શકતા નથી માટે તમારામાં કાંઈ અક્કલ નથી અને તેથી તમારૂં અજ્ઞાન થયું કહેવાય નહીં. બાર બાર વરસથી તે બિચારો રામનામ લે છે, કે જે રામ નામનો પ્રતાપ એવો છે કે એકવાર પણ જો કોઈ રામ નામ લે તો તેની ગમે તેવી હત્યા હોય તોપણ તે દુર થાય. અને આ માણુસ આજે બાર વરસ થયા રામનામ લે છે ત્યારે તેની હત્યા હવે કેવી રીતે રહી. ત્યારે તે લોકોએ કહ્યું કે તે વાતની અમને પ્રતીતી આવતી નથી. ત્યારે તુલસીદાસે તેમને પુછ્યું કે અમે શું કરીએ તો તમને તે વાતની પ્રતીતી પડે. ત્યારે સર્વે બ્રાહ્મણોએ એક મત થઇને તુલસીદાસને કહ્યું કે જો તે હત્યારો એક થાળમાં લાડુ ભરી લેઇને કાશીવિશ્વનાથના મંદીરમાં જઇને ત્યાં મહાદેવજીના પોઠીઆને તે પોતાને હાથે લાડુ ખવરાવે અને જો તે પોઠીઓ તે લાડુ ખઈ જાય તો અમે તેની બ્રહ્મહત્યા ગઈ એમ સમજીએ. એટલે તે ઉપરથી તુલસીદાસે તે હત્યારા પાસે લાડુનો થાળ લેવરાવ્યો અને ન્યાતના બધા માણુસોને સાથે લેઇને પોતે કાશીવિશ્વનાથના મંદીરમાં ગયા અને ત્યાં જઇને પાઠીઆ આગળ ઉભા રહ્યા. અને પછી તેમણે નંદીની પ્રાર્થના કરી કે હે નંદીશ્વર! તમે માહાદેવજીના વાહન રૂપ છો અને તેથી તમે

રામ નામનો મહીમા સારી રીતે જાણો છો. આ માણસ બાર વર્ષથી રામનામ લે છે તે છતાં તે હત્યા હજી ગઈ નથી એમ બધા લોકો કહે છે. પણ જો તેની હત્યા હવે ગઈ હોય તો અને જો તે વાત સાચી હોય તો આ માણસ પોતાના હાથે તેમને લાડુ ખવરાવે તે ખાજો. એમ સ્તુતી કરીને પછી પેલા હત્યારાને આજ્ઞા કરી કે તું લાડવા ખવરાવ. એટલે તે નંદીને લાડુ ખવરાવવા લાગ્યો અને નંદીએ તે ખાવા માંડયા. પથ્થરના પોઠીઆને લાડુ ખાતા જોઇને બધા લોકો વિસ્મય થઇ ગયા. તેથી તેઓ તુલસીદાસને પગે પડયા એટલે ત્યાં જય જય ધ્વની થઈ રહી. એકવાર તુલસીદાસને ત્યાં ચોર ચોરી કરવાને આવ્યા ત્યારે ત્યાં આગળ ચોરોને તે વખતે ધનુષ્ય બાણ હાથમાં લીધેલો એવો એક સિપાઇ આખી રાત સુધી ચોકી કરતો દેખાયો. અને જે તરફ તે ચોર લોકો જતા તેની તરફ તે આગળ આ-ગળથી દેખાતો અને તેથી આખી રાત સુધી તે ચોર લોકોને તેણે આડા અવળા ફેરવ્યા અને ચોરી કરવા દીધી નહીં. એટલે નીરાશ થઇને તે લોકો પાછા ગયા અને સવારે આવીને તુલસીદાસને કહ્યું કે તમે એક શામળો સીપાઇ કોણ રાખ્યો છે, કે જે તમારા ઘરની આખી રાત ચોકી કરે છે? એટલે તે સાંભળીને તુલસીદાસ પોતે સમજી ગયા કે શ્રીરૂગનાથજી વગર બીજું કોઈ નહીં હોય તેથી તેમણે કંઇ ઉત્તર દીધો નહીં. પણ તેમને આંખમાંથી પ્રેમનાં આંસુ [illegible]ળી પડયાં. પછી તેમણે પોતાનું સઘળું દ્રવ્ય બીજે દીવસે સંત સાધુઓને ખવરાવી દીધું કે જેથી [illegible] ચોરનો ભય રહે નહીં અને શ્રી રૂગનાથજીને તેની ચોકી કરવી પડે નહીં. આ હકીકત જોઇને [illegible] મન તેમની ભક્તિના પ્રતાપથી પીગળી ગયાં અને તેથી તેઓ તેમના શિષ્ય થયા. એકવાર તેમની એક [illegible] પતી મરી ગયો ત્યારે તેણી તેની પાછળ સતી થવા જતી હતી. ત્યાં જતાં રસ્તામાં તેણી પોતાના [illegible]નાં દર્શન કરવા માટે તુલસીદાસ પાસે આવી. ત્યારે તુલસીદાસે તેણીને આશીર્વાદ આપ્યો કે અખં[illegible]વંતી! ત્યારે તેણીએ કહ્યું કે મારો પતી તો મરી ગયો અને હવે હું તેની પાછળ સતી થવા-ને જાઉં છું. અને હવે આપ મને અખંડ સૌભાગ્યવંતી શાની કહોછો? ત્યારે તુલસીદાસે તેણીને કહ્યું કે એ તો હવે જે મારા મોંથી નીકળ્યું તે ખરૂં. હવે તે કેમ મીથ્યા થાય. માટે હવે તારા પતીના શબને તું પાછું મંગાવ. એટલે તે ઉપરથી તેણીએ પોતાનાં સગાંઓને કહ્યું કે જો તમે હવે પછી ભક્તી કરવા માંડો તો મારા ગુરૂ મારા પતીને સજીવન કરે. એટલે તેઓએ તે પ્રમાણે કરવાનું કબુલ કર્યું. એટલે તેણીએ શબને તુલસીદાસ પાસે મુકાવ્યું. તુલસીદાસે તેના ઉપર પાણી છાંટયું એટલે તે બ્રાહ્મણ તરત બેઠો થયો અને પોતાને ઘેર ચાલીને ગયો. એટલે તે વાત આખા ગામમાં ફેલાઇ કે તુલસીદાસે મુવેલું માણસ સજીવન કર્યું. તે વાત ચાલતી દીલ્લીમાં પાદશાહ પાસે ગઈ. એટલે પાદશાહે તુલસીદાસને દીલ્લી તેડાવ્યા અને તેમને કહ્યું કે અમે સાંભળ્યું છે કે તમે મુવેલાં મડદાં જીવતાં કરો છો માટે તે તમારી કરામત તમે અમને બતાવો. તુલસીદાસે પાદશાહને કહ્યું કે મારામાં તો કાંઇ કરામત નથી. અમે તો સાધુ લોક છીએ અને ભગવાનનું ભજન કરી જાણીએ છીએ. એટલે તે ઉપરથી પાદશાહે તેમને કેદ ક-રાવ્યા અને તેમને એક કોટડીમાં પુરી મુકાવ્યા. પછી જ્યારે રાત પડી ત્યારે તુલસીદાસે પોતાના ઇષ્ટ હનુમાનજીને યાદ કર્યા. એટલે હનુમાનજી તેમની સહાય કરવાને ત્યાં આવ્યા. અને ત્યાં આખા શેહેરમાં કરોડો વાંદરાં થઇ ગયાં. અને તે વાંદરાંઓએ પાદશાહની બેગમોનાં વસ્ત્ર ખેંચવા માંડયાં અને પાદશાહને થપડાકો મારવા માંડી. એ પ્રમાણે આખા શહેરના લોકોને પણ પજ-વવા માંડયા. એટલે પાદશાહ તેથી ઘણો મુંઝાયો. અને આ દેવતાઈ કોપનું કારણ શોધવા લા-ગ્યો. એટલે તેને તુલસીદાસને કરામત જોવા સારૂ કેદ કર્યાની વાત સાંભરી આવી. તેથી પોતે તેજ વખતે અડધી રાતે તુલસીદાસ પાસે ગયો. અને ત્યાં જઇને પાદશાહે તુલસીદાસની ઘણી

ઘણી વિનંતી કરી અને તેમને કહ્યું કે આ રાજપાટ હવે આપનું સમજજો. હું તે આપને સોંપીને અહીંથી ચાલી નીકળું છું. માટે હવે આપ મને આ દુઃખમાંથી છોડાવો. પછી તુલસીદાસે પાદશાહને કહ્યું કે તમારે કરામત જોવી હતી તે હવે જોઇ લ્યો. ત્યારે પાદશાહે કહ્યું કે મારી તકશીર હવે આપ મને માફ કરો. અને મારા પર આપ રહેમ કરો; પછી તુલસીદાસને પાદશાહ ઉપર દયા આવી. અને તેને કહ્યું કે આ તારા નગરમાં હનુમાનજી ફર્યા માટે તે હવે તારો મુકામ નથી માટે તું હવે બીજે કોઇ ઠેકાણે નવું શહેર વસાવ, અને આ શહેરમાં હવે હનુમાનજી રહેશે. તે સાંભળીને પાદશાહે તે શેહેર છોડી દીધું. અને તેની પાસે બીજું શહેર વસાવ્યું અને તે જુની દીલ્લીમાં અદ્યાપી પર્યંત તે પ્રમાણે જથાબંધ માંકડાં ત્યાં રહે છે. તુલસીદાસ પછી ત્યાંથી કાશીએ ગયા અને ત્યાંથી પછી તે વંદ્રાવન ગયા. અને ત્યાં જઇને તે નાભાજીને મળ્યા. અને તેમનાં કાવ્ય સાંભળીને તે ઘણા ખુશી થયા. વંદ્રાવનમાં મદનગોપાળના મંદીરમાં એકવાર તુલસીદાસ દર્શન કરવા ગયા હશે ત્યાં એક સાધુએ તેમની મશ્કરી કરી કે સૌ લોકો પોતપોતાના ઇષ્ટ દેવ આગળ માથું નમાવે છે અને પોતાના ઇષ્ટિ દેવ વગર બીજા દેવને જે માથું નમાવે તે સાચો ભક્ત કહેવાય નહીં. તે ઉપરથી તુલસીદાસ ત્યાં આગળ ખમચઇને ઉભા રહ્યા અને ઠાકોરજીને તેમણે વિનંતી કરી કે હે મહારાજ! મારા ઇષ્ટ દેવ શ્રી રામચંદ્રજી અને તમે શ્રી કૃષ્ણદેવજી બન્ને [illegible]ક એક રૂપ છો તોપણ મારા ભાવને લેઇને આપ રામ મૂર્તી થાઓ. એટલે હું આપને નમસ્કાર કરૂં. એ પ્રમાણે વિનંતી કરી એટલે ઠાકોરજીના [illegible] થમાં [illegible] બાણ પ્રતીત થયાં. એટલે તે જોઇને ત્યાં બધા લોકો [illegible]સ્મય પામી ગયા અને તે ઉપરની તુલસીદાસની કિર્તી ચારે તરફ વિશેષ [illegible]

## ॥ મુલ છપ્પયછંદ ॥

ગોપ્ય કેલિ રઘુનાથકી માનદાસ પરગટ કરી ॥
કરૂણા વીર શિંગાર આદિ ઉજ્જલ રસ ગાયો ॥
પરઉપકારક ધીર કવિત કવિજન મન ભાયો ॥
કૌસલેસ પદ કમલ અનન્ય દાસવ્રત લીનો ॥
જાનકી જીવન સુજસ રહત નિસિ દિન રંગલીનો ॥
રામાયન નાટકકી રહસિ ઉકત ભાષા ધરી ॥
ગોપ્ય કેલિ રઘુનાથકી માનદાસ પરગટ કરી ॥
શ્રી વલ્લભજીકે વંસમેં સુરતરૂ ગિરિધર ભ્રાજમાન ॥
અર્થ ધર્મ કામ મોક્ષ ભકત અજપાયની દાતા ॥
હસ્તામલ શ્રુતિ જ્ઞાન સબહી શાસ્ત્રકે જ્ઞાતા ॥
પરિચર્યા વ્રજરાજ કુંવર કે મનકો કર્ષે ॥
દરસન પરમ પુનીત સભા જન અમૃત વર્ષે ॥
વિઠ્ઠલેસ નંદન સુભાવ જગ કોઉ નહી તા સમાન ॥
શ્રીવલ્લભ જીકે વંશમેં સુર તરૂ ગિરિધર ભ્રાજમાન ॥
વિઠ્ઠલવંશ કલ્યાણ કે શિષ્યસોંનિ સદગુણનિકર ॥

શ્નાનાન સુતસુબુદ્ધિ પ્રેમ પુલકિત આનંદ ભર ॥
ઉત્તમ ભુષણ ભોગ ભજન સુઠી સુંદર તાતા ॥
ભ્રાતા મદન મુકુંદ મેઘ બાઇ તિહિ માતા ॥
અહમદાબાદ આધીન અર્તિ અચ્યુત ગોત્ર સેવા સુધર ॥
વિઠુલવંસ કલ્યાણુ કે શિષ્યની સદગુણ નિકર ॥
શ્રીવલ્લભ જીકે વંશમેં ગુન નિધિ ગોકુલનાથ અતિ ॥
ઉદહિ સદા અક્ષોભ સહજ સુંદર મતિભાષા ॥
ગુરૂ બર્તન ગિરિ રાજ ભલ્લપન સબ જગ સાખા ॥
વિઠુલેશકી ભકિત ભયો બેલા દ્રઢતા કે ॥
ભગત તેજ પ્ર[illegible]પ નમિત નરવર પદ જાકે ॥
નિર્વ્યેલીક આશય ઉદ્ધાર ભજન પુંજ ગિરિધરની રતિ ॥
શ્રી વલ્લભ જીકે વંશમેં ગુન નિધિ ગોકુલનાથ અતિ ॥

## ગોકુલનાથજીનો પ્રસંગ.

ગોકુળનાથજી કરીને [illegible] તેમની પાસે એક માણુસ એક લાખ રૂપિઆ લેઇને આવ્યો અને તેમને ભેટ મુક્યા. ત્યારે ગોકુળનાથજી [illegible]તે તેને કહ્યું કે આ લાખ રૂપિઆ તું શું કરવા લાવ્યો છું? ત્યારે તેણે કહ્યું કે મારે તમારો ઉપદેશ [illegible]તે તમારી પાસેથી દીક્ષા લેવી છે. ગોકુલનાથજીએ તેને પુછ્યું કે તારે કઈ ચીજ ઉપર સૌથી [illegible] પ્રીતી છે? ત્યારે શિષ્યે કહ્યું કે દુનિયાદારીની કોઇ પણ ચીજ ઉપર અને તેમાં વળી દ્રવ્ય ઉપર તો મારી બીલકુલ પ્રીતી નથી. અને તેણે કહ્યું કે હું એવા પુરૂષને ગુરૂ કરવા શોધતો ફરૂં છું કે જે ગુરૂ મને પરમેશ્વરનો કે જેને વેદ પણ પાર પામી શકતા નથી એવા ભગવાનનો ખરો રસ્તો મને બતાવે. અને તેવા ગુરૂ શોધતાં આપ એકજ મને જડી આવ્યા છો. માટે આપ મને દિક્ષા આપો. એટલે ગુરૂએ તેને ખરો પ્રેમી જાણ્યો, અને તેથી તેને દિક્ષા આપી. એકવાર શ્રીનાથજીના મંદીર બાહાર એક બારી આગળ ઉભા રહીને એક ભંગીઓ ઠાકોરજીનાં દર્શન કરતો હતો. એટલે તે ઉપરથી માહારાજે વિચાર્યું કે મંદીરમાં ભંગીયાનો પડછાયો પડે તે ઠીક નહીં. અને તે ઉપરથી તેમણે તે બારી બંધ કરાવી દીધી એટલે તે હલાલખોર દર્શન કર્યા વગર ભુખ્યો ને તરસ્યો ત્યાં બેસી રહ્યો. એટલે ઠાકોરજીએ તેને રાત્રે સ્વપ્ન આપ્યું કે તુ મહંતને કહે કે બારી ઉઘાડી મૂકાવે. અને તે પ્રમાણે તે ભંગીઆએ તે મહંતને કહ્યું પણ મહંતે તે ઉઘાડી મુકી નહીં, અને એ પ્રમાણે તેણે ત્રણ દિવસ સુધી લાંઘણો કરી. અને મહંતે જ્યારે ન માન્યું ત્યારે ઠાકોરજી બોલ્યા કે હું જાતે ઉઠીશ ત્યારે તે કામ થશે અને તે ઉપરથી ઠાકોરજી મૂર્તીમાન થઇને બારણા આગળ આવ્યા અને દરવાનને કહ્યું કે તું મહંતને કહેજે કે તે બારણું ઉઘાડુ મુકે, અને આ ભંગીઆને તે દર્શન કરવા દે. કારણ તે ભંગીઓ મારો સાચો પ્રેમી ભક્ત છે. તમે તેનું દર્શન બંધ કરાવ્યું તેથી તે ત્રણ દિવસથી ભુખે મરે છે. માટે તમે બારી ઉઘાડી દો હું ત્રણ દિવસથી તમને કહેવરાવું છું પણ તમે મારી આજ્ઞાનો અનાદર કરો છો. માટે હવે સવારમાં જો બારી ઉઘાડી નહીં મુકો તો હું તે ભંગીયાને ઘેર જઇ બેસીશ. એમ કહી પોતે મંદીરમાં જઇને

મૂર્તિરૂપ થઈ ગયા. પછી દરવાને તે હકીકત મહંતને કહી એટલે મહંતે તે દીવસથી પછી બારી ખુલ્લી રાખવા માંડી.

## મુલ છપ્પયછંદ ॥

રસિક રંગીલો ભજન પુંજ સુઠિ બન વારી સ્યામકો ॥
વાત કવિત્ત બડ ચતુર ચોખ ચોકસ અતિજાને ॥
સારાસાર વિવેક પરમહંસની પરવાને ॥
સદાચાર સંતોષ ભુત સબકો હિતકારી ॥
આરજ ગુન તન અમિત ભકિત દસધા વ્રત ધારી ॥
દરશન પુનીત આશય ઉદાર આલાપ રૂચિર સુખ ધામકો ॥
રસિક રંગીલો ભજન પુંજ સુઠિ બનવારી સ્યામકો ॥
ભાગોત ભલીવિધિ કથનકૌં ધન્ય જનનિ એકે જન્યો ॥
નામ નારાયન મિશ્રવંશ નવ લાજુ ઉજાગર ॥
ભકતનિકી અતિભીર ભકિત દસધાકો આગર ॥
આગમ નિગમ પુરાન સાર શાસ્ત્ર સબ દેખે ॥
સુર ગુરૂ સુકસનકાદિ વ્યાસ નારદ જુ વિશેષે ॥
સુધા બોધ મુખ સુર ધુનિ જસ બિતાન જગયેં તન્યો ॥
ભાગોત ભલી વિધિ કથન કૌં ધન્ય જનાન એકે જન્યૌ ॥
કલિકાલ કઠિન જગ જીતિયો રાઘાડી પુરી પરી ॥
કામ ક્રોધ મદ મોહ લોભકી લહર ન લાગિ ॥
સુરજ જ્યૌં જલ ગ્રહે બહુરિ તાહિ જ્યોં ત્યાગી ॥
સુંદર સીલ સ્વભાવ સદા સંતની સેવા વ્રત ॥
ગુરૂ ધરમ નિકર્ષ નીરભહ્યો વિશ્વમેં વિદિત વડો ભુત ॥
અલ્હ રામ રાવલ કૃપા આદિઅંત જુકતી ધરી ॥
કલિકાલ કઠિન જગ જીતિયો રાઘાડી પુરી પરી ॥
હરિદાસ ભલપન ભજન બલ વાવન જ્યોં બઢયો વાવનો ॥
અચ્યુત કુલ સોં દોષ સુપનેહુ ઉર નહી આને ॥
તિલક દામ અનુરાગ સબની ગુરૂજન કરિ માને ॥
સદન માંહિ વૈરાગ્ય વિદેહ નિકીસી ભાંતી ॥
રામચરન મકરંત રહત મનસા મદમાતી ॥
જોગાનંદ ઉજાગર બંસકારી નિસિદિન હરિગુન ગાવનો ॥
હરિદાસ ભલપન ભજન બલ વાવન જ્યૌં બઢયો વાવનો ॥
જંગલી દેશકે લોગ સબ પરસરામ કિય પારષદ ॥

જ્યોં ચંદન કો પવન નીંવ પુનિ ચંદન કરઈ ॥
બહુત કાલ તમ નિવડ ઉદે દીપક જીમ રહઈ ॥
શ્રીભટ પુનિ હરીવ્યાસ સંત મારગ અનુસરઈ ॥
કથા કીરતન નેમ રસના હરિગુન ઉચ્ચરઈ ॥
ગોવિંદ ભક્તિ ગદ રોગ ગતિ તિલક દામ સદ વૈદહદ ॥
જંગલી દેશકે લોગ સબ પરસરામ કિય પારષદ ॥

## વનમાળીદાસનો પ્રસંગ.

વનમાળીદાસ કરીને એક સંત મહંત હતા. તેમને ઘેર ઠાકોરસેવા હતી. તેમના પ્રતાપને લેઇને મોટા મોટા પૈસાદાર લોક તેમના શિષ્ય થતા હતા. તેથી તે પોતાની ઠાકોરસેવા બહુ ધામધુમથી કરતા હતા. પણ ચિત્તથી પોતે ઘણા વિરક્ત રહેતા હતા. તેમની વિરક્ત દશાનાં વખાણ સાંભળીને એક બીજો સાધુ તેમની પરીક્ષા લેવાને તેમને ઘેર આવ્યો અને ત્યાં તેણે મોટો ઠાઠ જોયો. તે ઉપરથી તેણે તેમને કહ્યું કે લોકો તમને ત્યાગી કહે છે, પણ તમે ત્યાગી શાના? તમે તો ભારે ઠાઠ રાખો છો, અને પુષ્કળ દ્રવ્ય વાપરો છો. એ સાંભળી વનમાળીદાસે તેને કહ્યું કે આમાં મારૂં કાંઇ નથી. ઠાકોરજી દ્રવ્ય આપે છે અને ઠાકોરજીના કામમાં તે વપરાય છે. સેવક લોકો સામગ્રી [illegible] હું તે વાપરૂં છું. બાકી મારૂં ચીત્ત તો વિરક્તજ છે અને મને તેનો કાંઇ વિક્ષેપ થતો નથી. તેમ છતાં જો તમને આ વાતે ઠીક લાગતું ન હોય તો ચાલ આપણ બન્ને જણ લંગોટી વાળીને લગડામાં જઇએ. મારે આ સામગ્રીની કાંઇ અપેક્ષા નથી. એમ કહી તેને સાથે લઇને પોતે એક પહાડની ગુફામાં જઇને બેઠા. પોતે ગુફાની અંદર બેઠા અને તેને બહાર રાખ્યો. તે ગુફા પાસે એક વણઝારો પોતાની ધનદોલત લઇને ઉતરેલો હતો અને તે ફરતો ફરતો તે ગુફા આગળ આવ્યો, અને તેણે તે મહારાજને ઓળખ્યા. કારણ કે તે વણઝારો તેમનો શિષ્ય હતો. તેથી તે એક થાળમાં મોહોરો ભરીને ભેટ આપવા ત્યાં ગુફા આગળ લાવ્યો. અને ગુરૂના આગળ તે મુકી. અને તેમને નમસ્કાર કર્યા અને પછી તેમને તે પોતાના મુકામ ઉપર તેડી ગયો. અને તેમને કહ્યું કે હે મહારાજ! આ રીદ્ધી સીદ્ધી આપની છે. તે પરીક્ષા લેનાર સાધુ આ ચમત્કાર જોઇને ત્યાં ચકીત થઇ ગયો. તેથી તે મહારાજને પગે પડયો અને તેમને કહ્યું કે હે મહારાજ! તમારી વીરક્તવૃત્તિ સાચી છે. તમે લંગોટી વાળીને નીકળ્યા અને પહાડમાં એકાંતમાં જઇને બેઠા તોપણ ઠાકોરજીએ તમને પાછી આ ધન દોલત મેળવી આપી. માટે એ તો તમારા પ્રારબ્ધનો ખેલ છે. એમ કહી તેણે પોતાના અપરાધની ક્ષમા માગી અને ત્યાંથી ચાલતો થયો.

## મુલ છપ્પયછંદ ॥

ગુનનિકર ગદાધરભટ્ટ અતિ સબહિનકોં લાગે સુખદ ॥
સજ્જન સુહૃદ સુશીલ વચન આરજ પ્રતિપાલે ॥
નિર્મત્સર નિહકામ કૃપા કરૂનાકો આલે ॥
અનનિભ જન દ્રઢ કરન ધર્યો વપુ ભકતનિકા જે ॥
પરમ ધર્મકો શેત વિદિત વંદ્રાવન ગાજે ॥

**ભાગવત સુધા વરષૈ વદન કાહુકોં નાહિન સુખદ ॥**
**ગુનનિકર ગદાધર ભટ્ટ અતિ સબહિનિકોં લાગે સુખદ ॥**

## ગદાધર ભટ્ટનો પ્રસંગ ॥

વંદ્રાવનના એક મંદીરના મહંતને ભાગવતની કથા સાંભળવાની ઇચ્છા થઈ ત્યારે તે કોની પાસેથી સાંભળવી તેની તપાસ કરવા લાગ્યો. ત્યારે ત્યાંના લોકોએ તેને કહ્યું કે ગદાધર પંડીત બહુ સારી કથા કરી જાણે છે માટે તમે તેની પાસે ભાગવતની કથા કરાવો. એટલે તેમણે કાગળ લખી આપીને બે માણસોને ગદાધર ભટ્ટને ગામ તેડવા સારૂ મોકલ્યા. એટલે તે માણસો ગદાધરના ગામની ભાગોળે આવીને ત્યાંના લોકોને ગદાધરનું ઘર પુછ્યું. એટલે તે વખતે ગદાધર ત્યાં આગળ એક કુવા ઉપર હાથ પગ ધોતા હતા. તેથી તેમને કહ્યુ કે પેલા ગદાધર રહ્યા એટલે તે માણસોએ ગદાધરને તે મહંતનો કાગળ આપ્યો. એટલે તે વાંચીને ગદાધર એકદમ મુર્છા પામી ગયા. કે શું આ માણસનો પ્રેમ વળી કેવો હશે? કે તે કથા સાંભળવાને મને અહીંથી વંદ્રાવન તેડાવે છે? પછી થોડીવારે જ્યારે મૂર્છા વળી ત્યારે સ્વસ્થ થઇને તે માણસોની સાથે પોતે વંદ્રાવન ગયા. ત્યાં જઇને તેમણે ભાગવતની કથા શરૂ કરી. તે કથામાં એવો પ્રેમ આવતો કે તે વખતે ત્યાં આગળ કથા સાંભળનાર શ્રોતાજન જાણે કોઈ ભીંત ઉપરનાં ચીત્રામણ હોય તેવા સ્થિર ભાવને પામી જતા. ત્યાં પોતે નાના પ્રકારની શ્રી કૃષ્ણુ લીલા ઉમંગ ભેર કહેતા, તેથી બધા લોકોને તે કથા ઉપર ઘણો ભાવ ઉપજતો. એકવાર ત્યાં કોઈ પાસેના ગામનો એક નાનો રાજા નામે કલ્યાણસીંગ ત્યાં કથા સાંભળવાને આવ્યો અને તે ગદાધરની વાણી સાંભળીને ઘણો પ્રેમ આસક્ત થઇ ગયો. કે જેથી તે ત્યાંજ રહ્યો અને પોતાને ગામ પાછો ગયો નહીં. ત્યારે તેની રાણીઓએ વિચાર્યું કે ગદાધરના સંગમાં આપણો પતી વખતે કંઇ ત્યાગી થઇ જશે. માટે આપણે તેની સોબત છોડાવવાને ઉપાય કરવો જોઇએ. એમ વિચાર કર્યો તેવામાં તે રાણીઓએ એક ગર્ભવતી પોમલીને ત્યાં આગળ દીઠી. એટલે તે રાણીઓએ તેણીને પોતાની પાસે બોલાવીને તેણીને વીસ રૂપિઆ આપ્યા અને તેણીને કહ્યું કે જો તું અમારૂં ધારેલું કામ પાર પાડીશ તો વળી તને બીજું ઘણું દ્રવ્ય આપીશું. ત્યારે તે પોમલીએ તેમને કહ્યું કે તે તમારૂં કામ શું છે? તે તમે મને જલદીથી બતાવો કે હુ તે કરી લાવું. ત્યારે તે રાણીઓએ તેણીને કહ્યું કે અમારો પતી વંદ્રાવનમાં એક સાધુની કથા સાંભળવામાં અમને ત્યાગ કરીને બેઠો છે અને અમને હવે કામ વિષય વ્યાપ્યો છેઃ—

### છપ્પાનીરાહ.

**કામ ઘણો બળવાન, શીયળને ભંગ કરે છે,**
**કામ ઘણો બળવાન, કામથી કોઈક બચે છે.**
**કામ ઘણો બળવાન, લોક મર્જાદા મુકે,**
**કામ ઘણો બળવાન, ચીંતવનથી પણ ચુકે.**
**કામ વશ આખું જગત છે, કોઇને તે મુકે નહીં,**
**કામારિ શંકર ભજયે, ગોપાળ છુટે તે સહી.**
**કથા કહું શું કામ, કામ રાવણને હણીયો,**

**કથા કહું શું કામ, ઇંદ્ર બિલાડો બનીઓ.**
**કથા કહું શું કામ, કામે કીચક માર્યો,**
**કથા કહું શું કામ, કામે ભરથરી વાર્યો.**
**કથા કહું શી કામની, શાસ્ત્ર પુરાણો ગાય છે,**
**ગોપાળ સંગતદાસથી, અચરજ મન તે થાય છે.**

માટે તું તેના ગુરૂની કથામાં જઇને તેને કહે કે તમે ગર્ભ રાખીને હવે તમે સારી સંભાળ કેમ લેતા નથી? અહીં આવીને પંડીત બનીને કથા કરવા બેઠા એટલે મને શું કરવા યાદ કરો? જો એમ હતું તો મારી સાથે જ્યારે સંગ કર્યો ત્યારે તમારૂ ભાન ક્યાં જતું રહ્યું હતું? તમે જાણુતા નહોતા કે તમારે મારી ખબર રાખવી પડશે? એમ શીખવીને તે રાણીઓએ તે પોમલીને એક દાસીની સાથે વિદાય કરી. એટલે તે દાસી ગદાધરનો મુકામ છેટેથી તેણીને બતાવીને પાછી ફરી. પછી તે પોમલી જ્યાં ગદાધર કથા કરતા હતા ત્યાં ગઈ અને ત્યાં ભરી સભામાં બધા શ્રોતાઓનાં સાંભળતાં તેણીએ ગદાધરને કહ્યું કે તમે મારી સાથે સંગ કર્યો અને તેનો મને ગર્ભ રહ્યો, અને તમે તો હવે મને મુકીને અહીં આવીને કથા કરવા બેઠા. ત્યારે મારો સંગ કરતી વખતે તમને વિચાર કંઈ ન સુઝયો? કે તેનું ભરણ પોશણ મારે કરવું પડશે માટે હવે હું ક્યાં જઉં ...ગદાધરે તે સાંભળીને તેણીને કહ્યું કે તારી વાત સાચી છે. એમ કહી તેણીને ત્યાં બેસાડી. એટલે તે ઉપરથી બધા શ્રોતાઓના મનમાં ગદાધર વિશે ઘણો (અભાવ થઈ ગયો કે ગદાધર આવા પ્રેમી જન થઇને તથા આવા પંડીત બનીને આવો ધંધો કરે છે, માટે હવે તેમની કથા સાંભળવી નહીં. તેમની કથા સાંભળવાથી આપણું શું ભલું થવાનું છે? એમ વિચારીને બધા લોકો ઉઠી ગયા અને તેમને એવી લજ્જા પ્રાપ્ત થઇ કે જો પૃથ્વી ફાટે તો તેમાં સમઈ જઈએ. પછી ત્યાં રાધીકા વલ્લભદાસ કરીને ગોસાંઇનો છોકરો બેઠો હતો તે તલવાર ખેંચીને પોમલી પાશે ગયો અને તેણીને ધમકાવીને પુછ્યું કે તું સાચે સાચું બોલી દે નહીં તો આ તલવારથી તારા કટકે કટકા કરી નાંખીશ. એટલે તે જોઇને તે પોમલી હશી પડી અને તેને કહ્યું કે મને તો કલ્યાણસીંગની રાણીઓએ વીસ રૂપિઆ આપીને ગદાધર ઉપર આ પ્રણાણે જુઠું આળ ચઢાવવાને મોકલી છે. તેથી હું અહીં આવી છું. માટે તેમાં મારો વાંક નથી. એટલે તે હકીકત સાંભળીને કલ્યાણસીંગને પોતાની રાણીઓ ઉપર ઘણો ક્રોધ ચઢયો તેથી તે તલવાર લઇને પોતાની રાણીઓનાં માથાં કાપી નાંખવાને ત્યાંથી જવા લાગ્યો. ત્યારે ગદાધરે તેને ઘણું સમજાવી રોકયો અને તેને જવા દીધો નહીં. તે કલ્યાણસિંગ પછીથી એક પ્રતાપી મહાત્મા નીવડયો કે જેણે પછીથી ઠાકોરજીનાં ઘણાં પદ બનાવ્યાં. રાધીકાવલ્લભદાસે ગદાધરને પુછ્યું કે તમે તે પોમલીને કહ્યું કે હા તે સાચી વાત છે. તેનું શું કારણ? માટે તમે મને તેનો ખુલાસો કરી બતાવો. ત્યારે ગદાધરે તેને કહ્યું કે પરમાત્મા સર્વવ્યાપક છે અને જે પરમાત્મા તેણીના ગર્ભ રાખનારમાં હતા, તેજ પરમાત્મા મારામાં પણ છે. માટે મારામાં ને તેનામાં વાસ્તવિક કંઈ ભેદ નથી. માટે મારે તે વાત સાચી કહેવી પડી. એકવાર ગદાધરની કથામાં કોઈ બીજા ગામના મહંત ત્યાં કથા સાંભળવા આવ્યા એટલે ગદાધરે તમને આવકાર દઇને પોતાની પાસે બેસાડયા. પછી કથાનો પ્રસંગ ચાલતાં ગદાધરની તથા સર્વ શ્રોતાજનની આંખોમાંથી પ્રેમનાં આંસુ પડવા માંડયાં એટલે તે જોઇને તે મહંત લજ્જા પામી ગયો. કે બધા લોકો પ્રેમી છે અને શું હું પ્રેમી નથી? કે મને આંસુ પ-

ડતાં નથી, અને આ વાત જો બધા લોકો જાણુશેતો મારી આબરૂ જશે. એમ વિચારીને તેણે પોતાની પાસે એક મરચું હતુ તે પોતાની આંખોમાં ફેરવ્યું એટલે તેને આંખોમાંથી પાણી પડવા માંડયું એટલે તે વાત ગદાધરે જાણી લીધી, તેથી તેમણે તેને ઠપકો આપ્યો કે તમારે આંસું લાવવાને આ પ્રમાણે આંખમાં મરચાં ધાલવાં નહિ. તેથી તો આંખોને નુકશાન થાય. એતો પ્રેમની વાત હતી માટે જેને પ્રેમ આવે તેની આંખમાંથી અશ્રુપાત થાય માટે આવો બનાવટનો અશ્રુપાત કરવાથી શું ફળ થાય? કાંઇજ નહીં. એકવાર ગદાધરને ઘેર કોઈ ચોર ચોરી કરવા આવ્યો અને તેણે તેમની બધી સામગ્રી એકઠી કરીને મોટો ગાંસડો બાંધ્યો પણ તેનાથી તે માથે લેવાયો નહીં ત્યારે ગદાધરે તે જોઇને તે ઉંચકીને તેને માથે ચઢાવવા ગયા. એટલે તે ચોર વિસ્મય પામ્યો અને તેમને કહ્યું કે તમારૂં ધન લીધેલું મને કેમ પચશે? તમે દયા લાવીને ચોરને પણ આ પ્રમાણે ગાંસડી માથે ચઢાવવા આવ્યા માટે હું તે ધન લેઇને કયાં છુટું માટે હું તે લેતો નથી, એમ કહી તેણે તે લીધું નહીં, ત્યારે ગદાધરે તેને કહ્યુંકે તુંતે લઇ જા સવારે મને સેવકો બીજું ઘણું દ્રવ્ય આપી જશે. મને કાંઇ ખોટ પડવાની નથી પણ તેણે તે લીધું નહીં. પણ ઉલટો તે તેમનો શિષ્ય થયો અને તે દીવસથી પછી તેણે ચોરી કરવાનો ધંધો મુકી દીધો. એકવાર ગદાધર મંદીરમાં ચોકો અબોટ કરતા હતા અને તે વખતે એક સેવક દ્રવ્ય લેઇને ભેટ કરવાને આવ્યો એટલે તેમના એક શિષ્યે તેમને કહ્યું કે તમે હાથ ધોઈ નાંખીને તે ભેટ લેઈ લ્યો એટલે તે ઉપરથી તેમણે ચેલાને ઘણો ધમકાવ્યો ત્યારે તે ભેટ લાવનાર માણસ સમજ્યો કે ગદાધરે મને ધમકાવ્યો એટલે તે ઉપરથી તેમણે તેના મનનું સમાધાન કર્યું કે મેં [illegible] કહ્યું નહોતું, પણ મેંતો મારા ચેલાને તે કહ્યું હતું. કારણ કે તેણે મન ઠાકોરસેવા કરતાં વિઘ્ન કરાવ્યું. કારણ કે તે ઠાકોરસેવાના ઘણા પ્રેમી હતા. અને તે પોતે હંમેશ આશા રહીત રહેતા. અને તેથી જ્યારે તેમના ચેલાએ આ પ્રમાણે તેમને અબોટ કરતાં હાથ ધોવાનું કહ્યું ત્યારે તેમણે તેને કહ્યું કે શું તું ઠાકોરશેવા કરતાં દ્રવ્યને વિશેષ ગણે છે? અને શું તું ઠાકોરશેવાને અલ્પ ગણીને મને દ્રવ્ય લેવા માટે ઉતાવળ કરાવા માગે છે? માટે મેં તેને ઠપકો દીધો એમ કહી તે ભેટ લાવનારને સમજાવ્યો.

## મુલ છપ્પય છંદ ॥

**ચરન સરન ચારન ભગત હરિ ગાયક એતા હુવા ॥**
**ચૌમુખ ચોરા ચંડ ભગત ઈશ્વર જગુ જાને ॥**
**કરમાનંદ ઔર કોલ્હ અલુ અક્ષર પરવાને ॥**
**માધો મથુરા મધ્ય સાધુ જીવાનંદ સીંવા ॥**
**દુજા નારાયનદાસ નામ માંડન તન શ્રીવા ॥**
**ચોરશી રૂપક ચતુર વરનત બાની જુજુવા ॥**
**ચરન સરન ચારન ભગત હરિ ગાયક એતા હુવા**

## કરમાનંદ ચારણનો પ્રસંગ

કરમાનંદ કરીને એક ચારણ ઘણો પ્રેમીભક્ત થઇ ગયો. તેણે એવી વાણી બનાવીછે કે ગમે તેવા કઠણ હૃદયનો માણસ પણ તે વાણી સાંભળીને પીગળી જાય કરમાનંદ પોતાના ઘરનો ત્યાગ કરીને વંદ્રાવન જવાને નીકળ્યા અને પોતાની ઠાકોરસેવાનો સંપુટ તેમને ગળે

બાંધી લીધો રસ્તે ચાલતાં એક ઠેકાણે તેમને દીશાજંગલ જવાની હાજત થઇ આવી. તેથી તેમણે પોતાની ઠાકોરસેવા એક લાકડી સાથે બાંધી. અને તે લાકડીને જમીનમાં ઉભી દાટી, ઠાકોરસેવા એ પ્રમાણે અદ્ધર રાખીને દીશાજંગલ ગયા અને પછી જ્યારે પાછા આવ્યા ત્યારે તેમને રસ્તામાં બીજા સાધુઓ મળ્યા અને તેમણે તેમને પોતાના રથમાં બેસાડી દીધા. એટલે ત્યાં વાતચીતના પ્રસંગમાં કરમાનંદ પોતાની ઠાકોરસેવા જે તેમણે લાકડીએ ટાંગેલી મૂકી હતી તે ભૂલી ગયા. જ્યારે વંદ્રાવન પહોંચ્યા ત્યારે તેમને તે યાદ આવ્યું એટલે ત્યાં તેમણે ઠાકોરજીની માનસીક પુજા કરી ને સાચોભાવ લાવીને ઠાકોરજીનું ધ્યાન કર્યું. એટલે તે લાકડી પુજા સહીત તેમની પાસે ત્યાં વંદ્રાવન આવી તેમના સાચા ભાવને લીધે ભગવાને તેમને આ પ્રમાણે પડચો આપ્યો.

## કોલ્હ અને અલ્હનો પ્રસંગ.

કોલ્હ અને અલ્હ બન્ને ભાઇ થતા હતા. તેમાંનો કોલ્હ વિરક્ત ચિત્ત રહેતો હતો, અને તે નાના પ્રકારનાં પદ રચીને ઠાકોરજીને લાડ લડાવતો. બીજો ભાઇ અલ્હ રજો ગુણી વૃતિનો હતો અને તેથી તે પોતાના રાજાનાં પદ બનાવતો અને કોઇકવાર તે ભગવાનનાં પણ પદ બનાવતો. પેહેલો ભાઈ આચાર વિચાર પાળતો. અને પરમાટી ખાતો નહોતો પણ બીજો ભાઇ સર્વે ભક્ષણ કરતો. નાનો ભાઇ હમેશાં મોટા ભાઈની આજ્ઞામાં રહેતો અને આજ્ઞાનું ઉલંઘન કરતો નહોતો. એકવાર બંને જણ દ્વારકા જાત્રા કરવા ગયા અને ઠાકોરજીના આગળ મોટા ભાઇએ પ્રેમ લાવીને નમ્ર વાણીથી ઠાકોરજીનાં કેટલાંક પદ ગાયાં. ત્યારે બીજા ભાઇને તેવું કાંઇ આવડતું નહોતું તેથી તેણે આતુરવાણીથી રાજાવિષે જોડેલાં એક બે પદ ગાયાં એટલે તે સાંભળીને ઠાકોરજીએ હાં કહીને હુકારો દીધો ને પોતાના પુજારીને કહ્યું કે તમે મારી માળા એને પહેરાવી દ્યો. એટલે તે સાંભળીને બીજા ભાઇને ઘણું ખોટું લાગ્યું અને તેને ઠાકોરજી ઉપર ઘણી રીસ ચઢી આવી. કે હું જે ઘણા પ્રેમથી તેમનાં પદ ગાઉં છું તેના ઉપર તો તે રીઝતા નથી અને મારા નાનાભાઇએ રાજનાં પદ ગાયાં તો પણ તે ખુશી થઇ ગયા માટે મારે હવે દુનિયામાં શું મોં બતાવું એમ વિચારીને તે દરિયામાં જઇને પડયો ત્યાં ભગવાને તેને ડુબવા દીધો નહી. પણ પાણીની અંદર રસ્તો બતાવીને તેને સોનાની દ્વારકામાં લાવ્યા. અને પોતાના અનુચર મોકલીને તેને પોતાની પાસે તેડી મંગાવ્યો અને તેને પ્રગટ દર્શન દીધું. પછી જમવાને માટે તેને બે પત્રાલીઓ મુકાવી. ત્યારે તેણે પુછયું કે બે પત્રલી કોની મુકી? ત્યારે ભગવાને કહ્યું કે એક તારી અને એક તારા ભાઇની ત્યારે તેણે કહ્યું કે મારો ભાઇતો જમીન ઉપર છે અને હું તો દરીયામાં છું માટે તે શી રીતે ખાશે? ત્યારે ઠાકોરજીએ તેને કહ્યું કે તુ તે ત્યાં લેઇ જઇને તેને આપ. કારણ કે તે તારો ભાઇ તારા વિયોગથી અન્ન પાણી ત્યાગ કરીને બેઠો છે. માટે તુ ત્યાં પાછો જા અને તેને મારો સંદેશો પહોંચાડ કે પુર્વે જન્મે તુ એક રાજાનો કુંવર હતો અને મારો પરમ ભક્ત હતો. અને ઘર ત્યાગ કરીને વનમાં તપશ્ચર્યા કરવા ગયો હતો. ત્યાં એક બીજો રાજા આવ્યો અને તને તે પોતાને ઘેર લેઈ ગયો. અને ત્યાં તું ભોગ ભોગવવામાં પડયો એટલે મારી ભક્તી તને છુટી ગઈ બાકી તું મારો સાચો ભક્ત છે. અને તેથી હુ તને ઘણો ચાહું છું. એ પ્રમાણે તેને મારો સંદેશો કહેજે. તું આજકાલમાં નવો ભક્ત બનેલો છે તેથી મેં તારા પદ ઉપર હુકારો ન દેતાં મેં તેના રાજાના પદ ઉપર પણ જે હુકારો દીધો, તેથી તારે રીસ ચઢાવવી નહીં. તારો ભાઈ પુર્વે જનમથી મારી ભક્તિ કરતો આવ્યો છે. માટે મારો સંદેશો કહીને તેને તું

આ બીજી પત્રાળી મારી પ્રસાદી તરીકે આપજે. એમ કહી તેને એક માણસ સાથે મોકલીને જમીન ઉપર વિદાય કર્યો. એટલે તે દરીઆની બહાર આવ્યો અને ત્યાં નાનો ભાઈ મોટા ભાઇને જોઇને ઘણો ખુશી થયો. અને પછી તેની હકીકત પુછી એટલે તેણે સર્વ હકીક્ત કહી સંભળાવી. પછી તેણે ઠાકોરજીનો સંદેશો કહ્યો અને તેને ઠાકોર પ્રસાદી ખાવા આપી. પછી બન્ને ભાઇઓએ ભાવ સહીત ભક્તિ કરવા માંડી. અને તેઓ પોતાને ઘેર પાછા ગયા નહીં પણ ત્યાંથી બારોબાર વનમાં ગયા. અને પછી તેમને દીવસો દીવસ ભક્તિનો રંગ વિશેષ ચઢતો ગયો.

## નારાયણ ભક્તનો પ્રસંગ.

અલ્હના વંશમાં બે ભાઇઓ થયા તેમાનો મોટો પરણેલો હતો અને નાનો કુંવારો હતો. અને તે નાના ભાઇનું નામ નારાયણદાસ હતું. એકવાર નારાયણદાસને તેની ભાભીએ ટાઢું ખાવાનું મૂક્યું. એટલે તે ઉપરથી તેણે પોતાની ભાભીને કહ્યું કે મને તાઢુ ખાવાનું કેમ મૂક્યું? મને તે ગરમ કરી આપો. ત્યારે તેની ભાભીએ કહ્યું કે તમે શા કમઉપણા ઉપર ગરમ ખાવાનું માગો છો ? તમારાં ઘરડાઓએ જેમ ઠાકોરજીને હુંકારો દેવરાવ્યો હતો તેવો તમે કયો દેવરાવ્યો કે તમને ગરમ ખાવા જોઇએ? એટલે તે સાંભળીને નાના ભાઇને ચાનક લાગી ગઇ અને તેથી તે ઘર છોડીને જતો રહ્યો. અને તેણે દ્રઢ ભાવથી ભગવાનની ભક્તિ કરી અને શ્યામ સુંદર ભગવાનને તેણે પોતાનાં ઘરડાઓની માફક ભક્તિ કરીને વશ કર્યા અને તેથી પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું.

## મુલ છપ્પય છંદ.

**નરદેવ ઉભે ભાખા નિપુન પૃથ્વીરાજ કવીરાજ હુવા ॥**
**સવૈયા ગીત શ્લોક વેલિ દોહા ગુન નવરસા ॥**
**પિંગલ કાવ્ય પ્રમાન વિવિધ વિધિ ગાયો હરિ જસ ॥**
**પરદુખ વિદુષ શ્લાધ્ય વચન રસના જુ વિચારૈ ॥**
**અર્થ કવિત્ત નિર્મોલ સબૈ સારંગ ઉર ધારૈં ॥**
**રૂકમની લતા વરનન અનુપ વાગીશ વદન કલ્યાન સુવા ॥**
**નરદેવ ઉભૈ ભાષા નિપુન પૃથ્વીરાજ કવિરાજ હુવા ॥**

## પૃથ્વીરાજનો પ્રસંગ.

મારવાડ દેશમાં વિકાનેર શેહેરમાં પૃથ્વીરાજ કરીને એક મોટા રાજા ભક્તરાજ થઈ ગયો. તે કવીઓના વિષે એક કવીરાજ થઈ ગયો. અને ઠાકોર શેવા ઉપર તેને અચળ પ્રીતી હતી. એકવાર બાદશાહે કંઈ કામસર તેને પોતાની પાસે દીલ્હી તેડાવ્યો. એટલે તે દીલ્હી ગયો. ત્યાં તે રોજ માનસી પુજા કરતો અને માનસી પુજામાં તેને પોતાના ઘરના ઠાકોરજીનાં દરશન દીલ્હીમાં રહ્યા રહ્યા થતાં. એકવાર જ્યારે બેત્રણ દિવસ સુધી તેને પોતાનાં ઠાકોરજી ધ્યાનમાં આવ્યા નહીં ત્યારે તેણે પોતાને ઘેર કાગળ લખ્યો કે ત્રણ દિવસથી ઠાકોરજી મારા ધ્યાનમાં દેખાતા નથી. માટે ઠાકોરજી મંદીર મુકીને ક્યાં જતા રહ્યા છે ? તેનો જવાબ તાકીદે લખજો. તેમના પ્રધાને તે પત્ર વાંચીને જવાબ લખ્યો કે તમારૂં લખવું સાચું છે. ઠાકોરજીનું મંદીર હાલમાં પડી ગયું હતું, તેથી તે દુરસ્ત કરાવા સારૂ અમે બે ત્રણ દિવસ સુધી ઠાકોરજીને મંદીર બહાર પધરાવ્યા હતા. અને મંદીર દુરસ્ત કરીને હવે પાછા

અંદર પધરાવ્યા છે. એ પ્રમાણે જવાબ આવવાથી પોતે ખુશી થયા. પૃથ્વીરાજે એવી દ્દઢ પ્રતિજ્ઞા કરી હતી કે મારે મરતી વખતે મથુરામાં દેહ ત્યાગ કરવો. દીલ્હીનો પાદશાહ તેમના ભક્તિભાવથી વાકેફ હતો અને તેમની આ પ્રતિજ્ઞા લીધેલી તેણે કંઈ જાણી. એટલે તે કેવી સાચી પડે છે તેનું પારખું લેવાને તેણે તેમના અવસાન વખતે પૃથ્વીરાજને કોઈ દુર દેશાવર મોકલ્યા. જેથી તેમની મથુરાની પ્રતિજ્ઞા જુઠી પડે. પણ જ્યારે મરવાનો વખત આવ્યો ત્યારે ઠાકોરજીએ પૃથ્વીરાજને ચેતાવી દીધા કે તું ઘણો દુર દેશાવર આવ્યો છું, અને અમુક દિવસે તારો કાળ થવાનો છે અને તારે મથુરામાં દેહ છોડવાનો આગ્રહ છે. માટે તું તાકીદથી પાછો ફર. તે ઉપરથી તેણે એક સાંઢણી મંગાવી અને તે ઉપર બેસીને તે રાતને દિવસ ચાલીને મથુરામાં આવી પોહોચ્યા અને ત્યાં જમુનાજીમાં સ્નાન કરીને બહાર નીકળ્યા એટલે તેમનો પ્રાણ છુટી ગયો. એટલે ત્યાં જય જય ધ્વની થઈ રહી. પછી તે વાત પાદશાહે સાંભળી ત્યારે તેમના મરણને લીધે તેણે ઘણો શોક કર્યો અને પૃથ્વીરાજ જેવો રાજા મને હવે ફરીને ક્યાં મળશે એમ કહી તેણે ઘણો વિલાપ કર્યો.

## શીવા ભક્તનો પ્રસંગ.

શીવો ભક્ત કરીને એક પ્રેમી ભક્ત થઈ ગયો. તે કાબા લોકોનો સરદાર હતો. અને તે ઠાકોરજીની ભાવ સહીત ભક્તિ કરતો હતો એકવાર કોઈ મુસલમાને તેના ઘરને આગ લગાડી એટલે આતુર વાણીથી તેણે ભગવાનને પોકાર્યા અને કહ્યું કે હે દ્વારકાનાથ તમે જલદીથી અહીં પધારો અને તમે મારી રક્ષા કરો. નહીતો મારૂં આખું ઘર સળગી જશે. દ્વારકાનાથે તેની અરજ એકદમ મન ઉપર લીધી અને પોતાના પ્રેમી ભક્તની વહારે ધાયા અને તેના ઘરની આગ બુઝાવી દીધી. અને તે મુસલમાનોને પોતે મારી નાંખ્યા. અને એ પ્રમાણે તેને સાચી ભક્તિનો પડચો આપ્યો.

## ॥ મુલ છપ્પય છંદ ॥

**પૃથ્વીરાજ નૃપકુલવધુ ભક્ત ભુપ રતનાવતી ॥**
**કથા કીરતન પ્રીતી ભીર ભક્તનકી ભાવે ॥**
**મહા મહોત્સવ મુદિત નિત્ય નંદલાલ લડાવે ॥**
**મુકુંદ રચન ચિતવત ભાકત માહમા ધ્વજધારી ॥**
**પતિપર લોભ ન કિયો ટેક અપની નહિ ટારી ॥**
**ભલપન સબૈ વિશેષ હીઆ વૈર સહન સુન ખાજતી ॥**
**પૃથ્વીરાજ નૃપ કુલ વધુ ભક્ત ભુપ રતનાવતી ॥**

## રત્નાવતી બાઇનો પ્રસંગ.

માનસીંગ કરીને એક રાજા હતો તેને માધવસીંગ કરીને એક નાનો ભાઈ હતો અને તેને રત્નાવતી નામની રાણી હતી, જેને એક કુંવર હતો. એકવાર માધવસીંગ પોતાના કુંવરને સાથે લઇને કંઇ પરદેશ ગયો અને રાણીને ઘેર મુકી ગયો તે રાણી પોતાની દાસીઓ સાથે દીવસો ગુજારતી હતી. તેવામાં એક દિવસે તેની એક દાસી ગામ બહાર કોઈ ઠેકાણે

સાધુ ઉતર્યા હશે ત્યાં જઇ ચઢી અને ત્યાં ઠાકોર સેવા થતી હતી તેથી તે જોવાને તેને ઘણો પ્રેમ થઈ આવ્યો તેથી તે ત્યાં આગળ બેઠી. અને તે સાધુઓએ પ્રેમથી કેટલાંક પદ ગાયાં એટલે તેમાંના એક બે તેણે મોઢે કરી લીધાં. પછી તે ત્યાંથી રાણી પાસે ગઇ અને ત્યાં પોતાનું કામકાજ કરતાં તે શીખેલાં પદ ઘણા પ્રેમથી ગાવા લાગી. એટલે તે રાણીએ તે સાંભળ્યાં અને તેને તે ઘણાં પ્રીય લાગ્યાં તેથી તેણીએ દાસીને પુછ્યું કે તું આજ આ પદ ક્યાંથી શીખી લાવી ? અને આ તું શું ગાય છે ? તેની મને તું સમજણ પાડ એટલે તે દાસીએ તેણીને કહ્યું કે તમે ઓજલમાં રહેનારાં રાણી તમારે આવાં પદની સાથે શું કામ છે? તમારે ખાઇ પીને મોજમજા કરો અને મહેલમાં ઓજલમાં રહો. આ પદ તો ભગવાનનાં ગુણારવીંદ ગાવાની વાતનાં છે. આ તો સાધુ લોકોનાં પદ છે. આપણા ગામ બહાર કોઈ સાધુ ઉતર્યા છે અને તેઓ ઘણા પ્રેમથી તે પદ ગાતા હતા. અને મને તે પ્રીય લાગ્યાં એટલે મેં તે મોઢે કરી લીધાં. અને મને તે ગાવાનો પ્રેમ થાય છે માટે હું તે ગાઉં છું. તે પ્રેમની વાત તમે શું જાણો ? ત્યારે રાણીએ તેને પુછ્યું કે તે સાધુ કેવા હોય ? ઠાકોરસેવા કેવી હોય ? તે બધું તું મને બતાવ, કારણ કે તારા ગાવાને લીધે મને તે જોવાની આતુરતા થઈ ગઇ છે. માટે જેમ બને તેમ જલદીથી તું મને તે બતાવ. નહીં તો તે જોવાની આતુરતામાં મારો પ્રાણ જતો રહેશે, કારણ કે તારી વાણી સાંભળીને મને ઘણો પ્રેમ ઉત્પન્ન થયો છે. માટે તું મને તેની સમજણ પાડ. એટલે દાસીએ તેને કહ્યું કે એ વાત તમારા કામની નથી, તેમ તેમ રાણીએ તેને ઘણો આગ્રહ બતાવ્યો. અને તેને ઘરનું બધું કામકાજ મુકાવી દીધું અને તેને પોતાના ગુરૂ રૂપ ધારીને તેને પોતાની પાસે બેસાડી અને તેને તે બધા ખુલાસા પુછ્યા, એટલે દાસીએ તેને સર્વ સમજાવ્યું, કે આ પ્રમાણે ઠાકોરસેવા કરવી, આ પ્રમાણે ભોગ ધરાવવા, આ પ્રમાણે ધ્યાન કરવું, આ પ્રમાણે પ્રેમ લાવવો વગેરે બધી સમજણ પાડી એટલે રાણીએ પોતાને ત્યાં ઠાકોરસેવા પધરાવી અને ઘણા પ્રેમથી સેવા કરવા માંડી અને ત્યાં તે બન્ને જણીઓને આંખમાંથી પ્રેમનાં આંસુઓ પડતાં. રાણીએ કોઈ દિવસ સાધુ જોએલા નહોતા તેથી તેને સાધુ જોવાની ઘણી ઉતકંઠા થઇ અને તેથી તે જોયા વગર તેના પ્રાણ ટકી શકે તેવું નહોતું તેથી તેણીએ દાસીને કહ્યું કે મને તે સાધુનાં દર્શન કરાવ. ત્યારે દાસીએ તેને કહ્યું કે ઓજલમાં રહે તમારાથી સાધુના દર્શન થશે નહીં. જો તમારે સાધુનાં દર્શન કરવાં હોય તો તમે સાધુને તમારે ઘેર તેડાવો અને તેમની સેવા કરો. તે ઉપરથી તેણીએ દાસીને કહ્યું કે જા તું એમને નોતરૂં દેઈ આવ. તે ઉપરથી તે દાસી સાધુ પાસે ગઈ અને તેમને રાણીના ત્યાંનું જમવાનું નોતરૂં દીધું. એટલે સાધુઓના મહંતે દાસીને કહ્યું કે તું તારી રાણીને કહે કે તારામાં રાણીપણું ક્યાં આગળ છે ? તેને તું શોધી જો. પછી અમે રાણીને ત્યાં આવીશું. એટલે દાસીએ તે વાત રાણીને કહી. તે ઉપરથી રાણીએ વિચાર કર્યો કે મારા શરીરના કયા અવયવને રાણી સંજ્ઞા લાગુ પાડવી ? દરેક અવયવનાં નામ જુદાં છે. એટલે એ પ્રમાણે તેણી તે સંતની વાણીના ગુહ્યાર્થ સમજી ગઇ. તેથી તેમનાં દર્શન કરવાને વધારે આતુર થઇ. તેથી પોતે લોકોની લાજ મર્જાદ મૂકી દેઇને તથા ઓજલ છોડી દેઇને દાસીને સાથે લઇને તે મહંતની પાસે ગઇ અને તેણીએ ઘણી દીન વાણીથી તેમને પોતાને ત્યાં પધારવા માટે કહ્યું. એટલે સાધુઓએ તેમનો પ્રેમ જાણીને તેમનું નિમંત્રણ સ્વિકાર કર્યું. પછી રાણી ઓચ્છવ કરતી કરતી સાધુની મંડળીને પોતાના મહેલમાં લેઇ ગઇ, એટલે તે જોઇને ગામના બધા લોકો અચંબો પામી ગયા. પછી ત્યાં સાધુઓનાં

દર્શન કરવાને માણસોનાં ટોળેટોળાં ભરાઇ ગયાં. એટલે તે વાત દીવાનને કાને ગઇ. એટલે દીવાનને તેની ચીંતા થઈ કે રાજાની રાણી મુડીઆઓ ભેગી કેમ બેઠી ? લોક લાજ તેણીએ હવે છેક મુકી દીધી. તે ઉપરથી તેણે રાજા માધવસીંગને કાગળ લખ્યો કે તમારી રાણી ઓજાલ મુકી દઇને મુડીઆઓ ભેગી બેઠી છે, એટલે તે વાંચીને રાજાને અંગે અંગ ઝાળ પ્રગટી ગઇ. પછી થોડી વારે રત્નાવતીનો કુંવર કે જે પોતે એક ભક્ત હતો અને તેથી તે માળા તીલક કરતો અને તે પ્રમાણે કરીને તે પોતાના બાપને સલામ કરવાને માધવસીંગ પાસે દરબારમાં આવ્યો અને તેણે સલામ કરી, ત્યારે રાજાએ તેને કહ્યું કે આવો મુડકીપુત. એટલે કુંવર તે સાંભળીને ચુપ થઈ રહ્યો. પછી જ્યારે કચેરી બરખાસ્ત થઇ ત્યારે તેણે એક કારકુનને પુછ્યું કે રાજાએ આજ મને મુડકીપુત કેમ કહ્યો ? ત્યારે તે કારકુને તેને ખુલાસો કરી આપ્યો કે આજ તમારે ઘેરથી વજીરનો કાગળ આવ્યો છે તેમાં લખ્યું છે કે ઓજલ પડદો મુકી દેઇને રાણી સાહેબ મુડકા સાધુઓનાં ભેગાં ભજન કરે છે માટે તે ઘણું અણઘટતુ કામ થાય છે. તે ઉપરથી રાજાએ તમને મુડકાપુત કહીને બોલાવ્યા. તે સાંભળીને છોકરો ઘણો ખુશી થયો. પોતાની માએ આ પ્રમાણે ભક્તિ કરવા માંડી તેથી તેને ધન્ય કહેવા માંડયું. પછી તેણે પોતાને ઉતારે જઇને પોતાની માને કાગળ લાખ્યો કે દીવાને રાજાને કાગળ લખ્યો છે કે તમારી રાણી મુડકાઓ ભેગાં ભજન કરે છે અને તે ઉપરથી જ્યારે આજ હું રાજાને સલામ કરવા ગયો ત્યારે રાજાએ મને મુડકી પુત કહીને બોલાવ્યો માટે તમે તેમનું બોલવું પાળજો. કારણ કે તમે પતિવ્રતા સતી છો અને રાજાએ તમને મુડકા કહ્યાં માટે રાજાનું બોલવું મીથ્યા થવા દેશો નહીં પણ તેમનું બોલવું તમારે પતિવ્રત સ્ત્રી તરીકે પાળવું. એટલે માથું મુડાવીને સાધુ થઈ જવું. જેથી તેમનું બોલવું સાચું પડે. તમારી આ વાત સાંભળીને હું ઘણો ખુશી થયો છું. અને મારા લખ્યા પ્રમાણે મારા પીતાનો બોલ તમે પાળશો એવી હું આશા રાખું છું. એ પ્રમાણે લખીને તેણે પોતાની માને કોઇ ખાસ માણસ સાથે કાગળ મોકલ્યો. એટલે તે વાંચીને તેની મા ઘણી ખુશી થઇ. તેથી તેણીએ દીકરાને જવાબ લખ્યો કે મેં તમારા લખવા મુજબ કર્યું છે. પછી વજીરે રાણીના મું‍ડ મુડાવ્યાની વાત સાંભળી એટલે તે વધારે ગુસ્સે થઇ ગયો. રાણીએ રાજાનું નામ બોળ્યું એમ સમજી તેણે તરત રાજાને કાગળ લખ્યો અને તેમાં લખ્યું કે હવે તો રાણી તેના છોકરાના લખવા ઉપરથી માથું મુડાવીને બરોબર સાધુ બની ગઇ છે. એટલે તે વાત જાણીને રાજાએ પોતાના કુંવરને ઠેર મારી નાંખવા સારૂ તલવાર ખેંચી અને તેને મારી નાંખવાને તેને ઉતારે જવા નીકળ્યો એટલે લોકોએ તેને ઘણોએ સમજાવ્યો પણ તે સમજ્યો નહીં કારણ કે તેને અંગે અંગ રીસ વ્યાપી ગઇ. તેથી કોઇના કહેવાથી તેને શાંતી વળતી નહોતી ત્યારે લોકોએ તેને કહ્યું કે કુંવરને મારી નાંખવાથી તમને કલંક લાગશે માટે આ વાત તમે જવા દો. એટલે તેણે તે વાત લક્ષમાં લીધી. અને પછી રાણીને મારી નાખવાનો વિચાર કર્યો, અને તે ઉપરથી પોતાને ગામ ગયો અને પોતાના પ્રધાનને મળ્યો. એટલે પ્રધાને તેને કહ્યું કે રાણીને મારી નાખશો તો લોકોમાં તમારી ઘણી નિંદા થશે માટે તેમ ન કરતાં એક બીજો ઉપાય તમને બતાવું તે તમે કરો. આપડે જે વાઘ પાળેલો છે તેને એક બે દિવસ ભુખ્યો રાખો અને એ પ્રમાણે તેને ચીડવીને તેનું પાંજરૂં તેણીના બારણામાં ખુલ્લું કરીને મુકાવી દો. એટલે તે વાઘ રાણીને મારી નાખશે અને તમારે માથે રાણી માર્યાનું કલંક પણ આવશે નહીં એટલે તે વાત રાજાના ધ્યાનમાં ઉતરી. તેથી તેણે તે પ્રમાણે વાઘનું પાંજરૂં રત્નાવતી રાણીના ઘર આગળ ઉઘાડું મુકાવી

દીધું. રત્નાવતી તે વખતે ઠાકોર સેવા કરતી હતી અને ઘરના બારણા તરફ તેની પુંઠ હતી તેથી તેણીએ વાઘને દીઠો નહીં. પણ તેની દાસીએ તે દીઠો એટલે દાસીએ રાણીને ચેતવી દીધી કે તમે પાછળ જુઓ. એટલે રાણીએ પુંઠ ફેરવીને જોયું તો વાઘને દીઠો. એટલે તેણીએ વાઘને નમસ્કાર કર્યો અને પછી તેની સ્તુતિ કરી કે હે મહારાજ! તમે ભક્ત વત્સલ છો. આગળ તમારે પ્રહેલાદને માટે નરસીંહરૂપ ધરવું પડયું હતું અને આજ હવે મારે માટે નરસીંહરૂપ ધારણ કરીને આપ મારે ઘેર પધાર્યા તે બહુ સારૂં કર્યું. પછી તે વાઘ રાણીની ચારે તરફ ફરીને રાણીની પ્રદક્ષિણા કરીને તે વારંવાર પાંચ સાત ફેરા રાણીને પગે લાગ્યો. પછી રાણીએ તેની પુજા કરી અને તેના કપાલમાં તીલક કર્યું. પછી તેના કોટમાં માળા પહેરાવી. પછી તે વાઘ ત્યાંથી પાછો ફર્યો અને ત્યાં જેટલા વિમુખ લોકો ઉભા હતા તેમને તેણે મારી નાંખ્યા અને પછી તે વનમાં જતો રહ્યો. રાજા તે વાત જાણીને આશ્ચર્ય પામ્યો કે વાઘ જેવાં ક્રુર પ્રાણીએ પણ રાણીના ભક્તિ તેજ આગળ પોતાનો જાતી સ્વભાવ છોડી દઇને ગરીબ બની ગયો અને પોતે રાણીને મારવાને બદલે ઉલટો તે તેને પગે પડયો! તેની પ્રદક્ષણા ફર્યો અને રાણીએ વળી તેને તીલકમાળા કરી. પછી તેણે પાછા ફરી ઘણા લોકોને મારી નાંખ્યા અને પછી તે વનમાં જતો રહ્યો તે ઉપરથી તે કંપી ઉઠયો. તેણે રાણીની ભક્તિ સાચી જાણી. અને પોતે તેણીને જે દુઃખ દીધું હતું તેથી તેણી તેના ઉપર ક્રોધાયમાન થશે તો તેનું રાજપાટ સર્વે જતું રહેશે એવી તેને ધાસ્તી પેઠી, તેથી તે રાણી પાસે જાતે ચાલીને ગયો અને ત્યાં [illegible]તણીના આગળ દંડવત પગે પડયો અને તેણે પોતાના અપરાધની ક્ષમા માગી. અને તેણીને વિનંતી કરી ને કહ્યું કે આજથી આ રાજપાટ તમારૂં સમજજો અને તમારે ફાવે તે પ્રમાણે તમે ઠાકોર સેવા કરજો તેમજ સંત સાધુની બરદાસ કરજો. તમારો આવો પ્રતાપ નહીં જાણવાથી અમે અજાણપણામાં તમને જે દુઃખ દીધું હોય તે હવે અમને માફ કરજો. એમ કહી રાજા તેણીને કરગરી પડયો એટલે રાણીએ તેને ભક્તિ કરવાને ચેતાવ્યો. પછી આખા શહેરના લોકો ત્યારથી રત્નાવતી બાઇને એક દેવી તરીકે માનવા લાગ્યા પણ તે રાજાનો મોટો ભાઇ જેનું નામ માનસીંગ હતું, તે તેણીને માનતો ન હોતો અને ઉલટી તે નાના ભાઇની મશ્કરી કરતો કે, રાજા થઇને તે સ્ત્રીને પગે પડયો. અને બધું રાજ તેણે સ્ત્રીને સોંપી દીધું, એવી તેની નિંદા કરતો એકવાર માનસીંગ અને માધવસીંગ બંને ભાઇઓ દ્રવ્ય લેઇને એક વહાણમાં બેશીને જમનાજીમાં થઇને કોઈ પ્રદેશથી આવતા હતા. ત્યાં રસ્તામાં તેમને તોફાન લાગ્યું અને વહાણ ડુબી જવાની તૈયારીમાં હતું એટલે માધવસીંગે માનસીંગને કહ્યું કે તમે રત્નાવતીની નિંદા કરો છો તેથી તમને આ આફત નડે છે. માટે તમે જો તેની કંઈ માનતા માનો તો તે તમને પેલે પાર ઉતારી દે. એટલે તે ઉપરથી મોટા ભાઇએ રત્નાવતીનું મનમાં ધ્યાન કર્યું અને તેમની માનતા માની કે હે રત્નાવતી બાઈ! મારા અપરાધ તમે ક્ષમા કરજો. અને તમે મને આ તોફાનમાંથી બચાવી લેજો. જો આ તોફાનમાં મારો જીવ બચશે તો મારી સાથે જે દ્રવ્ય છે તે સર્વે હું તમને ભેટ કરી જઇશ. એમ કહી તેણે રત્નાવતી બાઇની બાધા રાખી એટલે થોડી વારમાં તે તોફાન શમી ગયું અને તેઓ આબાદ કીનારે ઉતર્યા એટલે માનસીંગ રત્નાવતી પાસે ગયો અને પોતાનું સર્વે દ્રવ્ય ભેટ મુકી દીધું અને સાચો ભાવ માનીને તે તેમને પગે પડયો.

## મુલ છપ્પયછંદ ॥

**પારીખ પ્રસિદ્ધ કુલ કાંથડયા જગન્નાથ સીંવા ધરમ ॥**
**શ્રી રામાનુજકી રીતિ પ્રીતિ પાન હિરદે ધાર્યો ॥**

સંસ્કાર સમ તત્વ હંસ જ્યોં બુદ્ધિ વિચાર્યો ॥
સદાચાર મુનિ પ્રતિ ઇંદિરા પદ્ધતિ ઉજાગર ॥
રામદાસ સુત સંત અનન્ય દસધાકો આગર ॥
પુરૂષોતમ પરસાદતેં ઉભેઅંગ પહુર્યો વરસ ॥
પારીખ પ્રસિદ્ધ કુલ કાથડયા જગન્નાથ સીંવા ધરમ ॥
કીરતન કરત કર સુપનહું મથુરાદાસ નમાડયો ॥
સદાસાર સંતોષ સુહૃદ સુઠિ સીલ સુભાસૈ ॥
હસ્તક દીપક ઉદૈ મેદિ તમ વસ્તુ પ્રકાસૈ ॥
હરિકો હિય વિશ્વાસ નંદ નંદન બલભારી ॥
કૃષ્ણ કલસ સોં નેમ જગત જાને સિરધારી ॥
શ્રી વર્ધમાન ગુરૂ વચન રતિ સોં સંગ્રહ નહિ છાડયો ॥
કીરતન કરત કર સુપનહું મથુરાદાસ નમાડયો ॥

## પારીખ ભક્તનો પ્રસંગ.

તાજારા ગામમાં ગુરૂ ભક્ત એવો એક શિષ્ય રહેતો હતો. એકવાર તેના ગુરૂ કંઇ બહાર ગયા હશે તેવામાં તે ગામના બજારમાં કોઇ એક સાધુ આવેલો હતો અને તે પોતાના સાળંગરામ ઠાકોરજીને બજારમાં નચાવતો અને પોતે ઢોલકી વગાડતો તે પ્રમાણે તેના ઠાકોરજી ત્યાં એની મેળે નાચતા. એટલે તે જોઇ બધા લોકોને આશ્ચર્ય લાગ્યું અને તેથી ત્યાં ઘણા લોક જોવાને ભેગા થઇ ગયા એટલે તે વાત તે ગુરૂભક્ત શિષ્યે સાંભળી એટલે તેને પણ તે જોવાનું મન થયું તેથી તે ત્યાં જઇને જોઈ આવ્યો. અને તે વાત ઉપર તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. થોડીવારમાં જ્યારે તેના ગુરૂ ઘેર આવ્યા ત્યારે તેણે તે વાત પોતાના ગુરૂને કહી. તેણે ગુરૂને કહ્યું કે આ નવાઈ જેવું જોવાનું છે માટે તમે ચાલો હું તમને તે દેખાડું ત્યારે ગુરૂએ તેને કહ્યું કે મારે તે જોવાની મરજી નથી. પણ શિષ્યે જ્યારે ઘણો આગ્રહ કર્યો ત્યારે પોતે શિષ્યની સાથે બજારમાં ગયા. અને ત્યાં જઇને ઉભા એટલે સાળંગરામ નાચતા બંધ થઈ ગયા એટલે તે ઉપરથી પેલો સાધુ આશ્ચર્યમાં પડયો અને ચારે તરફ જોવા લાગ્યો. તો તેણે આ સાધુને નવા આવેલા જોયા. તેથી તે સમજ્યો કે આમના પ્રતાપથી મારા ઠાકોરજી નાચતા બંધ થઈ ગયા માટે હું તેમને મારી નાખું. એમ વિચારી તેણે પોતાના તમોગુણી ઇષ્ટ દેવને ઉદ્દેશીને તે સાધુને મુઠ મારી. પણ તેમના ભક્તિના તેજ આગળ તે મુઠ તેની આગળ જઈ શકી નહીં. પણ પાછી ફરીને તે મુઠના મારનાર ઉપરજ પડી. એટલે તેથી તે ત્યાં આગળ ઉંધો થઇને પડયો. તે ઉપરથી તે શિષ્યના ગુરૂને તેના ઉપર દયા આવી અને તેથી તે તેની પાસે ગયા એટલે તેમનું હૃદય તેના ઉપર દ્રવી ભુત થયું. એટલે તેની મુઠ વળી ગઈ અને તે પ્રમાણે તેનો જીવ બચાવ્યો. પછી તેમણે તેને શિખામણ દીધી કે આજ પછી તારે આવાં તોફાની પ્રપંચ કરવાં નહીં. પણ પરમેશ્વરની ભક્તિ કરવી જેથી તારો ઉદ્ધાર થાય.

## મુલ છપ્પય છંદ ॥

નૃતક નરાયન દાસકો પ્રેમ પુંજ આગે બઢયો ॥
પદ લીનો પ્રસિદ્ધ પ્રીતિ જામેં દ્રઢ નાતો ॥
અક્ષર તનમેં ભયો મદન મોહન રંગ રાતો ॥
નાચત સબકો આહિ કાહીપૈ યહ બનિ આવૈ ॥
ચિત્ર લિખત સો રહ્યો ત્રિભગદેશી જ્યું દિખાવૈ ॥
હિંડયાસરાય દેખત દુની હરિ પુર પદવીકો ચઢયો ॥
નૃતક નરાયન દાસકો પ્રેમ પુંજ આગે બઢયો ॥

## નારાયણ ભક્તનો પ્રસંગ.

નારાયણ કરીને એક પ્રેમી ભક્ત થઇ ગયા. તે પોતાની ઠાકોર સેવા આગળ ભાવ લાવીને નાચ રંગ કરતા અને ગામે ગામ ફરતા. એ પ્રમાણે ફરતાં તે હંડીઆંસરાઇ નામના ગામમાં આવ્યા ત્યાં તેમનો નાચ જોઇને ત્યાંના બધા લોકો તેમના ઉપર પ્રેમાસક્ત થઈ ગયા. તે વાત ત્યાંના એક મુસલમાન રાજાએ સાંભળી એટલે તે પણ તેમનો નાચ જોવાને આવ્યો. ઠાકોરજી આગળ તેમને નાચતા જોઇને તેમને પોતાને ત્યાં તેવો નાચ કરાવવાને બોલવાનો વિચાર થયો તેથી ઘેર [illegible] તેમને દરબારમાં તેડાવ્યા. અને તેમને કહ્યું કે જે પ્રમાણે તમે ઠાકોરજી આગળ નાચતા હતા તે પ્રમાણે તમે મારા દરબારમાં નાચો, એમ તેમને વિનંતી કરીને કહ્યું. એટલે તે ઘણા શોચમાં પડયા કે હું તો મારા ઠાકોરજી આગળ નાચું છું અને આતો મ્લેચ્છ છે માટે મારાથી તેના આગળ કેમ નચાય ? પછી વિચાર કરીને તેમણે એક યુક્તિ શોધી કાઢી. તેમણે ઠાકોરનું ત્યાં આસન કર્યું અને મુર્તિના બદલે તેમણે પોતાના કોટમાંથી માળા કાઢીને મુકી અને પછી તેમણે ઠાકોરજીના જેવો ભાવ લાવીને ત્યાં પ્રેમપુર્વક ગાનતાન કર્યું. તેના સાચા ભાવને લીધે ત્યાં આગળ પ્રત્યક્ષ ઠાકોરજી તે સિંહાસનમાં દેખાયા અને તેનો હાથ ઝાલીને તેનું સન્માન કર્યું. એ પ્રમાણે ભગવાને તેના ટેકની લાજ રાખી. ઠાકોરજી વગર બીજા કોઈના આગળ તે નાચતો નહોતો અને તે ઉપરથી તે રાજાએ તેની પરિક્ષા લેવાને ધાર્યું હતું. અને તેથી તેણે ઠાકોર સેવા અગર દરબારમાં નાચ કરાવ્યો પણ તેની સાચી ભાવનાને લીધે ભગવાને તેની ટેક રાખી અને તેની ભક્તિનો પડચો બતાવ્યો.

## મુલ છપ્પય છંદ. ॥

ગુન ગન વિસદ ગોપાલકે એતે જન ભયે ભુરિદા ॥
વોહિથરામ ગોપાળ કુંવર વર ગોવિંદ માંડિલ ॥
છીત સ્વામી જસવંત ગ..વર અનંતાનંદ ભલ ॥
હરિ નાભ જીશ દીનદાસ બછપાલક ન્હરજસ ગાયન ॥
ગોસુ રામદાસ નારદસ્યામ પુ ન હરિ નારાયન ॥
કૃષ્ણજીવનિ ભગવાન જન સ્યામદાસ વિહારી અમૃતદા ॥

ગુન ગન વિસદ ગોપાળ કે એતે જન ભયે ભુરિહા ॥
નિવર્ત ભયે સંસાર તેં મેરે યજમાન સબ ॥
ઉદ્ધવ રામરેનિ પરસરામ ગંગાધુષેત નિવાસી ॥
અચ્યુત કુલ કૃષ્ણદાસ વિશ્રામ શેષસાઇ કે વાસી ॥
કિંકર કુંઠા કૃષ્ણદાસ ખેંમ સોટા ગોપાલનંદ ॥
જૈતારન બિદુર દયાસ દામોદર મોહન પરમાનંદ ॥
ઉદ્ધવ રઘુનાથ ચતુરોન ગન કુંજ ઔક જે બસત અબ ॥
નિવર્ત ભયે સંસાર તેં તે મેરે યજમાન સબ ॥

## જીતારન ભક્તનો પ્રસંગ ॥

જીથડાની પાસે એક ગામમાં જેતારણ નામનો હરીભક્ત બ્રાહ્મણ રહેતો હતો. અને તે ખેતીનો ધંધો કરતો હતો. એકવાર તેણે ખેતરમાં ઘઉં વાવ્યા હતા પણ વરસાદ સારો ન થવાથી જેવી બધા લોકોની ખેતી સુકાઈ ગઈ તેવી તેની ખેતી પણ સુકાઇ ગઈ, તેથી તે ચિંતામાં પડયો કે ઘઉં તો પાક્યા નહીં અને સંત સેવા હવે હું શી રીતે કરીશ? એટલે ભગવાને તેને રાત્રીને વીષે સ્વપ્ન દીધું કે તારા સુકઈ ગયેલા ઘઉંના છોડવાઓને વાઢીને તું એકઠા કર અને પછી તેની અંદર બળદને ફેરવ. એટલે તેમાંથી ઘઉં નીકળશે. તેને ઝાટકીશ તો તે પરાલમાંથી બે હજાર મણ ઘઉં નીકળશે. એટલે ત ઘઉંને તુ ઘેર જઇને કોઠીઓમાં ભરજે, અને તારે ત્યાં જે સાધુ આવે તેને તું ખવરાવતો રહેજે. અને તેમની સેવા ચાકરી કરજે. પછી તે સ્વપ્નાની વાત ઉપરથી તેણે બીજે દિવસે સવારમાં ઘઉંના છોડવા ખેતરમાંથી કાપી લીધા અને પછી તેનો ઢગલો કર્યો અને તેમાં બળદનું હાલરૂ ફેરવીને ઘઉંને ઝાટકી કઢાવ્યા. તો તેમાંથી બે હજાર મણ ઘઉં નીકળ્યા. એટલે તે ગામના બધા લોકોને તેની દ્રઢ ભક્તિ ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને ભગવાને પોતે સહાય કરી એમ નક્કી માન્યું,

## મુલ છપ્પય છંદ. ॥

શ્રી સ્વામી ચતુરોનગન મગન રેન દિન ભજન હિત ॥
સદા યુક્ત અનુરૂકત ભકત મંડલકોં પોષત ॥
પુર મથુરા બ્રજભુમી રમત સબહીકોં તોષત ॥
પરમ ધરમ દ્રઢ કરન દેવ શ્રીગુરૂ આરાધ્યૌ ॥
મધુર બૈન સુઠિ ઠૌર ઠૌર હરિજને સુખ સાધ્યૌ ॥
સંત મહંત અનંત જન જસ વિસ્તારત જાસુ નિત ॥
શ્રી સ્વામી ચતુરોનગન મગન રેન દિન ભજન હિત ॥

## ચતુરોન ભક્તનો પ્રસંગ.

ચતુરોન ભક્ત એક સાચો ભાવીક અને પીગળેલા અંતઃકરણનો હરીજન હતો. તેને ત્યાં એકવાર તેના ગુરૂ આવ્યા, ત્યારે તેણે પોતાની એક નવી સ્ત્રી કે જે ઘણી રૂપવંતી સ્ત્રી હતી, તેણીને તેણે પોતાના ગુરૂની સેવા ચાકરી કરવામાં લગાવી, અને તેણીને તેણે કહ્યું કે જે

પ્રમાણે મારા ગુરૂ મહારાજ તને આજ્ઞા કરે તે પ્રમાણે તું વર્તજે અને તેમને પ્રસન્ન કરજે. એક દીવસે તેના ગુરૂને કામ વિષય ઉત્પન્ન થયો, તેથી તેણે તેણીને કહ્યું કે તું મને અંગ સ્પર્શ કરવા દે. એટલે તેણીએ તે હકીકત પોતાના પતીને કહી અને પતીએ ગુરૂ પાસે જઇને કહ્યું કે "હે મહારાજ! આ સ્ત્રી, આ ઘર અને આ બધી મીલકત હું આપને અર્પણ કરૂંછું. માટે સર્વના માલીક આપ છો. માટે હવેથી સુખે આપ તે ભોગવજો. એમ કહી સર્વનો ત્યાગ કરીને તે પોતે વંદ્રાવન ગયો. અને ત્યાં જઇને તેણે શ્રી ગોવીંદચંદ ઠાકોરજીની સેવા કરવા માંડી. ત્યાં પોતે દરરોજ ઠાકોરજીનાં દર્શન કરતો અને ગોવરધન પર્વત રાધાકુંડ આદી વંદ્રાવનનાં તીર્થોની જગ્યામાં તે ફરતો રહેતો, અને તે પ્રમાણે કરતાં તેને ત્રણ દીવસ વીતી ગયા. પણ ત્રણ દીવસ સુધી તેણે કંઈ ખાધું પીધું નહોતું, ત્રીજે દીવસે તેને પાણી પીવાની તરસ લાગી. ત્યારે તેણે કોઈ માણસ પાસે પાણી પીવાને માંગ્યું એટલે ઠાકોરજીએ તેના ભાવને લેઇને તેને સાક્ષાત દર્શન દીધું. અને તેમણે તેને પાણીને બદલે દુધનો પ્યાલો પાયો. તેમને આજ્ઞા કરી કે આ વંદ્રાવનમાં તમારે ઘેરઘેર દુધ પીવું કારણ કે અહીં દુધની ઘણી છત છે માટે તમારે અહીં પાણી પીવું નહીં. આ પ્રમાણે ઠાકોરજીએ તેમને પ્રત્યક્ષ પડચો બતાવ્યો તેથી તે ઘેરઘેર ફરી વળતા અને જ્યાં જ્યાં દુધ સંતાડી રાખેલું હોય ત્યાંથી ખોળી કાઢીને પોતે પી જતા. તે ઉપરથી દુધ પીવાનો રીવાજ અદ્યાપી પર્યંત ચાલ્યો જાય છે. સાધુઓ વંદ્રાવનમાં પોતાને હાથે દુધ લેઇને પી જાય છે.

## મુલ છપયછંદ ॥

**માધુકરી માગી સેવે ભગત તિનપર હોં બાલહાર કિયે। ॥**
**ગોમા પરમાનંદ પ્રધાન દ્વારિકાં મથુરા ઓરા ॥**
**કાલખ સાંગાનેર ભલો ભગવાન કૌ જોરા ॥**
**વિઠ્ઠલ ટોડે ખેમ પંડા ગુનોરે ગાજે ॥**
**સ્યામ સેનકે વંશ ચીંધઠ પીપા રવિરાજે ॥**
**જૈતારનિ ગોપાલકે કેવલ કુવે મોલલિયે। ॥**
**માધુકરી માંગી શેવૈ ભગત તિનપર હોં બલીહાર કીયે। ॥**

## કેવલ કુંબા કુંભારનો પ્રસંગ.

કેવળ કરીને એક ભક્તરાજ થઈ ગયો. તે સંત સેવાનો અભીલાષી હતો. તે જાતનો કુંભાર હતો અને કુંભારના ધંધામાં તે જે કમાતો તેનાથી તે પોતાનું ગુજરાન ચલાવતો અને સાધુ સેવા પણ કરતો. જ્યારે તેને પૈસાની તંગાસ પડવા માંડી ત્યારે તેણે વ્યાજે પૈસા લાવીને સંતસેવા ચાલતી રાખી. પણ પછી તો તેને વ્યાજે મળવા પણ ન માંડયું. ત્યારે તેને સંત સેવામાં હરકત થવા લાગી. એકવાર તે એક વાણીઆ પાસે ઉધાર પૈસા લેવા ગયો ત્યારે તેણે તેને કહ્યું કે જો તું મારો એક કુવો બનાવી આપવાનું કબુલ કરે તો હું તને પૈસા ધીરૂં. એટલે તેણે તે હા કહી અને તે પૈસા લેઇને તેણે સંત સાધુઓને ખવરાવી દીધા. પછી પેલા વાણીઆએ તેને કુવાને માટે ઉઘરાણી કરવા માંડી એટલે કેટલાક મજુર લેઇને તે તેનો કુવો કરવા ગયો અને ત્યાં કુવાનો ખાડો ખોદવા માંડયો. કુવો ખોદતાં પણ તે પોતાને મોઢેથી પરમેશ્વરનું નામ વીસારતો નહોતો અને જેમ કોઈ પોપટ રામરામ બોલતો રહે તેમ તે પણ મોઢેથી રામનામ બોલતો અને કુવો ખોદવાનું કામ કરતો રહેતો. કુવાનું

ખોદાણુ નીચે જતાં ત્યાં રેત વાળું આવ્યું અને ત્યાંથી એક ભેખડ તુટી પડી અને તેથી કેવળ કુંભાર અંદર દબાઈ ગયો અને તેના ઉપર લાખો મણ માટીનો બોજ પડયો અને કુવાનો ખાડો પુરાઈ ગયો. એટલે તે ઉપરથી બધા લોકોએ ત્યાં થોડું ઘણું ખોદીને તેમને બહાર કાઢવાનો યત્ન કર્યો પણ તે ઘણા ઉંડા દટાએલા હતા તેથી તે નીકલી શકયા નહીં. કુવો કરતાં આ પ્રમાણે એક ભક્ત દટાઇ મુવો તેથી બધા લોકો ત્યાં પસ્તાવા લાગ્યા. અને કેવળ ભક્તના જીવતા રહ્યાની આશા મુકીને પછી કોઇએ તેમને બહાર કાઢવાની કાળજી રાખી નહીં. એક મહીના પછી જ્યારે તે જગા આગળથી કોઇ માણુસ જતો હતો અને તે ત્યાં ઉભો રહ્યો હશે, તે વખતે તેણે ત્યાં રામનામની ધ્વની ચાલતી સાંભળી એટલે તે ઉપરથી તે તે ખેતરના માલીકને ઘેર ગયો અને તેને કહ્યું કે મેં આ પ્રમાણે જમીનમાં માણુસ બોલતું સાંભળ્યું. એટલે તે ઉપરથી તે બીજા માણુસોને લેઇને ખેતરમાં આવ્યો અને ત્યાં કુવાના ખાડા આગળ કાન માંડીને સાંભાળ્યું તો અંદર શ્રી રામનામની ધ્વની ચાલતી સાંભળી. એટલે તે ઉપરથી તેણે ઘાંટો કાઢી ભક્તને બોલાવ્યા એટલે ભક્તે તેને હુંકારો દીધો. તે ઉપરથી ભક્ત હજી જીવતા છે એમ તેને લાગ્યું. એટલે તેણે મજુરોને બોલાવ્યા અને તેમણે કેવળ ભક્તને ખોદી કાઢવા માંડયા. ખોદતાં ખોદતાં જ્યારે ભક્ત નજીક આવ્યા ત્યારે ભક્તે કહ્યું કે હવે તમે સાચવીને કોદાળી મારજો. કારણુ કે હવે થોડી માટી વચમાં રહી છે. માટે જો જોર કરીને કોદાળી મારશો તો મારૂં માથું ફુટી જશે. એટલે તે ઉપરથી તેમણે કોદાળીથી ખોદવું બંધ કર્યું અને હાથથી માટી કાઢીને તેમણે તેમને જીવતા બહાર કાઢયા. જેટલા દીવસ તે અંદર રહ્યા હતા તેટલી સોનાની તાંસલીઓ તથા તેટલા સોનાના ઘડા અંદરથી નીકલ્યા. પછી લોકોએ તેમને પુછ્યું કે તમે શી રીતે જીવતા રહ્યા. ત્યારે તેમણે કહ્યું કે જ્યારે ભેખડ તુટી પડી ત્યારે મારા મોં આગળ માટીનું એક ગચ્છુ આડું પડી ગયું હતુ અને તેથી મારી ડોક વાંકી થઈ ગઇ અને અંદર પોલકાર રહ્યું હતુ તેથી હું જીવતો રહ્યો. અને મારે જમવાને સારૂં તાંસળાંમાં રોજ ઠાકોરજીનો પ્રસાદ આવતો અને પીવાને સારૂ પાણીનો એક ઘડો ભરીને આવતો. એટલે તે ઉપરથી હું જીવતો રહ્યો. તે હકીકત સાંભળીને બધા લોકોએ તેમને એક સાચા ભક્ત તરીકે ઓળખ્યા. પછી તે કુવાવાળો શખસ તેમને પોતાને ઘેર લેઈ ગયો. ત્યાં એક મંદીર બનાવી કેવળ ભક્તને તેણે પોતાને ત્યાં રાખ્યા અને સોનાના તાંસળાં તથા સોનાના ઘડા પણ તેણે કેવળ ભક્તને આપી દીધા. તે વખતથી કેવળ ભક્તનું નામ કેવળ કુબા પડયું; કારણુ કે તે વખતથી તેને ખભે ખાંધ નીકળી હતી. નહીં તો પહેલાં તેમને એકલા કેવળ નામે બોલાવતા હતા. એકવાર કોઈ એક સાધુ ગાડા ઉપર ઠાકોરજીની મુર્તી લેઇને પોતાને ગામ જતાં રસ્તામાં કેવળ કુબાને ત્યાં આવીને ઉતર્યા અને તેણે પોતાના ઠાકોરજીને કેવળ ભક્તને ત્યાં મંદીરમાં મુકયા. પછી કેવલ ભક્તને મનમાં ભાવના થઈ કે આ મુર્તી બહુ સારી છે માટે તે જો આપણે ત્યાં રાખે તો હું તેમની સેવા પ્રેમથી કરૂં. પછી બીજે દીવસે સવારે તે સાધુ પોતાની મુર્તીને લેવા ગયો તો તે મુર્તી તેનાથી ઉંચકાઇ નહીં તેમ તે જરા હાલી પણુ નહીં. અને જમીન સાથે તે મુર્તી સજડ ચોંટી ગઈ એટલે મુર્તી ઉપાડવાને મદદ કરવા સારૂ તે બીજા વધારે માણુસોને બોલાવી લાવ્યો. પછી બધાંએ એકઠું જોર કરીને તે મુર્તી ઉંચકવા માંડી પણુ તે ઉપડી નહીં. ત્યારે તે સાધુ સમજ્યો કે મારા ઠાકોરજીને અહીં રહેવાનો ભાવ થયોછે તો હવે ભલે તે અહીં રહે. એમ કહી ઠાકોરજીને મુકી તે સાધુ પોતાને ઘેર ગયો અને કેવળ ભક્તે તે ઠાકોરજીનું પછી ત્યાં આગળ એક મંદીર બંધાવ્યું. પોતાના હૃદયની વાત જાણીને તે ઠાકોરજી ત્યાં રહ્યા, અને

તે સાધુ સાથે ગયા નહીં તેથી તેમણે તે ઠાકોરજીનું નામ જાનરાય પાડયું. અને પ્રેમથી તેમની સેવા કરવા માંડી. એકવાર તેમને દ્વારકાં જવાનું મન થયું. સવારમાં જરૂર નીકળવું એવો નિશ્ચય કર્યો. એટલે ઠાકોરજીએ રાત્રે તેને સ્વપ્ન આપ્યું કે તમે જો દ્વારકાં જશો તો તમારે ઘેર જે સંત સાધુ આવશે તે પછી સેવા ચાકરી વગર તમારે ત્યાંથી વિમુખ જશે માટે તમે દ્વારકાં જવાનું બંધ રાખો અને તમે ઘેર રહીને સાધુઓની સેવા કરજો એટલે તમને ઘેર રહે રહે દ્વારકાંનું ફળ મળશે. ત્યારે તેમણે ઠાકોરજીને કહ્યું કે દ્વારકાં જઇએ તો ગોમતીમાં નાહીએ. અને તીલક છાપ કરીએ. માટે તમે મને દ્વારકાં જવાની આજ્ઞા આપો. ત્યારે ઠાકોરજીએ તેમને કહ્યું કે તીલક છાપ અને ગોમતી સ્નાન બધું તને ઘેર બેઠે થશે. એ ઉપરથી તેને પોતાના ગામમાંજ ગોમતી અને દ્વારકાંની બધી સામગ્રી પ્રતીત થઈ જેથી તે પોતાના ગામમાંજ ગોમતી તળાવમાં નાહ્યા અને દ્વારકાંધીશ ઠાકોરજીનાં તેણે દર્શન કીધાં. પછી તેણે પોતાની ભુજાઓ ઉપર દ્વારકાંની છાપો પાડેલી જોઇ એટલે તે જોઇને તે ખુશી થયો. એકવાર કોઈ સાધુ દ્વારકાં જતો હતો તેને તેણે પોતાના કોટની માળા તેને આપી અને તેને કહ્યું કે ગોમતીમાં જ્યાં સંગમ થાય છે ત્યાં આ મારી માળાને નવરાવીને તું પાછી લાવજે. એટલે તે પ્રમાણે તે સાધુ સંગમ ઉપર માળા લેઇને તેને ગોમતીમાં નવરાવવા ગયો એટલે તે તેના હાથમાંથી સરકી પડી અને ગોમતીમાં ખોવાઇ ગઈ પણ તે માળા કેવળ ભક્તને પોતાના ગામના ગોમતી સરોવરમાં તેજ વખતે તરતી માલમ પડી એટલે તેમણે તે ઉચકી લીધી અને આ પ્રમાણે અસલ દ્વારકાં અને તેના ગામની દ્વારકાં બંને એકરૂપ છે. એમ બતાવીને ભગવાને તેમને આ પડચો આપ્યો. એટલે તે ઉપરથી તે ઘણા પ્રસન્ન થયા, તેમને સાચા ભક્ત જાણીને ઘણા લોકો તેમના શિષ્ય થયા અને તે શિષ્યો પણ પછી સાધુ સેવા કરતા રહ્યા. એકવાર તેમને ઘેર તેમનો સાળો આવ્યો હશે. અને તે દીવસે બીજા સાધુ સંત પણ આવ્યા હશે. અને તેમને ઘેર દુધપાકની રસોઈ બનાવી હશે ત્યારે તેમણે જાણ્યું કે મારી સ્ત્રી પોતાના ભાઇને તે સાધુઓના પહેલાં દુધપાક જમવા આપશે. એવી શંકા લાવીને તેમણે પોતાની સ્ત્રીને કુવે પાણી ભરવા મોકલી અને પછી તેણે સાધુઓની પંકતીને જમવા બેસાડી અને રસોઈ પીરસી. એટલે તેટલામાં તેમની સ્ત્રી પાણીનું બેડું લેઇને આવી અને જોયું તો સાધુઓને પહેલા જમાડવા માંડેલા દીઠા અને તેણીના ભાઈની કંઇ દરકાર રાખેલી દીઠી નહીં. અને તેને જમવા પણ બેસાડેલો દીઠો નહીં તેથી તે કેવળભક્ત ઉપર ગુસ્સે થઇ ગઈ અને તેણી કબાજીને ઠપકો દેવા લાગી એટલે તે ઉપરથી સાધુઓ સમજ્યા કે આપણે લીધે તેમના ઘરમાં આ ટંટો પેઠો. એટલે કુબાજીએ તે સાધુઓને કહ્યું કે, મારી સ્ત્રી સંત સેવાની ઘણી અભીલાષી છે અને તમને આટલા બધા મોડા જમવા કેમ બેસાડયા તે સારૂ તેણી મને આ ઠપકો દે છે, માટે તમે કંઈ ખોટું લગાડશો નહીં. એમ આડું આવળું સમજાવીને તેમણે સાધુને જમાડી ઉઠાડયા અને પછી તેણે પોતાની વિમુખ સ્ત્રીને તેના ભાઈ સાથે તેના બાપને ઘેર વિદાય કરી દીધી અને પછી ફરીને તેણીને બોલાવીજ નહીં. એટલે તેણી બીજા ધણીને ત્યાં નાતરે ગઈ અને ત્યાં તેણીને બે ચાર છોકરાં થઈ ગયાં. એકવાર જ્યારે દેશમાં દુકાળ પડયો ત્યારે તેણી ઘણી હેરાન થવા લાગી. તેણીને પોતાના નવા ધણીનું તથા પોતાના છોકરાંનું ગુજરાન ચલાવવાનું મુશ્કેલ પડવા લાગ્યું ત્યારે તેણીએ પોતાના ધણીને કહ્યું કે જો તમે મારા આગલા ધણીને ત્યાં ચાલો તો કાળનું વર્ષ આપણે ત્યાં કાઢી આવીએ. નહીં તો અહીં આગળ આપણે બધાં ભુખે મરી જઇશું. ત્યારે તેના ધણીએ તેને કહ્યું કે, તે હવે આપણને

કેમ સંઘરશે ત્યારે તેણીએ કહ્યું કે તે મારો આગલો ધણી તો સાધુ છે અને ઘણો દયાવાન પુરૂષ છે અને તેને ત્યાં રોજ ઘણા સાધુ જમે છે. એટલે આપણા ઉપર તે દયા લાવશે અને આપણો નીભાવ ત્યાં સારી રીતે થશે. એમ કહી તેણી પોતાના ધણીને તથા પોતાના છોકર-ઓને લેઇને કેવળ કુબાજીને ગામ ગઇ અને તેણીએ એક માણસ સાથે કેવળ ભક્તને કહેવ-ડાવ્યું કે તમારી આગલી સ્ત્રી દુકાળને લીધે પોતાના છોકરાં જીવાડવા સારૂં તમારે ત્યાં આ-વી છે માટે તમારી શી આજ્ઞા છે? ત્યારે કુબા ભક્તે તેણીને કહેવડાવ્યું કે તમે ખુશીથી ચાલ્યાં આવો. પછી તેઓ આવ્યાં એટલે કુબાજીએ તેમને એક ઓસરી બતાવી દીધી કે તમે આ જગ્યાએ રહેજો અને સંત સાધુઓની સેવા કરજો. સંત લોકોને તમે પાણી લાવી આપજો અને તેમના વાસણ માંજી આપજો અને તમે બધાં રોજ અહીં ખાજો; અને એ પ્રમાણે તેમણે તેઓને પોતાને ત્યાં રાખ્યાં અને તે કાળનું વર્ષ કઢાવ્યું. પછી જ્યારે વરસાદ વરસ્યો અને સકાળ થયો ત્યારે કુબાજીએ તેમને કહ્યું કે હવે તમે તમારે વતન પાછાં જાઓ. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે મારે તો હવે અહીંજ રહેવાની ખુશી છે, તમને મુકીને મેં જે બીજો પતી કર્યો, તે મેં મોટી મુર્ખાઇ કરી. માટે તે હવે તમે મને માફ કરો અને તમે મને અહીં રાખો. ત્યારે કુબાજીએ તેણીને કહ્યું કે હવે તે પરતાવો કરવો કંઈ કામનો નથી. માટે તમે તમારે ઘેર પાછાં જાઓ. તેમણે તેણીને પછી કહ્યું કે જુવો હવે તમારો પતી સારો કે મારો પતી? એમ કહી તેમણે તેણીને પોતાના કુટુંબ સાથે ત્યાંથી વિદાય કરી. કુબાજીએ જે જે લોકોને શિષ્ય કર્યા હતા તે તે લોકોને તેમણે બીજું કંઇપણ કર્તવ્ય બતાવ્યું નહોતું પણ ફક્ત સાધુઓની સેવા ચાકરી કરવાનું બતાવ્યુ હતું.

## મુલ છપ્પયછંદ.

**શ્રી અગ્ર અનુગ્રહતેં ભયે શિષ્ય સબ ધરમકી ધ્વજા ॥**
**જંગી પ્રસિદ્ધ પ્રયાગ બીનાદી પુરન બનચારી ॥**
**નરસિંઘ ભલ ભગવાન દિવાકર દ્રઢ વ્રતધારી ॥**
**કોમલ હ્રદે કીશોર જગત જગન્નાથ સલુધૌ ॥**
**ઔરો અનુધ ઊદાર ખેમખીચી ધર્મધીર લઘુ ઉધૌ ॥**
**ત્રિવિધ તાપ મોચન સબૈં સૌરભ પ્રભુ જીન સિર ભુજા ॥**
**શ્રી અગ્ર અનુગ્રહતેં ભયેં શિશ્ય સબૈ ધરમકી ધ્વજા ॥**
**ભરતખંડ ભુધર સુમેર ટીલા લાહાકી પદ્ધતિ પ્રગટ ॥**
**અંગજ પરમાનંદદાસ જોગી જગ જાગૈ ॥**
**ખરતર ખેમ ઊધાર ધ્યાન કેસો હરીજન અનુરાગૈ ॥**
**સરફુટ લ્યો લા સબદ લોહકટ બંસ ઉજાગર ॥**
**હરિદાસ કવી પ્રેમ સબૈ નવધાકે આગર ॥**
**અચ્યુત કુલ સબૈસદા દાસાતન દસધા અઘટ ॥**
**ભરતખંડ ભુધર સુમેર ટીલા લાહાકી પદ્ધતિ પ્રગટ ॥**
**મધુપુરી મહોછો મંગલરૂપ કાન્હરકોં સૌકો કરે ॥**
**ચારિવરન આશ્રમ રંક રાજા અન્નપાવે ॥**
**ભક્તિ નીકોં બહુમાન વિમુખ કોઇ નહી જાવે ॥**

બિરા ચંદન બચન કૃષ્ણ કીરતન બરખૈ ॥
પ્રભુકે ભુષન દેઇ મહામન અતિશય હરખૈ ॥
વિઠ્ઠલ સુનબિ મલ્યો ફીરે દાસ ચરન રજ સિરધરે ॥
મધુપુરી મહોછો મંગલ રૂપ કાન્હર કોશૌ કૌ કરે ॥
ભક્તનીસોં કલિજુગ ભણે નિવાહી નેવા ખેતસી ॥
આવહિ દાસ અનેક ઉઠી આદર કરી લીજે ॥
ચરન ધોઇ દંડવત સદનમેં ડેરો દીજે ॥
ઠોર ઠોર હરિ કથા દ્દે અતિ હરીજન ભાવે ॥
મધુર વચન મુહલાય વિવિધ ભ્રાંતી તિન્હે લઠાવે ॥
સાવધાન સેવા કરે નિર [illegible] તે ચેતસી ॥
ભક્ત નિસો કલિજુગ ભલે નિવાહી નેવા ખેતસી ॥
બસન બઢે કુંતી વધુ ત્યોં તુંબર ભગવાનકે ॥
યહ અચરજ ભયો એક ખાંડ ધ્રત મેંદા બરખેં
રજત રૂકમહિ રેલ સૂક્ષ્મ સબહિ મન હરખે ॥
ભોજન રાસ વિલાસ કૃષ્ણ કીરતન કીનાં ॥
ભકતનકો બહુમાન દાન સબહીકોં દીનાં ॥
કિરતિ કીની ભીમ સુત મધુપુરી સુની ભુપ મનોર્થ આનકે ॥
વસન બઢે કુંતિ વધુ ત્યોં તુંબર ભગવાનકે ॥

## તુંબર ભગવાનદાસનો પ્રસંગ.

તુંબર ભગવાનદાસ કરીને એક ભક્ત થઈ ગયા તે દરેક વરશે મથુરાં આવીને ઠાકોરજીનો એક મોટો ઓચ્છવ કરતા અને ત્યાં ઘણો પૈસો ખરચ કરતા. અને ત્યાં તે પહેલાં સંત સાધુઓને નાના પ્રકારની રસોઇ કરાવીને જમાડતા અને પછી બ્રાહ્મણોને સીધું આપીને તે જમતા. એકવાર અદ્રષ્ટના યોગે જ્યારે તે નિર્ધન દશામાં આવી ગયા. ત્યારે તે વારે તેમનાથી વર્ષો વર્ષની માફક પુષ્કળ દ્રવ્ય મહોચ્છવ ઉપર લેઇ જવાયું નહીં. તેથી પોતાની પાસે જે કંઇ સેજ સાજ હતું તે લેઇ જઇને તેમણે મથુરાંના મહંતને આપ્યું. અને તેમને કહ્યું કે મારી પાસે ઓણુ સાલ આટલુંજ દ્રવ્ય છે. કારણકે હાલમાં મારી દશા નબળી ચાલે છે અને તેથી વરસો વરસની માફક દ્રવ્ય લાવવાને મારાથી બની શકયું નથી. માટે તમારે ફાવે તો તે તમારા મંદીરના ભંડારામાં નાંખીદો; અથવા સંત સાધુઓને જમાડો, અને તમારે ફાવેતો બ્રાહ્મણોને જમાડો. એટલે તે સાંભલીને તે મહંતે તેમનું સનમાન કર્યું. અને તેમનું જે સીધું હતું તે કોઠારમાં નંખાવી દીધું. અને તેમના જે રોકડા રૂપીયા હતા તે પોતાની થેલીમાં નાંખી દીધા. અને પછી તેમણે બ્રાહ્મણોને બોલાવ્યા અને તેમને મંદીરના કોઠારમાંથી સીધું જોખી આપ્યું અને મંદીરની થેલીમાંથી પૈસા કાઢી આપીને બ્રાહ્મણોને પહેલા જમાડયા અને તેમના પછી સાધુઓને જમાડયા, અને જેમ જેમ તે મહંત થેલીમાંથી પૈસા કાઢતા ગયા તેમ તેમ તે દ્રવ્ય સો સો ગણું

વધતું ગયું અને જ્યાં તે પહેલાં એક ગણું આપતા ત્યાં તેમણે આ વખતે વીસ વીસ ગણું આપ્યું. પણ તે ખુટયું નહીં, એવો તેમના ભાવને લેઇને ઠાકોરજીએ તેમને પડચો બતાવ્યો.

## મુલ છપ્પય છંદ.

**જસવંત ભક્ત જૈમાલકી રૂડા રાખી રાઠવડ ॥**
**ભક્તની સોં અતિભાવ નિરંતર નાહીં ॥**
**કરજોરે ઈક પાય મુદીત મન આજ્ઞા માહી ॥**
**શ્રી વંદ્રાવન વાસ કુંજ ક્રીડા રૂચી ભાવે ॥**
**રાધાવલ્લભ લાલ નિત્ય પ્રતિ તાહી લડાવે ॥**
**પરમ ધરમ નવધા પ્રધાન સદન સાચ નિાધ પ્રેમ જડ ॥**
**જસવંત ભક્ત જૈમાલકી રૂડા રાખી રાઠવડ ॥**
**હરિદાસ હરીભકતનીહિત ધરી જનની એકે જન્યો ॥**
**અમિત મહાગુન ગોપ્ય સાર વિત સોઈ જાને ॥**
**દેખત કૌતુલાધાર દુર આસૈ ઊનમાનૈ ॥**
**દઈ દામા ઓપે જે વિદિત વંદ્રાવન આયો ॥**
**રાધાવલ્લભ ભજન પ્રગટ પ્રતાપ દીખાયો ॥**
**પરમ ધરમ સાધન મુદ્રઢ કાલજુગ કામધેનું મેં ગન્યો ॥**
**હરિદાસ હરિભકતનિહિત જીનિ જનની એકે જન્યો ॥**

## હરીદાસ વણીકનો પ્રસંગ.

હરીદાસ નામનો એક વણીકભક્ત કાશીની પાસેના એક ગામમાં રહેતો હતો. અને તેણે એવું પણ લીધું હતું કે, મારે વ્રજભુમીમાં દેહ ત્યાગ કરવો. એકવાર તેને સખત તાવ આવ્યો, અને તેના હાથની નાડીઓ ચાલતી બંધ થવા માંડી. ત્યારે વૈદલોકોએ તેની જીવવાની આશા છોડી. એટલે તેનાં સગાં લોકોએ તેનું પણ સાચવવા તેને વંદ્રાવન લેઈ જવા એક પાલખી મંગાવી; અને તેને પાલખીમાં સુવાડીને તેઓએ વંદ્રાવનને રસ્તે ચાલવા માંડયું. એટલે તેણે પોતાની ચાર છોકરીઓ કે જેઓ કુંવારી હતી તેમને નીકળતાં પહેલાં સાધુઓને પરણાવી દીધી અને પછી પોતે વ્રજભુમીનું ધ્યાન કરતો પાલખીમાં બેસીને નીકળ્યો. જે વખતે તે ત્યાંથી નીકળ્યો તે વખતે પોતે સાવધ અવસ્થામાં હતો. અને તેથી પોતે રાધાવલ્લભ શ્રીકૃષ્ણ ભગવાનના ગુણ ગાતો ગાતો ચાલ્યો જતો લતો. બધા લોકો ત્યાં અચંબામાં પડયા કે વંદ્રાવન ઘણું દુર છે અને તેમની તબીયત આખર આવી પહોચી છે. માટે ત્યાં પહોંચતાં પહેલાં તેમનો દેહ રસ્તામાં છુટી જવાનો છે. માટે તે વંદ્રાવન નહીં જાય તો વધારે સારૂં. પછી જ્યારે વંદ્રાવન થોડે દુર રહ્યું એટલે તેમનો દેહ રસ્તામાં છુટી ગયો. એટલે તે ઉપરથી તેમની સાથે આવેલા લોકોને ઘણો પસ્તાવો થવા લાગ્યો કે વંદ્રાવન પહોંચ્યા પહેલાં તેમનો દેહ તો રસ્તામાં છુટી ગયો અને તેમના પણ પ્રમાણે વંદ્રાવન ઠેઠ જવાયું નહીં. તોપણ તેઓ તેમની લાસને બાળવાને ઠેઠ વંદ્રાવન લેઇ ગયા. ત્યારે ત્યાં વંદ્રાવનના લોકોએ તેમને પૂછયું કે આ તમે કોને બાળવા આવ્યા છો? ત્યારે તેમણે તે લોકોને કહ્યું કે "હરીદાસને." ત્યારે તેમાંના જે લોકો ત્યાં

હરીદાસને ઓળખતા હતા, તેમણે તેમને કહ્યું કે હરીદાસને તો અમે હમણાંજ અહીં ફરતા જોયા હતા. તે હમણાજ અહીં આવ્યા હતા, અને તેમણે ઠાકોરજીનાં દર્શન કર્યા. ચીરઘાટમાં તેમણે સ્નાન કર્યું અને હમણાંજ અહીંથી તે ગયા. અને અમે તે અમારી નજરોનજર જોયું છે. અને આ તમે તેમના મરી ગયાની વાત કરો છો તે શું કહેવાય ? એટલે તે હકીકત, સાંભળીને તે લોકોની આંખમાં પાણી ભરાઇ આવ્યું, અને તેમણે માન્યું કે પોતાના પણ પ્રમાણે હરીદાસની સદ્દગતી થઇ ચુકી. અને ભગવાને તે વાતનો આ પડઘો આપ્યો એમ તેઓ સમજ્યા. પછી હરીદાસની ભક્તિનો પ્રભાવ જોઇને તે લોકના હૈયાં ભીંજાઇ ગયાં અને તેઓ અંદર અંદર કહેવા લાગ્યા કે જેના ઉપર શ્રી હરીની કૃપાછે એવા હરીજનનો કોણ પાર પામી શકે તેમ છે ?

## મુલ છપ્પય છંદ

**ભકિતભાર જીુડે જીુગલ ધરમ ધુરંધર જગ વિદિત ॥**
**બાંવોલી ગોપાળ ગુનનિ ગંભીર ગુનારટ ॥**
**દછિન દિસ વિષ્ણુદાસ ગાંવ કાસ્મીર ભજનભટ ॥**
**ભકતનિસોં યહ ભાય ભજૈ ગુર ગોવીંદ જેસે ॥**
**તિલક દામ આધીન સુબર સંતની પ્રતિ તેસે ॥**
**અચ્યુતકુળ પન એકરસ નિબહયો જ્યોં શ્રીમુખ ગદિત ॥**
**ભકિત ભારજીુડે જીુગલ ધરમ ધુરંધર જગબિદિત ॥**

## બાંબોલી ગોપાલનો પ્રસંગ.

બે ગુરૂ ભક્ત શિષ્ય હતા. અને તેમણે એવું કામ માથે લીધું હતું કે જ્યાં જ્યાં ઠાકોરજીનો મહોચ્છવ થતો અને સંત સેવા થતી ત્યાં ત્યાં તેઓ પોતાને ઘેરથી એક ગાડું ભરીને સીધું સામાન લેઇ જતા, અને ત્યાં સંત સેવામાં જેટલી ન્યુનતા પડતી તેટલી તેઓ પોતાના સર સામાનથી પરિપુર્ણ કરતા. અને એ પ્રમાણે ત્યાં સેવા ચાકરી કરીને તેઓ સંતને રીઝવતા અને પછી તેઓ પોતાને ઘેર પાછા ફરતા. એકવાર તેમણે પોતાના ગુરૂને વિનંતી કરી કે આપણે ત્યાં એકવાર મહોચ્છવ કરો. એટલે તેમના ગુરૂએ તેમને તેમ કરવાની રજા આપી. એટલે તે ઉપદથી તેમણે પોતાને ત્યાં સીધું સામાન તૈયાર કર્યું. અને પછી તેઓએ ગામેગામ નોતરાં મોકલાવીને સાધુઓને પોતાને ત્યાં તેડાવ્યા, અને તેઓએ તેમની સારી સેવા ચાકરી કરી, તેમને પાંચ દીવસ સુધી પોતાને ત્યાં રાખ્યા, અને તેમને નાના પ્રકારનાં વસ્ત્ર પહેરાવ્યાં. પછી જ્યારે તેમને વિદાય કરવાનો વખત થયો ત્યારે તેમના ગુરૂએ તે બંને શિષ્યોને કહ્યું કે, તમે બહાર જઇને ફરી આવો અને જુવો કે આપણે ત્યાં કોણ કોણ સાધુ આવ્યા છે અને કોણ આવવાના રહી ગયા. એટલે તે ઉપરથી તેઓ બધા સાધુ મંડલમાં ફરી વળ્યા તો ત્યાં તેમણે નામદેવનાં દર્શન કર્યાં. પછી આગળ જોતાં તેમણે કબીર સાહેબને જોયા. એટલે તેમણે કબીર સાહેબની પ્રદક્ષિણા ફરીને દર્શન કર્યાં. એટલે કબીર સાહેબે તેમને કહ્યું કે, તમે આજ પ્રમાણે સદા સંત સેવા કરતા રહેજો. એટલે તે સાંભળીને તે બંને ગુરૂભાઇઓની આંખમાંથી આંસુઓ વહેવા માંડયાં એટલે એક સાધુએ બીજા સાધુને પુછ્યું કે આ બંને જણ કેમ રડે છે ? ત્યારે બીજા સાધુએ કહ્યું કે એ રડવું સાધારણ નથી. એ તો સંત સેવાનો પ્રતાપ છે. તેમના હૃદય પ્રેમથી ભીંજાઇ ગયાં છે; માટે તેમને પ્રેમનો અશ્રુપાત થાય છે.

## મુલ છપ્પય છંદ.

કીલ્હ કૃપા કીરતી વિસદ પરમ પારસદ ૄસષ પ્રગટ ॥
આસ કરન રિષિરાજ રૂપ ભગવાન ભકત ગુરૂ ॥
ચતુરદાસ જગ ઉભૈ છાપ છીતર જુ ચતુરવરૂ ॥
લાખો અદભુત રાયમલ ખેમ મનસા ક્રુમ વાચા ॥
રસિક રાયમલ ગૌર દેવા દામો ર હરિરંગ રાચા ॥
સબૈસુ મંગલદાસ દ્રઢ ધરમ ધરમ ધુરંધર ભજન ભટ ॥
કીલ્હ કૃપા કીરતી વીસદ પરમ પારસદાં શીષ પ્રગટ ॥
રસ સસી ઊપાસક ભકતરાજ રઘુનાથ ભટ નિર્મલબૈન ॥
આગમ નિગમ પુરાન સાર શાસ્ત્ર જુ વિચાર્યો ॥
જ્યોં પારો દે પુંઠહિ સબનિકૌં સાર ઉચારીયો ॥
શ્રી રૂપ સનાતન જીવ ભટનારાયન ભાખ્યો ॥
સો સર્વ સઉસ્સાંચ જતન કરી નીકે રાખ્યૌ ॥
ફ્રુનિવંસ ગોપાલ સુવરાગા અનુરાગા કો ઐન ॥
રસ ર્રસ ઉપાસિક ભકતરાજ રઘુનાથભટ નિર્મલ વૈન ॥
કઠિન કાલ કલિજુગમેં કરમેંતિ નિહ કલંક રહિ ॥
નશ્વરપતિ રતિ ત્યાગી કૃષ્ણપદસોં રતિ જોરી ॥
સબૈ જગતકી ફ્રાંસી તરકી તિનરૈ. જ્યૌં તોરી ॥
નિર્મલ કુલ કાંથડયા ધન્ય પરસા જીહિ જાઇ ॥
વિદિત વંદ્રાવન વાસ સંત મુખ કરત બડાઇ ॥
સંસાર સ્વાદ સુખવાંતી કરિ ફેરી નહી તિન તન ચહીં ॥
કઠિન કાલ કલિજુગમેં કરમેતિ નિહ કલંક રહી.

## કર્મૈતી બાઇનો પ્રસંગ.

કર્મૈતી કરીને એક બાઈ હતી. તે સેખાવત રાજાના પુરોહીતની છોકરી થતી હતી. અને તેણીને ઠાકોર સેવા ઉપર ઘણો પ્રેમ હતો. તેણી પોતાના ઠાકોરજીની સ્વામી ભાવે સેવા કરતી. એકવાર સાસરેથી તેણીને લેવાને તેડું આવ્યું. અને બીજે દીવસે સવારમાં તેણીને તેડી જવા નક્કી વિચાર કર્યો. પણ તેણીને તે વાત અનુકુળ નહોતી. તેથી તેણી અડધી રાતે ઉઠીને મન સાથે વિચાર કર્યો કે આ મારી હાડકાં ચામડાંની દહ શું ખપની છે? અને વળી તે નાશવંત છે. માટે તેનો ઉપયોગ હરી સેવામાં કરવો યોગ્ય છે એમ વિચારી, તેણીએ ત્યાંથી નાશી જવાનું નક્કી કર્યુ. અને તેથી તેણી લાજ મર્જાદ મુકીને મધરાતે એકલી ઘરમાંથી નીકળી પડી અને વંદ્રાવનને રસ્તે પડી. અને એ પ્રમાણે તેણી મધરાતે એકલી ઉભે વગડે ચાલી ગઇ. પછી જ્યારે સવાર થયું ત્યારે તેના બાપને ખબર થઇ કે તેની છોકરી તો નાશી ગઈ. એટલે તેણે રાજાને કહીને કેટલાક ઘોડેસ્વાર તેણીની પાછળ દોડાવ્યા. એટલે કર્મૈતીએ તેમને છેટેથી આવતા જોઇને પોતે ગભરાટમાં પડી અને હવે કયાં સંતાઈ જવું તેનો લાગ શોધવા માંડયો. ત્યારે ત્યાં તેણીએ એક મરેલા ઉંટનું હાડ પીંજર ખોખું કે જે ઘણું દુર્ગંધ મારતું હતું તે જોયું અને તે ખોખા સિવાય બીજે કંઈ સંતાઇ જવાની જગા દીઠી નહીં. તેથી તેણીએ તે દુર્ગંધને સુગંધ માની લીધી. અને થોડી વખતનું દુઃખ સહન કરીને પછી અનંત સુખની

પ્રાપ્તી પામવાનો વિચાર કરીને તેણી તે ઉંટના હાડ પીંજરમાં સંતાઈ ગઇ. અને એ પ્રમાણે તેણી ત્રણ દીવસ સુધી તેમાં રહી. ઘોડેસ્વારે તેણીને છેટેથી જતી જોઇને તેઓ તે જગાએ આવ્યા અને તેમણે તે જગાએ તેણીની ત્રણ દીવસ સુધી તપાસ કરી પણ તેણીનો કંઇ પત્તો માલમ પડયો નહીં. કારણ કે તેણી ઊંટના મુડદામાં પેઠેલી તેથી તેનો તો વહેમ સરખો પણ તેઓને આવેલો નહીં. એટલે તેમણે ત્યાં તપાસ કરી નહીં. પછી છેવટે તેઓ થાકીને પાછા ગયા એટલે તેણી તે ખોખામાંથી બહાર નીકળી અને પોતાનું શરીર તથા લુગડાં નાહી ધોઇને સ્વચ્છ કર્યાં. પછી તેણીને એક સંઘની સોબત થઇ આવી અને તેની સાથે તેણી ગંગાજી ગઇ અને ત્યાં ગામની ભાગોળે એક ઝાડ ઊપર ઝોળી બાંધીને તેણીએ રહેવા માંડયુ. પછી તે હકીકત ત્યાં કેટલાક આવતા જતા જાત્રાળુ લોકોએ જોઇને તેણીના બાપને જઇને કહી. એટલે તે ઊપરથી તેણીનો બાપ તેણીને પાછી તેડી લેઇ જવાને ત્યાં મથુરાં આવ્યો. અને ત્યાં બ્રહ્મકુંડ ઉપર તપાસ કરી તો તેણીને એક ઝાડ ઉપર ઝોળીમાં બેઠેલી જોઇ. એટલે તેણે તેણીને બોલાવીને હેઠે ઉતારી અને પછી પોતે તેણીના આગળ રડી પડયો અને તેણીના પગમાં લોટી પડયો. અને પછી તેણીને કહ્યું કે હું રાજાનો ગોર કહેવાઉં અને આખા ગામમાં મારી વાત ઉડી કે રાજાના ગોરની છોકરી નીકળી ગઈ ને સાધુ થઈ. માટે આખા ગામમ મારૂં નાક કપઇ ગયું માટે તું પાછી ચાલ. તારે ઠાકોર શેવા કરવી હોયતો ભલે તું ઘેર રહીને કરજે પણ તું મારી સાથે ઘેર પાછી ચાલ એટલે તે સાંભળીને કર્મેતીએ પોતાના બાપને કહ્યું કે તમારે પેલા ગધેડાની પેઠે અસલથીજ નાક હતું ક્યાં કે હવે તે કપઇ ગયું. તે ગધેડાનો પ્રસંગ એવો છે કેઃ-એક વનમાં એક સિંહ રહેતો હતો અને તે રોજ ઘણાં જનાવર મારતો અને તેમાંથી તે પોતાની ભુખ પ્રમાણે ખાતો અને બાકીનાં જનાવર મારેલાં નકામાં પડયાં રાખતો. તે ઉપરથી તે વનમાં બધાં જનાવરોએ ભેગાં થઇને એક સંપ કર્યો કે આપણે આપણા રાજાને અરજ કરો કે જો તમે અમારા ઉપર આ પ્રમાણે જુલમ ગુજારશો તો અમે બીજા વનમાં જતાં રહીશું. તમારા જુલમથી અમારી આખી જાતનું સત્યાનાશ વળી જાય છે. અને તમે તેનો ઉપયોગ કરતા નથી. માટે અમે જતાં રહીશું તો પછી રઇયત વગર તમે કોના ઉપર રાજ કરશો ? માટે અમે બધાં એક મત થઇને તમને કહીએ છીએ કે અમે અમારી દરેક જાતમાંથી વારા પ્રમાણે રોજ એક એક જાનવર તમને ભક્ષ કરવાને આપ્યે જઇશું. અને પછી તમારે બીજા કોઇ જાનવરને મારવું નહીં. જેથી અમારી આબાદાની રહે અને તમને પણ ભક્ષ મળે. જો તમે અમારી આ અરજ સ્વીકારો તો અમે તમારા વનમાં રહીએ નહીં તો આ વન છોડીને અમે બીજા વનમાં જઇએ. એટલે સિંહે તે વાત કબુલ રાખી. અને પછી રોજ વારા પ્રમાણે જે જાનવર આવતું તે ખાઇને તે બેશી રહેતો. એકવાર તે વારો ફરતો ફરતો એક શિયાળ ઉપર આવ્યો ત્યારે તે શીયાળ સિંહ પાસે ગયું અને સિંહને અરજ કરીકે હું તો એક નાનું જનાવર છું. માટે મને મારીને તમારૂં શું પેટ ભરાશે ? માટે તમે મને આજ્ઞા કરોતો હું કોઈ મોટું જાનવર પકડી લાવું. એટલે સિંહે તે વાત કબુલ રાખી. પછી શિયાળ ત્યાંથી વનમાં ગયું અને તેણે એક ગધેડાને ચરતો જોયો એટલે તેને કહ્યું કે હે ગધેડાભાઇ ! મેં તમારે માટે એક સ્ત્રી શોધી કાઢી છે માટે ચાલો હું તમને તે પરણાવી દેઉં. એટલે ગધેડા ભાઇ તો હરખાઈ ગયા અને શિયાળની સાથે ચાલ્યા. પછી સિંહે તેમને છેટેથી આવતાં જોઇને ઘુરકાયો કરીને તલપ મારી એટલે તે ગધેડો ત્યાંથી જીવ લેઇને નાશી ગયો એટલે સિંહે શીયાળને કહ્યું કે તે તો નાશી

ગયું અને હું તને ચુકું છું માટે ચાલ તું તૈયાર થા. ત્યારે શિયાળે કહ્યું કે તમે આમ અધીરા થઇ જઇને તેને હવે જવા દેશો નહીં. પછી તે શિયાળ તે ગધેડા પાસે ગયું ત્યારે ગધેડાએ કહ્યું કે તું તો મને મારી નંખાવા લેઇ જાય છે માટે હું તારી સાથે નહીં આવું. ત્યારે શિયાળે કહ્યું કે પરણવું કંઇ સહેલું નથી, સાસરામાં તો સાસુ મશ્કરી કરે, નાક પકડે, કાન પકડે, કાન ઝાલે તે બધું સહન કરે તો તેને કન્યા પરણાવે. માટે તું આમ ભડકી નાસી જાય છે તે શી રીતે તને પરણવું. માટે હવે ફરીને ચાલે તો હું તને પરણાવું. એમ કહી તેને સાથે લેઇને તે શિયાળ સિંહ પાસે ગયું. એટલે સિંહે તે ગધેડાને પકડીને મારી નાંખ્યો. પછી તે સિંહને તરશ લાગેલી હતી તેથી શિયાળને તે ગધેડાને સોંપીને પોતે એક નાળા ઉપર પાણી પીવાને ગયો. એટલે શિયાળે વિચાર્યું કે સિંહ આવીને ગધેડાને ખાઇ જશે. અને હું ભુખ્યો રહીશ. માટે લાવ હું કંઈ તેમાંથી ખાઇ લેઉં. એમ વિચારી તેણે નાક તરફનો નરમ પદાર્થ જે તેનાથી ખવઇ શક્યો તે તેણે ખાઇ લીધો. પછી સિંહ પાછો આવ્યો અને જોયું તો તેણે ગધેડાનું નાક દીઠું નહીં. તેથી તેણે શિયાળને પુછ્યું કે આ ગધેડાનું નાક ક્યાં ગયું ? ત્યારે શિયાળે તેને કહ્યું કે તેને વળી નાકજ ક્યારે હતું કે હવે તે જતું રહ્યું. ગધેડા જાનવરને નાક હોતુંજ નથી. જો તેને નાક હોય તો એકવાર જે તમારા પંજામાંથી બચ્યું તે વળી ફરીને મરવાને તમારી પાસે આવે ? આવેજ નહીં. માટે તેને નાક હતુંજ નહીં. એમ કહી શિયાળ પોતાને રસ્તે પડ્યું. એમ ગધેડાનો પ્રસંગ કહી હવે તેણીના બાપની વાત ચલાવું છું. તેણીએ બાપને કહ્યું કે જેને પેહેલેથી નાક હોય તો તેને પછી તે જવાની ધાસ્તી રહે. જો તમને નાક હોતે તો તમે એ જન્મ શાનો લીધો હતો તમે યમરાજને ત્યાં કબુલ કરીને આવ્યા છો કે હવેથી હું ભગવાનનું નામ એક પળ પણ વીસારીશ નહીં. ચોરાશી લાખવાર જન્મ મરણ થયા પછી જે એકવાર મનુષ્યા દેહ પ્રાપ્ત થાય છે તેવો મનુષ્યા દેહ પામ્યા છતાં તમે તમારી કબુલાતને હજી પાળતા નથી. માટે તમારે નાક ક્યાં છે ? તમે તો નફ્ટ છો. જો તમને લાજ શરમ કંઈ હોત તો તમે ક્યારનાએ ભગવાનનું ભજન કરીને પરાંગત થઇ ગયા હોત. અને આ જન્મારા સુધી ગોથાં ખાતા રહ્યા નહોત. એમ કહી તેણીએ પોતાના બાપને ઝાટકી નાંખ્યો. એટલે તે પોતાને ઘેર પાછો ગયો. એટલે રાજાએ તેને પોતાને ત્યાં બોલાવીને તેણીની ખબર પૂછી. ત્યારે તેણે તે સઘળી હકીકત કહી સંભળાવી. એટલે તે સાંભળીને તે રાજાની આંખોમાં પ્રેમનાં આંસું ભરાઇ આવ્યાં અને તેણે કર્મેતીની સાચી ભક્તિ પારખી લીધી; અને તેથી તેને એવી ભાવના થઇ કે હું જાતે જઇને તેમને મારે ત્યાં તેડી લાવીને મારે ઘેર રાખું તો પછી મારા ભાગ્યનો પાર રહે નહીં. એમ વિચારી તે કર્મેતી પાસે ગયો. પણ કર્મેતી પાછી આવી નહીં. તેથી તે રાજાએ તેણીને સારૂ ત્યાંજ એક મકાન બંધાવી આપ્યું અને તેમની પાસે સેવા ચાકરી કરવામાં કેટલાંક માણસ મૂક્યાં અને તેમની સંભાળ પછી તેણે ત્યાંજ રાખવા માંડી.

## મુલ છપ્પય છંદ ॥

**ગોવિંદચંદ ગુન ગ્રંથનકોં ખરગ સેન બની વિસદ ॥**
**ગોપી ગ્વાલ પિતૃ માત નામ નિરનૈ કિય ભારી ॥**
**દાનકેલિ દીપક પ્રચુર અતિ બુદ્ધિ વિચારી ॥**
**સખા સખી ગોપાલ કાલ લીલામેં વિતયો ॥**
**કાયથ કુલ ઉદ્ધાર ભક્તિ દ્રઢ આન ન ચિતયો ॥**

**ગૌતમી તત્ર ઉર ધ્યાન ધરિ તન ત્યાગ્યો મંડલ સરદ ॥**
**ગોવિંદચંદ ગુન ગ્રંથન કૈં ખરગ સેન વાની વિસદ ॥**

## ગોવિંદ ભક્તનો પ્રસંગ.

ગોવિંદ ભક્ત ગ્વાલીયરના નીવાસી પોતાને ઘેર સંત સાધુઓને તેડીને રાસની લીલા કરતા. વખતે નાચતા અને તેમને પ્રેમને લીધે અશ્રુપાત થતો. અને તે પોતાના દેહનુ ભાન પણ ભુલી જતા. તેમનો સાચો ભાવ હોવાથી જે લોકો તેમને નજરે જોતા તેમનું પણ ભક્તિ તરફ વલણુ થતું.

## મુલ છપ્પય છંદ.

**સખા સ્યામ મન ભાવતો ગંગ ગ્વાલ ગંભીર મતિ ॥**
**સ્યામજીકી સખી નામ આગમ વિધિપાયો ॥**
**ગ્વાલ ગાવ વ્રજગાંવ પૃથક નીકે કરિ ગાયો ॥**
**કૃષ્ણકેલિ સુખ સિંધુ અટલ ઉર અંતર ધરઈ ॥**
**તારસમેં નિત મગન અસદ આલાપન કરઈ ॥**
**વ્રજબાસ આસ વ્રજનાથ ગુરૂ ભક્તિ ચરન રજ અનનિ ગતિ ॥**
**સખા સ્યામ મન ભાવતો ગંગ ગ્વાલ ગંભીર મતિ ॥**

## ગંગ ગોવાલ ભક્તનો પ્રસંગ.

ગંગ નામના સાધુ વંદ્રાવન આવ્યા અને ત્યાં પોતે ઘણા ભાવથી ઠાકોરજીની શેવા કરવા લાગ્યા. વલ્લભ ભક્ત તેમની સાથે રહેતા. કે જેમનો સ્વર નાચમાં એક તાર થઇ જતો. તેમના નાચની પ્રસંશા સાંભળીને દીલ્હીનો પાદશાહ તેમને જોવાને એકવાર વંદ્રાવન આવ્યો. અને તેમનો નાચ જોઇને તે ઘણો ખુશી થઈ ગયો. અને તે ઉપરથી તેણે તેમને પોતાને વતન તેડી જવાની વિનંતી કરી અને કહ્યું કે તમારા નાચ ઉપરથી હું ઘણો ખુશી થઇ ગયો છું, માટે તમે મારી સાથે ચાલો; અને મને રોજ આવું સંભળાવજો. પણ ગંગ સાધુએ તે વાત સ્વીકારી નહીં. તેથી તે પાદશાહે તેમને કેદ કરીને પોતાની સાથે લીધા. અને દીલ્હી પોહોચ્યા એટલે દીલ્હીના બજારમાં પાદશાહને બીજા કેટલાક સાધુ ભેગા થયા અને તેમણે પાદશાહને સમજાવ્યો કે તમે સાધુ લોકોને કેદ કરીને પરાણે તેડી લાવ્યા તો ઠીક કર્યું નહીં. સાધુને તો તેમનો રાજીપો હોય તો તેડી લવાય. જોરાવરથી તેમને લાવવામાં તમારૂં ભલું થશે નહીં. તે સાંભળીને પાદશાહે ગંગ ભક્તને ત્યાંથી છુટા કરીને રજા આપી.

## મુલ છપ્પય છંદ.

**સોતી સલાઘ્ય સંતનિ સભા દુતિય દિવાકર જાનિયો ॥**
**પરમ ભક્તિ પરતાપ ધરમ ધ્વજ નેજા ધારી ॥**
**સીતા પતિકો સુજસ બદન સોભિત અતિ ભારી ॥**
**જાનકી જીવન ચરન સદન થાતી થિર પાઈ ॥**
**નરહરિ ગુરૂપ્રસાદ પુત પોતે ચલિ આઈ ॥**
**રામ ઉપાસક છાપ દ્રઢ ઔર ન કછુ ઉર આનિયો ॥**

સોતી સલાધ્ય સંતનિ સભા દુતિય દિવાકર જાનિયો ॥
જીવત જસ પુનિ પરમ પદ લાલદાસ દોનો લહી ॥
હૃદૈ હરિ ગુન ગાન સદા સત સંગ અનુરાગી ॥
પદ્મ પત્ર જ્યોં રહ્યો લોભકી લહર ન લાગી ॥
વિષ્ણુ રાત સમ રીતિ બંધેરે ત્યોં તન ત્યાજ્યો ॥
ભકત વરાતી વૃંદ મધ્ય દુલહ જયોં રાજયો ॥
ખરી ભકિત હરિષા પુરે ગુરૂ પ્રતાપ ગાઢી રહિ ॥
જીવત જસ પુનિ પરમ પદ લાલદાસ દોનોં લહી ॥
ભકતનહિત ભગવંત રચિ દેહી માધૌ ગ્વાલકી ॥
નિસિદિન યહે વિચાર દાસ જીહિ વિધિ સુખ પાવે ॥
તિલક દામસોં પ્રીતિ હૃદે અતિ હરિજન ભાવે ॥
પરમારથ સોં કાજ હિયે સ્વાર્થ નહીં જાને ॥
દસધા મત્ત મસલ સદા લીલા ગુન ગાને ॥
આરતિ હરિગુન સીલ સમ પ્રીતિ રીતિ પ્રતિપાલકી ॥
ભકતનિહિત ભગવંત રચિ દેહી માધૌ ગ્વાલકી ॥
શ્રી અગર સુગુરૂ પ્રતાપતેં પુરી પરી પ્રયાગકી ॥
માનસ વાચક કાય રામ ચરનનિ ચિત દીનો ॥
ભકતનિસોં અતિ પ્રેમ ભાવના કરિ સિર લીનો ॥
રાસ મધ્ય નિર્જાને દેહ દુતિ દસા દિખાઇ ॥
આડો બલિયો અંક મહોછો પુરી પાઇ ॥
કયારે કલપ ઔલી ધ્વજા વિદુષ શલાધા ભાગકી ॥
શ્રી અગર સુગુરૂ પ્રતાપતેં પુરી પ્રરી પ્રયાગકી ॥
પ્રગટ અમિત ગુન પ્રેમ નિધિ ધન્ય વિપ્ર જીહિં નામ ધર્યો ॥
સુંદર સીલ સુભાવ મધુર બાની મંગલ કર ॥
ભકતનિકોં સુખ દૈન ફલ્યો બહુધા દસધા તરૂ ॥
સદન વસત નિર્વેદ સાર ભુક જગત અસંગી ॥
સદાચાર ઉદાર નેમ હરિદાસ પ્રસંગી ॥
દયા દ્દષ્ટિ વસ આગરે કથા લોગ પાવન કર્યો ॥
પ્રગટ અમિત ગુન પ્રેમ નિધી ધન્ય વિપ્ર જીહિ નામ ધર્યો ॥

## પ્રેમદાસનો પ્રસંગ.

પ્રેમનીધી નામના ભક્ત આગ્રા શહેરમાં રહેતા હતા અને તે મરજાદી સેવા કરતા હતા. તે કોઇના છોયા વગરના જળથી પોતાના ઠાકોરજીને સ્નાન કરાવતા. અને તેવું જળ લાવવા સારૂ તે પોતે પાછલી રાતે ઉઠતા અને નદીએ જળ ભરવા જતા. જેથી રસ્તામાં તેમને કોઇ છુએ નહીં. એક દિવસે વરસાદ થયો ત્યારે રસ્તામાં કાદવ કીચડ થઇ ગયો તેથી તેમના મનને ચીંતા થઇ કે હું શુદ્ધ જળ હવે શી રીતે લાવી શકીશ? રાતે અંધારામાં વખતે કાદવમાં પગ

પડશે તો છાંટા ઉડશે અને મારૂં જળ અપવિત્ર થશે. માટે આજ હું પવિત્રપણે શી રીતે જળ લાવું? એમ ચિંતા કરતા તે પાછલી રાતે ઉઠયા અને ઘર બહાર નીકળ્યા એટલે એક છોકરો મશાલ સળગાવીને આગળ ચાલતો તેમને દેખાયો. તેથી પોતે મશાલને અજવાળે અજવાળે કોરી જમીન ઉપર પગ મુકીને ચાલ્યા ગયા અને તે છોકરો ઠેઠ નદી સુધી ગયો. એટલે પ્રેમનીધીએ સ્નાન કરી લીધું અને જળનો ઘડો ભરીને પાછા ફર્યા એટલે તે છોકરો પણ તેમની આગળ આગળ ચાલવા મંડયો. તે ઠેઠ તેમના ઘર સુધી આવ્યો. એટલે પ્રેમનીધી જળ લેઇને ઘરમાં પેસવા ગયા. ત્યાં તેમને મનમાં વિચાર થયો કે મારી આગળ જે મશાલ ધરીને આવ્યો તે કોણ હશે? માટે લાવ હું તેને પુછી જોઉં એમ વિચારીને તેમણે પાછું જોયું તો તે છોકરો પણ દીઠો નહીં અને તે મશાલ પણ દીઠી નહીં. તે ઉપરથી તેમણે જાણ્યું કે આ કામ ભગવાન વગર બીજા કોઈનું નથી. મારા મનની ચીંતા દુર કરવા સારૂ પોતે મશાલી બનીને મારી સાથે આવ્યા. એમ વિચારી તેમની આંખોમાંથી આંસુની ધારા વહી. પોતે ઠાકોરજી પાસે શેવા કરાવી તેનો પસ્તાવો કરવા લાગ્યા. પ્રેમનીધી પોતે તેજ ગામમાં કથા કરતા અને તે વખતે હજારો સ્ત્રીઓ તથા હજારો મરદો કથા સાંભળવાને એકઠા થઈ જતા, કારણ કે તેમની કથાની કેહેણી પ્રેમરસથી ભરપુર હતી. તેમના મોહોલ્લાના લોકો તેમની આ વર્તણુક જોઇને તેમના ઉપર દાઝે બળવા માંડયા. સ્ત્રી પુરૂષોને એકઠાં કરીને પોતે નાચે છે અને ઢોંગ કરે છે અને તેમાં મર્યાદાનો ભંગ થતો ગણીને તે લોકોએ પાદશાહ પાસે જઇને ચાડી ખાધી કે અમારા ગામમાં પ્રેમદાસ સ્ત્રી પુરૂષોને એકઠા કરીને પોતે નાચે છે. અને તેમાં લોક મરજાદનો લોપ થાય છે માટે તે બંધ કરાવવું જોઇએ. એમ વિચારી ફરીયાદ કરી અને તે ઉપરથી બાદશાહે પ્રેમનીધીને તેડવા સારૂ ચોપદાર મોકલ્યો અને ચોપદારે આવીને પ્રેમદાસને કહ્યું કે તમને બાદશાહ તેડે છે. ત્યારે પ્રેમનીધીએ કહ્યું કે પાદશાહને અમારૂં શું કામ પડયું? અમે તો ભજનીક લોક છીએ. ત્યારે ચોપદારે કહ્યું કે પાદશાહનો એવો હુકમ છે, માટે તમે ચાલો. નહીં તો તમને પકડીને લઈ જવામાં આવશે. તે ઉપરથી પ્રેમદાસે આવવાની હા કહી. અને પછી પોતાના ઠાકોર તરશે મરે નહીં માટે તેમના મોં આગળ તેમણે પાણીની એક ઝારી ભરીને મુકી અને ઠાકોરજીને કહ્યું કે હું પાદશાહ પાસે જાઉં છું, તેથી હવે તમને વખતો વખત પાણી કોણ પાશે? માટે હું આ ઝારી ભરીને મુકું છું તે તમે તમારે હાથે પાણી લઈને પીજો. એમ કહીને પોતે ચોપદાર સાથે પાદશાહને ત્યાં ગયા પાદશાહાએ પ્રેમનીધીને પુછ્યું કે લોક મરજાદા મુકીને તમે સ્ત્રી પુરૂષોને એકઠા કેમ કરો છો? ત્યારે તેમણે કહ્યું કે પ્રેમને લીધે ભક્તિ કરવાને તેઓ એકઠાં થાય છે. હું કંઇ તેમને ઘેર બોલાવા જતો નથી. ત્યારે પાદશાહે તેમને કહ્યું કે તમારા મોહોલ્લાના લોકોએ મને તેની ચાડી ખાધી છે માટે હું તમને કહું છું. માટે તે વાત હવેથી બંધ કરો. સ્ત્રી પુરૂષો એકઠા થવાથી વિષય દ્રષ્ટિને ઉત્તેજન મળે છે માટે તમે તે વાત મુકી ઘો પણ તેમણે તે વાત સ્વીકારી નહીં એટલે પાદશાહે તેમને કેદમાં નાંખ્યા પછી ઠાકોરજીએ માણસનું રૂપ લેઇને પાદશાહને રાત્રે સ્વપ્નામાં કહ્યું કે ત્રણ દિવસથી હું તરશે મરૂં છું. કારણ કે મારા ભક્તને તેં કેદ કર્યો છે. માટે મું તેમને છોડી દે, હું તેના વગર બીજા કોઇને હાથે પાણી પીતો નથી. કારણ કે તે મારો પ્રેમી ભક્ત છે. પાદશાએ ઉંઘને લીધે તે કાંઈ ગણકાર્યું નહીં ત્યારે પાદશાહને લાત મારીને ઠાકોરજીએ કહ્યું કે હું તને જે કહું છું તે તું ધ્યાનમાં કેમ લેતો નથી? તું એકદમ તેમને અત્યારે ને અત્યારે છોડી મુક. રાજા તે ઉપરથી ઝબકી ઉઠયો

૨૮

અને તેણે તેજ વખતે પોતાના ચોપદાર પાસે પ્રેમનીધીને બોલાવરાવ્યા અને તેમને કહ્યું કે (ઠાકોરજી) સાહેબ તમારા વગર ત્રણ દીવસથી પાણી પીતા નથી અને ત્રણ દિવસથી તરશે મરે છે. માટે તમે અત્યારે ને અત્યારે તમારે ગામ જાઓ. અને હવેથી તમે તેમની શેવા ચાકરી સારી રીતે કરજો. એમ કહી તેમને એક પાલખીમાં બેસારી તેમના આગળ એક મશાલ ધરાવરાવીને તેમને તેજ વખતે વિદાય કર્યા અને તેમના ગુજરાનને માટે તે તેમને કેટલાંક ગામો ભેટ આપ્યાં. અને પ્રેમનીધી ઘણા ભાવથી પોતાના ઠાકોરજીની શેવા કરતા રહ્યા.

## મુલ છપ્પય છંદ ॥

દુબલો જાહિ દુનિયાં કહેશો ભકત ભજન મોટો મહત ॥
સદાચાર ગુરૂ શિષ્ય ત્યાગ વિધિ પ્રગટ દિખાઇ ॥
બાહિર ભીતર વિષદ લાલી નહિ કલિ જુગ કાહી ॥
રાઘો રૂચીર સુભાવ અસદ અલાપ ન ભાવૈ ॥
કથા કીરતન નેમ-મિલે સંતની ગુન ગાવે ॥

તાપ તોલ પુરો નિકષ જયોં ધન અહરન હીરો સહત ॥
દુબલો જાહિ દુનિયાં કહે શો ભક્ત ભજન મોટો મહત ॥
દાસનિકેદાસ ન કોં ચોકસ ચોકી એમંડી ॥

હરિ નારાયણ નૃપતિ પરમ વેર છે વિરાજે ॥
ગાંવ હુસંગાબાદ અટલ ઉધ્ધો ભલ છાજે ॥

ભલે તુલસીદાસ ભટ ખ્યાત દેવ કલ્યાનો ॥
વો હિથ બનિયાં રામદાસ સુહેલે પરમ સુજાનો ॥

ઓલી પરમાનંદકે ધ્વજા સબલ ધર્મકી મંડી ॥
દાસનિકે દાસન ાં ચોકસ ચોકી એ મંડી ॥
અબલા સરીર સાધન સબલ એવાઇ હરિભકિત બલ ॥

દેમા પ્રગટ સબ દુનિ રામ બાઇ બીરા હીરામનિ ॥
લાલીનીરાં લક્ષ્મી જુગલ પારવતી જગતધનિ ॥
ખીચનિક સિધના ગોમતી ભકત ઉપાસિની ॥

બાંદ રાણી બિદિત ગંગા જમુના દાસનિ ॥
જેવા હરખા જોઇ સનિ કુંવર રાય કીરતિ અમલ ॥
અબલા સરીર સાધન સબલ એ બાઇ હરિભકિત બલ ॥
કાન્હરદાસ સંતનિ કૃપા હૃદે લાહો લહ્યો ॥
શ્રી ગુરૂ સરને આઇ ભકિત મારગ સત જાન્યો ॥
સંસારી ધર્મહી છાંડી જુઠ અરૂ સાંચ પિછાન્યો ॥
જયોં સખા દુમચંદ જગતકસોં યહિ વિધી ન્યારો ॥
સર્વ ભુત સમ દૃષ્ટિ ગુનની ગંભીર અતિભારી ॥
ભકત ભવાઇ વદન નિત કુવચન કબહુ નાહિન કહ્યો

કાન્હર દાસ સંતનિ કૃપા હરિ હૃદે લાહો લહયો ॥
લટેરા આનિ વિધી પરમ ધરમ અતિ પીન તન ॥
કહનિ રહનિ એક એક પ્રભુપદ અનુરાગી ॥
જસ વિતાન જંગત ન્યો સંત સમંત બડ ભાગી ॥
તૈ સોઇ પુત સપુત ગુત કૃળ જૈસોઇ પરસા ॥
હરિ હર દાસનિટહલ કવિત રચના પુનિ સરસા ॥
સુર સુરાનંદ સંપ્રદાય દૃઢ કેશવ અધીક ઉદાર મન ॥
લહયો લટેરા આન વિધી પરમ ધરમ અતિ વીનતન ॥
કેવલરામ કલિયુગ કે પતિત જીવ પાવન કિયા ॥
ભક્ત ભાગવત વિમુખ જગત ગુરૂનામ ન જાનેં ॥
ઐસે લોક અનેક ઐંચિ સન મારગ આનેં ॥
નિરમલ રતિ નિહકામ અજાતે સદા ઉદાસી ॥
તત્વ દર સિતમ હરન સીલ કરૂનાકી રાસી ॥
તિલક દામ નવધા રતન કૃષ્ણ કૃપા કરિ દ્રઢ દિયા ॥
કેવલરામ કલિજુગ કે પતિત જીવ પાવન કિયા ॥

## કેવળ રામનો પ્રસંગ.

કેવળરામ સંત ઘેરે ઘેર ફરતા અને પોતે લોકોને કહેતા કે તમે કૃષ્ણનું નામ લ્યો અને નામ રૂપી મને દાન આપો. અને તમે ઘણા ભાવથી સેવા કરો; કેટલાએક અનચારી ભેખ ધારી સાધુઓ એકવાર તેમની પાસે આવ્યા. ત્યારે પોતે તેમના ઉપર દયા દ્રષ્ટી લાવીને તેમને ભક્તી શીખવી. તેઓ તેમના અંતઃકરણની લાગણી જોઇને તથા તેમના શરીરનો તથા મનનો ભાવ પ્રગટ જોઇને તથા તેમની ભક્તીથી તેમનું જે તદાકારપણું થતું તે જોઇને તેઓ પોતે પીગળી ગયા. કોળવરામની વાત સમજાવી સમજાવાય તેવી નથી.

## મુલ છપ્પય છંદ ॥

શ્રી મોહન મિશ્રિત પદ કમલ આસ કરન જસ વિસ્તાર્યો ॥
ધરમ શીત ગુન સીવ મહા ભાગવત રાજ રૂષિ ॥
પૃથ્વીરાજ કુલ દીપ ભવ સુત બિદિત કીલ્હ શિષ ॥
સદા ચારૂ અતી ચતુર વિમલ વાની રચના પદ ॥
સુર ધીર ઉદ્ધાર બિનૈ ભલપન ભકતનિ હૃદ ॥
સીતાપતિરાધાસુવર ભજન નેમ ઉરમે ધર્યો ॥
શ્રી મોહન મિશ્રિત પદ કમલ આસ કરન જસ વિસ્તર્યો ॥

## નરવર રાજાનો પ્રસંગ.

નરવરપુર નામના શેહેરમાં નરવર નામનો એક રાજા થઇ ગયો. તે પોતાના ઠાકોરજીની શેવા ઘણા ભાવ સહીત કરતો. તેણે પોતાની હદની ચારે તરફ માણુસો રાખ્યાં હતાં અને તેમને તેણે એવો હુકમ આપ્યો હતો કે જે સંત સાધુને તેઓ દેખે તેમને તેમણે પોતાની પાસે તેડી લાવવાં. એમ તેમની સારી રીતે તે સેવા ચાકરી કરતો. એકવાર તેમનો ઉપરી જે આખા મુલકનો પાદશાહ હતો તે તેમને ગામ આવીને ઉતર્યો અને તેણે પોતાનો ચોપદાર તેમની પાસે મોકલ્યો અને તેમને કહેવરાવ્યું કે, અમે તમારે ગામ આવીને ઉતર્યા છીએ માટે તમે અમારા લશ્કરને સારૂ સીધા સામનનો બંદોબસ્ત જલદીથી કરી આપો. ચોપદારે આવીને જોયું તો તેમને ઠાકોર સેવા કરતા દીઠા, એટલે તે પાછો ફર્યો અને પાદશાહને ખબર કહી કે રાજા તો શેવામાં એકતાર થઇને બેઠો છે, અને તે મારા સામું પણ જોતો નથી. એટલે તે ઉપરથી પાદશાહ ગુસ્સે થઇ ગયો અને તે પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચીને તેને ઠેર મારી નાંખવા સારૂ તેના મુકામે ગયો. તો તેણે પણ રાજાને હજુ સુધી ઠાકોર શેવા કરતો જોયો. તેથી તે ત્યાં આગળ ઉભો થઈ રહ્યો. પણ રાજાને તે વાતની કંઈ શુદ્ધી રહી નહીં. અને પોતે તો દંડવત પડી પડીને ઠાકોરજીની સ્તુતી કર્યે ગયો પણ કંઇ આડીઅવળી નજર તેણે કરી નહીં. પાદશાહ ઘણીવાર સુધી ઉભો રહ્યો પણ જ્યારે રાજાએ કંઈ ઉંચુ નીચુ જોયું નહીં ત્યારે તે ઘણો ગુસ્સે થઈ ગયો તેથી તેણે તરવારનો ઘા કર્યો; જે તે રાજાને પગની એડી ઉપર વાગ્યો. પણ રાજા ઠાકોર સેવામાં લીન થઈ ગયેલો હતો તેથી તેણે તે કાંઇ જાણ્યું નહીં. એટલે પાદશાહ સમજ્યો કે પ્રેમને લીધે તેને પોતાના શરીરનું પણ ભાન નથી. એમ સમજીને પછી તે તેની વિશેષ ચીકીત્સા જોવાને ત્યાંજ ઉભો રહ્યો કે શું કરે છે તે જોઉં. પછી થોડીવારે રાજા દંડવત કરી રહીને ઉભો થયો અને ઠાકોરજીને ભોગ લગાવ્યો. પછી ઠાકોરજીને પડદો કરીને તેણે ઘણા ભાવથી ઠાકોરજી આગળ નાચ કર્યો અને ઠાકોરજીની સ્તુતિ કરી અને ઠાકોરજીના આગળ ગુણ ગાયા. તે સાંભળીને પાદશાહ તેના ઉપર ઘણો ખુશી થઇ ગયો. અને તેમના ભાવની સચ્ચાઈ તેણે જોઈ લીધી પછી જ્યારે તે પુજા કરીને મંદીરમાંથી બહાર આવ્યા ત્યારે તેમણે પાદશાહને ત્યાં ઉભેલો દીઠો. પછી પાદશાહે તેમને તરવાર માર્યાની વાત કહી. ત્યારે તેમણે કહ્યું કે મને તે વાતની કંઈ ખબર નથી. પાદશાહે તેમની સાચી ભક્તી જોઇને પછી તેમની માફી માગી અને આ પ્રમાણે હંમેશ શેવા કરતા રહેવાની તેણે તેમને ભલામણ કરી. કેટલીક મુદત વિત્યા બાદ તે ભક્તરાજ રાજા ગુજરી ગયા અને પાદશાહે જ્યારે તે ખબર સાંભળી ત્યારે તે ઘણો દીલગીર થયો. અને તેણે તેમના મૃત્યુનો શોક પાળ્યો. આવો ભક્તરાજ રાજા હવે મને કયાં મળશે અને તેમના ઠાકોરજીને જેવી રીતે તે લાડ લડાવતા હતા તેવી રીતે હવે તેમના વગર ઠાકોરજીને કોણ લાડ લડાવશે એમ મનમાં લાવીને તેણે અફસોસ કર્યો. પછી તેણે એક બ્રાહ્મણને તેમની ઠાકોરસેવાની સોંપરત કરીને ગામ મોકલ્યો, અને તેને તે સેવા બદલ એક ગામ ઈનામ લખી આપ્યું

### મુલ છપ્પય છંદ ॥

**નિહકિંચન ભકતનિ ભજે હરી પ્રતીતિ હરિવંશકે ॥**
**કથા કીરતન પ્રીતિ સંત સેવા અનુરાગી ॥**
**ખરીયા રૂર્પારીતિ તાહિ જ્યોં સર્વસુ ત્યાગી ॥**

સંતોષી સુખ શીલ અસદ અલાપ ન ભાવૈ ॥
કાલ પ્રથા નહિ જાય નિરંતર ગોવિંદ ગાવૈ ॥
સિષ સપુત શ્રીરંગકોં ઉદિત પારષદ અંશકે ॥
નિહકિંચન ભક્તનિ ભજે હરિ પ્રતીતિ હરિવંસકે ॥
હરિભક્તિ ભલાઈ ગુન ગંભિર વાંટો પરી કલ્યાનકે ॥
નંદ કિસોર દ્રઢ વ્રત અન્નય મારગ ઇક ધારા ॥
મધુર વચન મન હરન સુખદ જાનત સંસારા ॥
પર ઉપકાર વિચાર સદા કરૂણાકી રાસી ॥
મન વચ સર્વ સરૂપ ભક્તપદ રેનુ ઉપાસી ॥
ધર્મદા સુત શીલ સુઠિ મન માન્યૌ કષ્ણુ સુજાન કે ॥
હરિ ભક્તિ ભલાઈ ગુન ગંભીર વાંટો પરી કલ્યાન કે ॥
વિઠુલદાસ હરિ ભક્તિકે દુહુ હાથ લાડુ લિયા ॥
આદિ અંત નિરવાહુ ભક્ત પદરજ વ્રત ધારી ॥
રહ્યો જગતસોં એડ તુછ જાને સંસારી ॥
પ્રભુતા પતિકી પધિત પ્રગટ કુલ દીપ પ્રકાસી ॥
મહત સભામેં માન જગત જાનૈ રે દાસી ॥
પદ પઢત ભઇ પરલોક ગતિ ગુરૂ ગોવિંદ જીગ્ર કુલ દીયા ॥
વિઠુલદાસ હરિ ભક્તિ કે દુહુ હાથ લાડુ લીયા ॥
ભગવંત રચે ભારી ભગત ભક્તનિકે સનમાનકોં ॥
કાવહુ શ્રીરંગ સુમતિ સદાનંદ સર્વસુ ત્યાગી ॥
શ્યામદાસ લઘુલંબ અનનિ લાખૈ અનુરાગી ॥
મારૂ મુદિત કલ્યાન પરસ વસી નારાયણુ ॥
ચેતા ગ્વાલ ગોપાલ સંકર લીલા પારાયણુ ॥
સંત સેવા કારજ કિયા તોષત સ્યામ સુજાનકે ॥
ભગવંત રચે ભારી ભગત ભક્તનિકે સનમાનકોં ॥
તિલક દામ પરકામકોં હરિદાસ હરિ નિરમયો ॥
સરનાગતિકોં સિબિર દાન દધીચ ટેક બલિ ॥
પરમ ધર્મ પ્રલ્હાદ સીસ જગદેવ દેત કલિ ॥
વિકાવતિ બાનેત ભક્તિપન ધર્મ ધુરંધર ॥
વુંવર કુલ દીપક સંત સેવા નિત અનુસર ॥
પ્રાર્થ પીઠિ આચરજ કૌન સકલ જગતમેં જસલિયો ॥
તિલક દામ પરકામકોં હરિદાસ હરિ નિરમયો ॥

## હરિદાસ ભક્તનો પ્રસંગ.

હરીદાસ કરીને એક પ્રેમી ભક્તરાજ થઈ ગયા કે જેમની ભક્તી સર્વોપરી હતી. પ્રહલાદ આદી જે ભક્ત થઇ ગયા તે બધાનું સત્વ એકલા એક હરીદાસમાં આવેલું સમજવું. તે પોતે એક રાજા હતા. પણ તેમની અચળ ભક્તિને લીધે તેમણે જગન્નાથજીને વશ કરી લીધા હતા. તેથી જગન્નાથજી ઠાકોર તેમના ઉપર ઘણા પસન્ન થઇ ગયા હતા. એક વાર એક નટી તેમને ત્યાં ગાનતાન કરવાને આવી અને તેણીએ ત્યાં ઠાકોરજીના ગુણાનુવાદ ગાયા. એટલે પોતે તેણીના ઉપર ઘણા ખુશી થઈ ગયા. તેથી તેમણે તેણીને ઘણો શરપાવ આપ્યો. પણ તેથી તેમને તૃપ્તી થઈ નહીં. તેણીની યોગ્યતા પ્રમાણે પોતાથી તેણીને કંઇ અપાયું નહિ એમ સમજીને પોતે પોતાનું માથું તેણીને ઉતારી આપવાનું કહ્યું. એટલે નટીએ તેમને તેમ કરતાં વારી રાખ્યા. અને તેમને કહ્યું કે જ્યારે મારે તેની જરૂર પડશે ત્યારે હું તે તમારી પાસેથી માગી લેઇશ. માટે હાલ તમે તે મારી થાપણ તરીકે તમારી પાસે રહેવા દ્યો. તમે મારા જમણા હાથમાં પોતાનું જે દાન આપ્યું છે અને તેનો સંકલ્પ મુક્યો છે તે મારો જમણો હાથ હવેથી હું બીજા કોઇના આગળ ધરવાની નથી. પાસેના ગામના બીજા એક રાજાએ આ વાત સાંભળી તેથી જ્યારે તે નટી ફરતી ફરતી તેના ગામમાં ગઇ. અને જ્યારે તે રાજાને તેણીએ રીઝવ્યો અને જ્યારે તે રાજાએ તેણીને ઘણું દ્રવ્ય આપ્યું ત્યારે તેણીએ તે લેવાને પોતનો ડાબો હાથ ધર્યો. ત્યારે તે રાજાએ તેણીને કહ્યું કે તું ડાબો હાથ કેમ ધરે છે? ત્યારે તેણીએ કહ્યું કે મારો જમણો હાથ તો હરીદાસ રાજાને ત્યાં વેચાયેલો છે. ત્યારે તે રાજાને તેણીને પુછ્યુ કે કેવી રીતે? ત્યારે તેણીએ કહ્યું કે, તેમણે મને જમણા હાથમાં પોતાના મસ્તકનું દાન આપ્યું છે, અને તેવું દાન હાલમાં બીજો કોઈ મને આપી શકે તેવો હું દેખતી નથી; માટે મારો જમણો હાથ હું બીજા કોઇ આગળ ધરતી નથી. એટલે તે રાજાએ તેની પરીક્ષા જોવા સારૂ તે નટીને કહ્યું કે એવી વાત તો ઘણાએ કહે છે માટે શું તે ઉપરથી કંઇ માથું કાપી આપે કે? ત્યારે તેણીએ કહ્યું કે હા, જે તેવા સત્યવાદી હોય તે માથું પણ કાપી આપે, ત્યારે રાજાએ તેણીને કહ્યું કે જો તે વાત સાચી હોય તો હું તને તેવું દાન દશગણું આપીશ. માટે તું મને તે વાત સાચી કરી બતાવ. તે સાંભળી તે નટી હરીદાસ રાજા પાસે ગઈ અને તેમનું મસ્તક માગ્યું. એટલે તેમણે તે કબુલ કર્યું એટલે નટીએ તે ઉતારી લેઇને તેને સોનાના એક થાળમાં મુક્યું. અને તે ઉપર એક રૂમાલ ઓઢાડયો. પછી ત્યાંના લોકોને તેણીએ કહ્યું કે તમે રાજાના ધડને અડશો નહીં હું થોડી વારમાં પાછી આવીને તે મસ્તકને પાછુ ચોટાડી દેઇશ. એમ કહી તે મસ્તક લઇને તે નટી તે બીજા રાજા પાસે ગઇ અને રૂમાલ ઉઘાડીને તેને તે મસ્તક બતાવ્યું એટલે તેણે તે મસ્તકને ઓળખ્યું કે જે હરીદાસનું મસ્તક છે. તે મસ્તકને જોઇને તે મુર્છા પામી ગયો, કે તે નટીને હવે મારે માથું કાપી આપવું પડશે. મારે એકજ માથું છે અને મેં તો તેણીને દશગણું આપવાનું કહ્યું છે, તે હવે હું તેણીને શી રીતે આપી શકીશ. એમ સોચ કરતો તે બેભાન થઇ ગયો. પછી તે નટી ત્યાંથી પાછી ફરી અને ધડ સાથે માથું મુક્યું. એટલે હરીદાસ રાજા બેઠા થયા. પછી તે પોતાને રસ્તે પડી. જગદીશ રાજાની અચળ પ્રીતિ અને તેમની ભક્તિનો આવો પ્રત્યક્ષ પડચો જોઇને તે બીજા રાજાએ પોતાની કુંવરી તેમને વેરે પરણાવાને તેમની ઘણી વીનંતી કરી, પણ તેમણે તે વાત સ્વીકારી નહીં. અને પોતે તેને ભક્તિ કરવાને ચેતાવી દીધો. જે ઉપરથી તે રાજા પણ પછીથી એક મોટો ભક્તરાજ નીવડયો, અને સંત શેવાનો અભિલાષી થયો. એક વાર તેમને ત્યાં એક સાધુ આવ્યો અને

તેમની સારી સેવા ચાકરી જોઇને તે તેમને ત્યાંજ જાશુકને માટે રહી ગયો. તે રાજાની કુંવરી સાથે તે સાધુને દીલ લાગી ગયું. અને એક વાર હુનાળાના દિવસમાં તે સુતું અને તે રાજાની કુંવરી બન્ને વસ્ત્ર વગરનાં થઇને અગાસીમાં પથારી કરીને રાત્રે સુતાં હતાં, જ્યારે પરોઢીયું થયું ત્યારે રાજા દીશાજંગલ જવાને સારૂ અગાસીમાં ગયો તો તેણે બન્નેને ત્યાં ઉંઘતાં જોયાં તેથી તેણે પોતાની ઓઢેલી ચાદર તે બન્નેના ઉપર ઓઢાડી દીધી અને પોતે હેઠે ઉતર્યો. બન્ને જણુ જ્યારે જાગ્યાં ત્યારે ચાદર ઓઢાડેલી જોઇને તેઓ ગભરાયાં. તે ચાદરને કુંવરીએ ઓળખી અને રાજાએ તેમને જોયાં. એમ જાણીને રાજા તેમને ગરદન મારશે એમ ધાસ્તી પામી ગયાં. પેલો સાધુ બીતો બીતો નીચે ઉતરી નાશી જવાને લાગ જોતો હતો પણ રાજાને તેણે ઓટલે દાતણ કરવા બેઠેલો જોયો. રાજાએ તેને દીઠો એટલે વિચાર્યું કે આ સાધુ ધાસ્તીનો માર્યો અહીંથી નાશી જવાનું ધારે છે. એમ વિચારી તેમણે તેને બોલાવ્યો અને તેને કહ્યું કે આ રાજપાટ હવે તમારૂં સમજજો. આ મારો મહેલ પણ તમારોજ છે માટે તમે કોઈ વાતે સંકોચ પામશો નહીં. મેં તમને જે ચાદર ઓઢાડી હતી તેનું કારણ માત્ર એટલુંજ હતું કે તમને કોઇ અગાસીમાં જુવે તો તે ભક્તિની નિંદા કરે અને તેથી ભક્તિ વગોવાય, માટે કોઈ તે જાણે નહીં. માટે મેં તમને ચાદર ઓઢાડી હતી. માટે પડદે રહીને બધું સુખ ભોગવો. આ બધી સામગ્રી તમારી સમજજો. રાજાનો આવો ભાવ જોઇને તે સાધુ ત્યાં લજવાઇ ગયો અને પૃથ્વી ફાટે તો તેમાં સમઇ જઉં એવું તેને લાગ્યું. તેની વિષયવૃત્તિ જતી રહી અને તેથી તેણે સાચી ભક્તિ પોતાના મનપર લીધી. અને પછીથી તે વીરક્ત દશામાં રહીને સાચી ભક્તિ કરવા લાગ્યો.

## મુલ છપ્પયછંદ ॥

નંદ કુંવર કૃષ્ણદાસકોં નિજ પગતેં નુપુર દિયો ॥
તાન માન સુર તાળ સુલપ સુંદરી સુઠિ સો હે ॥
સુધા અંગ ભ્રુ ભંગ ગાન ઉપમાકોં કો હૈ ॥
રત્નાકર સંગીત રાગ માલા રંગ રાસી ॥
રીઝયા રાધાલાલ ભકત પદ રેનુ ઉપાસી ॥
સ્વર્ગ કારણ રઘુ સુવન ભકત ભજન પન દ્રઢ લિયો ॥
નંદ કુંવર કૃષ્ણદાસકોં નિજ પગતેં નુપુર દીયો ॥

## કૃષ્ણદાસ સોનીનો પ્રસંગ.

કૃષ્ણદાસ કરીને એક સોની ભાવિક ભક્ત હતો. રાધાકૃષ્ણની સેવા તે ભાવથી કરતો. અને પોતાની ઠાકોર સેવા આગળ તે નૃત્યગાન કરતો. એક દીવસ તે પોતાને પગે ઘુઘરા બાંધીને ઠાકોરજીના આગળ નાચ કરતો હતો. તેવામાં નાચતાં નાચતાં જ્યારે તે પોતે એક તાર થઇ ગયો ત્યારે તેને શરીરનું પણ ભાન રહ્યું નહીં અને તેવામાં તેના એક પગનો ઘુઘરો છુટી ગયો. એટલે ઠાકોરજીએ તે બાંધી લીધો પણ નાચમાં વિક્ષેપ થવા દીધો નહીં. પછી જ્યારે નાચ થઇ રહ્યો ત્યારે તેને સાંભળી આવ્યું કે પગનો ઘુઘરો તો છુટી ગયો હતો અને શી રીતે તે બંધાઈ ગયો. ઠાકોરજીએ તે બાંધી લીધો તેની તેને તે વખતે ખબર રહી નહીં તેથી પોતે ઠાકોરજી પાસે આ પ્રમાણે સેવા કરાવી. એમ સંભારીને તેમને પોતાની આંખમાંથી આંસુ ધારા ચાલવા માંડી.

## મુલ છપ્પય છંદ.

પરમ ધર્મ પ્રતિ પોષકે સન્યાસી એ મુકુટ મનિ ॥
ચિત સુખ ટીકાકાર ભક્તિ સર્વોપર રાખી ॥
દામોદર તીર્થરામ અર્ચન વિધિ ભાખી ॥
ચંદ્રોદય હરિ ભાક્ત નરસિંહ ધારત્ય કીની ॥
માધો મધુસુદન સરસ્વતી પરમહંસ કીરતિ લીની ॥
પ્રબોધાનંદ રામભદ્ર જગદાનંદ કલિજુગ ધની ॥
પરમ ધર્મ પ્રતિ પોષકે સન્યાસી એ મુકુટ મનિ ॥

## પ્રબોધાનંદ સરસ્વતીનો પ્રસંગ.

પ્રબોધાનંદ કરીને એક મહાત્મા થઇ ગયા. તે શ્રીકૃષ્ણચૈતન્યના શિષ્ય હતા, અને રાધા કૃષ્ણની સારી રીતે ભાવથી સેવા કરતા. તે જ્યારે વૃન્દાવનમાં ગયા ત્યારે ત્યાં પોતે ઠાકોરજીનાં ઘણા પ્રેમથી રોજ દર્શન કરતા અને પોતે પોતની બન્ને આંખોની દૃષ્ટિને એક તાર કરીને ઠાકોરજીની મુર્તી સામું ધ્યાન કરીને જોઈ રહેતા. તેમની આવી રીતિ જોઇને ઘણા લોકો તેમને જોવા આવતા અને જે તેમને જોતા તે તેમની ભક્તિથી આકર્ષણ પામતા.

## મુલ છપ્પય છંદ ॥

અષ્ટાંગ જોગ તન ત્યાગિયો દ્વારિકાદાસ જાને દુની ॥
સરિતા કુકસ ગાંવ સલિલમૈં ધ્યાન ધર્યો મન ॥
રામચરણને અનુરાગ સુદ્રઢ જાકે સાંચો પન ॥
સુત કલત્ર ધન ધામ તાહિસોં સદા ઉદાસી ॥
કઠિન મોહકો ફંદ તરકિ તોરો કુલ ફાંસી ॥
કીલ્હ કૃપા બલભજનકે જ્ઞાનખડગ માયા હની ॥
અષ્ટાંગ જોગ તન ત્યાગિયોં દ્વારીકાદાસ જાને દુની ॥
પુરણ પ્રગટ મહિમા અનંત કરિહૈ કૌન બખાન ॥
ઉદૈ અસ્તિ પરબત ગહિર મધ્ય સરિતા ભારી ॥
જોગ યુવતી વિશ્વાસ તહાં દ્રઢ આસન ધારી ॥
વ્યાઘ્ર સીંઘ ગુંજે ખરી કછ સંકન માનૈ ॥
અર્ધ્ધન જાતેં પોન ઉલટ ઉધરકોં આનૈ ॥
સાખિ સબદ નિરમલ કહી કથયા પદ નિર્વાન ॥
પુરન પ્રગટ મહિમા અનંત કરી હૈ કૌન બખાન ॥
શ્રી રામાનુજ પદ્ધતિ પ્રતાપ ભટ્ટ લક્ષ્મન અનુસર્યો ॥
સદાચાર મુનિવૃત્તિ ભજન ભાગવત ઉજાગર ॥
ભક્તનિસો અતિ પ્રીતિ ભક્તિ દસધા કો આગર ॥

સંતોષી સુઠિ શીલહૃદે સ્વારથ નહીં લેસી ॥
પરમ ધરમ પ્રતિપાલ સંત મારગ ઉપદેસી ॥
શ્રી ભાગવત વખાનિકેં નીરખી રવિવર ન કર્યો ॥
શ્રી રામાનુજ પદ્ધતિ પ્રતાપ ભટ્ટ લક્ષ્મન અનુસર્યો ॥
દધીચ યાછે દુસરી કરી કૃષ્ણુદાસ કલિ જીતી ॥
કૃષ્ણુદાસ કલિ જીતી ન્યોત નાહર બલ દીયો ॥
અતિથ ધર્મ પ્રતિપાલ પ્રગટ જસ જગમેં લીયો ॥
ઉદાસીન તાકી અવધી કનક કામીની નહી રાતો ॥
રામ ચરન મકરંદ રહત નિસિદિન મદમાતો ॥
ગલતેં ગલીત અમીત ગુન સદાચાર સુઠી નીતી ॥
દધીચ પાછે દુસરી કરી કૃષ્ણુદાસ કલી જીતી ॥

## કૃષ્ણુદાસનો પ્રસંગ.

કૃષ્ણુદાસ કરીને એક મહાત્મા થઈ ગયા. તે એકવાર પહાડની ગુફામાં એકાંત ભજન કરતા બેઠા હતા ત્યાં એક વાઘ આવ્યો એટલે તેમણે પોતાની જાંગ કાપીને તેને ખાવા આપી. તે ઉપરથી વાઘે ચતુર્ભુજ મુર્તિ થઇને તેમને દર્શન દીધાં. અને તેમને કહ્યું કે આજકાલ કોઈ અન્ન અને જળ સરખું આપી શકતું નથી અને તેને ઠેકાણે તમેં તમારૂં શરીર કાપીને મને આપ્યું અને મને અતીથી જાણીને તમે મારી શેવા ચાકરી કરી તેથી હું તમારી ઉપર ઘણો પ્રસન્ન થયો છું. આવો ધર્મ પાળવો એ ઘણું કઠણુ કામ છે, અને તેથી તમારો મહિમા મોટો છે. આ તમારો કઠણુ ધર્મ પાળવાનો પ્રસંગ જોઇને હું તમારા ઉપર રીઝયો છું એમ કહી પોતે અંતર્ધ્યાન થઈ ગયા.

## મુલ છપ્પય છંદ.

ભલી ભાંતી નિવહી ભગતિ સદા ગદાધરદાસકી ॥
લાલ વિહારી જપત રહત નિસિબાસુર ફુલ્યો ॥
સેવા સહજ સનેહ સદા આનંદ રસ ઝુલ્યો ॥
ભક્તનિસોં અતિ પ્રીતિ રીતી સબહી મન ભાઈ ॥
આસય અધિક ઉદાર રસના હરીકીરતી ગાઇ ॥
હરિ વિસ્વાસ હિયે આનિકે સુપને હુ અંન ન આસકી ॥
ભલી ભાંત નિવહી ભગતિ સદા ગદાધરદાસકી ॥

## કૃષ્ણુદાસનો પ્રસંગ.

કૃષ્ણુદાસ બુરાનપુરની પાસે એક બગીચામાં રહેતા હતા અને શ્રી કૃષ્ણુ સેવા ઉપર તેમને ઘણી પ્રીતી હતી. ગામ બહાર બગીચામાં ઝાડ તળે તે રહેતા અને ટાઢ તડકો સહન કરતા. તેથી ગામના લોકોને તેમના ઉપર ઘણી દયા આવતી. જ્યારે ચોમાસું આવ્યુ ત્યારે લોકોએ તેમને કહ્યું કે હવે ચોમાસુ બેહું માટે તમે ગામમાં રહેવા આવો પણુ તેમણે તે કાંઈ માન્યું નહીં. એકવાર વરસાદ વરસ્યો અને તેમનાં લુગડાં પલળી ગયાં ત્યારે ભગવાને

ત્યાંના એક શાહુકારને સ્વપ્નામાં કહ્યું કે તારી પાસે પુષ્કળ દ્રવ્ય છે માટે તું આ ગામમાં એક સારૂં મંદિર બંધાવ અને તેમાં ઠાકોર શેવા પધરાવ. અને પછી તે બગીચામાં રહેલા મારા ભક્તને તું તે મંદિરમાં તેડી લાવ. અને જો તે નાવે તો તું તેમને જોરાવરીથી તેડી લાવજે અને તેમની સારી રીતે શેવા ચાકરી કરજે. એટલે શાહુકારે તે પ્રમાણે કર્યું. અને પછી કૃષ્ણુદાસ પાસે ગયો અને તેમને કહ્યું કે મને ભગવાને સ્વપ્નામાં તમને તેડી લઇ જવા કહ્યું છે. માટે તેમની આજ્ઞા માનીને તમે મારે ત્યાં ચાલો. એમ કહીને તેણે તેમને નવા મંદીરમાં લાવીને રાખ્યા. જ્યાં તે પોતે સાધુ શેવા કરતા રહ્યા ત્યાં મંદિરમાં ગામના લોકો જેટલી ભેટ લાવતા તેટલી બધી પોતે તે ને તેજ દીવસે પુરી કરી દેતા. અને કંઇ વાસી રાખતા નહીં. તે જોઇને તેમના એક ચેલાએ વિચાર કર્યો કે મહારાજતો રોજ બધું ખવરાવી દે છે માટે જો હું કસર કરીને રોજ થોડું થોડું એકઠું કરી રાખું તો કોઇવાર જો કાંઈ ભેટ નહીં આવે તો તે દિવસે તે સાધુઓને ખવરાવવા પોહોચશે. તે વાત તેના ગુરૂએ જાણી લીધી તેથી તેમણે તેને ઠપકો દીધો અને તેને કહ્યું કે કાલે ઘણું દ્રવ્ય આવશે માટે કાલને સારૂ તારે આજથી રાખી મુકવું નહીં. અને એ પ્રમાણે તેણે જેટલું રાખ્યું હતું તેટલું બધું સાધુઓને ખવરાવી દીધું. બીજે દિવસે ત્રણ પહોર વિત્યા પણ ત્યાં સુધી કોઇ કંઇ ભેટ લાવ્યો નહીં. એટલે ત્યાં સુધી બધા સાધુઓ ભુખ્યા બેસી રહ્યા, એટલે ચેલાએ ગુરૂને કહ્યું કે કાલે તમે બધું ખવરાવી દીધું અને આજે કંઇ આવ્યું નહીં માટે આજ હવે શું ખાશો? એટલે તે વખતે એક વાણીયો બસે રૂપીઆ લેઇને આવ્યો અને તેણે કૃષ્ણુદાસ આગળ ભેટ મુકયા. એટલે ગુરૂએ ચેલાને કહ્યું કે લે, ખા, હવે તારે કેટલુંક ખાવું છે? વાણીઆએ તે ઉપરથી જાણ્યું કે ગુરૂ મારા ઉપર ગુસ્સે થયા તેથી કૃષ્ણુદાસે તેના મનનું સમાધાન કર્યું અને તેને કહ્યું કે કાલે અમારે આ બીના બની હતી. અને આજ અત્યાર સુધી કોઈની શેવા આવી નહોતી અને તમે આ એકદમ બસો રૂપીઆ લાવ્યા તે ઉપરથી મેં ચેલાને ઠપકો દીધો. તેમાં તમને કંઈ કહ્યું નથી માટે તમારે ખોટું લગાડવું નહિ. પછી તે ચેલો ખુશી થયો અને તે દિવસથી જેટલું રોજ આવતું તેટલું બધું તે વાપરતો રહેતો. કેટલાક દિવસ પછી કૃષ્ણુદાસ મથુરાં ગયા અને પોતે ઠાકોરજીના ગુણ ગાતા ત્યાંજ નિવાસ કરીને રહ્યા.

## મુલ છપ્પય છંદ ॥

**હરી ભજન સીવ સ્વામી સરસ શ્રીનારાયણદાસ અતિ ॥**
**ભકિત જોગ જુગત દ્રઢ દેહ નિજબલ કરિ રાખી ॥**
**હિયે સારૂ પાનંદ જાલરસ રસના ભાખી ॥**
**પ્રથે પ્રચુર પ્રતાપ જાન મનિ રહસ સહાયક ॥**
**શ્રીનારાયણ પ્રગટ મનુ લોગનિ સુખદાયક ॥**
**નિત સેવત સંતનિ મહત દાતા ઉત્તર દેસ ગતિ ॥**
**હરી ભજનસીવ સ્વામી સરસ શ્રીનારાયણદાસ અતિ ॥**

## ગદાધરદાસનો પ્રસંગ.

ગદાધર નામના મહાત્મા બદ્રીનાથમાં રહેતા, તે મથુરાંમાં આવ્યા અને ત્યાં કેશવજીનું મંદીર જોઇને પોતે ત્યાં રહ્યા ત્યાં મંદીરમાં રોજ ઘણા લોકો દર્શન કરવા આવતા અને તેઓ મંદીર બહાર જોડા કાઢીને દર્શન કરવા જતા. પણ જોડા કોઇ લેઈ જશે એવી

બીકથી બધા લોકોનું મન એ પ્રમાણે જોડામાં રહેતું. તેથી દર્શનનો પુરો લાભ તેઓ લેઇ શકતા નહીં. તેથી ગદાધરે લોકોને કહ્યું કે સૌના જોડા સાચવવાનું કામ હું કરીશ માટે તમે સુખેથી દર્શન કરવા જજો અને તમારા જોડા મને સોંપજો. તે પ્રમાણે તે રોજ જોડાનું રખવાળું કરતા. એક દિવસે ત્યાં એક ચોર આવ્યો અને તેણે બધા જોડા એકઠા કર્યા અને ગાંસડો બાંધીને તેણે ગદાધરને માથે ચઢાવ્યો અને પોતાની સાથે લેઇને તે ચાલ્યો. આગળ જતાં કોઈ વાણીઆએ ગદાધરને ઓળખ્યા તેથી તેણે તેમને નમસ્કાર કર્યો અને તેમના માથે પોટલું જોઇને તેમને પુછ્યું કે આ શું ? ત્યારે તેમણે કહ્યું કે હું તે આ માણુસને ઘેર પહોંચાડવા જાઉં છું. તે ઉપરથી તેણે તે ચોરને ખુબ માર્યો અને તેમની ગાંસડી ઉતરાવી નાંખી. ગદાધરે તે ચોરને કહ્યું કે તું તારે આ ગાંસડી લેઇ જા. પણ તે ચોર તેમનો ભક્તી ભાવ જોઇને શીતળ થઇ ગયો. પોતાની ચોરબુદ્ધિ તેણે મુકી દીધી અને તેમને પગે પડયો અને પોતાના અપરાધની તેણે ક્ષમા માગી અને તેમનો ચેલો થયો,

## મુળ છપ્પય છંદ.

ભગવાનદાસ શ્રી સહિત નિત સુહૃદ સીલ સજન સરસ ॥
ભજન ભાવ આરૂઢ ગુન ગુન વલિત લલિત યસ ॥
સીતા શ્રી ભાગવત રહસિ જ્ઞાતા અક્ષર રસ ॥
મથુરા પુરી નિવાસ આસ પદ સંતનિ ઇક ચિત ॥
શ્રીજત ખોજી સ્યામ ધામ સુખકર અનુચર હિત ॥
અતિગંભીર સુધીર મતિ હુલ સત મન જાકે દરસ ॥
ભગવાનદાસ શ્રી સહિત નિત સુહૃદ સીલ સજન સરસ ॥

## નારાયણદાસનો પ્રસંગ

નારાયણદાસ નામના એક મહાત્મા થઇ ગયા. તેમણે એક રાજાને શિષ્ય કર્યો ત્યારે તેને કહ્યું કે જેટલા માળા તીલક ધારી સાધુ હોય તેમને તારે દુઃખ દેવું નહીં. એમ કહી ગુરૂ ત્યાંથી વીચરવા ગયા. જ્યારે મહેસુલ ભરવાનો વખત આવ્યો ત્યારે એક વાણીઓ નામે ભગવાનદાસ જે માળા તીલક કરીને મહેસુલ ભરવા ગએલો અને રાજાએ તેને તે પ્રમાણે જોયો અને પોતાના ગુરૂની આપેલી શીખામણ તેને યાદ આવી તે ઉપરથી તેણે તેનું મહેસુલ લીધું નહીં. અને બીજાઓનું મહેસુલ લીધું. બીજા લોકોએ તે વાણીઆને તેનું કારણ પુછ્યું. ત્યારે તેણે કહ્યું કે રાજા ભક્તરાજ છે અને મને તેમણે ભક્ત જાણ્યો તેથી તેમણે મારી પાસેથી કર લીધો નહીં. ત્યારે બીજે દીવસે બીજા લોકો જે કર ભરવા ગયા તેમણે પણ ટીલાં કર્યા એટલે રાજાએ તેમના પૈસા પણ લીધા નહીં. એ પ્રમાણે આખા ગામે તીલક કર્યાં એટલે રાજાએ આખા ગામનું મેહેસુલ માફ કરી દીધું. અને બધા લોકોએ ભક્તીભાવ જાણ્યો તેથી બધા લોકોએ ઘેર ઘેર મંદીર બનાવી દીધાં. અને તેથી રાજાના ખજાનામાં પૈસો આવતો બંધ થયો એટલે રાજ ચલાવવું તેને મુશ્કલ થઇ પડયું. તેથી તે રાજ મુકી દેઇને વંદ્રાવન જાઇને રહ્યા. અને ત્યાં ઠાકોરજીની શેવા સાચા ભાવથી કરવા લાગ્યા. ત્યાં પોતે ઠાકોરજીના પ્રેમથી ધ્યાન કરતા તેમણે પોતાના ભાવને લીધે પોતાના આખા ગામને ભક્ત બનાવી દીધું.

## મુલ છપ્પય છંદ ॥

ભકત પક્ષ ઉદ્દારતા વહુની વહી કલ્યાનકી ॥
જગન્નાથક્ષેદાસ નીપુન અતિ પ્રભુ મનિભાયો ॥
પરમ પારિષદ સમઝિ જાને પ્રિય નિકટી બુલાયો ॥
પ્રાણુ પયાનો કરત નેહ રઘુપતિ સોં જોયો ॥
સુત દારા ધન ધામ મોહતિનકા જોં તોર્યો ॥
કો ધની ધ્યાન ઉરમેં લસ્યો રામ નામ મુજ જાનકી ॥
ભકત પક્ષ ઉદ્દારતા વહુનિ વહિ કલ્યાનકી ॥
સોદસ્સો ભુરામકે સુનો સંત તિનકી કથા ॥
સંત દાસ સદ વ્રત્તિ જગત છાઈ કર ડાર્યો ॥
મહિમા મહા પ્રવીન ભકતી વિત ધર્મ બિચાર્યો ॥
બહુરો માધોદાસ ભજન બલ પરચો દીનો ॥
પરમ ધર્મ વિસ્તાર હિત પ્રગટ ભયે નાહિન તથા
સોદર સોભુરામને સુનો સંત તિનકી કથા ॥
બુડિયે બિદિત કાન્હર કૃપાળ આત્મારામ આગમ દરસી ॥
કૃષ્ણ ભકિત કો થંભ બ્રહ્મ કુલ પરમ ઉજાગર ॥
ક્ષમા સીલ ગંભીર સર્વ લક્ષનકો આગર ॥
સર્વસુ હરિજન જાને હૃદે અનુરાગ પ્રકાસૈ ॥
આસન વસત સનમાન કરત અતિ ઉજજળ આસો ॥
સોભુરામ પ્રસાદતેં કૃપા દ્દષ્ટિ સબ પરિ બસી ॥
બુડિયે બિદિત કાન્હર કૃપાળ આત્મારામ આગમ દરસી ॥
ભક્ત રત્ન માલા સુધન ગોવિંદ કંઠ વિકાસ કીયે ॥
રૂચિ રસી લધન નીલ લીલ રૂચિ સુમતિ સરિત પતિ ॥
વિવિધ ભક્તિ અનુરક્ત વ્યક્ત બહુ ચરિત ચતુર અતિ ॥
લધુ દીર્ઘ સુર સુદ્ધ વચન અવિરૂધ વિચારન ॥
વિશ્વવાસ વિશ્વાસ દાસ પરચૈ વિસ્તારન ॥
જાનિ જગત હિત સબ ગુનની સુસમ નરાયનદાસ હિયે
ભકત રત્ન માલા સુધન ગોવિંદ કંઠ વિકાસ કિયે ॥
ભકતેશ ભકત ભવ તોષ કરિસંત નૃપતિ વાસો કુંવર
શ્રીજુત નૃપમનિ જંગત સીંધ દ્રઢ ભકિત પરાયન ॥
પરમ પ્રીતી કિય સુબસ શીલ લક્ષમી નરાયન ॥
જાસુ સુજસ સમજહી કુટીલ કલિ કલ્પ જુધાયક
આજ્ઞા અટલ સુ પ્રગટ સુભટ કટકની સુખ દાયક ॥
અતિહી પ્રચંડ માર્તંડસમ તમ ખંડન દોર્દંડ વર ॥
ભકતેસ ભકત ભવ તોષ કરી સંત નૃપતિ વાસો કુંવર ॥

# નામદેવ કુંવરીનો પ્રસંગ.

નારાયણ કરીને એક રાજા થઇ ગયો. તે ઘણો પ્રેમી ભક્ત હતો અને પોતાના ઠાકોરજીની સેવા પોતે ઘણો ભાવ લાવીને કરતો. ઠાકોરજીને તરશ લાગે માટે તે પોતાને હાથે ઠાકોરજીને પાણી પાતો અને તેમને લાડ લડાવતો. એકવાર બાદશાહે તેને દીલ્હી બોલાવ્યો ત્યારે પોતાની ઠાકોર સેવા પાલખીમાંલઇને તે નીકળ્યો. પાણીનો એક ઘડો ભરીને પોતે માથા ઉપર લેઈ લીધો અને પોતે પાલખીની પાસે પાસે ચાલતો જેથી ઠાકોરજીને જો તરસ લાગે તો પોતે ઝટ પાણી પાઇ શકે. આ પ્રમાણે ઠાકોરજીને લેઇને તે દીલ્હી ગયો અને ત્યાં પણ પોતે કોઇને છુયા વગર ઠાકોરજીને સારૂ પાણી પોતાના માથા ઉપર લાવતો. જયસીંહ નામના એક બીજા રાજાએ તેમની આવી રીતની એકવાર સેવા જોઇને તેમને કહ્યું કે તમે ઘણા પ્રેમ ભાવથી ઠાકોરસેવા કરતા લાગો છો ? ત્યારે તેમણે કહ્યું કે તમારી રાંડી રાંડ બેન કે જેનું નામ જશવતી અથવા નામદેવ કુંવરી છે અને જેવી તે પોતે સેવા કરે છે અને પોતાના ઠાકોરજીને લાડ લડાવે છે તેની શેવાની તો ગંધ માત્ર પણ મારી શેવામાં નથી તમારી બેન નામદેવ કુંવરી સર્વ ભક્તોમાં શ્રેષ્ટ છે. આ પ્રમાણે જ્યારે જયસીંધે પોતાની બેનના પ્રેમભાવના વખાણ બીજાને મોઢેથી સાંભળ્યાં તેથી જે તેણીની નીંદા કરતો હતો અને તેણીના ભક્તીભાવ ઉપર જે દ્વેષ રાખતો હતો તે ઝેર તેને ઉતરી ગયું. કારણકે પોતાની બેન જે ભક્તી કરતી હતી તે તેને બીલકુલ ગમતું નહોતું અને તેથી તેણે તેણીના જીવાતમાં આપેલું એક ગામ હતું તે પણ ખાલસા કરી દીધું હતુ અને પોતે વખતો વખત તેને બહુ સતાવતો. પણ જ્યારે તેણે આવી તેણીની પ્રસંશા થતી સાંભળી એટલે તેણે પોતાના દીવાનને દીલ્હીમાં રહ્યે રહ્યે એક કાગળ લખી મોકલ્યો કે નામદેવ બેનને હવે તમે કોઇ સતાવશો નહીં અને તેણીનું ગામ પાછું તેણીને આપી દેજો અને તેમને સંત શેવા છુટથી કરવા દેજો અને જેવી રીતે ભક્તિ કરવી હોય તેવી રીતે તેમને કરવા દેજો. કારણકે તેમનો ભક્તી ભાવ સાચો છે. માટે તેમને કોઇએ હરકત કરવી નહીં અને તેમને તમે પંડે જઇને કહેજો કે હવે ખુશીથી તમે રાતદિવસ સાધુ શેવા કરજો.

## મુલ છપ્પયછંદ.

**ગીરધર ગ્વાલ ગોપાલકૈ સખા સાથ લૌં સંગ કૈ ॥**
**પ્રેમી ભક્ત પ્રસિદ્ધ ગાન અતિ ગદ ગદ બાની ॥**
**અંતર પ્રભુસોં પ્રીતિ પ્રગટ રહના હિત છાની ॥**
**નૃત્ય કરત આમોદ વિપિન તન વસન વિસારે ॥**
**હાટ કપટ હિતહીન રીઝી તતકાલ ઉતારે ॥**
**માલ પુરે મંગલ કરન રાસ રચ્યોરસ રંગકૌ ॥**
**ગિરધર ગ્વાલ ગોપાલકૌ સખા સાથલૌં સંગકૌ ॥**

## ગીરધર ગ્વાલનો પ્રસંગ.

ગીરધર ગ્વાલ કરીને એક બ્રાહ્મણ હતો. અને તે સંત સેવાનો અભીલાસી હતો એક વાર તેમની નાતના કોઇ સંત ગુજરી ગયા ત્યારે તેમના પગનું ચર્ણામ્રત લેઇને પોતે પીધું હશે. તે ઉપરથી તેમની ન્યાતના બ્રાહ્મણોએ તેમને કહ્યું કે તમે આ મુડદાના પગ ધોઇને કેમ પીધા ! ત્યારે તેમણે કહ્યું કે એતો સંત ચર્ણામ્રત કહેવાય માટે તે વાત તમે શું સમજો ? જો તમને તે બાબતની છીટ હોય તો ભલે તમે તે ન લ્યો. મેંતો મારી પ્રેમ ભાવનાને લેઇને તેમનુ ચર્ણામ્રત લીધું.

### મુલ છપ્પય છંદ ॥

**ગોપાલી જન પોષકૌં જગત યસૌદા ઐાતરી ॥**
**પ્રગટ અંગમૈં પ્રેમ નેમસોં મોહન શેવા ॥**
**કલિજુગ ન લગ્યૌ દાસ તેં કબહુ ન છેવા ॥**
**બાની સીતલ સુખદ સહજ ગોવિંદ ધુનિ લાગી ॥**
**લક્ષન કલા ગંભીર ધીર સંતનિ અનુરાગી ॥**
**અંતર શુદ્ધ સદા રેહે રસિક ભકિત નિજાણુરિધરી ॥**
**ગોપાલી જન પોષકૌં જગત જસોદા ઐાતરી ॥**
**શ્રી રામદાસ રસ રીતિસોં ભવિ ભાંતિ સેવત ભગત ॥**
**શીતળ પરમ સુશીળ બચન કોમલ મુખ નીકસૈ ॥**
**ભકત ઉદિત રાવ દેખી હ્રદે વારિજ જમ વિકસૈ ॥**
**અતિ આનંદ મન ઉમંગી સંત પરિચર્યા કરઇ ॥**
**ચરણુ ધોઇ દંડવત વિવિધ ભોજન વિસ્તરઇ ॥**
**વછ વન નિવાસ વિશ્વાસ હરિ જુગલ ચરણુ ઉર જગમગત ॥**
**શ્રી રામદાસ રસ રીતિસોં ભલી ભાંત સેવતભગત ॥**

## રામદાસ ભકતનો પ્રસંગ.

રામદાસ કરીને એક મહાત્મા થઇ ગયા. તેમને મળવા સારૂ એકવાર એક સાધુ તેમને ઘેર ગયો અને તેમને પુછયું કે રામદાસ કયાં છે? ત્યારે તેમણે કહ્યું કે હમણાં રામદાસ અહીં આવશે એટલે હું તમને બતાવીશ. એમ કહીને તેને બેસાડયો પછી જ્યારે જમવાનો વખત થયો ત્યારે તેના હાથ પગ ધોવરાવીને તેને જમવા બેસાડયો. પછી તેને માલમ પડયું કે આજ પુરૂષ પોતે રામદાસ છે. એમ જાણીને પોતે તેમને પગે પડયો રામદાસે આ પ્રમાણે પ્રસિદ્ધ થયા વગર તેની સાથે જે વર્ત્યા તે ઉપરથી તેને રામદાસ ઉપર વધારે ભાવ થઈ આવ્યો.

એકવાર રામદાસને ત્યાં પોતાની છોકરીનાં લગનનો પ્રસંગ આવ્યો અને તેમને ઘેર પકવાન પાડયાં હતાં અને તે પકવાન એક ઓરડામા ભરીને તેમના છોકરાએ તેને તાળુ મારી રાખ્યું હતું અને તેણે પોતાના એક છોકરાને ત્યાં ચોકી કરવા બેસાડી રાખેલો હતો કે રખેને કોઈ સાધુ ત્યાં આવી ચઢે અને રામદાસ તે પકવાન સાધુઓને ખવરાવી દે. ત્યારે રામદાસે વિચાર્યું કે જો કોઇ સાધુ અહીં આવી ચઢે તો બહુ સારૂં થાય. હું તેમને પકવાનના પોટલે પોટલા બંધાવી દઉં. નાતના સાકુટ લોક તે જમી જાય તેના કરતાં મારા હરીજન તે પકવાન ખાય તો વધારે સારૂં. તેવામાં એકવાર તે છોકરો જ્યારે કંઈ આઘો પાછો ગયો હશે ત્યારે તેમણે તે ઓરડાની કુંચી શોધી કાઢી અને ઓરડો ઉઘાડી સાધુને બોલાવીને પકવાનના ગાંસડા બંધાવી દીધા અને એ પ્રમાણે તેમણે બધું પકવાન આપી દીધું.

## મુલ છપ્પય છંદ ॥

વિપ્ર સારસુત ધર જનમ રામરાય હરિ રતિ કરી ॥
ભક્તિ જ્ઞાન વૈરાગ્ય જોગ અંતર ગતિ પાગ્યો ॥
કામ ક્રોધ મદ લોભ મોહ મતસર સબ ત્યાગ્યો ॥
કથા કીરતન મગન સદા આનંદ રસ ઝુલ્યો ॥
સંત નિરખ મન મુદિત રવિ ઉદિત પંકજ ફલ્યો ॥
વૈર ભાવ જિનિ દ્રોહ કિયે તાસુ પાગિ ખસિખૈપરી ॥
વિપ્ર સારસ્વત ધર જનમ રામરાય હરિ રતિ કરી ॥
ભગવંત મુદિત ઉદાર જસ રસ રસના અસ્વાદ કિયે ॥
કુંજ વિહારી કેલિ સદા અભ્યંતર ભાસે ॥
દંપતિ સહજ સનેહ પ્રીતિ પરમિત પરકાસૈ ॥
અનનિ ભજન રસ રીતિ પુષ્ટિ મારગ કરી દેખી ॥
વિધિ નિષેધ બલ ત્યાગિ પાગી રતી હૃદે વિશેષી ॥
માધવ સુત સંમત રસીક તિલકદામ ધરિ સેવ લિયે ॥
ભગવંત મુદિત ઉદાર જસરસ રસના અસ્વાદ કીયે ॥

## ભગવંત ભક્તનો પ્રસંગ.

ભગવંત નામે એક મોટો પ્રેમી ભક્ત હતો અને તે એક રાજાનો દીવાન હતો. શ્રી કૃષ્ણની સેવા ઉપર તેને ઘણો પ્રેમ હતો. અને સંત સેવા તે ઘણી સારી રીતે કરતો. વંદ્રાવનનો જે કોઇ સખસ પોતાને ગામ આવતો તેને તે શ્રી કૃષ્ણ સમજતો અને તેમ સમજીને તે તેમની શેવા કરતો. એકવાર તેમના ગુરૂ શ્રી ગોસાંઇજીએ વંદ્રાવનથી તેમને ત્યાં આવવાનો વિચાર કર્યો એટલે તે વાત સાંભળવાથી ભગવંતદાસને ઘણો હરખ થયો. તેમણે પોતાની

સ્રીને પુછ્યું કે આપડે ઘેર ગુરૂ પધારવાના છે. માટે આપણે તેની શી ચાકરી કરીશું? ત્યારે તેમની સ્રીએ તેમને કહ્યું કે આપણે બંને જણ બે ધોતીઆં પહેરીને ઘર બહાર નીકળી જઈશું અને આખુ ઘર માલ સામગ્રી સાથે આપણે તેમને અર્પણ કરી દેઈશું, અને આપણે વંદ્રાવન જઇને ત્યાં ઠાકોરજીની શેવા કરીશું. તે સાંભળીને ભગવંતદાસ ઘણા ખુશી થયા અને પોતાની સ્રીની પણ આવી સાધુ બુદ્ધિ જોઇને તેણીનાં વખાણ કર્યા. પછી પોતે ગુરૂની વાટ જોતા રહ્યા કે ક્યારે ગુરૂ અહીં પધારે. તેમના ગુરૂ વંદ્રાવનથી નીકળ્યા પણ રસ્તામાં તેમને ખબર મળી કે તમારો ચેલો તમારી વાટ જોઇને રહ્યો છે કે તમે ત્યાં જાઓ એટલે તે પોતાનું ઘરબાર તમને સોંપી દઇને તે બંને સ્રી પુરૂષ વંદ્રાવન આવીને રહે. ગોસાંઇજીએ તે સાંભળીને વિચાર્યું કે જો આપણે ત્યાં જઇશું તો તે લપમાં પડવું પડશે માટે બેહેત્તર છે કે ત્યાં જવુંજ નહીં. તે ઉપરથી પોતે રસ્તામાંથી પાછા ફર્યા અને ત્યાં ગયા નહિ. ભગવંતદાસ તે વાત જાણીને ઉદાસ થઈ ગયા. ભગવાનદાસ જ્યારે વંદ્રાવનમાં ગયા અને તેમનું ઘર સુનુ પડયું એટલે વંદ્રાવનનો એક રહીશ તેમના ઘરમાં ચોરી કરવા પેઠો પણ તે પકડાઈ ગયો અને રાજાએ તેને કેદમાં નાંખ્યો. તે વાત જ્યારે તેમણે વંદ્રાવનમાં રહ્યે રહ્યે જાણી એટલે પોતે ઘેર આવ્યા અને રાજાને જઈને કહ્યું કે વંદ્રાવનના લોક તો મારા ઇષ્ટ અને પુજ્ય છે. માટે તેમને તમે શું કરવા કેદ કર્યા? તે લોકો તો અમારા ધનના માલીક છે માટે તમે તેમને છોડી દો. એમ કહી તેમણે રાજાને વિનંતી કરી અને તે ચોરને છોડાવી દીધો. ભગવંતદાસે એવું એક પણ લીધું હતુ કે મરતી વખતે મારે વંદ્રાવનમાં દેહ છોડવી. એકવાર તે આગ્રામાં ઘણા માંદા થઇ ગયા અને અંતકાળ નજીક આવ્યો અને જ્યારે તે બે શુદ્ધ થઈ ગયા ત્યારે લોકોએ તેમનું પણ સંભારીને તેમને વંદ્રાવન લેઈ જવા સારૂ એક પાલખીમાં બેસાડીને ઉચકી લીધા. પછી જ્યારે અડધે રસ્તે આવ્યા; ત્યારે તેમના શરીરને શુદ્ધિ આવી. ત્યારે તેમને તે લોકોને પુછ્યું કે તમે મને કયાં લેઇ જાઓ છો ત્યારે તે લોકોએ તેમને કહ્યું કે તમારા દેહ ત્યાગનો વખત નજીક આવ્યો છે, માટે અમે તમને વંદ્રાવનમાં લેઈ જઇએ છીએ. જેથી તમારૂં લીધેલું પણ પરીપુર્ણ થાય. ત્યારે તેમણે કહ્યું કે હવે તમે મને પાછા લેઈ જાઓ; કારણ કે મારી દેહને જ્યારે વંદ્રાવનમાં બાળે ત્યારે ઠાકોરજીને તેની ગંધ આવે માટે મારે મારી દેહ વંદ્રાવનમાં બળવા દેવી નથી. દેહમાંથી જે પુરૂષ જનારો છે તે તો દેહ પડયા પછી તરત શ્રીકૃષ્ણજી પાસે જશે. દેહના જવાથી તેને કંઇ જવાનું નથી. તે તો દેહ વગર ચાલ્યો જશે માટે હવે તમે મને પાછા લેઇ ચાલો. એ પ્રમાણે તેમણે પોતાનો ભાવ તથા પોતાનો પ્રેમ બતાવીને પોતે વંદ્રાવનમાં દેહ ત્યાગ કરવાનું કબુલ કર્યું નહીં.

## મુલ છપ્પય છંદ ॥

**દુર્લભ માનુષ દેહકો લાલમતી લાહો લિયો ॥**
**ગૌર સ્યામસો પ્રીતિ પ્રીતી જમુના કુંજન સો ॥**

બંસી બટસોં પ્રીતિ પ્રીતિ બ્રજ રજ પુંજન સોં ॥
ગોકુલ ગુરૂજન પ્રીતિ પ્રીતિ ધુનિ બાહર વનસોં ॥
પુર મથુરાં સોં પ્રીતિ પ્રીતિ ગિરિ ગોવરધનસોં ॥
વાસ અટલ વૃંદાવન પુન દ્રઢ કરિ સો નગરી કિયો ॥
દુર્લભ માનુષ દેહકો લાલમતિ લાહો લિયો ॥
કવિજન કરત બિચાર બડો કો તાહિ ભનીજે ॥
કો કહે અવની બડી જગત આધાર ફનીજે ॥
સો ધારી સિર શેષ શિવ ભુષન કીનો ॥
શિવ આસન કૈલાસ ભુજા ભરિ રાવન લીનો ॥
રાવન જીત્યો બાલિ રાધો ઇક સાયક દંડે
અગ્રકહે ત્રૈ લોકમેં હરિ ઉર ધારે તે બડે ॥
હરિ સુજસ પ્રીતિ હરિદાસકોં ત્યોં હરિ ભાવે હરિદાસ જસ ॥
નેહ પરસપર અઘટ નિવહિ ચારોં જુગ આયો ॥
અનુચરકો ઉતકર્ષશ્યામ અપને મુખ ગાયો ॥
ઓત પોત અનુરાગ પ્રીતિ સબહી જાગજાને ॥
પુરપ્રવેસ રઘુવીર ભ્રત્ય કીરતિ જુ વખાને ॥
અગર અનુગ્રહ ગુન વરનતે સીતા પતિ તિનિ પાય વસ ॥
હરિ સુજસ પ્રીતિ હરિદાસકોં ત્યોં હરિ ભાવે હરિદાસ જસ ॥
ઉતકર્ષ સુનત સંતનિકો અચિરજ કોઉ જિનિ કરો ॥
દુર્વાસાપ્રતિ શ્યામ દાસબસ તા હરિ ભાખી ॥
ધ્રુવ ગજ પુનિ પ્રલ્હાદ રામ શિવરી ફલ શાખી ॥
રાજસુય જદુનાથ ચરન ધોય જુઠિ ઉઠાઇ ॥
બહુ પાંડવ વિપતી નિવારી દીયો વિષ વિષયા પાઈ ॥
કલિ વીશેષ પરચૌ પ્રગટ આસ્તિક વ્હૈકે ચિત ધરો ॥
ઉતકર્ષ સુનત સંતનિકો અચિરજ કોઉ જીનિ કરો ॥

---

**ભાવાર્થ:**—જે લોકોએ ગૌર સ્યામ સુંદર ભગવાન સાથે પોતાની પ્રીતી જોડી, જેમણે યમુનાજી, કુંજવન બંસીબટ અને વ્રજનગરીની રજના ઢગલા સાથે પોતાની પ્રીતી જોડી. જેમણે ગોકુલ નિવાસી લોકોને ગુણરૂપ ગણીને તેમની સાથે પ્રીતી જોડી, ગોકુળની ધ્વનિ અને બહાર વન સાથે પોતાની પ્રીતી જોડી, જેમણે મથુરાંપુરી અને ગોવર્ધન પર્વત ઉપર પ્રીતી કરી

અને જેમણે વંદ્રાવનમાં અટલ નિવાસ દ્રઢ કરીને કર્યો તેવા લાલમતી પ્રેમીજનોએ આ દુર્લભ મનુષ્યા દેહતો ખરો લાહવો લીધો એમ હું માનું છું. કવિજનો એ એકઠા થઇને વિચાર કરી જોયો કે મોટામાં મોટું કોણ હશે કે આપડે તેના ગુણ ગાઇએ, ત્યારે કોઇએ કહ્યું કે જગતના આધાર રૂપી પૃથ્વી મોટી. ત્યારે બીજાએ કહ્યું કે એતો શેશનાગે પોતાની ફેંણુ ઉપર અદ્ધર રાખી છે અને તે શેશનાગને તો મહાદેવજીએ પોતાનું ભુષણ કરીને રાખ્યો છે, અને તે શીવજીના કૈલાસને તો ઉખેડીને રાવણ લેઇ જતો હતો અને તે રાવણનેતો વાલી વાંદરે જીત્યો હતો અને તે વાલીને શ્રી રામચંદ્રજીએ એક બાણુથી માર્યો હતો. માટે આ જગતમાં સર્વ એક એકથી બાધ પામેલ છે માટે અગ્રદાસના શીષ્ય કહેછે કે જેણે શ્રી હરીને પોતાના હ્રદયમાં ધારણ કર્યા તેને ત્રણે લોકમાં સૌથી શ્રેષ્ટ સમજવો. જેમ હરીદાસને હરીજન ઉપર પ્રીતી હોયછે તેમ શ્રીહરીને પોતાના દાસના ગુણ સાંભળવા ગમે છે. એમ અસરપરસ અઘટ પ્રીતી ચારે જુગથી ચાલતી આવી છે કંઇ આજ નવી વાત કહી નથી. પોતાના દાસનાં વખાણ ભગવાને પોતાને મોઢે ગાયાં છે અને હરી અને હરીદાસની ઓતપોત પ્રીતી અને પ્રેમ વિષે આખું જગત જાણે છે. રાવણને મારીને સીતાજીને પાછા લેઇ આવતાં અયોદ્ધા પુરીમાં પ્રવેશ કરતાં શ્રી રામચંદ્રજીએ પોતાના ભક્ત જે ભરથજી જે પોતાના ભાઈ થતા હતા, તેમનાં પોતે પોતાનાં મોઢે વખાણ કર્યાં છે. માટે શ્રી નાભાજી શ્રીગુરૂ અગ્રદાસજીના અનુગૃહથી કહે છે કે જે લોકો આ ભક્તજનોના ગુણનું વર્ણન કરશે તે લોકો નક્કી સીતાપતી શ્રી રામચંદ્રજીને પોતાને વશ કરી લેશે. કારણકે જેમ હરીના દાસને હરીના ગુણ ગાવા ગમે છે તેમ શ્રી હરીને પોતાના ભકતના ગુણ સાંભળવા ગમે છે. સંતજનોનાં વખાણ સાંભળીને આશ્ચર્ય લાગે છે કે જુઓ અંબરીશના પ્રસંગમાં દુર્વાસા પ્રત્યે ભગવાને પોતે કહ્યું કે હું મારા ભક્તને વશ છું; ધ્રુવ, ગજ, પ્રલ્હાદ, શવરીનાં બોર વીગેરે પ્રસંગની વાતો પણ તેજ વાતની શાખ પુરે છે. પાંડવના રાજસૂય યજ્ઞ વખતે ભગવાને પોતે પોતાના ભક્તના પગ ધોયા હતા અને તેનો એઠવાડો ઉઠાવ્યો હતો. પાંડવોની સ્ત્રી દ્રૌપદીની સહાય કરી હતી અને ચંદ્રહાસને વીષને બદલે વિષયા અપાવી. વિશેશે કરીને કલીયુગને ।વશે પ્રગટ પડયા મળે છે, માટે આ વાત આસ્તીક બનીને તમે મન ઉપર લેજો. કારણ કે સંત જનોનાં વખાણ સાંભળીને આશ્ચર્ય લાગે છે અને તેમ કરવાનું કેવું મન થાય છે !

---

## ફલ સ્તુતિ દોહા.

પાદપ પેડહિ સીંચતે પાવે અંગ અંગ પોષ ॥
પુરબજા જ્યૌં બરનતે સુની માનીય સંતોષ ॥
ભકત જીતે ભુલોકમેં કથે કોનપૈં જાય ॥
સમુદ્ર પાન શ્રદ્ધ કરે કહાં ચિરી પેટ સમાય ॥
શ્રી મુરતિ સબ વૈષ્ણવા, લઘુ દીર્ઘ ગુનિ અગાધ ॥
આગે પિછે વરનતેં જીનિ માનો અપરાધ ॥

ફુલકી સોભા લાભ તરૂ, તરૂ સોભા ફુલ હોય ॥
ગુરૂ શિષ્યકી કીર્તિમેં, અચિરજ નાહીં કોય ॥
ચારી જુગનિમેં જે ભગત, તિનકે પદકી ધુરિ ॥
સબસુ શિરધર રાખિહોં, મેરો જીવનિ મુરિ ॥
જગ કીરતિ મંગળ ઉદૈ, તીનો તાપ નસાય ॥
હરિજનકો જસ બરનતેં, હરી હૃદિ અટલ વસાય ॥
હરિજનકો જસ વરનતેં, જુ કરૈ અસુયા આય ॥
ઇહાં ઉદર બાઢે વિથા, અરૂ પરલોક નસાય ॥
જો હરિ પ્રીતિકિ આસહે, તૌ હરિજન ગુનગાય ॥
નાંતર સુકૃત ભુંજે બીજલોં, જન્મ જન્મ પછતાય ॥
ભક્ત દામ સંગ્રહ કરે, કથન શ્રવન અનુમોદ ॥
સો પ્રભુ પ્યારા પુત્ર જયોં, બેઠે હરિકી ગોદ ॥
અચ્યુત કુલ જસ ઈક વરહુ, જાકી મતિ અનુરાગિ ॥
ઉન કીય ભક્તિ ભજન સુનિ, નિશ્ચે હોય વિરાગિ ॥
ભક્તદાન જીન કથી, તિનકી જુઠીન પાય ॥
મો મન સારૂ અક્ષર દ્વૈ, કીનો સિલો બનાય ॥
કાહુકે બલ યજ્ઞ, કુલકરનીકી આસ ॥
ભક્તનામ માલા અગર ઉર, બસો નરાયણદાસ ॥

---

**ભાવાર્થ**—જેમ ઝાડને મુળમાં પાણી પાવાથી દરેક ડાળેડાળને પુષ્ટી મળે છે તેમ ભકત ની વાત કરવાથી ભગવાનની ચર્ચા સમજી લેવી. ભુલોકમાં જેજે ભકત થઇ ગયા તે કોનાથી કહી શકાય તેમ છે. જેમ સમુદ્રનું પાણી કીડીના પેટમાં સમાવું અશકય છે, તેમ ભક્ત જ નોના ગુણ પુરેપુરા ગાવા તે મારાથી બનવું અશકય છે. માટે બધા વૈશ્નવો હરીજનો ભગવાનનીજ મુર્તી રૂપ તે એમ હું માનું છું. તેમાં કોઈ નાનો મોટો નથી પણ સર્વે ગુણી અને અગાધ છે અને તેમની વાતો મારાથી જે આગળ પાછળ મુકઈ ગઈ છે તે હું મારો અપરાધ માનુ છું. કારણ કે તેમ કરવાને લીધે હું અસમર્થ છું. એક વાત પછી બીજી વાત મુકયા વગર બધી વાત સંધાયે મારાથી થઇ શકી નથી. જેથી કોઈ વાત આગળ પાછળ કહી ગણાય નહિ. ફળની શોભા એ ઝાડનો લાભ અને ઝાડની શોભા છે. તેમ શીષ્યની કીર્તિ તે ગુરૂની શ્રેષ્ટતા છે. ચારે જુગમાં જે જે ભકત થઈ ગયા તેમના પગની જે ધુળ તે બધી એકઠી કરીને મારી જીવન બુટિ ગણીને હું મારે માથે ચઢાવું છું. જગતમાં કીર્તિ અપાવનાર કલ્યાણનો ઉદય કરનાર અને ત્રણે તાપને દુર કરનાર હરીજનનો જસ વર્ણન કરવાથી શ્રીહરી હ્રદયને વીશે અટલ (કદી ટળે નહી તેમ) વાસો કરીને રહે છે. જે માણસ હરીજનના જસ વર્ણન કરવામાં દોષ દ્રષ્ટી કરશે અથવા પોતાનું મન પાછુ ખેંચી લેશે તેઓ આ લોકોને વીશે નાના પ્રકારનાં દુઃખ ભોગવશે અને તેમનો પરલોક પણ જશે, એટલે ઉભય લોકથી ભ્રષ્ટ થશે. જો તમે ભગવાનના પ્રેમની આશા રાખતા હો તો તમે હરી જનના ગુણ ગાઓ નહીં તો તમારાં

સુકૃત શેકઈ ગયેલાં બીજ જેવાં ગણજો. અને પછી જન્મો જનમ પસ્તાજો જે લોકો ભક્ત હોય છે તેઓ કથન શ્રવન અને પ્રેમરૂપી દ્રવ્યનો સંગ્રહ કરે છે અને તેવા લોકો ભગવાનને પુત્ર બરાબર પ્યારા લાગે છે. અને તેથી તેઓ ભગવાનના ખોળે બેસે છે. અચ્યુતકુળના યશ રૂપ અને એક વર રૂપ કે જેમની મતી પ્રેમમાં અનુરાગી પામી હતી તેમનાં ભક્તિ ભજન સાંભળીને વૈરાગીલોકને નીશ્ચયતા પ્રાપ્ત થાય છે. જેમણે ભકતદાવની વાતકહી તેમની જુઠની ( એઠવાડો) મેળવીને મારા મન સાથે સારરૂપ એવા બે અક્ષર મેં લીધા છે. કોઇને યત્નનું બળ હોય કોઇને કુલ કરનીની આશા હોય પણ નારાયણદાસ કહે છે કે મારા ઉરને વિશે તો અગ્રદાસના શીષ્ય નાભાસ્વામીએ રચેલી ભકતમાળ નામની માળા નીરંતર વસજો.

ઇતિ ભકતમાળ પ્રસંગ સંપુર્ણઃ
શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ.

સંવત ૧૯૫૬ ના આસો સુદ ૧૦ ને દિવસે ચોપડી લખાવી શરૂ કરી; કાર્તીક સુદ બીજને ગુરૂવારે તા. ૨૫ માહે અકટોબર સને ૧૯૦૦ ને રોજ પુર્ણ કરી.



# અથ ધર્મ વીચાર

## ૧ ઓંકાર સત ગુરૂ પ્રસાદી.

### મંગળાચરણ.

### દોહરાની રાહ.

ગણેશ ગીરજા સુતને નમન આવાર, ગ્રંથ બનાવા મન કરૂં કરજો મારી વાહાર;
અનુકુળ જો આપ છો કોણ કરે પ્રતિકુળ, વિઘ્ન કોઇ નડે નહિ કલેશ તણું જાય મુળ.
મંગળમય છો દેવતા, મંગળ, વર, દાતાર, મંગળમય આ ગ્રંથને કરજો વિશ્વાધાર;
વળી મા તું, સરસ્વતી, માહા માયા ભરપુર, અર્જ મારી આ, ઉર, ધરો, હે અંબે આરાસુર
વાણી, મમ, વાસો, કરી, ગ્રંથ કરવો, સાર, મંદમતિ શું, વિનવે, કવિ, પણ, કથે અપાર;
તોપણ ભાવીક ભક્તનાં, પ્રેમથકી પરસંન, સાહાય, કરો, મુજને, નક્કી, સરસ્વવતી, ગીરજા તન.
વળી, નમુ, ગુરૂદેવને, સરખા, વ્યાપક, જેહ, સંગત, નામ, પ્રસીદ્ધછે, સંગત મમ, છે તેહ;
ગુરૂ, ગોવીંદ, તે એક છે, ગુરૂ, રૂપ છે રાંમ, ગુરૂ અવજ્ઞા, જે કરી જીવન કોને કાંમ.
નમસ્કાર અસંખ્ય છે અર્જ કરૂં હું હજાર, કવીતા કરવા મૂજને રજા કરો આ વાર;
ધર્મ મિત્ર ત્રિકમ તણો, માનુ હું આભાર, કવીતા કરવા પેરવ્યો લેશ ન લાગી વાર.
પ્રશ્નોતર આ ગ્રંથને, મન સમજવા કાજ, આરંભ કરૂં હું આજથી, લેશ ધરૂં નહી લાજ;
માથાફોડ અનેક જે કરીએ દુનિયાંદાર, તેના કરતાં ધર્મની પ્રીય કરૂં ધરી પ્યાર,
" વિનોદ " વધવા કારણે સ્નેહ ધરીને મન, પ્રશ્નો પુછું આપને સાંભળજો એક તન.
ગોપાળ સંગતે હરિ, કપાય સર્વે પાપ, ધર્મ સમુંદર ડોળતાં ઇશ્વર જડશે વાટ.

### પ્રશ્ન ૧ છપ્પાની રાહ,

ધર્મ કર્મનો અર્થ વળી મુક્તીનો કહેજો, સાધુ ને જ્ઞાની વળી, પાપી પીડા લહેજો;
સ્વર્ગ નર્કનું રૂપ ભક્તી પ્રેમની કેવી, દારૂ ને વળી લાંચ ખાંચ ધર્મ શી કહેવી.
પૃથક પૃથક સૌવર્ણીને ઉત્તર દેજો સર્વના, **ગોપાલ સંગત દાસથી,** લેશધરે તું ગર્વના;

### ઉત્તર—ધર્મવિશે ચોપાઇની રાહ.

અવશ્ય જે કરવાનું કામ, ધર્મ કસેવું નહિ બીજું નામ,
એવાં કાંમ છે બે જગ માંય, વહેવાર એક પરમારથ માંય;
વહેવારીકને મુકી દઇ, પર્માંરથને પકડું સહી,
પરમારથ જે કરવું કામ, તેનું નામ છે ધર્મતમામ;
પરમ અર્થ સાથે પરલોક ભજન દાન વ્રત હિંસા રોક,
તપ તીરથને સાધે જોગ કપટ રહીતથી વર્તે લોક;

દયા ક્ષમા સત ભાવણુ કરે નીષ્પાપ જગમાં વીચરે
એવી રીતે જે કંઇ થાય નામ તેહનું ધર્મ કે'વાય;
સફળ ધર્મ તે ત્યારે થાય રામ નામ જો મુખ્યે ગાય,
નહીતો વિઘ્ન અતીશે નડે ઇર્ષા ગર્વાદીથી પડે;
રામ પરાયણુ જે કંઇ કરે તે માનું હું ધર્મજ ખરે,
લેવુ દેવું જે કંઈ દાન ભણે ભણાવે લોક પ્રમાણુ;
ઇશ્વિર ઉપર આસ્યા ધરે ખટ કર્મ બ્રાહ્મણુ અનુસરે,
દ્રઢ ભાવથી યુદ્ધજ કરે ગો બ્રાહ્મણુનું પાલન કરે
ભણે ભણાવે લોકે કહી ઇશ્વર રાખે આસ્થા સહી;
ક્ષત્રી જનનો એવો ધર્મ ન્યાય પળાવે સઘળે પર્મ,
પાળે ઢારને ખેતી કરે વેપાર પક્ષને જે અનુસરે;
ગો બ્રાહ્મણુની શેવા કરે ઇશ્વિર સમ જે બ્રાહ્મણુ ધરે,
ધર્મ એવા પળે છે જેહ વૈશ્ય કહે સૌ લોકો તેહ
ત્રણે વર્ણુનો દાસજ થઈ વહેવાર કરે જે જગમાં જઈ
તેવા જનનો શુદ્રજ કહું દાસ ધર્મ શુદ્રોનો સઉ
પતી પુત્રને સેવક ધર્મ જુદા ધર્મ ને જુદાં કર્મ
વળી સતીનો જે કહેવાય, અનેક ધર્મછે જગની માંય,
ધર્મ ધુરંધર જગમાં નામ, અર્જુન નારદ ફર્સુરામ;
શુક, જનક, સનકાદિક મુની, કંઇક મુનીને કંઇક ધુની.
ધર્મ ધરી અજરામર થયા, સાપ ગયા લીસોટા રહ્યા,
તો પણુ સેજે જે કંઈ બને, ભજન ભરૂંસો શે રાખે કને;
ગોપાળ ગુરૂની સંગત થકી, ધર્મ પળાશે તારો નકી

## કર્મવિશે દોહરાની રાહ.

મન વાણીને કાયાથી વળી કીયા જે થાય, કર્મ કહુ છું તેહને સાંભળ ગોપાળરાય,
તેના વળી બે ભેદ છે સારૂ નરસુ દોય, નરસાને મુકી દઇ સારૂ પકડું સોય;
સારાના પણુ ભેદ છે સકામ ને નિષ્કામ, સકામને મુકી દઉ નિષ્કામે રીઝે રાંમ,
પુણ્ય દાનને ધર્મ ધ્યાન ભજન નેમ વ્રત જેહ, જગ વ્યહવારો જે કરે કૃષ્ણાર્પણુ કર તેહ.
વ્યવહારીક પણુ કર્મકો કરીયે જો નિષ્કામ, પરમ પદારથ પામીએ પામે વૈકુંઠ ધામ,
અજામેલ પાપી અતી વળી પાતીક ગુણકા નાર, વે'વાર જગમાં વીચરી પામ્યા છે નિસ્તાર;
સકામતો દુઃખ રૂપ છે વિધ્નો કરશે આડ, સ્વર્ગ સુખ જો સાંપડે પાછા હેઠે પાડ;
ફળની આશા છોડીને રામ ભજન કર હોગ, ગોપાલ સંગત દાસથી ભલો બન્યો આ જોગ.

## ચોપાઇની રાહ.

વળી કર્મ કહું બીજી રીત, પ્રારંભ ક્રીયમાણુ સંચીત,
ફળ દેવા જે તત્પર થયું, પ્રારબ્ધ તેનું નામજ કહ્યું;
કર્મ હંમેશાં કરતો જાય, ક્રીયામાણુ તેને કહેવાય,
સંચીત તે સંચય થઈ રહે ને ઢગલા રૂપે પોતે વહે.

જેવી રીતે કોઠી એક અનાજ નાંખે કંઈ અનેક,
ઉપરથી સૌ નાંખે જાય, એક મેક સઘળાં તે થાય.
નીચે કાણું રાખે એક, એકેકે સૌ નીકળે ટેક;
નીયમ નહી કે કોણ આવશે, વારો કોનો પહેલો થશે.
મનુષ્ય કર્મફળ ક્યારે થાય, કોઇનાથી પણ નહીં કહેવાય;
હરીની વાતો જાણે હરી, **ગોપાળ સંગત** શું કહે ફરી.

## મુક્તિ વિશે. ચોપાઇની રાહ.

બંધનથી જે છુટા થવું, તેનું નામ તે મુક્તિ કહું;
બંધનના છે બેઉ પ્રકાર, વે'વારીક પરલોકીક ધાર.
વે'વારીકને મુકી દઈ, પરમારથને ઝાલું સહી;
લૌકીક બંધનનું જે દુ:ખ, યત્ન કરી પણ લે છે સુખ.
પરલોકીક બંધનનું દુ:ખ, યત્ન કરે તે મુક્તિ સુખ;
જન્મ મરણનો ભારે ત્રાસ, મુળ થકી કરવો તે નાશ.
નાશ તેહનો ત્યારે થાય, સકળ વાસના અલગી જાય;
હેતુ વાસના વિષયની સુખ, તજો જનો માની તે દુ:ખ.
ચાર પોળીઆ મુક્તિ તણા, દયા એય સુવિચારો ઘણાં;
સંતોષ માનો સર્વોપરે, **સંગત** સંત છે ચોથો ખરે.
મુક્તિ પામવા યત્નો ધરો, ધર્મ કાર્યમાં પ્રીતી કરો;
વૈકુંઠાદી પામે લોક, ક્ષીણ પુણ્ય તે થાયે ફોક.
ઘટાકાશ મહાકાશે જેમ, જીવ શીવમય થાયે તેમ;
મુક્તિ તે સાચી છે નેક, પણ અધકી હું માનું એક;
સદા શુન્યવત રહેવું પડે, તેમાંથી શું ફળ નિવડે.
માટે પ્રેમ પ્રભુની પાસ, સદા સર્વદા રહેવું ખાસ;
પ્રીતમ દર્શનનો જે લાવ તે માનું હું ઉત્તમ ભાવ.
સંગત ગુરૂનો એવો બોધ **ગોપાળ** તું કર તેવો શોધ;

## સાધુ વિષે ચોપાઇની રાહ.

સાધનવાળો જે જન હોય સાધુ માનુ નક્કી સોય,
વીવેક વૈરાગ ખટ સંપતી, મોક્ષ પામવા રાખે મતી.
એવાં સાધન કોઇદ્વિજ કને, ઉપર સાધુ સૌકો બને;
વીવેક ધરવો મુશ્કલ ધર્મ, સત્યાસત્યથી સમજે મર્મ.
સત વસ્તુ ઇશ્વર છે એક, બ્રહ્મ કહ્યાથી વ્યાપક છેક;
ચેતન આતમ એકજ સઉ, વિશેષ્ય એક વિશેષણ બહુ.
પણ નિર્ગુણ એકજ રૂપ, જ્ઞાનજ મય છે એક અનૂપ;
ત્રણે કાળમાં રહે છેક, માટે સત્ય છે એકાએક;
નાશવંત સઘળો પરપંચ, કાયીક માયીકનો જે સંચ.

વીશય વાસના જે પરસાર, અનીત્ય આખો છે સંસાર;
માટે તેને મુકી દઇ, ગોપાળ ભજ તું ઇશ્વિર સહી.

---

રહીત રાગ પણું જે થાય, વૈરાગ નામ તેનું કહેવાય;
લોક પરલોકે એકજ સુખ, વીશય ભોગ છે સઘળે મુખ્ય.
વિશય ભોગ છે અંતે દુઃખ, વીશય કાળમાં લાગે સુખ;
અંતે ફટકા ખાવાં પડે, એવું માની પાછો પડે.
ત્રાસ ધરે વિશય સુખ વીશે, વૈરાગ રાખે સર્વોપરે;
છ સંપતી છથી બને, શમ દમ ઉપરતી જે કને.
સમાધાન ને શ્રદ્ધા ધરી, તીતીક્ષાને છઠ્ઠી કરી;
વીશયભોગથી રોકે મન, તેનું નામ તે ઉત્તમ શમ.
ઇંદ્રીગણુ રોકે વે'વાર, તે ઉત્તમ તું દમને ધાર;
ઉપરાંમ વૃતી જેની થઈ, તેનું નામ ઉપરતી સહી.
મન સંશયને નીવૃત કરે, સમાધાન તે નિશ્ચે ખરે;
સદા સર્વદા આસ્તીકપણું, ધ્યાન કરે જે ઇશ્વિર તણું.
ઇશ્વિર સત્તા સઘળે લહી, તેનું નામ છે શ્રદ્ધા સહી;
તાઢ તાપનાં સહેવાં દુઃખ, ભુખ પ્યાસએ સેહેવી મુખ્ય.
સહન કરે જે સઘળે કાંમ, તીતીક્ષા છે તેનું નામ;
એવાં સાધન વાળો જેહ, રામ ભજન છે જેને નેહ.
એવાં જનને સાધુ કહે, બીજા સાધુ અસાધુ વહે;
મોક્ષ થવાનાં સાધન જેહ, અધકો રાખે સૌથી નેહ.
**ગોપાળ સંગત** ની વા'ર, એવા સાધુ છે બલીહાર.

---

## જ્ઞાની વિશે. ચોપાઇની રાહ.

જાણુપણું જેમાં જેટલું, જ્ઞાનીપણું તેમાં તેટલું;
લોકાલોકે જાણે વાત, જ્ઞાની જનની એવી ખ્યાત.
પીંડે બ્રહ્માંડે તે ગણે, ઇશ્વર વ્યાપક સઘળે ભણે;
વાસુદેવમય અનુભવ કરે, દ્વૈત ભાવ એકે ના ધરે.
સાધુ લક્ષણ જે કાંઈ કહ્યાં, જ્ઞાનીમાં તે પેહેલાં રહ્યાં;
એવા જ્ઞાની કોઇકિજ થાય, દુર્લભ મળવા છે જગમાંય.
જનક વિદેહી શુક અવતાર, ગણીએ તો છે મુઠ્ઠી ભાર;
આજ કાલ જ્ઞાની બહુ વસે, સતયુગ આવ્યો પાછો દીસે.
શુક અર્થ ખળ જ્ઞાની કહું, આજ કાલમાં દીસે બહુ;
પ્રક્રીયા શીખે બે ચાર, અંતર ઘાટ જુદાને ધાર.
કહે વળી "બ્રહ્માસ્મી" છીયે, ભયબીતીથી નહી કો બી'યે;
કર્તવ્ય શું ને કેવી વાત, જીવ શીવ છે એકજ જાત.
કોણુ ભજન ને કોનું કરૂં, હું બ્રહ્મ છું એકજ નરૂં;

ઉપરથી એમ બોલે ખરે, અંતર વાસના ઉંડી ધરે.
પકડાય નહી જે ઘરનો ચોર, મંન કરે ત્યાં ઘોરંઘોર;
પોપટીયું છે એવું જ્ઞાન, ભોગ થકી ભુલે છે સાન.
ખળ જ્ઞાની કહે કંઇ ના નડે, ઇંદ્રી ભોગ ઇંદ્રી પર પડે;
એમા શું છે હાની બ્રહ્મ, બીક રાખવી તેં છે ભ્રમ.
"બ્રહ્માસ્મી" એમ જાણી મન, ભોગ વિશય વર્તાવે તન;
જ્ઞાન વિષે કાંઇ હાની નથી, શાસ્ત્રો કહે છે સઘળે કથી.
રૂચી ભયાનક રોચક વેણ, શાસ્ત્ર મર્મની તે છે કેહેણ;
એવા મર્મને જાણીએ અમે, ઘાણી બેલ વહો છો તમે.
રૂચી ભય ઉપજાવા કાજ, લાલચ દેવા લોક સમાજ;
કથા પુરાણેં કીધી ઘણી, અજ્ઞાનીને ગાયું ભણી.
આત્મા ચૈતન જાણી કરી, ભય રાખુ હું કોનો ફરી;
એવાં અનેક ગપાષ્ટક ભણે, વીષય તણા તો દાસજ બને.
ધુળ ઘલાવે લોક, એવા જન છે જ્ઞાની ફોક;
અંતર વાસના અલગી થાય, અભીમાન સૌ દુર ઘલાય.
સાધુ લક્ષણ હોવે સાર, પ્રેમ એક ઇશ્વરમાં ધાર;
ધન્ય જ્ઞાની છે એવા જંન, ગોપાળ સંગત સુખના દન.

## પાપી પીડા લહે તે વિશે દોહરાની રાહ.

કાયિક વાચિક માનસિક પાપ તેનાં જે થાય લોકા લોકે દુઃખ સહે અંતે નરકે જાય,
જુઠ, જારી, ચોરી, કપટ, હીંસા, ઇર્ષા, ગર્વ, નીંદા, ચાડી, ક્રોધ જે રાગ દ્વેષ છે સર્વે
પાપ કર્મ પ્રીતી ધરી વર્તે જે જગમાંય દેહાંતે દુઃખ પામશે નરકે સેજે જાય
રૌરવ કુંભીપાક જે કહ્યાં નર્ક જે મુખ્ય યમના યોગે જાય છે ત્રાસ કરે છે દુઃખ
(વળી) જન્મ મર્ણના દુઃખનાં અસહ્ય દુઃખો ધાર લક્ષ વાંછીની વેદના અહી કારે જો હજાર
એકે કાળે વેદના સઘળી ભેળી થાય અનુભવ દર્શાવાય કયાં બુદ્ધિ થાકી જાય
જણનારીની વેદના અવર ન જાણે કોય હાય હાયની દુઃખ સહી અંતે દે છે રોય
એવી રીતે દુઃખને સહન કર્યા કયાં જાય ગોપાળ સંગત દાસથી સમરી લે જદુરાય.

## સ્વર્ગ વિષે છપાની રાહ.

વૈકુંઠ આદી લોક સુર્ય ચંદ્રની સાખે
અધિપતિ છે એકેક પુરાણે શાસ્ત્રે ભાખે
વીવીધ પ્રકારે સુખ્ખ વળી તે લાંબુ ચાલે
ઇંદ્રિ જન્ય જે સુખ રહીત સૌ અધકા માલે
પણ ઇર્ષા ગર્વના દુઃખથી સુખકર કો લાગે નહી
ક્ષીણ પુણ્ય વહી જાય જે સકામ સ્વર્ગ છે તે સહી

## ચોપાઇની રાહ.

કેવળ પ્રેમ પ્રભુની પાસ, સદા સર્વદા રહેવું ખાસ
પ્રીતમ દર્શણ લેવો લાવ, અમૃતથી પણ અધકો ભાવ

ચર્ણુ કમળમાં પ્રીતી વશે, આરંભવ પદ એવું મળે
પ્રીતમ દર્શણની જે પ્યાસ સંગત સુખ છે તે અવિનાશ

## નર્ક વિષે ચોપાઇની રાહ.

અનેક નર્કો શાસ્ત્રો કહે, પાપી જન જ્યાં પીડા લહે;
સ્થુળ નર્કનાં દુઃખો જેહ, ધર્મરાયની શિક્ષા તેહ.
આગળ જે કંઇ વર્ણન થયાં, ફરી નહી તે જાયે કહ્યાં;
સુક્ષ્મ એક નર્ક છે જેહ પ્રીતમ દર્શણ વીણ જે નેહ.

## પ્રેમ ભકિત વિશે છપ્પાની રાહ.

પ્રેમ ભક્તિની વાત પ્રેમથી ભાનજ ભુલે, પ્રેમ લગ્નમાં મગ્ન પ્રેમથી મનમાં ફુલે;
પ્રેમ ધર્યો વ્રજ નાર ઉપમા જેની આપે, પ્રેમ ધર્યો પ્રેહલાદ સ્તંભથી નીકળ્યા આપે.
પ્રીતમ દર્શણ પ્રેમવીણ અધકું કો એકે નથી, સુખ સ્વર્ગ તણાં સમે, ગોપાળ સંગત કહે કથી

## દારૂ વિષે ચોપાઇની રાહ.

દારૂ છે દુઃખ રૂપ લોક પરલોકે સાલે પાપ ઘણેરાં થાય જમદ્વાર તે ઘાલે
બુદ્ધિ ચંચળ કરે ભજન નેમ વ્રત મુકે વિષય રહે મસ્તાન ધ્યાન હરીનું ચુકે
વળી પ્રેમ ઇશ્વર નવ ભણિ કો, ભય હરી ગણાતો નથી
ગોપાળ સંગત ક્ષસથી ખાંચ ધર્મ તે કહે કથી

## લાંચ વિષે ચોપાઇની રાહ.

સીધુ ઉંધુ કરવા કાજ, સાચ તજી જુઠાને બાઝ
ન્યાય તણો અન્યાયજ કરી, લેવો બદલો લાંચજ ખરી
કોઇ કહે ખુશીથી દઇ કોઇ કહે હું ગુપચુપ લઇ
લે લાંચ આપે જે કોઇ, પાપ કરે છે બંને સોઇ
જગત વળી જો જાણે નહી, જગ કર્તા તો જાણે સહી
ઘાટ અંતરમાં ઘડીએ જેહ, અંતરયામી જાણે તેહ,
કપટ તણો વર્તાવો ધરી, સત્યાનાશ સામાનુ કરી;
ઇશ્વર તે કયમ રાજી થાય સ્વાર્થ વિષે સુજે નહી કાંઇ
કોઈ કહે હું ન્યાયે લઉ, સામા સામી રાજી સઉ
અંતર ઉંડો ભેદજ હોય, જાણી શકે નહીં મનથી કોઇ
સ્વાર્થ વસે ત્યાં અનર્થ મુળ ભલે કહે તે ન્યાયીક તુલ્ય
વિના અનર્થે ગર્થજ નથી બીજે રસ્તે મળતું નથી;
જો મળે તો થોડું મળે ધનીક પણું કયાં તેનું કળે,
લાખ કરોડની વાતો જેહ, વીના અનર્થે નાવે તેહ;
લેવું દેવું સ્વારથ કરે, સ્વારથથી સત્ય પાછું ફરે:
પૈસો જો અન્યાયી મળે, પરલોકી સુખ કયાંથી મળે;
અન્યાય પૈસો છે અંધકાર, જેવું અંન તેવો ઓડકાર,
જેનો પૈસો જેવો હોય, મતી કરાવે તેવી સોય.
મતી પ્રમાણે કર્મજ થાય, સત્ય કર્મ સૌ વહેતાં જાય;

ત્યારે ફળ તેનું શું મળે, કીટ પતંગી થઇને બળે,
અનરથનો જે પૈસો હોય, શુદ્ધ કહે નહી તેને કોય;
નેક કમાણી શું કહું વાત અર્થ ભજન છે તેની ખ્યાત;
ખરી મજુરી પૈસો જેહ ભજન ગણે ભગવાનજ તેહ,
ભલે અવકાશ ભજન ના બને, ભજન સમુ ઇશ્વર તે ગણે,
મીઠું રોટલો ખાવો ભલે, અન્યાયી અમ્રત પણુ નડે:
લાંચ ખાંચ છે ધર્મજ તણી ન્યાય જન તે છે નરમણી,
શુદ્ધ પૈસો છે લાખ કરોડ પુણ્ય નથી કાંઈ તેની જોડ
**ગોપાળ સંગત** શું, કે'વાય નેક કમાણી કરજો સહાય;

## પ્રશ્ન ૨ છપ્પાની રાહ,

કોંણુ સુખ જગ વિષે કોણુ અતિ લાભજ મોટો,
કોંણુ દુઃખ જગમાંય કોંણુ હાંની ને તોટો;
મનુશ જન્મ શું કામ સફળ તે કેમજ થાયે,
ચીંતા ચીતા સમાન કરૂં હું કોણુ ઉપાયે,
વળી ક્રોધ તણા આવેશમાં મન વાર્યું રહેતું નથી
**ગોપાળ સંગત** દાસથી, પ્રશ્ન વિનોદે કહું કથી

## ઉત્તર–સુખ વિશે–છપ્પાની રાહ.

નીવૃત્તી સુખ રૂપ દુઃખ પ્રવર્ત્તી ઠરશે
ભજન ભરૂસે રહી અવર સાધન જો તજશે,
સર્વ કામના રામ, રામ શર્ણું જો લેશે;
પરવારે જગ કામ ધામ તે અવીચલ રહેશે.
સુખ નથી નીવૃત્તી સમ શાસ્ત્ર સકળ જોયું મથી
નીવૃતિ સુખ માંગજો **ગોપાળ સંગત** દાસથી,

## ચોપાઇની રાહ.

કોઇ કહે પરલોકે સુખ કોઇ ચહે આ જગનું સુખ
દુઃખ તજી સૌ સુખજ ચહે પરમાનંદની પ્રાપ્તી કહે
સકળ સુખ સાધન છે રામ રામ ભજન જો આઠોજામ
પરમાનંદની પ્રાપ્તી રામ **ગોપાળ સંગત** સુખનું ધામ

## લાભ ને તોટા–વીષે ચોપાઇની રાહ.

સુખથી અનુભવ ઉલટો જેહ દુઃખ કહે છે લોકો તેહ
જન્મ મર્ણનાં દુઃખો સઉ, ગયે લાભ તે મોટો કહું
જન્મ મર્ણ દુઃખ શાથી જાય શર્વભાવ ભજીએ જદુરાય,
**ગોપાળ સંગત** કહે છે ભાખ રામ ભજનમાં પ્રીતી રાખ.

## છપ્પાની રાહ.

સંતોષે છે લાભ અતૃપ્તી માંનો તોટો જન્મ મર્ણ દુઃખ જાય નહીતો તોટો મોટો
મનોવ્યથા રહે દુર ગ્રહે જો અંતર તોષા અતૃપ્તી કરશે હાય પડે મુખે કંઈ સોષા,
તોષા મુકતીનો પોળીઓ રામ વસીષ્ટ ભાખીઓ **ગોપાળ સંગત** દાસથી તેની દઉકું સાખીયો

## દુઃખ વિષે—ચોપાઈની રાહ.

હુ મારાનું મોટું દુઃખ ન્યાય કરીને મનથી મુક;
હુ તે કોણ આવ્યો કયાં થકી, વિચાર તેનો કરવો નકી.
પાંચ તત્વથી જે હું બન્યો મળ મુત્રનો થેલો થયો;
હું પણ તેમાં શું કરૂં શા માટે હું દુઃખજ ધરૂં
નીર્જીવ દેહ પડે જે વાર બલે દુઃખ દે પારાવાર
શરીર તે કાંઈ જાણે નહી અભીમાની ગયો છે સહી
અભીમાન હતું જ્યાહરે દુઃખ થતું તેને તાહરે
મમત્વ છે ત્યાં મોટું દુઃખ **ગોપાળ સંગત** કરજો સુખ

---

## કર્તવ્ય વિષે—ચોપાઈની રાહ.

જન્મ મર્ણનું ભારે દુઃખ ઉપાય તેના કરવા મુખ્ય;
સાર્થક મનુષાદેનું જેહ જન્મ મર્ણથી ઉગરે તેહ
જન્મ મર્ણ ઉગરે શા થકી પાપ પ્રજાળે પોતા થકી
પાપ પોતાનું ક્યારે બળે રામ ભજન નીષ્કામે ભળે

## છપ્પાની રાહ

શીવ શંકરની સેવ ટેવ સઉ માયીક કાઢો રામ રટનની ટેવ ટેવ દમથી પાડો
ઉપાસન પુરૂ કરી માત પીતા નીજ પોખો સગાં સ્નેહી સંપ વે'વાર કરવો ચોખો
વળી પાપ પશ્ચાતાપનું કામ કોઈ કરવું નહી **ગોપાળ સંગત** દાસથી કર્તવ્ય ગાયુ મેં કહી

---

## સફળતા વિશે. ચોપાઇની રાહ.

પરમારથ જે કરીએ કામ ફળની આશા રાખી તમામ
નીષ્ફળ તે સૌ વહેતાં જાય ધાર્યું ફળ નહી ઉતરે ક્યાંય
અનેક વિઘ્નો વચમાં નડે ઇર્ષા ગર્વ કંઇ વચમાં પડે
ક્રોધ કરે છે સૌનો નાશ, ફળ આશાનો કયાં રહે વાસ
નીંદા ચાડી આદી દોષ ફળને રાખે છે કઇ કોશ
યત્ન કરી સાધે પરમાર્થ પણ સુધરે નહીં એકે સ્વાર્થ
ખોડ ખાંપણો રહે છે ઘણી ફળ આશા શી કર્મજ તણી
માટે ફળ આશાને તજી કરીએ કર્મ જો ઇશ્વર ભજી
લાભ હાનીને સરખાં ગણી કૃષ્ણાર્પણને અંતર ભણી
ત્યારે કર્મ સફળતા વસે **ગોપાળ સંગત** રાજી થશે.

## ચીંતાનો ઉપાય. ચોપાઇની રાહ.

લાભ હાની જે મનમાં ધરી ચીતા સમી ચીંતા છે ખરી
મનો વ્યથામાં રહે મશગુલ અંતર પીડા મનની શુળ
ચેન પડે નહી એકે વાત ઉંઘ ન આવે એકે રાત
ચીતા ભલી છે તેથી કહુ એકી કાળે ટાળે સહુ

ઉપાય તેનો એકજ કહું ઇશ્વર કૃત છે, સઘળું સહું
કર્ત્તા હર્ત્તા જગનો એક પુર્ણ કરે છે ધાર્યું છેક
જે જેમ થવાનું હોય ઉલટ કરે નહી તેને કોય
ઇશ્વર ભાવી છે બળવાન ઇશ્વિર વીણુ નહી હાલે પાન
ગજુ નથી માણસનું કોઇ ઇશ્વર ભાવી બદ્દે સોઇ
નીમિત માત કારણુ છે સઉ માટે ચીંતા શાની લઉ
ચીંતન ઉપાય ચીંતા નથી શાંતી લેવી સઉથી મથી
**ગોપાળ સંગત** ગુરૂની મેહેર કોણુ ચીંતા ને કોનો કેર

## ક્રોધ વિષે. ચોપાઇની રાહ.

મનનાં માનેલાં જે કામ વીઘ્ન પડે વચમાં કે ઠામ
ક્રોધ આવે છે વેગે ધાઇ રોમ રોમમાં પ્રગટે ભાઇ
અંધકાર વ્યાપે છે છેક વિચાર સુઝે અહીં કો એક
નહી કરવાનાં કામો થાય વળી ઘાત કંઇ તેથી થાય
મન વારેલું રહેતું નથી મારૂં કાપું કેહેજે કથી
વીચાર કરવાનો પણુ એક કાળ પડે નહી જ્યાં ક્રોધી ફાળ
ઉપાય તેનો છે પણુ મૌન ધરે ઇંદ્રીયે છેક
મૌન ધરી જો બેશી રહે ક્રોધ વળી શું તેને કહે
ક્ષમા ધરે જો મનની માંહીં સહન શીળતા રાખે સાહી
જોર ન ચાલે ક્રોધજ તણું સહાય કરે છે ઇશ્વિર ઘણું
રામ ચર્ણમાં પ્રીતી ધરે વળી વીચારો મનમાં કરે
દેહાભીમાને ક્રોધજ નડે નીર્જીવ દેખી પાછો પડે
ક્રોધ ન લાગે શબને કાંઇ ભલે દેહ કોઇ કાપી ખાય
શબવતથી વર્તે સંસાર ક્રોધ કરે શું તેને ધાર
નીર્માનીર થઇ જગમાં ફરે કોરધ રહે છે તેની પરે
મળ મુત્રનો દેહ કહેવાય અભીમાન તેનો શો થાય
અભીમાનથી અલગા રહી હું મારાને મુકી દઇ
મન મારીને મૌની થાય **ગોપાળ સંગત** સુખની સહાય.

## પ્રશ્ન ૩. છપ્પાની રાહ.

કોણુ જીવ છે શીવ એકતા કેવી કરવી
કોણુ રહે જગ મૂળ સુળ જગત શી ધરવી
નાસ્તીક આસ્તીક કોણુ જગતકારણુ શું કેહે છે
કોણુ પીંડ બ્રહ્માંડ જગત કર્તા કયાં કહે છે
વળી નારીથી જગ, ઉપજ્યું નારી નીંદા સઉ કરે
**ગોપાલ સંગત** દાસથી, નીવેડ તેનો સુધરે.

## જીવ વિષે ચોપાઇની રાહ.

દેહ ધારી દુનીઆમાં જેહ હું પણાથી વર્તે તેહ
સુખ દુઃખ અનુભવ જે કરે જીવ સંજ્ઞા તેને વરે

પંચભુતના પચીસ ભાગ સ્થુળ શુક્ષ્મ ને કારણ લાગ
જાગ્રત સ્વપ્ન સુસુપ્તી વીષે હું પણું જ્યા સઘળે દીસે
જીવ પણાની હોવે જાણ અનુભવથી કરજે પરમાણુ
વેદાંત મતની વતે કહું જીવ રૂપ દર્શાવી દઇ
ચતુષ્ટ અંતસ્કર્ણાભાસ વ્યાપક ચેતન તેટલું ખાસ
વ્યાપક ચેતન ને આભાસ ઘટાકાશની સમજણ પાસ
જીવ રૂપ કે, છે તેહને, સુખ દુઃખ પોતે અનુભવે
પરાધીન પોતે છે રૂપ ચેતન ઇશ્વિર એક અનુપ

## જીવ વિષે. ચોપાઇની રાહ.

કર્તા હર્તા પાળક જેહ, ઇશ્વર કહીએ જગના તેહ
ઘડી પલકના જાણે ભેદ, લેશ માત્ર પણ જ્યાંનહી ખેદ
પર્માનંદ પોતે છે રૂપ વળી જ્ઞાનમય એક અનુપ
જગદાધાર જગતના ધણી જગત હયાતી સૌ તે તણી
પિતા સમાને પાળે લોક સીક્ષા દઇ પાપોથી રોક
અંધકું ઓછું નહી તે પાસ તાઢ ઉડાડે અગ્ની ખાસ,
જે જેટલો આગળ જાય તાઢ તેની ઓછી થાય
તેમજ રામ દર્શી છે હરી, અધકું ઓછું નહી તે જરી;
જે જેવું વર્તે જગમાંય તેનું ફળ પોતાથી પાય
અગમ અગોચર વાતો જેહ, તેને પણ જાણે છે તેહ.
ઉપમા તેને શું દે કોઇ, સર્વ સામગ્રી તેની જોઈ
શંકર કરતા શંકર રૂપ શંકરમય છે શીવ સ્વરૂપ,

## એકતા વિષે ચોપાઇની રાહ.

વળી વેદાંતી મતથી કહું એકતાને દર્શાવી દઉં,
અજ્ઞાન આભાસે જે જીવ, માયા આભાસે છે શીવ
અજ્ઞાન માયા અલગી કરી શુદ્ધ ચેતનને નરવું કરી;
સુખી દુઃખી જીવોના ભાવ કર્તા હર્તા ઇશ્વિર ભાવ.
ઐવા ભાવથી અળગું એક બંને વ્યાપક ચેતન છેક.
ભેદા ભેદ રહીત છે જેહ એકતા તેવી દે છે કહી.
શુદ્ધ અશુદ્ધની વાતો જેહ પંડીતપણાની વાતો તેહ
અજ્ઞાન નથી કો તેની પાસ સદા શુદ્ધ છે અવિનાશ,
મેરી તેરી રગડો તેહ સગુણ નીરગુણ કહેવો જેહ,
અકથ રૂપ છે ઇશ્વર તણું કેમ જાય વાણીથી ભણ્યું
પણ ભાવીક ભક્તોના ખરા અંશ કળાથી અવતાર ધર્યા
તેના ભેદ તો જાણે તેહ નિતિ નેતિ વેદો કેહ
બ્રહ્મા પણ નહી જાણ્યો ભેદ મનુષ્ય ચહે તે મોટો ખેદ
વાસુદેવમય છે સંસાર રાગ દ્વેષ નહી કોથી ધાર

ઇશ્વરથી ઉપજ્યો સંસાર ઇશ્વર મય છે તે આ વાર
પ્રલય કાળ પણ ઇશ્વર રૂપ, એકજ છે બ્રહ્માંડી રૂપ
વળી વસે પોતાની પાસ અંતર્યામી રૂપે ખાસ
ઇશ્વર એકની સત્તા લહી એવી એકતા કરવી સહી
**ગોપાળ સંગત** ગુરૂની મેહેર જગત તણુ ઉતારે ઝેહેર

## જગતના મુળ વિષે દોહરાની રાહ,

જગ જેનાથી ઉપજ્યું વળી પામે વિસ્તાર
મુળ જગતનું તે કહું મુળ વાસના સાર,
પ્રલય કાળ ઇશ્વિર વિષે લય પામે છે જેહ.
કર્મ શુભાશુભ વાસના જગ કારણુ છે તેહ,
વૃક્ષ બીજમાં જેમ રહે હુતાસન અંગાર
સકળ વાસના તેમ રહે એકોહં અહંકાર,
એક એકમાં લય થઈ પાંચે ભુત સમાય;
મહા માયાના રૂપમાં સઘળું આવી જાય,
અનિર્વચનિય કલ્પિત તે માયા મોટી માત;
એક અંશ ઇશ્વિર વિષે રહે છે સઘળા સાથ
બીજ થકી અંકુર જેમ અંકુરથી જેમ વૃક્ષ,
જગત પસારો તે કરી થઇ રહે છે પ્રત્યક્ષ,
તોપણુ પોતે એક છે કાયા માયા સાથ.
સગુણ નીર્ગુણ એક છે સદા જ્ઞાનમય છે જાથ;
એવા અગમ્ય ઇશ્વિર વિષે કર્મ શુભાશુભ જેહ,
લીન થયેલાં જે હતાં પાછાં નીકળ્યાં તેહ
ફળ દેવાને પુર્વનું જગત કર્યું ઉત્પન
જગત રૂપ પોતે બન્યા થઇ ઇશ્વર પરસન
માટે કારણુ તેજ છે જીવ વાસના જેહ
મુળ જગત પણુ તેજ છે **ગોપાળ સંગત** કેહ,

## જગતની મુળ વિષે ચોપાઇની રાહ,

અસલ દુઃખ જે તનમાં થાય તેનું નામજ સુળ કહેવાય
વીષય વાસના પ્રીતી જેહ સુળ થઇ સાલે છે તેહ.
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ જગ્ત જેનાથી થાએ અંધ
સુખકર લાગે વીષયી કાળ કરે છે હાલ બેહાલ.
વિષય ચિંતવન સાલે શુળ, અંત મળે છે ધુળે ધુળ
**ગોપાળ સંગત** કરૂણા કરો, વિષયી પ્રીતી મનથી હરો.

## નાસ્તિક વિષે ચોપાઇની રાહ.

૧ ઇશ્વરની હયાતી નથી નાસ્તીક કહું છું તેને કથી
૨ પરંપરા વહે છે પરવાહ, આદી અંત નથી તે માંહ્ય.

૩ કર્તાની કંઇ જરૂરજ નથી, કાર્ય કારણ સૌ વહે છે મથી
૪ પંચ ભુતના મીશ્રણ થકી, ચેતનતાની હેતુ વકી
૫ લાલીપાન તણી જેમ બને, મીશ્રણતાથી ચૈતન બને
૬ સલા'શાંતી વર્તાવા કાજ, શાસ્ત્ર પુરાણો કરીયાં સાજ
૭ શા માટે નીયંતા લહું, માંહોમાંહ્ય સંપી રહે સહુ
૮ જગકર્ત્તા જો મુખથી કહો, તો મુજને બતલાવી ઘો
૯ નજરે દેખું માનું જેહ, નહી તો આળપંપાળો તેહ
૧૦ ગમાર લોક સમજાવા સહી, ભય, લાલચ, શાસ્ત્રોમાં કહી
ખોડ ખાંપણ જેમ યંત્રે નડે, ભાગી તુટી તે જેમ પડે
તેમજ મોત વિષે પણ ગણ, ઓછું અધકુ તત્વજ પણું
અથવા યંત્ર ઘસાઈ ગયું, શરીર મોત પણ તેમજ થયું
એવાં અનેક ગપોડાં કરે, તર્ક વિષે પણ કંઇ અનુસરે
વીષય વીષે રહેવા મસ્તાન, શાસ્ત્ર સંતને દે નહી માન
તેવા જનને છે ધિક્કાર, ડુબે ડુબાવે અપરંપાર

---

૧ બુદ્ધી પ્રમાણે ઉત્તર કહું, ગોપાળ સમજી લેજે સઉ
હયાતી બાપ દાદાની ગણે, હવે નથી જે તારીકને
કાર્ય બાપદાદાથી બન્યો, માને સૌ તે (જો) નહી અનુભવ્યો
જગત કાર્ય ને કર્તા હરી, નહી માને શા માટે ફરી
૨ દ્રષ્ટી ગોચર જે કંઇ હોય, આદી અંત પણ નક્કી હોય
મુળ ન માનું ક્યાંથી વૃક્ષ, અનુભવીને જો પ્રત્યક્ષ
વર્તમાન દીસે છે જે અહીં વગર ઉત્પતી નહીં તે રઈ
વળી ઉત્પતી જેની હોય નાશ થાય તે નક્કી સોય
(માટે) પરંપરાનો પ્રવાહ નથી નીશ્ચે જોયું સઘળે મથી
૩ (જો) કર્તા નહીં તો કાર્ય ક્યાં થકું જે દેખું તે આંખો થકુ
ઘડો જોઇને માન કુંભાર વૃથા ધર્યો તેં ભુપર ભાર
કાર્ય જોઈ કર્તાને માન, તે વગર નહી ફરકે પાન
૪ કારણ જડ નહી કોઇ સ્વતંત્ર કાર્ય કરવામાં સઉ પરતંગ
જડ કારણથી જગ ના બને ઇશ્વર શકતી ઇશ્વર કને
પોતે ચાહે જે કંઈ જેમ થાય તેહ તતક્ષણ તેમ
કાર્ય કારણનો નહી કંઇ ભેદ, ઇશ્વર કારણ સૌનો વેદ
૫ કાથા ચુના પાનજ થકી, લાલીપણું જ્યમ થાયે નકી
તેમજ ચૈતનતા જો હોય, પાંચ ભુત મીશ્રણતા જોય
ચેતનતા કયં દીસે નહીં, મર્ણ પછી દેહ છે સહી
મીશ્રણતાથી ચેતન નથી, જડ પ્રયોગને કેહે છે મથી.
૬ સલા શાંતીના સારૂ શાસ્ત્ર, વળી નહી કો દુઃખને પાત્ર
હેતુ શાસ્ત્ર જો એવો હોય, પોતે પોતાનુ કયં જોય
ભલે, અંવરનો પુત્રજ મરે, દુઃખ તેનું તું કયં ના ધરે

ભલે અવર ઝાનમમાં જાય, તને તેની શી હાની થાય;
બીજાના દુઃખે દુઃખ નડે, શા માટે નહીં વચમાં પડે.
તું તારા સ્વારથને રોય, અવગુણ શાસ્ત્ર તણા કેમ જોય;
(માટે) શાસ્ત્ર હેતુ શું લહેતો નથી, નર્ક બતાવા કેહે છે મથી.
૭ નીયંતા જો જગનો કો નથી, નીયમ થકી ચાલે શાવતી;
નાનું સરખું રાજ જ હોય, રાજા રહીત ચાલે નહીં કોય.
ભલે પ્રજા સત્તા તે હોય, રાજ ચલાવે મુખીયો કોય;
સતાઓ સૌ એકજ ધરે, નહીંતો ખાતાં સઘળાં લડે.
વીશ્વ સઉ નીયમમાં વસે, નીયમ થકી ઉલટું નહીં ખસે;
વિશ્વનાથ નિયંતા કહું, નહીંતો સરખું રહે કેમ સઉ.
૮ કર્તાને તું જોશે કેમ, ચર્મ આંખ છે તારી તેમ;
તે પણ દીધી તેની સોય, દ્રષ્ટી ગોચર ક્યાંથી હોય.
લાયક નહીં તું જોવા તેહ, મહા સામર્થ્ય ઇશ્વિર જેહ;
વ્યહવારમાં પણ સમરથ નહીં, મોટો બાદશા જોવો કહી.
અધીકાર જેનો જે હોય, દર્શન તેનું પામે સોય;
ઇતર રૈયત દર્શન ક્યાં કરે, ધક્કા ખઇને પાછી ફરે.
માટે દર્શન કરવું હેય, લાયક પણું પેહેલેથી જોય;
ખરા ભાવથી કરે જતન, અધકા ભાવથી દન પર દન.
જગ વ્હવારો ભુલે છેક, વિષય વાસના સઘળી ટેક;
પ્રીતમ દર્શન કરવા ખાસ, રટણ કરે જો શ્વાસોશ્વાસ.
જગત પ્રપંચ દેખાયે નહીં, દરબાર ખડકી ઉઘડે સહી;
ભુત ભવીષ વર્તમાન પાપ, ભસ્મ હોય છે જ્યારે આપ.
ત્યારે આંખો ચેતન થાય, ચેતનથી ચૈતન દેખાય;
અકથ રૂપ જે ઇશ્વિર તણું, સેહેલ નથી તે જોવા પણું.
જોવું હોય તો કંમર કસો, મન મારી મારીને વસો;
ખરા ગુરૂનો લેજો બોધ, પછી કરજો ઇશ્વિરનો શોધ.
અનેક ભક્તને પ્રત્યક્ષ થયા, તુજ ઉપર પણ કરશે મયા;
મેહેનત મજુરી કરવી નહી, બદલો માગે પોતે સહી.
આળ પંપાળની વાતો નથી, ઇશ્વિર પોતે કે'છે કથી;
બાપ દાદા પોતાના જેહ, માને પણ તું સૌને તેહ.
માને દીઠેલુ કો વાર, નહીં માને કયં બીજી વાર;
એતે કોના ઘરનો ન્યાય, નહીં માનેતો ગોથાં ખાય.
માંન માંન હું કહું છું મથી, નહીં માને તો અધમા ગતી;
૯ વગર ભયે બીવડાવા કાજ, શાસ્ત્રો સઘળાં કીધાં સાજ.
કર્તા શાસ્ત્ર ગરજ શી હતી, હયાતી તારી પણ ન'તી;
સ્વાર્થ પોતાના સારૂં કરી, ભય દેખાડયો બીજે ફરી.

---

૧ માત્ર:ભય ઉપજાવવાનું.

સલા, સંપ સાચવવા કાજ, લાલચ દીધી લોક સમાજ;
પોતાની જો સ્થિરતા હોત, તારૂં કહેવું સાચું જોત.
પણ હવેતો તે કોઇ નથી, હવે સ્વાર્થ કોનો કહે કથી;
તારૂં કહેવું ખોટી વાત, પ્રગટ પરલોકે છે સાક્ષાત.
સ્થૂળ દ્રષ્ટિથી દેખે નહીં, પરલોકીની વાતો કહી;
જાગતો જાણે નહીં કંઈ પેર, ઉંધ્યો કરે સ્વપ્ને જે સેલ.
અવસ્થા ભેદથી પડીયા જુદા, ઉંઘ્યો જાગ્યો બંને જુદા;
પ્રગટ પરલોક તેને દેખાય સંસારે સુઝે નહીં જો કાંય.
માટે ગમાર સમજાવા નહીં, શાસ્ત્ર વાત છે નક્કી સહી;
ન્યુનાધીકતા તત્ત્વજ તણી, કારણતા કેમ મોતજ બની.
મર્ણ પછી પણ તેવું રહે, ચેતનતા નહીં તેમાં કહે;
ઓછું વધતું શું ત્યાં થયું, જડરૂપ થોડામાં થયું.
વળી એક કહું બીજી વાત, કોગળિયું જ્યાં ચાલ્યું જાત;
એક મરે છે જીવે એક, તત્ત્વો ત્યાં છે સઘળે એક.
માટે તત્ત્વ સ્વતંત્રજ નથી, પરતંત્ર વર્તે ઇશ્વિર વતી;
તર્ક ગપાષ્ટક સઘળાં જેહ, નાસ્તિક જન જે કહે છે તેહ.
વિષય મદીરા પીવા કાજ, મન સમઝાવા સઘળાં સાજ;
વળી કહે તે લોક સમાજ, ભજ સાથન શું ઇશ્વિર કાજ.
ભજન ન કરીએ ઇશ્વિર તણું, ઇશ્વિર ખીજે છે કેમ ઘણું;
પણ સમજે નહીં તે કંઈ મર્મ, પોતા માટે છે તે કર્મ.
ભજશે નહીં તો ખાશે માર, અંતે જાશે જમને દ્વાર;
વળી બીજી એક વાતજ કહું, પડે માંદો જો છોકરો વહુ.
જોશી તંત્રી જો કોઈ મળે, સાજા કરવાનું જો કળે;
દોરા ચીઠી કરવા કહી, સાજુ કરવા કે છે સહી.
આસ્તિકપણું સ્વીકારી કરી, દોરા ચીઠી બાંધી ખરી;
ખરૂં હશે તો મળશે ફળ, ખોઇશ નહીં કંઈ જો નીષ્ફળ.
પરીક્ષા એમ લેવાને ફરે, સ્વાર્થ વિષે આસ્તિકપણ ધરે;
માટે એના મનનો ધર્મ, નહીં માનેતો એનું કર્મ.
સ્થૂળ નાસ્તિકની વાતો કહી, સુક્ષમ નાસ્તિકની કહું છું કથી;
એક લેખે સઘળાંને કહું, નાસ્તિકપણ સઘળામાં જોઉં.
કર્તા હર્તા ઇશ્વિર કહે, પણ તે અંત્તરથી નહીં લહે;
સઘળું કહે છે ઇશ્વિર હાથ, પોતે ગગને ભીડે બાથ.
ઇશ્વિર હાથ કરવા ચહે, અણપ્રતીતી કેમ તું લહે;
મોઢેથી કહે રામ આશરે, ફરી ફરીને યત્નો કરે
માટે પ્રતીતી એવી કંઇ, આસ્તીક જનને શોભે નહીં.
ખરો આસ્તીક કોઇકજ હોય, રામ સમર્પણ જેને હોય;
**ગોપાલ સંગત** આસ્તી કરી, ભ્રાંતી ઉપજે નહીં કો ફરી.

## આસ્તીક વિશે છપ્પાની રાહ.

આસ્તીક માનું તેહ, હયાતી ઇશ્વર માને; સત્તા સઘળી છેક, એક ઇસ્વરની જાણે.
કર્ત્તા હર્ત્તા એક, સકળ વિસ્વને પાળે; ખાલી નહીં કો ઠામ, પવન પણ નહીં કો હાલે.
વળી અસાર આ સંસારથી, રટણ રામ નીત્યે કરે; ગોપાળ સંગત દાસથી, આસ્તીક જન છે તે ખરે.
આસ્તીક માનું તેહ, વાત શાસ્ત્રોની માને; સંત પુરૂષની વાત, સકળપર શ્રદ્ધા આણે.
આફત કાળે રામ, ધર્મનું રક્ષણ કરવા; જન્મ ધરે ભગવાન, ભક્તજન સુખીયા કરવા.
પુરાણ કથા સૈ પ્રેમથી, લીલા કીધી રામ; જે ગોપાળ સંગત દાસથી, સાચી માને સાવ તે.

## જગતના કારણ વિષે. છપાની રાહ.

કારણ સઘળે એક, હરી ઇચ્છા છે કારણ; 'એકોહં બહુ સ્યામ', એજ કારણ છે તારણ.
લીલા કીધી આપ, ખેલ રમવાને ખાસો; એકના થઇ અનેક, વળી પોતાનો વાસો.
પ્રબળ અબિદ્યા થઈ કરી, અભીમાન જીવે ધર્યું; ગોપાળ સંગત દાસથી, સ્વતંત્ર સુખ પરવર્યું.

---

અભીમાને ધરી દેહ, હુંજ સુખી છું દુઃખી; વાસના ધરી અનેક, હુંજ રહ્યો સૈ મુખી.
પુન્ય પાપ સૈ ન્યાય, ધર્મરાય થઈ ચુકવે; સીક્ષા સહે અનેક, હું પણ નહીં કો મુકવે.
કર્મ ફળોની વાસના, પ્રલયે જે રહી જાય છે; ગોપાળ સંગત દાસથી, સૃષ્ટિ ફરી ફરી થાય છે.

---

બીજું કારણ એક વળી, કહું છું તુજ ભાખી; "અભિનિમિત્તોપાદાન", કારણ કહું દેઈ સાખી.
કરોળીઓ જે એક, જડને ચેતન એ છે ગુંથે; જે કંઇ જાળ હેતુ વસ્તુ, પણ તે છે.
તેવી રીતે જગ બન્યું, શીવશક્તિ રૂપ એકથી; ગોપાળ સંગત દાસથી, શંકરમય તે કહે કથી.

---

સ્વપ્ને જેમ કોઈ જીવ, સ્વપ્ન સામગ્રી તેની; અનુભવ કરે અપાર, વાસના જેવી જેની.
ભોક્તા ભોગ્ય પદાર્થ, બને છે પોતે આપે; પણ જાગે જે કાળ, પ્રબળતો તેની કાપે.
તેવી રીતે માનજે, પ્રલય થઇ હોવે ફરી; ગોપાળ સંગત દાસથી, સકળ લલા શ્રી હરી.

## પિંડ વિષે. છપ્પાની રાહ.

પૃથ્વી પાણી તેજ, વળી આકાશ ને વાયુ; પાંચ ભુત પચ્ચીસ, મળ્યાથી સઘળું જાતું.
કર્તા પુર્યા વાસ, ઘટાકાશ જેમ કહે છે; પીંડ કહે સઉ કોઈ, જીવાત્મા જ્યાં રહે છે.
વળી પીંડ સઊ તેથીજ, રહે જે પડવાનો નક્કીજ છે; ગોપાળ સંગત દાસથી, શ્રેયકર સૈ ભક્તીજ છે.

## બ્રહ્માંડ વિષે. છપ્પાની રાહ.

જગત કર્ત્તા જે દેહ, અમાપ સઘળે જે છે; વ્યાપક છે ભરપુર, મહા માયાકૃત તે છે.
વનમાં ઝાડ અનેક, પિંડ બ્રહ્માંડે જાણો; એકમાં રહ્યા અનેક, અંગ સૈ ઇશ્વર માંનો.
જીવ રહ્યો જયમ પિંડમાં વ્યાપકતા પણ એક છે; ગોપાળ સંગત દાસથી, બ્રહ્માંડ રૂપ હરી એક છે.

## જગત કર્તા કયાં રહે છે તે વીશે. છપ્પાની રાહ.

વ્યાપક રહે છે જીવ, પિંડમાં સઘળે વ્યાપી; વીશેશ લાગે છેક હૃદય દેશ ને નાભી.
વળી વૈકુંઠાદી લોક, હૃદય દેવ સમ જાણો; વીષેશ લાગે ત્યાંય, ગણો શાસ્ત્રો પરમાણો.
બાકી સઘળે એક છે, પિંડ બ્રહ્માંડી વેશમાં; ગોપાળ સંગત દાસથી, અંતર્યામી સૈ દેશમાં.

## નારી વિષે. ચોપાઇની રાહ.

માહા માયા જે ઇશ્વિર તણી, સ્ત્રીલીંગ પણ તેને ગણી;
તે પછી જે નારી કહી, તે સઘળી મહી આવી ગઈ.
મહા મનોહર સ્ત્રીનું મુખ, જોવાથી પણ થાયે સુખ;
અલંકાર આભુષણ ધરી, ઉભી રહે છે જ્યાં સુંદરી.
કોણ રહે ત્યાં ધીરજ ધરી, નીર્ખ્યાં વીણ રહે કોણ ફરી;
નજર ઠરે છે જોવા થકી, વાતચીતની શીછે વકી.
કામણગારી કામ સ્વરૂપ, માન મુકાવે મોટા ભુપ;
નારી બહુ વખાણે કોક, શા માટે નીંદે છે લોક.
નવ માસ કીધી તુજ વેઠ, સંભાળીને રાખ્યો પેટ;
પ્રસુત કાળે દુઃખો સહી, નજીક મોત પણ દીઠું સહી.
તોપણ જન્મ આપ્યો તુજને, અપકારી થાવું કેમ બને;
બાળ પણે લીધી સંભાળ, નહીંતો તું હોતે કેમ હાલ.
ભીનાથી કોરામાં ધરી, આપ સુવે છે ભીને ફરી;
તારે દુઃખે દુઃખી થતી, બાધા આખડી રાખે મતી.
હું મરૂં પણ જીવજે તું, તુજવીણ જીવતર મારૂં થુ;
અનેક એવાં કલ્પાંતો કરી, તારા દુઃખમાં રહે મરી.
ઉછરી મોટો જ્યારે થાય, તોપણ દુર ઘડી નહીં જાય;
ઉમ્મર લાયક જ્યારે થાય, પરણાવે છે તુજને માય.
નારી તે વહુના રૂપ, તુજને માને અધકો ભુપ;
સુખ સંસારી દેછે બહુ, વિષય ભોગની વાતો કહું.
હવે તને સંભળાએ તેહ, વૃદ્ધ જુવાની કાળો જેહ;
પોતાથી પણ અધકો ગણે, તબીયત તારી રાખે ઘણે.
સૌભાગ્યપણું પણ તારા થકી, પ્રાણનાથ કહે તુજને નકી;
સેવક થઇને સેવા કરે, ઘર આખાની ઘોંસરી ધરે.
માન મરજાદા તારી થાય ( નહીંતો ), વાંઢો રૂઢો તું કેહેવાય;
છોકરાં છૈયાં મોટાં કરે, નહીંતો કારજ કયાં કો સરે.
એવા અનેક ઉપકારો કરે, શામાટે તું અપકાર ધરે;
ગુણ પછવાડે ગુણજ થાય, અવગુણ કરે તે નર્કે જાય.
માટે નારી નીંદો નહીં, નહીંતો કારણ ઘો તુજ કહી;
ખરી વાત છે તારી સહુ, પણ અવગુણ હું તુજને કહું.
લાળ લીંટ સૌ મોંમોં ભર્યું, લોહી માંસ છે સ્તનમાં ભર્યું;
યોની પેટ મળમૂતર સહુ, આયુષ ઓછું કર્તા કહું.
સ્વભાવ નારી ને જે રૂપ, માંનો અંધારો તે કુપ;
કોણ વસ્તુ છે તેમાં સાર, વિચાર તેનો કર નીરધાર.
નારી નામ છે મોહ સ્વરૂપ, ચીંતન પણ છે કામ સ્વરૂપ;
દર્શન ભાષણ સઘળે કાંમ, કાંમ રૂપ છે આઠો જામ.

નારીમાં જે નેહજ થાય, દ્રઢ વાસના તેથી થાય;
જન્મ મરણ વાસનાથી થાય, વાસનામાં સૌ ગોથાં ખાય.
"યામતિર્સાગતિર્ભવેત્" વાસના વાધે સંગ હેત.
નીત્ય કામ જે કરવાં ખંત, વાસના સુજે તેવી અંત;
દ્રઢ આસકતી જેમાં હોય, મર્ણ સમે સમરે છે સોય.
વિના આસકતી નારી નથી, સંગવીના આસકતી નથી;
માટે સંગ નારીનો જેહ જન્મ મરણનો હેતુ તેહ.
નારીનાં સુખ ચિંતન કરી, સંગ કરે છે તેનો ફરી;
એકવાર પણ જુવે જેહ નારી ચીંતન હોવે તેહ.
માટે પણ નહી લાયક તેહ એકવાર પણ જોવા તેહ,
જન્મ મરણનો ભારે ત્રાસ નારીસંગ છે સુખનો ગ્રાસ;
માહા માહા માયા ઇશ્વિરની જેહ, અંધ ર્ક્યા છે સૌને તેહ.
માટે કોઇનુ ચાલે નહીં, ચાલે રામયમા જો સહી,
રામ બચાવે તો કોઈ બચે, નહીતો સમજીને પણ પચે,
મહા મોહ તણો મહીમાય, ઇશ્વિર તમને નમીએ પાય.
ક્રશ્ણાર્પણ છે મારો દેહ, લાભ હાની છે તમને તેહ.
જે જેવું વર્તાવો તમો, પરતંત્રતાથી વર્તુ હમો;
સમજુ પણ છોડું નહીં, સંગ આસકતીનો એવો રંગ.
માટે શર્ણ તમારી લહું, પાપી હું શું સુખથી કહું;
ત્રાહી ત્રાહી પ્રભુ કરજો સહાય, **ગોપાળ સંગત** શ્રી રઘુરાય

## પ્રશ્ન ૪ છાપાની રાહ.

પરસ્ત્રી પરધન પાપ કોણ કારણ તેનું નીંદા ચોરી જુઠ કપટ પાપ કહે શેનું.
હીંસા ઇર્ષા ગર્વ સર્વમાં પાપો શું છે, નીર્દયતાને નેહ પાપ ઇંદ્રીનાં શું છે
વળી પાપ રૂપ છે સંસાર પાપ પ્રજાલણ કોણ છે, **ગોપાળ સંગત** દાસથી પ્રશ્નોત્તર આ ગોણ છે.

## ઉત્તર પરસ્ત્રી વિષે ચોપાઈની રાહ.

જેને જે હોય નારી વરી તે માને પોતાની પરી;
મમત્વ બુદ્ધી બાંધી કરી માંને તે પોતાની ખરી.
ભોગવટો પોતાનો કરે કંઇ આશાઓ મનમાં ધરે;
સ્ત્રીરૂપ છે તેનું ધન્ય માંન્યું જે પોતાને મન.
ઘણી મેહેનતથી સાચવે તે બીજાને અડવા તે ના દે;
પ્રાણ થકી પ્રીયાને ગણે સુખ સંસારી ત્રીયા કને.
એવી પ્રીયતમ વસ્તુ જેહ ગ્રહણ કરે કો બીજો જેહ;
નીસાસો દે તેનો ધણી તેજ લાગણી પાપજ ભણી.
બળાત્કારે જ્યાં હોવે કામ મારામારી પાપજ માન;
લોકમાં જે નિંદા થાય માન આબરૂ સઘળી જાય.
એ સૌ વૃત્તિ પાપ સ્વરૂપ સ્ત્રી પારકી દુઃખનું રૂપ;

ચોરી ચાડી જારી જુઠ નીંદાથી લોકોદે પુઠ.
વીશ્વાસ તેનો કોઈ ના કરે અધમ કર્મને અનુસરે;
રાવણ રઝળ્યો રણની માંય ઈંદ્ર શ્રાપ બીલાડો થાય.
શલ્યા થઈને અહલ્યા પડી ભસ્માસુરની ભસ્મજ જડી;
લોક પરલોકે નહીં કંઇ સુખ મણુ પછી નર્કોનાં દુઃખ.
**ગોપાળ સંગત** સંગત કને પરસ્ત્રીથી બચાવો મને.

## પરધન વિષે દોહરાની રાહ.

પોતાની મેહેનત થકી પૈ પૈસો કે લાખ, કમાઈ કરી જે મેળવે સંભાળીને રાખ.
મમત્વ બાંધે મન થકી આશા કરે હજાર, જાણે જે સુખ માણશુ સકળ લોક જે સાર.
જીવ થકી અધકો ગણી કોડી કોડી જોડ, પૈસો પરમેશ્વરગણે પુરે મનનાં કોડ.
એવા ધંનને જે હરે મન કમને કે ભાવ, ચોરી લુંટો જે કરે નરકે જાયે સાવ.
સ્વારથ કરવા આપનો કમને આપે લાંચ, નીસાસો મનથી કરે નર્કે જાણો સાચ.
ચોરીથી જે ધનહરે લોકા લોકે દુઃખ, સુખ તેનું પરવારીયું ધુળ પડછે મુખ.
નીસાસોદે અતી ઘણો ઘણી કરે કલ્પાંત, હાય કરે અંતર વીષે કદી પડે નહી શાંત.
દુઃખ થાય તે લાગણી પાપજ સઘળું માન, ધર્મ અર્થ કો ના સરે સત્યનાસજ જાણ.
લુંટયે જે ધન જાય છે અશક્ત પણાથી આપ, શરાપ દે છે મુખ થકી નકી ડસજો સાપ.
દુઃખ લાગણી શ્રાપ છે માટે તે છે પાપ, પરધન સઘળું માનજે નક્કી તે છે પાપ.
ખરી મજુરી નેકથી (અથવા) નીષ્કામે જે દાન, તે વીણ પૈસો જે હશે પરધન સઘળું માન.
જેવું જેનું દ્રવ્ય છે મતી કરે લેનાર, શુભ અર્થ ના સાંપડે નર્ક અગ્ની દેદાર.
પરની ચીજ એકે નહીં સુખકર લોકે સાર, **ગોપાળ સંગત** દાસથી નેક મજુરી ધાર.

## નીંદા વીષે ચોપાઈનો રાહ.

પુંઠ પછાડે અવગુણ જેહ નીંદા કહે છે લોકો તેહ;
મનોવ્રત્તી તેની દુખાય સુણે નીંદા જે પુંઠે થાય.
તેથી પાપ ઘણેરૂં થાય નીંદક નર્કે નીશ્ચે જાય;
જેની નીંદા કરવી હોય પુંઠ જુવછે તેની સોશ.
માણસ ભયને નીંદક ગણી પુંઠ કરે નીંદા એ મળી;
એવો ભય માણસનો ગણે ઇશ્વિર ભય એકે ના ગણે.
તે ન સાંભળે સાંભળે રામ શીક્ષા દે છે નીંદક કામ;
સકળ રૂપ છે ઇશ્વિર તણાં ઇશ્વિર માને પોતાપણાં.
તેની નીંદા જે કોઈ કરે ઇશ્વર નીંદા છે તે ખરે;
પાપ તણો નહીં તેમાં પાર અંતે દુઃખના પારાવાર.
સુકૃત વેગે ચાલ્યું જાય નીંદા જો મુખેથી થાય;
ભુંડું ચીંતવન નીંદા રૂપ નીંદા નર્ક તણા છે કુપ.
નીંદા પ્રબળ પાપ સૌ કને વીર્લા કોઈ તજે તેહને;
**ગોપાળ સંગત** સંગત કને નીંદા પાપ છોડાવે મને.

## ચોરી વીષે ચોપાઇનો રાહ.

છાનું છપનું લેવું જેહ ચોરી કહે છે લોકો તેહ;
સંપત જે બીજાની હોય રજા વગર જો લેવે કોઈ.

તે સઘળું ચોરીનું રૂપ ભલે હોય કો ભારે ભુપ;
પોતાની સંપતને ગયે નીશ્વાસ ઘણી નાંખે છે હયે.
તેથી પાપ ઘણેરૂં થાય જમપુરીમાં સેજે જાય;
ચોરી ચાસન થાયે લોક માન આબરૂ થાયે ફોકરે;
શિક્ષા રાજા તેને કરે સોંસરી ચોરી, નીસ,
**સંગત** ગુરૂ છો આપો આપ ગોપાળ ઉગારો ચોરી પાપ.

## જુઠ વીષે ચોપાઇની રાહ.

જે જેમને જેવું હોય તે છોડી કહે બીજું કોય;
તે સઘળું છે જુઠજ રૂપ જુઠ રૂપ છે પાપ સ્વરૂપ.
અધીકારના ભયને જોઈ જુઠું બોલે છે જે કોઇ;
માણસનો ભય અધકો ગણે ઇશ્વિરભય એકે ના ગણુ.
સ્વારથ આગળ મુકે સાન જુઠા સારૂ દે પરમાણુ;
એક જુઠાનું કરે અનેક પાપ વધારે છેકા છેક.
જુઠાને સાચું પાડવા સત્યાનાશ કોનું કાઢવા;
શેર મગદળના સાક્ષી થઈ સાક્ષી પુરે લાંચો લઈ.
કલ્પાંત કરે સમાનો જીવ રાજી તે કેમ થાયે શીવ;
સત્ય રૂપ ઇશ્વિર છે આપ ગમે નહીં તે જુઠાં પાપ.
સત્ય સુખ છે લોકાલોક હરીશ્ચંદ્રતો હોવે કોક;
બાકી જગ જે કહે છે સાચ મન માનવા મનની લાંચ.
ખરી રીત તે ખળતુ નથી વાર વાર મેં જોયું મથી;
પણ એટલું જો સચવાય નીજ સ્વાર્થમાં ના બોલાય.
તોપણ તે છે મોટી વાત જુઠ માફ જ્યાં હોવે ઘાત;
પરનો દ્રોહ મટવા કાજ સંપ કરાવા લોક સમાજ.
ઇશ્વિર માફ કરેતે જુઠ શાચુ કહેતો પેસે ઉંટ;
માટે તોલ સૌ મનમાં કરી પરમારથ સાચવવું ફરી.
સાચું કહેવું સઘળી રીત ઉલટી સમજે વાતો સીધ;
બંને પક્ષ સચવાએ જાય ઇશ્વિર તેથી રાજી થાય.
બાકી સ્વારથનું જે જુઠ ઇશ્વિર પામે તેથી રૂઠ;
જુઠુ જ્યારે ચાહન થાય માન મર્જાદા તેની જાય.
આલોકમાં સીક્ષા થાય રાજઓથી કંઈ દંડાય;
પરલોકે દુઃખ પામે ઘણું તેથી જુઠું પાપજ ગણું.
ઘણી પ્રકારે મુજને નડે સત્ય પાળવું મુસ્કેલ પડે;
**ગોપાળ સંગત** સાચી પ્રીત, સત્ય પળાવો સઘળી રીત.

## કપટ વીષે ચોપાઇની રાહ.

કપટ અંગ છે જુઠાતણું અંદરનો વર્તાવો ગણું;
ઉપરથી સમજાવે સાચ સ્વારથ આગળ રાખે ખાંચ.

એવો જે વર્તાવે કરે કપટ માનવું તેને ખરે;
સ્વારથ આગળ સુજે નહિ અનેક પાપો રાખે મહીં.
આડું અવળું કહે છે લોક કરે ધર્મ પોતાનો ફોક;
ભોળા લોકો સમજે નહીં ઇશ્વિર તો સમજે છે સહી.
છેતરાયાથી દે નિશ્વાસ ફરી ન રાખે તેની આશ;
સ્વારથ કે પરમારથ માંય કપટ કરે તે નરકે જાય.
કપટ કરી જે ધનને હરે પ્રભુ બની જે લોકે ફરે;
સુખ સંસારી લેવા કાજ છેતરે છે લોક સમાજ.
ધીક ધીક એવા જનને કહું કપટ ભાવ જે વર્તે સઉ;
મન સમજાવા સઘળી વાત તજવું તે છે અઘરી વાત.
મોહ જાળ માયાની ઘણી મહા માય જે ઇસ્વર તણી;
**ગોપાળ સંગત** રાખુ કને કપટ ભાવ છોડાવજો મને.

## હીંસા વીષે ચોપાઇની રાહ.

મન વાણીને કાયા કરી ઘાત કરે જે પ્રાણી તણી;
હીંસા સઘળી તેને કહું બુરા ભાવ તે હિંસા સઉ.
પ્રાણ જાય છે હીંસા થકી જે વહાલો છે સૌને નકી;
પ્રાણ હયાતી સૈની ધરે પ્રાણ રહીત છે મડદુ ખરે.
એવીપ્યારી વસ્તુ જેહ હરણ કરે જે લોકો તેહ;
હીંસક કહે છે સઘળા લોક દુઃખ સહે તેથી પરલોક.
મનો લાગણી જે દુઃખાય પાપ વળી તેને કહેવાય;
હીંસા સમ બીજું નહીં પાપ સ્વાર્થ ક્રોધ છે તેનો બાપ.
ત્રણે રીતની હીંસા જેહ ત્યાગ થવી મુસ્કલ છે તેહ;
**ગોપાળ સંગત** કરજો વહાર હીંસા પાપે કરજો પાંર.

## ઇર્ષા વીષે છપાની રાહ.

ઇર્ષા મોટું પાપ લાભ બીજાને દાઝે, પરનું સારૂં જોઇ આપ અંતર નહીં રાજે.
ઉપાય નહીં કો એકો એકના સુખથી, દુઃખી ચાલે નહીં કોઈ જોર કર્મ રેખ જર્ષા મુખી.
અનર્થ મુળ તે એક છે સ્વર્ગ લોક જો સાંપડે, **ગોપાળસંગત** માનજો ઇર્ષાથી પાછો પડે.

## દોહરાની રાહ.

બીજાનું સુખ જોઈને મનમાં આણે દ્વેશ;
હું આવો કેમ ના થયો માંદું કેમ છે શેશ.
હું તે જો સરખો થઉં દાઝે નહીં મુજ મન;
એને નહીં મુજને મળે તો હું થઉં પરસન.
પણ ઉલટું જે આ બન્યું મુજને નહીં તે પાસ;
કલ્પાંત કરે જે આપથી દે છે મુખ નીશ્વાસ.
બળે પોતે તે આપ છે બીજાને પણ આડ;
દુઃખ બંનેને તે કરે નીંદા પાપો પાહાડ.
સુકૃત ચાલ્યું જાય છે ઇર્ષા આવે પાસ;
**ગોપાળ ગુરૂનો આશરો શ્રીગુરૂ સંગતદાસ.**

## ગર્વ વિષે ચોપાઇની રાહ.

ઓછું વધતું જે કંઈ હોય માન ધરે તેનું જે કોઇ;
તેજ ગર્વ માનીંતા ભાવ અભીમાન છે સઘળું સાવ.
અભીમાન છે બેઉ પ્રકાર શુદ્ધા શુધ તમોમય જાણુ;
અભીમાન જે શુદ્ધજ કહું, ગર્વ રૂપ તેને વળી લહુ.
તે તો છે એક નીશ્ચય રૂપ અભીમાન હીન તેનું રૂપ;
( પણ ) અશુદ્ધ રૂપ છે અભીમાન તમો ગુણુ જેમાં પરધાન.
તે માનું હું પાપ સ્વરૂપ અનર્થ મુળ છે તેનું રૂપ;
ગર્વ ધારી પોતાની માંય સૌથી ઉંચો મનમાં થાય.
પોતાને જાણે સૌ શ્રેષ્ઠ બીજા સઘળા માંને હેઠ;
એમ ગણી વહેવારો કરે આડો અવળો જગમાં ફરે.
એમાં જો કોઈ આડો પડે, તો તેની સામે તે લડે;
જોર પ્રમાણે જીતી જાય તોપણ ગર્વ ન આધો થાય.
ગરીબ લોક સંતાપે ઘણું દુઃખ ભોગવવું નર્કો તણું;
અભીમાનની શી કહું વાત સુકૃત સઘળુ એળે જાય.
હુ ધ્યાની છું દાની ઘણો જપી તપી જ્ઞાનમાં ઘણો;
ચાર વેદનો સમજું મર્મ સઘળા સમજે છે તે ભર્મ.
અભીમાન એવું જ્યાં થાય બારે વાટે સગળું જાય;
દુર્યોધને કીધું અભીમાન સો ભાઈની કીધી હાણુ.
રાજ પાટ પોતાનું ગયું વળી મોત પોતાનું થયું;
રાવણ રાજા લંકા તણો અભીમાન વાધ્યોતો ઘણો.
કુળ સર્વનો વાળ્યો ધાણુ પોતે રઝળ્યો પથ્થર પહાણુ;
ગોપાળ સંગત કહુ શું અમો ગર્વ થકી છોડવજો તમો.

## નિર્દયતા વિષે ચોપાઇની રાહ.

બીજાને દુઃખાતો જોઈ મનથી પીગળે નહીં જે કોઈ;
દયા રહીત વર્તવો થાય નીર્દયતા તેને કહેવાય.
દયા મુળ છે ધર્મજ તણું દયા રહીત અધર્મજ ગણું;
ભલે ઉપાય એકે ના બને શક્તી દ્રવ્ય તણી નહીં કને.
તો પણ અરે એક ઊચરે જો પોતાથી કંઇ ના સરે;
તો પણ તે મોટું પુન્ય નહીંતો નીર્દયતાની ધુન.
દયા ખરી જે હ્રદયે વસે દયા ઉપર જે મોઢે વસે;
દયા નહીંતે અદયા કહુ ખરી દયા તો માનમાં લહું.
માટે મોહાની જે વાત ખરી પડાવા મનથી બાથ;
ગોપાળ સંગત ગુરૂની માયા સર્વ ભાવ પળાવો દયા.

## સ્નેહ વિષે ચોપાઇની રાહ.

પ્રીતી અંતરથી જે થાય સ્નેહ નામ તેનું કહેવાય;
હું મારૂં જે ઠામે વસે સ્નેહ ઘણો તે સઘળે થસે.

હું મારાનો છુટે પાપ સ્નેહ કરે શું તેને પાપ;
હું મારૂંને વીષયે પ્રીત સૌને ઘેરે સ્નેહ ખચીત.
અંતર સ્નેહ વાસો જ્યાં કરે દ્રઢ વાસના તેથી ખરે;
જન્મ મરણુ વાસના થકી તેથી કહું છું દુઃખની વકી.
દુઃખ ફળ છે પાપજ તણું માટે સ્નેહને પાપજ ગણું;
સ્નેહ મુળાની દુઃખાની સ્નેહ રહીત છે ચીંતામણી.
ઉપર છોડે છુટે નહીં અંતર છોડે છુટે સહી;
ગોપાળ સંગત એવું કહે સ્નેહ તજી ઇશ્વરને લહે,

## ઇંદ્રિનાં પાપ વિષે ચોપાઇની રાહ.

૧ પાંચ કર્મને પાંચે જ્ઞાન દસ ઈંદ્રીયો છે પરમાણુ.
પાદ શિશ્ન પાણીને વાક ગુદા ગણી કર્મેંદ્રી રાખ;
શ્રોતા ત્વચા ચક્ષુ નેયઘ્રાણુ જીહવ્યાઈંદ્રી જ્ઞાને માન.
દસ ઈંદ્રીના દસ વેપાર મન મસ્તાનો સઉમાં ધાર;
તે સઘળાનાં પાપો જેહ વીસ્તારીને કહું છું તેહ;
આવન જાવન આઠો જામ પાદ કરે જે સઘળુ કાંમ.
વિના ધર્મ વેપારો જેહ પાપ રૂપ માંનુ હું તેહ;
૨ સ્ત્રિ ગમનનો જે વેપાર જરૂર વિના જે અધકો ધાર.
ધમ અર્થ તેથી ના સરે પાપ રૂપ માનું તે ખરે;
૩ લેવા મુકવાનું જે કામ હાથ કરે છે સઘળે ઠાંમ.
પરમ અર્થ જો હોવે નહીં સેવા પુજ પણ કો નહીં;
પુન્ય દાન એકે ના કરે ઉલટી હીંસાઓ જો કરે.
તે સઘળું છે પાપ સ્વરૂપ કર્મેંદ્રી પાણી જે રૂપ;
૪ વાક ઇંદ્રી વાણીને લહું રામ કૃષ્ણ જો મુખથી કહું.
નહીંતો પાપ ઘણાં તેહનાં નિંદા ચાડી જુઠાં પણાં;
હીંસા કોઇ ઇર્ષા સઉ અભીમાન પણ મુખથી કહું.
૫ પાન સૌ અતીશે કરી મળ ત્યાગે જે આખો ફરી.
એમાં નહીં કો પુન્યનું કામ પાપ રૂપ કહું તેનું નામ;
૧ હરી નામ ને હરીના ગુણ સાંભળવા કાનોનું પુન્ય,
નીંદા જુઠ વેવારીક વાત સાંભળવું તે પાપજ ભ્રાત.
૨ ગુરૂ ઇશ્વરના અર્થે સ્પર્શ પુન્ય રૂપ છે સૌથી સર્સ,
સ્ત્રી આલીંગન સઘળું થાય પાપ રૂપ તેને કહેવાય;
ગુરૂ ઇશ્વર સંતોનાં જેહ દર્શન કરવાં દુર્લભ તેહ,
૩ એવાં દર્શન ચક્ષુ કરે વીષયી દર્શન પાપો ખરે.
૪ સુઘવાની આસક્તી કરી ભમરો પામે મોતજ ફરી;
માટે ઘ્રાણુ છે પાપ સ્વરૂપ રામ અર્થ સો પુન્ય સ્વરૂપ.
૫ તાજા તીખા સ્વાદો કરે રામ રસ જે સ્વાદો સૌ ખરે;
સ્વાદ રામનો ના ધરે વિષયી સ્વાદો સૌ કો કરે.

તે સઘળું છે જીભ્હા પાપ ગુરૂ છોડાવો આપો આપ;
મન આધારે સઉ રહે સકળ ઈંદ્રીઓ મનથી લહે.
મન છોડે તેમાંથી કોઈ, વિષય કરે શું તેને જોઈ;
ગોપાળ સંગત કરૂણા કરો, ઈંદ્રી જન્ય પાપે સૌ હરે.

## પાપ બાળનાર વીષે. ચોપાઇની રાહ.

મન વાણી ને કાયા થકી સદૈવ પાપોની છે વકી,
ક્ષણ ક્ષણ પ્રત્યે થાતું જાય વગર પાપ નહીં એકે જાય;
પરમ અર્થ નહીં સાધ્યો જાય વળી પાપ પણ તે કહેવાય,
સાર વસ્તુ સંસારે નથી પાપ રૂપ સૌ કો કહે કથી.
તે સંસારી સઘળાં પાપ બાળી નાંખે ઈશ્વિર જાપ,
નારાયણના નામજ થકી પાપ ભસ્મની સઘળી વકી;
સુર્યનારાયણ અગ્ની રૂપ પ્રચંડ અગ્નીનું જે છે રૂપ,
પ્રલય કાળ તક ભસ્મજ કરે અનંત શકતી આપે ધરે.
એવા નારાયણ જે હરી ઉપમા તેની શું કહું ફરી,
નામ માત્ર પણ મહીમા ઘણો અજામેલ પાપી જે ઘણો;
નીમીશ માત્રમાં ઉદ્ધાર કર્યો કોણ કર્મે તે ગજને કર્યો,
નારાયણનું નામજ એક ભસ્મ કરે છે પાપો છેક.
મહામંત્ર છે એકજ નામ જાપ કરે જો આઠો જામ,
પાપ રૂપ છે આ સંસાર પાપ પ્રજાલણ નારણ ધાર;
રેટણ નામ નીષ્કામે કરે નારાયણ તે ઉરમાં ધરે,
ગોપાળ સંગત દીન દયાળ જાપ કરીને પાપો બાળ.

## પ્રશ્ન ૫ છપ્પાની રાહ.

રાજા રામ ને કૃષ્ણ પ્રભુ સમે કેમ પેખે,
મુર્તી પથ્થર રૂપ ઈશ્વિર સમ કેમ લેખે;
ઈશ્વિર સઘળે વ્યાપ્ત શરીર નહીં કો તેને,
ભક્ત કારજ કેમ થાય દર્શન ક્યાં છે તને.
વળી ત્યાગ સકળ સંસારનો શાસ્ત્રો કહે છે લોકથી;
રામ ખેલ આ કેમ રચ્યો ગોપાળ સંગત કહે કથી.

## ઉત્તર. રાજા રામ અને કૃષ્ણ વીષે. ચોપાઈની રાહ.

રામ કૃષ્ણ રાજાઓ થયા મુખે કહે જે નહીં અનુભવ્યા,
રાજા સમ વર્તવો કર્યો કંઈકિ જીવનો ઉદ્ધાર કર્યો;
અવીદ્યાકૃત જીવોના દેહ રામ કૃષ્ણ માયાવી દેહ,
આગળ પાછળ સુજે નહીં જીવ ભાવ તે સઘળો સહી.
માયા રહે ઈશ્વિર આધાર બાધ કરે નહીં માયા થાપ,
સદા સર્વદા જાણે આપ લેશ રહે નહીં માયા થાપ;
ઘડી પલકની જાણે વાત ઈશ્વિર પોતે જે સાક્ષાત,
કર્ત્તા હર્તા હોવે જેહ ઈશ્વર કહે છે લોકો તેહ.

ચમત્કાર એવા બહુ કર્યા માયા શક્તીને અનુસર્યા,
ભક્ત જનોના ભાવે કરી અંશ કળાથી જન્મો ધરી;
પ્રગટ થયા પુરૂષોતમ રામ કંઇક ભક્તનાં કીધાં કામ,
જેણે જેવું માગ્યું હતું તેને તેવું દીધું હતું.
અનેક લીલા કીધી આપ વળી રહ્યા પોતે નીષ્પાપ,
કંઇ જીવોને દીધો બોધ ખરા તત્ત્વનો કીધો શોધ;
વળી રૂપ પોતાનું જેહ પ્રગટ બતાવ્યું ભક્તો તેહ,
અનેક વે'વાર કીધા હરી માહા માયાથી લીલા કરી.
અસંગ પોતે આપે રહ્યા પ્રભુ સમા તે જાયે કહ્યા,
સકળ રૂપ છે ઇશ્વિર તણું સોનામાં જેમ હોવે કડું;
સકળ વસ્તુ જો ઇશ્વર રૂપ રામ કૃષ્ણ કેમ માને ભુપ,
રામકૃષ્ણનું લીધે નામ બળી જાય છે પાપ તમામ;
**ગોપાળ સંગત** ગુરૂનો યંત્ર રામ કૃષ્ણ છે મોટો મંત્ર.

## મુર્તિ વીષે. ચોપાઇની રાહ.

યાદ લાવવા વસ્તુ કોઇ ઉપમા બીજી મુકે જોઇ,
કાષ્ટ પથ્થર કે ધાતુ રૂપ મનમાં માની શક્તી અનુપ;
અરૂંધતી તારાને ન્યાય મુર્તી રૂપે તેં કહેવાય,
અરૂંધતી જ્યાં નજરે પડે, કામ નથી કો બીજા વડે.
તેવી રીતે ઇશ્વિર મળે મુર્તી રૂપે ઇશ્વિર ફળે,
ચેળ ભમરીની રીતી જેહ, સૌ લોકોને માલમ તેહ.
ચેળ ભમરીના ચીંતન વડે, ભમરી થઇ પોતે નીવડે;
જે શક્તીનું કરીયે ધ્યાન, ખરા ભાવથી કરીયે માન.
તદ રૂપ તેનું ફળ થાય, ઇશ્વિર પદ સેજે દરસાય;
વળી એક છે બીજી રીત, પાંચ ગુણો સઘળામાં સ્થીત.
'અસ્તી' 'ભાતી' 'પ્રીયજ' પણું, 'નામ' 'રૂપ' વીણ નહીં કો અણુ;
એ સઘળું છે સૌમાં એક, નામ રૂપ છે માયા ટેક.
ત્રણે ગુણ ઇશ્વરના જેહ, સઘળે ભાસે એકજ તેહ;
જેથી ઇશ્વિર વ્યાપક વદે, મુર્તીથી જુદા છે કદે.
સઘળે વ્યાપક એક અનુપ, મુર્તી ક્યાંથી જુદુ રૂપ;
સઘળે વસે મુર્તી કેમ નહીં, માટે મુર્તીમાં પણ સહી.
સઘળે વ્યાપક તે છે સહી, પણ વીષેશતા મુર્તી મહી;
સામાન્યપણાને સમજે કોઇ, યાદ ન લાવે વસ્તુ જોઇ.
વીષેશ પણે જ્યાં વસ્તુ હોય, ભાન પડે સૌ કોને જોય;
ભાન કરાવા ઇશ્વિર વાત, મુર્તી માની છે સાક્ષાત.
દેખા દેખીથી પણ થાય, રામ નામ મંદીરમાં ગાય;
વીષય ભોગ જ્યાં ઘરમાં થાય, રામ નામ નહીં ત્યાં દેવાય.
ચમત્કાર છે મુર્તી તણો રામનામ જે મુખે ભણો;
ભાવ થકી ફળદાતા થાય, **ગોપાળ સંગત** સેવા માંય.

## ઇશ્વર વિષે. ચોપાઇની રાહ.

સર્વદેશી સૌ શાસ્ત્રો વદે, એક દેશી ઇશ્વિર નહીં કદે;
અમુક નથી કો તેનો દેહ, વીરાટ રૂપ છે એકજ તેહ.
તો પણ હું કહું સાંભળ વાત, વ્યાપક તડકો સઘળે જાત;
આગિઓ કાચ ધરે જ્યાં કોઈ, વીશેષ પણે ત્યાં બાળે સોઈ.
વ્યાપકતા સૌ સરખી રહે, વળી વિશેષથી રૂને દહે,
તેમજ વીરાટ રૂપે રહી, કાર્ય કરે છે ભક્તો સહી.
વળી એક કહું બીજી રીત, સાંભળવાથી હોય ખચીત;
સત્તા વ્યાપક રાજા કોઈ, સલાહ વર્તે સત્તા જોઇ.
પણ જ્યાં જાગે બંડા બંડ, લશ્કર લઇ જઇ દેછે દંડ;
બીજે સત્તા રહે આબાદ, કાંઇ ન પહોંચે ખામી ખાદ.
વળી એક છે ત્રીજી રીત, વ્યાપક જીવ શરીરે સ્થીત;
અંગો અંગ જુદા છે સહુ, જીવ ભાવ તો એકજ લહુ.
એક અંગમાં વાગે કહીં, બીજું સહાય કરે છે સહી;
વ્યાપક જીવ રહ્યો આબાદ, વીશેષ થઇને પકડયો પાદ.
ઇશ્વિર એમ પોતાપણુ ગણી, વાહાર કરે છે ભક્તો તણી;
દુર્જન લોકો કરવા નાશ, જન્મ ધરે પોતે અવીનાશ.
પોતે પોતા રૂપે રહે, વિશેષપણાથી જન્મો ધરે;
અધર્મ કાઢી સ્થાપે ધર્મ, નીષ્કામતાથી જોડે કર્મ.
અકળ શકતી છે માયા હરી, કોણ કલ્પના તેની કરી;
માટે રૂપ ધરીને રામ, ભક્તજનોનાં કીધાં કામ.
ખરા ભાવે જો જોશે રામ, ભકતી જો કીધી નીષ્કામ;
**ગોપાળ સંગત** કરૂણા કરી, દર્શન દેશે તુજને હરી.

## રામ રચના વીષે. ચોપાઇની રાહ.

શાસ્ત્રો કહે છે સૌને કથી, સુખ સંસારે એકે નથી,
સંસાર ઉલટો હેતુ દુઃખ, ત્યાગ કરીને પામો સુખ;
સત્ય વચન છે શાસ્ત્રો તણાં, મર્મ વાક્ય છે તેમાં ઘણાં.
મનના ત્યાગે ત્યાગજ ભણો, ઉપરનો સૌ દુઃખનો ગણો,
ભલે સંગ ઉપરનો રહે, મનમાં નહીં તો શું તે દહે;
ઉપર ત્યાગ ને અંતર મન, વાંસના નહીં છુટે કોદન.
અંતર વાસના વળગી રહે, જન્મ મરણ દુઃખ તેથી લહે;
ખરો ત્યાગ જો અંતર થાય, દુઃખ ત્યાગી ને સુખીઓ થાય.
બેઉ પ્રકારની શ્રષ્ટી બની, એક જીવ એક ઇશ્વિર તણી;
જીવકૃત તે દુઃખ હેતુ ગણો હું મારૂ જ્યાં પોતાપણું.
હુ મારૂં જે રાખે નહીં કોણ દુઃખ તે થાયે સહી.
ઇશ્વિર કૃત જે શ્રષ્ટી કહી રતીભાર દુઃખ હેતુ નહીં;
ભલે મરે જો કોઇનો પુત્ર અથવા કો ભાગે ઘરસુત્ર.
પોતાનુ જ્યાં માન્યું નથી દુઃખ બીજાને થાતુ નથી.
વાંસના હુ મારાથી જેહ દુઃખ હેતુ છે સઘળી તેહ;
માટે કરવી વાસના ત્યાગ શાસ્ત્રો કહે છે સૌનો ત્યાગ.

ત્યાગ સકળનો નહીં કો બને ઓછું અધકું સૌની કને;
કાર્ય માત્રનો સૌની કને જગત છોડીને કયાં જાવું બને.
ભલે ઉપાધી વળગી રહી કોઈ દુઃખ જો અંતર નહીં;
ધન્ય પુરૂષ જે એવા થયા ખરા ભાવથી વનમાં ગયા.
ધન્ય વળી તેવા નર જેહ વીના વાસના વર્ત્યા જેહ;
વેવાર જગમાં સરખા વહ્યા અંતરથી નીરાળા રહ્યા.
માટે અંતરનો જે ત્યાગ ખરૂં સુખ છે મોટાં ભાગ્ય;
એવો ત્યાગ કરાવા કાજ શાસ્ત્રો કહે છે લોક સમાજ.
માટે બાધ નડે નહિ કોઈ ત્યાગ કહ્યો જે શાસ્ત્રો સોઇ;
વળી ખેલ આ જગતનો જેહ સર્વ કહયો જે આગળ તેહ.
તો પણ કંઇક કહું આ જગે જેથી શાંતી તુજને મળે;
મોજ પોતાની ધરીને હરી અનેક રૂપ માયા વિસ્તરી;
એક શીવથી જીવજ થઈ અનેક રચના કીધી સહી.
જેમ જેમ આગળ વધતું ગયું હું પણુ તેમાં આવી ગયું;
કરૂં કર્મ ને ભોગુ ભોગ વાસનાઓ કીધી હોગ.
તેથી જગ આ ચાલ્યું જાય ઉપજે ખપે ને પાછું થાય;
વીના વાસના નહીંકો કાળ રામ ખેલ છે હાલો હાલ.
પુર્વ વાસના જીવો જેહ જગત કરાવે પાછાં તેહ;
હર્ખ શોક નહીં ઇશ્વિર વિષે વાસના એકજકારણ દીસે.
ગોપાળ સંગત મોટું ભાગ્ય સકળ વાસના મનથી ત્યાગ.

---

## ગ્રંથ સમાપ્તી વિષે દોહરાની રાહ.

અનેક શંકા બગ વિશે ઉપજે ને થાયે મન સમાધાન મનથી કરે ભ્રાંતી થાયે ક્ષીણ;
પાર નથી શંકા તણો સમાધાન નહિ સાર સંશય સર્વે છેદીને ભજસે જગદાધાર.
ખોળ્યામાં ખોવાઇ જશે કરવાનું જે કામ માટે શંકા પરહરી ભજલે રામ નીષ્કામ;
શંકા સૌ હર્તા હરી અંતર મન જો ભાવ સમાધાન પોતે કરે અંતર્યામી સાવ;
લોકો શંકા દુર કરી અભીમાન ધરી આપ તેમાં તારૂ શું વળ્યું રામ કર્યો નહી જાપ.
અનેક શાસ્ત્રો જગ વિશે અનેક કરતા બોધ અનેક કરતા ગ્રંથના અનેક કર્તા શોધ.
તત્વ શોધી કંઇ તારવે અક્કલ ધરે આકીન તો પણ તેથી શું થયું રામ ભજન નહી લીન;
માટે ગ્રંથ ગાવા થકી વીરામ કર ગોપાળ તારી તે શી ગણતરી મનને પાછું વાળ.
વળી શીખ છે તુજને શ્રી ગુરૂ સંગતિદાસ રામ ભજન તે અધીક છે કવીતા કરવા પ્રાસ
માટે સમેટી ઉઠ કરી રામ ભજન મન જોડ કણુ ભજન કર પ્રેમથી નહીતો હારીશ હોડ
પંદર દીવસ પુરા કરી ગ્રંથ કર્યો તૈયાર કવીના કરવી બંધ કર ગુરૂ શીખામણ ધાર
ખોટ નથી કો જગવિશે ગ્રંથ તણા ભંડાર રજા હવે તું પુર્ણ કર સંગત શીખ ધરનાર;
અમદાવાદ ખાડીઆ વીશે દેસાઇની જે પોળ ઘર સેવકનું આવીયું બીજું ડાબી ઓળ
પ્રભુરામ પીતા થકી ગોપાળ થયો ઉત્પન્ન શ્રી ગુરૂ સંગતિ દાસને ગુરૂ ગ્રહ્યા મેં મન;
નાનક વંશ ઉત્પન્ન થઈ તરણતારણમાં વાસ અંમ્રીતસરને પાસ જે પંજાબ દેશે ખાસ.
ભકત જનોના ભાવથી વળી ભકતો કારણ આપ પ્રગટ થયા મુજ તારવા સંગત ઇશ્વર આપ;

**ઇતી ધર્મ વીચાર સંપુર્ણ શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ.**

# અથ વૈરાગ શતક સંક્ષેપ.

### છપ્પાની રાહ.

ગણુપતી ગીરજા તંન સુત શંકરના કહીએ, પ્રણુમા પ્રથમે પાગ ગ્રંથ આરંભીને કરીએ.
સરસ્વતીની સહાય ગ્રંથ કરવાને લેઇએ, દેવી દેવની દયા હોય તો પારજ પડીએ;
વળી દૈવી કાર્યે દયા વીના પુરણુ કયાં હોવે કદે, વાસ વસો રસના વિશે દેવી દેવ દયા નીધે
ભર્થરી ભારે ભુપ, ભર્તખંડ એક બનીઓ, પાંગળા પોતા તણી, તન મન ધન તે ગણીઓ,
અશ્વપાળ જે એક, તેને તે રાંણી મોહી, ગુણુકા ગુણુની હાણુ, ફળ અમૃતનુ લેઈ;
રાજા ભર્થરી આગળ ધર્યું, ગુણુકા અમર શું કામની, અંમર જો આપે થયા (તો) ભીતી ભાગી ગામની.
અચરજ લાગ્યું અતી, ભ્રાંત રાજાની ભાગી, સાર રહિત સંસાર ગણી પીંગળાને ત્યાગી;
ભણ્યો શ્લોક વૈરાગના શેવા ઉર શંકર લીધી ગીરજા ગૌરી નાથ નાથ અનાથ દયા નીધી.
ગ્નાની ગુણીને અગ્ન, ત્રય જાત પુરૂષની જાણો, ગ્નાની ઈર્ષા ગરક ગુણી અહંકારી માનો;
અગ્ન ન જાણે કશું કંઈ, બોધ ન લાગે તેને, એ ત્રણે પુરૂષની માંહ્ય કે'વું મારે તે કોને
શ્રોતા વકતા આપ થઇ ભણ્યો ભર્થરી મનને, શીખામણુ દીધી ઘણી સુણો જન સૌ તેમને



### દોહરાની રાહ

સકાર્મ કર્મ એકે નથી સુખકર લોકે સાર મહાન પુણ્યનું કરમ પણ પુનરાવૃત્તી ધાર;
તુષ્ણા તરવી દોહલી, નીજ મત કહું છું માન, પૃથ્વી પર્વત ખોદીયા, કર્યા કીમીયા ખાણ;
સમુદ્ર નીચે નીકળ્યો કર્યો મસાણે વાસ, તોયે તૃપ્ત થઈ નહી (માટે) તુ જા બીજાની પાસ.
પવન ભક્ષ છે સર્પનું ઘાસ પશુનું જાણ, માણુસ ભક્ષણ કારણે બુદ્ધિ વૃત્તી માણ;
નીચ પુરૂષની સેવામાં, સહન કર્યું મે અપાર, આંસુ ધારા આંખમાં, દુઃખના પારા વાર.
હાસ્ય સહ્યું મેં ઉર વીશે, રાખી મનમાં ધીર, તોયે હે આશા હજુ, નીષ્ફળ રહી તુ ચીર;
સુર્ય ચંદ્રના વેગથી, રાત દીવસ વહી જાય, આયુશ ઓછુ થાય છે, કાળ ઘણેરો જાય.
જન્મ જરાને દુઃખ સહી, અંતે આવે મર્ણ, તોયે ત્રાસ થતો નથી, મોહ મદીરા વણ;
ભુખ ભાગવા કારણે, સહ્યાં દુઃખ અનેક, ગદ ગદ વાણીથી કહ્યું, ટુકડો આપો એક.
ઇચ્છા ભોગ શિથળ થઇ ગયો, પુરૂષથા છેક, સુહદ મીત્ર મરી ગયા, જીર્ણ થયો હુ છેક.
આંખે કંઈ સુજે નહી થર થર ધ્રુજે કાયા, તોયે હે દેહી હજુ, કયું ન ભજે જદુરાય;
સારા સાર વીચારથી ભવજળ તળવા કાજ, બુદ્ધિ બળને વાપરો કહે છે ભરથર રાજ;

### રાગ પ્રીતમના મૈનાની ચાલ.

સંસાર સાર અસાર છે, છુટવા ન કર્યું જતન;
ધ્યાન હરીનું નવ થયું, સાલે ઘણું રે તે મન. સંસાર.
ધર્મ ધરી સ્વર્ગ ના લીધું, ન કર્યા પયોધરપાન;
નારી પદમણી ના ભોગવી, સ્વપ્ને પણ નહી માંન. સંસાર.

હાય સમો સૌ વીતી ગયો, પશ્ચાતાપ અતી ધાર;
માતાનું જોબન કાપવા, ધર્યા જન્મ મેં સાર. ટેક.
ભોગો વળી ભોગવ્યા નહી, ભેગો ગયોરે હું આપ;
તપ ન કીધુરે મેં તન થકી, ઉલટો તપી રહ્યો આપ.
કાળ તો કંઇ વીત્યો નહી, વીત્યું આયુશ જાત;
તૃષ્ણા તો જીર્ણ થઈ નહી, જીર્ણ થયાં મમ ગાત્ર. ટેક.
ક્ષમા કરી પણ સકામથી, નહી નિષ્કામ કીન;
સુખ ભોગોનું મેં ત્યાગીયું, નહી સંતોષ લીન. ટેક.
નાઢને તાપ સહન કર્યા, નહી તપ કરી લેશ;
ધ્યાન ધર્યું મેં ધન તણું, શંકર ધ્યાન ન લેશ.
કર્મ એવાં મુનીઓ સમાં, કર્યા કર્મ અપાર;
સકામે સર્વે વહી ગયાં, કર્યા તપ મુની ધાર. સંસાર.
દૈવ આધીન સંસાર છે, દેવ દાનવ માન;
માણુસ તે કોણ માત્ર છે, માનો દૈવ બળવાન. ટેક.
ત્યા સર્વમાં એક છે, ભોગો ત્યાગીએ આપ;
પરમ પદારથ પામીએ, વામે સકળ સંતાપ. ટેક.
ભોગો જો ત્યાગે આપને, દેછે દુઃખ અનંતુ;
તેથી કરી ભોગો ત્યાગજો, લેજો ભક્તિ ભગવંત (સંસાર. ટેક.)

---

## ચોપાઇની ચાલ.

વીવેક લેઈ જો શાંતી વરે, તૃષ્ણા તરૂણી ધડી કરે;
ત્યારે સુખ આવે છે ધાય, જે સુખ ઈંદ્દર લેવા ચા'ય.
ભીક્ષા ભોજન વીણુ સ્વાદે કરે, એકવાર વળી દીનમાં ભખે;
ભુતળ સાથર સોવે કોઈ, શેવક જન નીજ ઈંદ્રી હોઈ.
જીરણ વસ્તર જીરણ ગોદ, તો પણ વીસય ન ત્યાગે મોહ;
નારી સ્તન છે માંસ વીકાર, કળસ કનક જે ઉરમાં ધાર.
લાળ લીકીનું મુખ છે સ્થાન, ચંદ્ર વદન તે ઉપમા જાણુ;
જંધા જેમ મુતર ખાણ, હસ્તી સુઢતે ઉપમા જાણ.
નારીમાના નર્ક પોટલો, કવીએ કહી વાળ્યો એટલો;
ભુખ ભાગવા વનફળ ખરાં, પાણી પીવા મીઠાં ઝરાં.
સુઇ રહેવાને પૃથ્વી સાર, વલ્કલ અંબર છે તૈયાર;
આવી સામગ્રી છે ધણી, શા માટે હું જાચુ ધણી.
એકે જગતને ઉત્પન્ન કર્યું, બીજાએ પ્રતીપાલન કર્યું.
ત્રીજે તૃણવત્ દીધું દાંન, પોતે નવ માન્યું અભીમાન;
આજ કાલના પૃથ્વીપતી, મદ રાખે તે કેવી મતી.

---

## દોહરાની રાહ.

## એક રાજા સાથેનો સંવાદ.

તું રાજા તવ રાજ્યનો, હું રાજા ગુરૂસેવ;
તું અભીમાની રાજ્યનો, બુદ્ધિ રાજ મમ ટેવ.
તું પ્રસિદ્ધ વૈભવ થકી, હમપ્રસીદ્ધ કવીયો કરે હું;
તું ભેદ ઝાઝો નહીં, ભેદ પર લોકે બહુ ધરે.

## છપ્પાની ચાલ.

માટીનો એક પીંડ તેવી પૃથ્વીને માનો, આસપાસ ચોતરફ જળે વટિલો જાણો;
તેમાંનો કોઇ ભાગ ભાગના ભાંગજ બનીયા, તેમાંનો કોઇ એક એકના રાજા બનીયા;
વળી રાજા રાજાઓ લડે ટુકડા પૃથ્વી કારણે, તેને જો જોચન કરૂં (તો) ધીક ધીક મુજ અવતારને.

## દોહરાની ચાલ.

નટ ભાટ એકે નથી, નથી ગાન કરનાર;
પરદ્રોહી બુદ્ધિ નથી, નથી અરૂી કુચ ધરનાર.

## હરીગીત છંદની ચાલ.

હતિ વિદ્યા પુર્વના કાળમાં, સંસાર તરવા સાધના;
વળી તેજ વિદ્યા થતી ગઈ, સુખ વિષય દેવા સાધના.
હવે તેજ વિદ્યા નવ ગણે, કો કાળનો મહીમા ગણો;
અધમથી સૌ અધમ થાયે, અસ્તકાળ ન દુર ગણો.
ધન્ય માનો તેમને, જે જીવત આખું ગાળતા;
શિવશંભુ શંકર દેવતા, ને સેવનાં પ્રાણુંતતા.

## રાગ ભેરવી ગજલની ચાલ.

તમને રાજા કહે જોઇ રાજની લક્ષ્મી, અમે રાજા છીએ ગણી વાણી અમારી લક્ષ્મી;
તમે સૂર કહાવો જીતી દેશ પરદેશના, અમે સૂર છીએ મન મારી રહ્યા હંમેશા.
કરે સેવા તમારી લોક ગણીને રાજા, સેવા કરે હમારી મુમુક્ષુ થવાને રાજા;
માટે માનો નહીં જો તમો હમોને કાંઈ, માનીએ હમે પણ નહી કણુક જો શાઇ.
હમે ભીક્ષા માગી ભરણુ હમારૂં કરીએ, વળી દીગાંબરનું વસ્ત્ર શરીરપર ધરીએ;
અમે નીંદર લેઇએ ભુતળ સેજ સમારી, શું કામ ધનીકની ગરજ રાખવી ભારી.

## દુમેલા છંદની ચાલ.

સેવક જોબન ધન ગયે, વળી બંધુ ગયે માનભ્રષ્ટ થયે જો;
હેમગીરી અને ગંગ કીનારે, ભુમી પવીત્રમાં વાસ કીયો જો.

## ચોપાઇની ચાલ.

વનફળ ખાઇને જીવે સાર, શૈન ભોવન પથ્થરને ધાર;
એવાં સાધન શાંતી કરે, શિવ ભક્તો તે નીશ્ચે ધરે.
ઉપરામ વ્રત્તી જેની થાઇ, તેને ઘર વન સરખું સહી;
કમળપત્રનું બીંદુ જેમ, પ્રાણ પોતાનો અસ્થીર તેમ.
સમજ્યો એવી સઘળી પેર, તોપણ ગયો ધનીકને ઘેર;

જાચન કીધી કરી વખાંણ, પાપ કર્યાં મે ખાણો ખાણ.
ગણ્યો નહી કંઈ કાળનો વેગ, દુર દશાઓ દીઠી અનેક;
અરે ભાઈ મેં ભારે ભુપ, દીઠા એવા કંઈક અનુપ.
રાજ સભાઓ ભરી બેસતા, સુંદર સ્ત્રીઓમાં માલતા;
સેવક મીત્તર પુત્રો બહુ, નામ માત્ર રહ્યા તે સહુ.
અહો જુવો એ દેવ મહીમાય, કાળ તમોને નમીએ પાય;
માતપીતા જે જન્મ આપીઓ, તીત્તર બંધુ હતો સાથીઓ.
તેતો સૌ કાળને વશ થયા, અને હમે એકલા બાકી રહ્યા;
નદી કીનારે ઉગ્યું તરૂં, દિન દિન પ્રત્યે સુતુ ખરૂં;
આયુષ્ય સમજો એણીપેર, મર્ણ આવશે કરશે કેર.

## પ્રીતમના મહીનાની ચાલ.

સરખા રહી સંસારમાં, સર્પ અને પુષ્પહાર;
શત્રુ અને વળી મીત્રમાંહે, ગણી લોહને ધાર. સરખા.
પુષ્પ પથારી પથ્થર વીશે, તરણું તારૂણી એક;
એમ સમાન દ્રષ્ટી કરી, દીવસો ગાળુ એ ટેક. સરખા.
શિવ શિવ શિવ શંકર કહી, જાપ કરતો રે જાઉં;
એવા દીવસો ક્યારે આવશે, જપી શીવમાં સમાઉં. સરખા.
ગંગાતીરે શીલાગીરી તણી, પદ્માસન ધરી ધ્યાંન;
યોગ નીંદ્રાને ધારણ કરી, છોડુ દેહ અભિમાન. સરખા.
હર્ણો પોતાની ભીતી તજી, વળી ઘસેરે શરીર;
એવા શંકર કરતા દીનો, ક્યારે ગાળુરે હું ચીર. સરખા.
ચંદ્ર પ્રકાશે ધોળું કર્યું, ગંગા ત્રઠ ગીરી પાહાડ;
ભોગો ભોગીને સંસારના, ઉપજ્યો વીણુ આડ. સરખા.
આતુરતાથી ઉચ્ચારતો, શિવ શિવ હે શિવ સાર;
એવા દીવસો ક્યારે આવશે, હે રૂંઢમાળ ધરનાર. સરખા.
સંસાર સઘળો ખોળી જોયો, દીઠો પુરૂષ ન એક;
વીશય હાથીને જે વશ કરે, મન માર્યું છે છેક. સરખા.
દેવ મોટા મહાદેવ છે, ગંગા સરિતા છે સાર;
ગીરી ગુફાને ઘર ગણી, દીગાંબર વસ્ત્રે ધાર. સરખા.
કાળ રૂપી મીત્ર માનીને, શાખા વડ અસ્ત્રી જાણ;
એવી સામગ્રી તૈયારજો, જાચન કરે કયમ જાણ. સરખા.
મારા દીવસો જે આગલા, દુઃખકર લાગેરે ભાઇ;
સ્વપ્ના સમુ સઉ વહી ગયું, અચરજ લાગેરે ભાઇ. સરખા.
શુદ્ધ વિદ્યા કો ન સાંપડી, ધ્યાન ધર્યું મેં ન ધીર;
માતપીતાને પેખ્યાં નહીં, દોષ દીધો મેં વીર. સરખા.
જોબનવતી નવ ભોગવી, સ્વપ્ને પણ કંઈ ચીર;
કાગ સમુરે જીવીત કરી, સુકૃત કીધું શું વીર. સરખા.
ભુંડ વિષ્ઠા ભોગો ભોગવ્યા, સાલે ઘણીરે તે પીડ;
એવી નહી ભવ પારથી, યોગી આનંદ વીર. સરખા.

સંસાર સાવ અસાર છે, વૈરાગ લેઇનેરે મન;
શરણુ થઇ શિવ એકને, ભજુ હર હર દમ. સરખા.

## ચોપાઇની ચાલ.

તમે રાજા છો ધનથી તોય, તૃષ્ણા એજ દરીદર સોશ;
ફેર નહી સંતોષે માન, તૃષ્ણા એજ દરીદર જાણુ.
મન ગમતો જગમાં વિચરે, ભીક્ષા ભોજન સાધુ ફરે;
શાસ્ત્ર શ્રવણુ છે શાંતિ સાર, વીષય ત્યાગ થયો ભવપાર.
આ સઘળુ ફળ આપ્યું કોણુ, મોટા તપનો ઉગ્યો ભાણુ;
વીચાર એવો કરીએ ફરી, દૈવ દયા મુજ ઉપર કરી;

## દુમીલાની ચાલ.

કર પાત્ર ધરી ભીખ અન્ન લઈ, દીગઅંબર રૂપી જે વસ્ત્ર ધર્યું છે;
ભુતર સેજ સમારી કરી, ગત સંગ કરી મન શાંત થયું છે.
ધન્યધાન્ય કહો સૌ લોક તમે; જેણે કર્મનું મુળ ન બર્યું કર્યું છે;
ધન આતમ યોગી જે ત્યાગી થઇ, થયા બ્રહ્મ પરાયણુ સુખ લહ્યું છે.

## ચોપાઇની ચાલ.

ચંચળ ચીતવાળા સૌ રાજ, પરસન કરવા અઘુરૂં કાજ;
સેવા સ્વામી સેવક કરે, તોએ રાજીપો નવ ધરે.
વીશાળ આશા વળગી રહી, જરા આવશે જલદી સહી;
આવે મોત ન લાગે વાર, હવે સખા તું તપને ધાર.
ભોગો ચંચળ દામિનિ વેગ; પરપોટા સમ આયુષ છેક;
નાશવંત માની સંસાર, યોગ કરીને સીદ્ધી ધાર.
ભીક્ષા માગી ભરવું પેઠ, જેમ તેમ ઉતારો વેઠ;
ધનધન એવા જનને કહું, ધીક ધીક દીન સંસારી લહુ.

## છપાની ચાલ.

કોઇ કહે ચંડાળ, કોઇ બ્રાહ્મણુમાં લેખે; કોઈ કહે એ શુદ્ર, કોઇ તપસી રૂપ દેખે;
કોઈ કહે યોગીંદ્ર, તત્વબુદ્ધિને પામ્યો; સુખ શાંતિને વરી, દુખ સંસારી વામ્યો;
વીવીધપણે જગ બોલતું, તોય કોપ તે નવ ધરે; ધન ધન એવા પુરૂષને, જે નિવૃત્ત યોગે વરે.

## ચોપાઇની ચાલ.

ભવ બંધન તુટયાં જેમનાં, વિષય સર્પ પામ્યા તેમના;
શરદ ચંદ્રનિ રાતો જેહ, વનમાં વીચરી ગાળે તેહ.
શરણુ લેઈ એક ચીત્તજ તણું, સુકૃતમાં જે લાગ્યુ ઘણું;
દોષ રહીત ભીક્ષાને ભખે, ધન ધન એવા યેગી સખે.
ઈંદ્રીયજન વીષયનાં સુખ, તજો જનો માની તે દુઃખ;
નાશવંત માની સંસાર, નીત્ય ભાવ ઇશ્વરમાં ધાર.
અહો પ્રીયે તું થા તૈયાર, ખા વન ફળ જુ, સેજ સમાર;
વલકર વસ્ત્રમાં પ્રીતી કરો, પુણ્ય પવિતર વનમાં ફરો;
કરો અગોચર વનમાં વાસ, નીચ ધનીક ન આવે પાસ;
ધનીક શબ્દ કાને નવ પડે, એવા વનમાં જા તુ ખરે.

અરે ચીત તજ મોહ સંસાર, જટા ધાર શિવ પ્રીતી ધાર;
સંગ કરો ગંગા તટસાર, સ્વર્ગ મોક્ષ પામે નહિ વાર.
ગાંન તાંન આગળ જો થાય, કવીઓથી મન રંજન થાય;
મદન મોહના ચામર કરે, ભલે સુખ સંસારી ધરે.
જો એવું સુખ પામો નહિ, તો નિર્વીકલ્પ સમાધી સહી;
અરે બુદ્ધ તું મનથી જાણ, ક્ષણભંગુર અસ્ત્રી સુખ માન.
ઉપરાંમ વૃત્તી તેથી કરો, બુદ્ધિ તરૂણી મૈત્રી ધરો;
નારી નવ ઉગારે નરક, શીવભક્તિમાં થાને ગરક.
માતા લક્ષ્મી મુજને છોડ, હું ન ભજું બીજાને જોડ;
ઇચ્છા ભોગ તણી નવ ધરૂં, નીસ્પૃહીને શું તું કરૂં.
પવિત્ર પાન ખાખરનું લઇ, વૃત્તી ભીક્ષા કરીએ સહી;
મહાદેવનો કરીએ જાપ, ભવ તારણ છે આપો આપ.
ભ્રાત પુર્વની વાતો કહું, હું તે તું ને તું તે હું;
વેરાગી થઇ લીધો ભેખ, પડીયા જુદા હું તું છેક.
અરે બાળા શું મુજને જુવે, નિરમુળ કામ કર્યો છે હવે;
મોહ હમારો સઘળો ગયો, કામ તજી નિષ્કામી થયો.
તારણ સમ તરૂણી હું ગણું મેં, લીધું છે સાધુ પણું;
કટાક્ષ કેમ મારે છે મને, જંપ જંપ શું કહેવું તને.
મનહર મંદીર વસવા ઘણાં, સાંભળવા ગાયન નહીં મણા;
પ્રાણ થકી પ્રીય લાગે પ્રીયા, સુખ સંસારી પુઠે ત્રીયા.
પણ ચંચળ એ સઘળું સુખ, દીવો જેમ પતંગને દુઃખ;
એમ વિચાર કરીને રહ્યા, સંત પુરૂષો વનમાં ગયા.

## રાગ રામગ્રીની ચાલ.

કંદ ખુટયાં શું કંદર વિશે, પર્વત પાણી કયાં સુકાય;
વલકર ખુટયાંરે શું વન થકી, વૃક્ષો એ ફળ કયાં થાય. કંદ ખુટયાં.
નથી રે ખુટયાં નીર નદી તણાં, નહીં ફળ મુળ કંદ;
કેમરે જાચો ધની નીચને, ધનથી થાય તે અંધ. કંદ ખુટયાં.
હીમગીરીની શીતલ શીલા, ઠંડી ગંગાથી એક;
એ સઘળું કયાં જતું રહ્યું, પ્રીતી પરધન છેક. કંદ ખુટયાં.
પ્રલય અગ્નીની જવાળા થકી, મેરૂ બળે છે જે વાર;
સાગર નીર સુકાઈ ગયે, થાય મચ્છ નીરાધાર. કંદ ખુટયાં.
ધરા ધર પાદ ધરઇ ધરા, અંત પામે છે રે આપ;
શરીર મનુષ્યની શી કહું, ચળીત સઘળું છે બાપ. કંદ ખુટયાં.
સંગ રહીત ને નીસ્પૃહ બની, બની થયો એક શાંત;
કરી કર પાત્ર દીગંબરી, કરૂં કર્મનો અંત. કંદ ખુટયાં.
એવો સમય કયારે આવશે, હે શીવ શંકર બાપ;
દીવસે મારા શંકર કરૂં, રાત્રે જપુ તવ જાપ. કંદ ખુટયાં.
શું થયું લક્ષ્મી મળ્યા થકી, શત્રુ દાબે શું પાગ;
માન દીધાંરે સેવક જને જીવ્યા કલ્પ અથાગ. કંદ ખુટયાં.

શું થયું કંથા જીરણુ ધરે, અથવા સુંદર વસ્ત્ર;
શું થયું ગજ ઘોડા થકી, અથવા એક પત્નીવ્રત. કંદ ખુટયાં.
ભાત ભાતનાં ભોજન કરે, અથવા કર્યે વાળુ માત્ર;
બોધ પ્રત્યક્ષ જે બ્રહ્મનો અથવા ભણે જુદાં શાસ્ત્ર. કંદ ખુટયાં
એ સર્વે તોલે નવ ગણો, શંકર ભકતી જે સ્નેહ;
જન્મ મરણુ ભય જે ગણે, બંધુમાં નહી નેહ. કંદ ખુટયાં.
કામ વીકાર જેને નહીં, સંસર્ગે દોષનો નાશ;
નીર્જન મનમાં વાસો વસે, રાખે વેરાગની આશ. કંદ ખુટયાં.
અજર અમર જે અંનત છે. બ્રહ્મ પ્રકાશ સ્વરૂપ;
દેવ અશાસ્વત માનીને, ચિંતવન કરો શીવરૂપ. કંદ ખુટયાં.

## ચોપાઇની ચાલ.

અરે મન તું મનથી મેલ, ચીતને ચંચળતાથી ઘેર;
પળમાં ચીત આકાશે જાય, પળમાં ભુતલ દુર પલાય.
પળમાં ફરી વળે ચોદશે, બ્રહ્મ લઇ શાંતિ ના વસે;
**ગોપાળ** ગુરૂ તણી જો મહેર, ચીત થાકીને બેસે ઘેર.

## દોહરાની ચાલ.

અજ્ઞાની જંતુ ઘણા, ઉધમ કરી અપાર; રાત દિન નિષ્ફળ કરે, કરી વે'વાર હજાર.
વાર વાર દુઃખો વહી, મોહ ધરે સંસાર; તેજ્યા કેમ કરે નહીં, મોંસમ કોણુ ગુમાર.
પથારી પૃથ્વી કરી, હાથ ઓસીકું સાર; ચંદરને દીવો ગણી, વૃત્તીને ગણી નાર.
યોગેશ્વર રાજા સમે, લે છે સુખ અપાર; સાર રહીત સંસારને, જ્ઞાન કરે છે છેક.
ત્રણે લોકનું રાજ્યં પણ, જ્ઞાની ચહે ન એક; એવા વીધીવત જ્ઞાનથી, તજો ભોગ મતી મંદ.
આસન વસ્તર માનમાં, કરે પ્રીતી જન અંધ ધર્મ અર્થને કામની વીધી કર્મ વ્રત દાન.
વેદ પુરાણે વાત છે, કર્મ સકામે માન; પુણ્ય થકી સૌ સાંપડે, સ્વર્ગ લોકમાં વાસ.
પુત્રાવૃત્તી થાય છે, થયે પુણ્યનો નાશ; બંધન જન્મ મર્ણુ તણું, તુટે નહીં કો કાળ.
બ્રહ્મજ્ઞાન વેદાંતથી, ભસ્મ થાય જંજાળ; વ્યાપક ઈશ્વિર એક છે, બ્રહ્મ કહે તે માટ.
કુંદન કહું તે એક છે, એક તણા સૌ ઘાટ; જોબન ધન આયુ ગણો, ચપલ મનોરથ જેમ.
વિજળિ ચમકાર સમે, વિષય તણું સુખ તેમ, આલિંગન સ્ત્રી તણાં રહે નહીં બહુવાર.
માટે ભવ તરવા વિષે, બ્રહ્મ ચીંતનને ધાર; લોભ કદી પામે નહીં, પુરૂષ વિવેકી ભાઇ.
યત્ન કરે બ્રહ્માંડ પણુ, ડગે નહીં રતી રઇ; સમુદ્રમાંની માંછલી, તરફડ કરે અપાર.
સાગર કદી ચળે નહીં, ત્યમ જ્ઞાની બ્રહ્મ ધાર; સ્ત્રીનય જોતો જગતને, અંધ ગન્યાથી કામ.
તે દેખું હું બ્રહ્મમય શત્રુ મીત્રને ગાંમ.

## રાગ પ્રીતમના મહીનાનો.

જ્યાં લગી સ્વચ્છ શરીર છે, વ્યાકુળ રહીત છે રોગ;
ઘડપણુ ઘેરે તન વિશે, ઇંદ્રી શકતીના જોગ. જ્યાં લગી
આયુશ ક્ષીણુ થયું નથી, સઘળે બની રહ્યો જોગ;
આત્મા પોતાનો ઓધ્ધાર, કરવા ઉદ્યમો યોગ. જ્યાં લગી.
ઉદ્યમ નિષ્ફળ તે માનવો, કુવો ખોદવો લાહ્ય;
શરીર અશકત થયા પાછી, શંકર ભજ્યા નહીં જાય. જ્યાં લગી,

જન્મ ધરીને સંસારમાં, અભ્યાસ વીદ્યા નહી કીન;
સુદ્ધ થઈ જસ ના લીધો, છેદ્દી શરીર હસ્તીન. જ્યાં લગી,
અમ્રત પાન જે કાંમની, ચાંદનીમાં નહી લીન;
વ્યર્થ જોબન તેનું માનવું, શુન્ય ઘર દીવો દીન. જ્યાં લગી

## ચોપાઇની ચાલ.

સ્થળ એકાંત યમીને યતી, મુક્ત રૂપ હોવે જે વતી;
તેજ એકાંત પ્રગટાવે કામ, મદ માતી જો આવે ધાંમ.
તેવી રીતે એકજ જ્ઞાન, નાશ કરે છે મદને માંન;
અજ્ઞ જનો મદ માંની કરે, સમ વિષમ અધિકારે ફરે.
અનીર્વચની આખો સંસાર, સારો નરસો શો વીચાર;
કોઇ જગા વીણા ગુલ્લાન રૂદન હાય કરે કો સ્થાન.
સુંદર સ્ત્રી હોવે કો જગે, ઘડી ભુંઢાયાં વળી કો જગે;
જ્ઞાન વાર્તા ચર્ચા કો ઠામ, મદિરા મત્ત લઢે કો ગાંમ.
સારૂં નરસું સઘળે ઠામ, સ્થીર નહી તે કોને કાંમ;
અમૃત ઝેર કળ્યું નવ જાય, દ્રઢ માને તે ગોથાં ખાય.
મન મનસુબા જીરણ થયા, ગઇ જુવાની ઘરડા થયા;
શૌર્ય આદી જે દેના ગુણ, ગુણીઘર જુવે તે કોણ.
શુરો કાળ આવ્યો ઝટ માંય, કરવો મારે કોણ ઉપાય;
શંકર ચર્ણ સેવામાં મતી, તે વીણ બીજી નહી કો ગતિ.
મધુર સુગંધી જળનું પાંન, તરસ ભાગવા જળ નીદાન;
ભુખ ભાગવા ભોજન કરે, કાંમ સમાવા સ્પર્શજ કરે.
ઉપાય એ સૌ રોગો તણા, લોક ઘણે સુખોની મણા;
શંગત સંગ તજો સંસાર, ભવસાગરની પેલે પાર.

## લલીતની ચાલ.

નીજ સ્વરૂપમાં, રમણ જો કરૂં; સ્વર્ગ આશને, કદી નહીં ઘરૂં.
ગુરૂ વચન ધરી, કર્મને કરી; ગંગ જળ થકી, સ્નાનને કરી.
પુષ્પ પવિત્રથી, પુજન જો કરૂં; ગીરી ગુફા વીશે, ધ્યાનને ધરૂં.
જન સેવા તજી, દુ:ખને હરી; દીવસ માહરા, નીર્ગમુ હરી.

## દોહરાની ચાલ.

વિપત્તી પીડા થકી, કુટુંબ દયાથી હીન; ગંગા સરીત સેવે નહી, તે જન બુદ્ધિ હીન.
મંગળ ભાસે મર્ણ જો, કાશીક્ષેત્ર થાય; કરે ત્યાગ કાશી તણો, અબુદ્ધિ તે કહેવાય.

## રાગ ચોપાઇની ચાલ.

સેવા રાજાની ચીત ત્યાગ, વિશ્વેશ્વર કાશી અનુરાગ;
વીધી દુ:ખ દે અપરંપાર, પુનરાવૃત્તી વારંવાર.
કામારી વિષ્ણુ છે એક, ( તોપણ ) મમ ભક્તિ શંકર વિશેખ;
શંકર ભક્ત હોવે જે કોય, કાંમ કરે શું તેને જોય.

ધનુષ્ય તારૂ પીડા શી કરે, કોયલ શબ્દ શું કાને નડે;
સુંદર બાળા શું તું કરે, મારૂં ચિત્ત શંકરને ધરે.
ભક્ત યોગી સુખે વીચરે, શતખંડી કાપીનો ધરે;
ભીક્ષા માગી ઉદરને ભરે, મશાણુ ભુમી વાસો કરે.
શત્રુ મિત્રમાં સરખો ભાવ, એકાંત સેવે ઇશ્વર ભાવ;
અરે ભાઇ ભોગેને જાણુ, ક્ષણભંગુર વીષયોને માંન.
વીશય ભોગ માનો સંસાર, વીશય તજીને સુખને ધાર;
આવાગમન તેં કર્યાં અપાર, નીવ્રત થઈ શાંતિને ધાર.
ઉપાય કામ હરવાનો કરો, આત્મારામ એકાગ્રે કરો;
ધન્ય ગણું હું તેવા જન, બ્રહ્મધ્યાન જે હોવે મન.
ધીક માનો તેને સૌ કોઇ, ક્રીડા વન કરે છે મોહી;
ધીક ધીક છે તેનો અવતાર, વૃથા ધર્યો ભુઇપર ભાર.

## છપાની ચાલ.

મર્ણ ગળે છે જન્મ, જરા જોબનને ઘેરે; ધન ઇચ્છા સંતોષ, અસ્ત્રી શાંતિને હેરે.
દેશ ગુણોને ગળે, સર્પ વન પૃથ્વી ઘેરે; દુરજન ઘેરે રાજ, ધૈર્ય ચંચળતા હેરે.
(એમ) એકની પુઠે એક છે, રીપુ વીના કોયે નથી; સંગત સાચી માંનીને, ભજન કરો સૌ ભાવથી.

## દોહરાની ચાલ.

મનમાં વ્યથા શરીરે રોગ, નાશ કરે આરોગી લોક;
લક્ષ્મીને આપત્તી નડે, મૃત્યુથી સૌ એ ખડબડે.
માટે નામ તણો છે નાશ, નાશ રહીત માનો અવીનાશ;
સુખ નથી સંસારે ક્યાંય, નીશ્ચે જોયું મહીતળ માંય.
મળ મુત્ર ગર્ભાશય દુઃખ, સ્ત્રી વીયોગ યુવનમાં દુઃખ;
જરા, અનાદર, સ્ત્રીનું દુઃખ, સંગત શીવ ભજ્યાથી સુખ.

## ચોપાઇની ચાલ.

સો વર્ષ આયુ નિરમાણુ, પચાસ નિદ્રાનાં પરમાણુ;
જરા બાળપણુનાં પચવીસ, પચીસ માને પૈસો ઇષ્ટ.
વ્યાધી રોગ તણો સંયોગ, દુઃખ સહે કુટુંબ વિયોગ;
જીવતર સઘળું ચાલ્યું જાય, હરશેવા સ્વપ્ને ના થાય.
જ્ઞાની કનક કામની તજે, ધન્ય ધન્ય ઇશ્વર જે ભજે;
ધીક અમાયું જીવતર જાય, ધન ઇચ્છા પુરી નવ થાય.
જરા વ્યાઘ્ર સમ આવે સહી, શત્રુ રોગો દુઃખને દેઇ;
ફુટયો ઘટને વે'છે નીર, આયુશ ઓછું થાયે ચીર.
અહો અચરજ તે મોટી વાત, વીરૂદ્ધ કર્મ કર્યો કયં જાત;
બ્યસન થાય જે ભક્તી બ્રહ્મ, છાંડે જે બુદ્ધિનો ભ્રમ.
સ્ત્રી ભાષણુ સ્ત્રી દર્શણુ થકી, કોન પ્રયોજન મૈથુન થકી;
ધન્ય ગણો તેનો અવતાર, પર ઉપકારે જન્મે સાર.

બાર સકળ પૃથ્વીનો સહ્યો, એવો કુમંતો એકજ થયો;
ખગ મંડળ નિયંતા સાર, એકજ તારો ધ્રુને ધાર.
જીવતર વ્યર્થ ઇતર જન તણું, જેમ ધુલર ફળ જંતુ ઘણા;
ભવસાગર જો તરવો હોય, તજો જનો ત્રીયા સૌ કોય.
ઠગાઇ ગયો ઈંદ્રીયો થકી, તે માટે હું નીંદુ નકી;
જરા કરે છે દુર્બળ તંન, નાશ કરે છે સુખના દન.
આંખે કાને ઓછો થાય, મરજાદા સૌ દુર પલાય;
ધણીઆંણી સેવા ના કરે, છોકરો થઇ દુઃશ્મનમાં સરે.
ખેદ તણી છે મોટી વાત, વૃદ્ધપણું વણુ સાડે ગાત;
નટ બાજીગર જેવો ખેલ, ગેબ થાય ખુટયે દીવેલ.
જરા જુવાની બાળકપણું, પલકે રહીને થાયે ફનું;
મહાદેવ દેવોના દેવ, તેની કરવા ધારૂં સેવ.
ચંચળતા મારી સઉ ગઇ, શાસ્ત્ર વિચારે શાંતિ લહી;
સંકલ્પ વિકલ્પ સઘળા ગયા, ભરથરી એ છે શીવની મયા.
ભય ગણુવો ભોગોમાં રોગ, ભ્રષ્ટપણું તે કુળનો રોગ;
દ્રવ્ય વિશે રાજા ભય ઘણો, મૌય વીશે ગરીબી તણો.
બળવીશે શત્રુનો ભય, રૂપ વીશે ધર્ડપણુનો ભય;
શાસ્ત્ર તણો ભય વાદે ઘણો, ગુણીજનોમાં ખળનો ગણો.
કાયાને ભય છે કાળનો, નીર્ભે એક વૈરાગજ ઘણો;
શ્રીગુરૂ સંગતનો પરતાપ, ટાળે જે ત્રીવીધના તાપ.
ગોપાળ પ્રણુ કવીતા કરી, સુણો જનો સૌ હેતજ ધરી;
અમદાવાદ દેશાઈની પોળ, બીજું ઘર છે ડાબી ઓળ.
પેટલાદ પુરૂ છે ગામ, પુર્ણ કર્યું આ તેણે ઠામ;
ભરથરી ભુપ ભણ્યો વૈરાગ, પઘ કર્યું નીજમત અનુરાગ.
ગીરધર બાપુલાલ દલાલ, ત્રીકમજી જગજીવનનું વા'લ;
સ્નેહ કરાવ્યો રૂડી પેર, કવીતા કીધી સેલ.
પણુ શીખામણુ ગુરૂની ધરી, હરી ભજનમાં પ્રીતી કરી;
હર સ્મરણુ છે મોટી વાત, સૌ પુરૂષારથ આવી જાત.
હેત કરીને રૂદિયે ધરો, માથા ફોડો દુર કરો;
સંગત પુરો મનના કોડ, જય જય બોલો શ્રી રણુછોડ.

**ઇતી વૈરાગ શતક. શ્રી કૃષ્ણાર્પણુ મસ્તુ.**

# અથ મણીરત્ન માળા.

## રાગ પરભાતીઆની ચાલ.

ગણુપતિ દેવનું પ્રથમ સ્મરણુ કરી, મણી અને રત્નની માળ ગાઉં,
સરસ્વતી માતને હાથ જોડી કહું, બુદ્ધિ દેજો મને જોગ માચું.
શરણુ ગુણુ તણી હરી હર જોગણી, નાવ પકડે તે ભવ પાર જાણો,
બંધ તે જાણુવો વીષય પ્રીતી થકી, પ્રીતી વીણુ હોય તે મુક્ત માનો.
હુંપણું દેહમાં નર્કનું રૂપ છે, સ્વર્ગનું રૂપ તે ત્યાગ તૃષ્ણા,
આત્મ પરમાત્માનો બોધ જેણે લીધો, જીતી સંસારને સુખ માણ્યાં;
અંતર બોધ તે મોક્ષ હેતુ ગણો, નર્કનું બારણું નારી સમજો,
પ્રાણુ હીંસા તજે સ્વર્ગને પામશો, ત્યાગી હીંસાત્મ દાતાર ગણુજો.
સુખ્ખે સુતો ગણો સમાધી જે કરે, જાગતો જાણુજો વીવેક જેને,
શત્રુઓ માનજો ઇંદ્રીઓ વીશયની, મીત્ર પરમાણુજો રહીત એને;
દરદ્રી જાણુવો તૃષ્ણા જેને ઘણી, શ્રીમંત માનવો સંતોશ જેને,
ઉદ્યમ રહીતને મૃતક જીવતો ગણો, આશાના ત્યાગ વીણે સુખ કોને.
હું અને માહરૂં એજ બંધન ગણો, કેફ તે માણુજો લલીત લલના,
આંધળો માનવો મદન વશ જે થયો, મ્રત્યુ વશ તે થયો અપજસ જેના;
ગુરૂ તે સમજવા બોધ પરલોક દે, શીષ્ય કર્તૃત્વ છે ગુરૂ સેવા,
રોગ મોટો ખરો સંસાર રૂપ જે, શ્રીગુરૂ માનવા વૈદ્ય જેવા.
હું અલ્યા કોણુ ને મારૂં છે શું અહીં, તત્વ વિચાર ઔષધ તેનું,
આચરણુ શીયળ તે ઘરેણું માનવું, જાણુવું તીર્થ મન શુદ્ધ જેનું;
કનકને કામની ત્યાગવા જોગ છે, યોગ્ય છે શ્રવણુ ગુણુ વેદ ઘોષા,
મુક્તિ હેતુ વિષે પોળીઆ ચાર છે, દયા સત્સંગ સુવિચાર તોષા.
સંત તે માનવા પરમ વૈરાગી જે, મોહથી રહીત શીવ તત્વ જાણે,
તાવ ચીંતા ગણો પ્રાણુ લેનાર જે, શુન્ય વીવેક તે મુર્ખ જાણે;
ભક્તિ શિવ વિષ્ણુની કર્મ કરવા વીશે, દોષથી રહીત થઇ જન્મ ગાળો,
વિદ્યા તે જાણુવી બ્રહ્મ વીદ્યા વડી, બોધ તે જાણુવો મુક્તિ વાળો.
આત્મ પરમાત્મને જાણુવો લાભ છે, જગત જીત્યું જેણે મન જીત્યું,
ઝેરમાં ઝેર છે સમગ્ર જે વીષય તે, વિષયની પ્રીતીથી સુખ્ખ રીટયું;
ધન્ય તેને કહો ઉપકાર પર ચહે, પુજવા યોગ તત્વવીદ્ધ માનો,
પાપ ને સ્નેહ તે યોગ કરવા નહીં, યોગ તે વેદ અધ્યયન જાણો.
તેજ વિજ્ઞાન છે નારિથી જે બચ્યો, હેડને બેડી તે નારિ સમજો,
દીવ્યવ્રત માનજો કપટથી રહિત જે, કોમળતા મૃદુલતા વૃત્ત ગણુજો;

નારિ પ્રપંચ તે ગુહ્યથી ગુહ્ય છે, ત્યાગ નવ થઈ શકે ખોટી આશા,
મુર્ખ તે જાણવો વિદ્યા જેને નહીં, હોય મુમુક્ષુ સતસંગ વાસા.
મુર્ખને પાપિનો ખળ તથા નીચનો, ત્યાગ જો સંગ મુમુક્ષુ થાવા;
ભક્તિ મમતા રહીત સંગ સત્સંગથા, મુમુક્ષુને નીત્ય હરિગુણ ગાવા.
જાચના જન વિશે મુળ નાનમતણું, પ્રભુ પદ યાચના મુળ મોટું,
જનમ્યો તે જાણવો જન્મ ફરી ના ધરે, મ્રતક તે માનજે મ્રત્યુ ખોટું;
મુંગો તે માનજો યોગ બોલે નહીં, ગુરૂ વચન ના સુણે બેહેરો જાણો,
નારિની જાતની પ્રતીત કો નવ કરો, શીવ અદ્વૈતને તત્વ માનો.
ઉત્તમ સૌ થકી માનજો સદાચરણ, નવ કરો કર્મ કે શોક પામો,
કામ ને કંસના વેરી શિવ વિશ્નુ જે, પુજવા સમ ગણી દુખ વામો;
શત્રુ મોટા ગણો કામને ક્રોધ જે, લોભ તૃષ્ણા અને અસત્ત વાણી,
તૃપ્તી જે વિષયની નવ થાએ કદી, દુઃખનું મુળ મમત્વ કહાણી.
કથન કિરતારનું મુખ્ખ શોભા વડી, સત્ય તે માનવું હિત પ્રાણી,
ત્યાગ સ્ત્રી માત્રનો સુખનું રૂપ છે, આપવા યોગ છે અભયની વાણી;
મન મરવા થકી મોક્ષપદ સાંપડે, મુક્તી નક્કી થયે બીતી ભાગે,
શલ્યને બોજ તે મુર્ખતા નિજ તણી, યોગ જે વૃદ્ધ ગુરૂ સેવા પાગે.
મન વચન કાયથી સમય પ્રાણાંતમાં, ચીંતવન યોગ છે રામ રામા,
ખોટી જે વાસના સંતના ચોર છે, યોગ વિદ્વાન શોભા સભામાં;
શાંતિનું સુખ છે બ્રહ્મ વિદ્યા થકી, અધીક વીદ્યા થશે દાન દીધે,
મોહ સંસારનો લોક અપવાદનો, સંતજન હોય તેણે ભય ગણવો,
બંધુ તે જાણવા સાથ દુખમાં કરે, પાલના કરે તે માબાપ ગણવો.
રૂપ જે સુખ છે શાંતને બોધ છે, તત્વ તે શીવ છે પાર બુદ્ધી,
જગત વ્યાપક હરી બ્રહ્મ રૂપે ગણી, જગત જાજ્યું જેને તત્વ બુદ્ધી;
લોક પરલોકમાં જાણજો દુર્લભ, સદગુરૂ સંગતી બ્રહ્મ વીચાર,
બ્રહ્મના બોધથી ત્યાગ સર્વે થશે, અજીત વળી કામ જે રહીત છે પાર.
વેદ અધ્યયન કરી બોધ જે નવ ધરે, નવ કરે ધર્મ નર પશુ માનો,
નારિને જાણજો અમ્રત વિખ સમુ, મિત્ર પરિવાર પણ શત્રુ જાણો;
જોબન ધન વળી આયુને માનજો, ચલીત જેમ વીજળી ઝબક થાએ,
યોગ્ય સુપાત્રને આપવું દાન છે, નીશ્ચિદ્ધ તો નવ કરો પ્રાણ જાએ.
યોગ્ય પ્રાણાંત છે માનસી પુજન જે, શિવ શિવ શિવ કહી પ્રાણ ખોવા,
કર્મ તે માનજો પ્રેમ પુષ્કળ કરે, પ્રભુ પદ પ્રીતીથી ગુણ ગાવા.
અસત સંસાર ગણી આસ્થા કરવી નહીં, મા'રૂં કરો મિથ્યા મરવા,
ખોટો આ ખેલ સંસારનો સમજજો, ચીંતવન શીવ હરદમ કરવા;
શ્રી ગુરૂ **સંગતીદાસની** મ્હેરથી, દાસ ગોપાળ મણીરત્ન ગાઈ,
સાંભળે જે શીખે સેવ તવ આપજો, જાનકી નાથ જનક જમાઈ.

ઇતી મણી રત્નમાળા સંપુર્ણ,

# અથ ધર્મ વિનોદ.

## ગણુપતીની સ્તુતિ.

### ભેરવી ગઝલની ચાલ.

**( જીને આપકું જોયા નહીં જોગી હુવાસો કયા ભયા. )**

ગણુપતી ગિરજાનંદ છો, આનંદ ધન સુખ સાધક.
કર્તા મંગળ દુઃખ હર્તા, દેવ છો અતિ લાયક;
પરથમ તમોને વંદીને, આરંભ કરશે કામ જે;
પરીપૂર્ણ તે નિશ્ચે કરો, ગત વીઘન રહીત કલેશ જે.
ગજ આનંદ ઉમિઆ નંદ છો, ઉંદર જે વાહન કરો,
હસ્તિ વદના ગજન દૂંતા, દુંદાળ દુઃખ દુર કરો;
તમે દેવ આદી દેવ છો, યોગેશ ધારે ધ્યાનમાં,
ગોપાળ સંગત જો કરે, તો મતિ ધો ગુણુ ગાનમાં.

### સરસ્વતીની સ્તુતી રાગ ઉપર પ્રમાણે.

સરસ્વતિ માતા હાથ જોડી, નમન કરૂં હું આપને,
મતિ વીમળ કરજો દુઃખ હરજો, સુખ કરજો સર્વને;
તમે આદ્યશક્તિ ઇશ્વરી છો, બ્રહ્મને બ્રહ્મ રૂપીણી,
તમે અગ્ર રસના મમ વસો, દેવી હે નારાયણી.

### દોહરાની ચાલ. ગણુપતિ સ્તુતિ.

ગણુપતિ ગીરજા સુતને, વંદુ વારંવાર;
બળ બુદ્ધિ દેજો મને, દેજો દુઃખ નીવાર. १.
મંગળકાળી દેવને, સંભારે જે વાર;
નિર્વીઘ્ન હોય તેહને, કામ આદર્યા સાર; २
અલ્પમતિ જાણું નહીં, કાવ્ય તણો કંઇ સાર;
નહી પીંગળને છંદ નહીં, ગદ્ય પદ્યનો સાર. ३
કેવળ પ્રેમ હુલાસથી, કાલાંવાલાં કાજ;
એ ટુંકાના બોલથી, રીઝાવું મહારાજ. ४
તમે આદ્ય તમે ઈશ છો, પરથી પરમેશ;
માયા નીજ સ્વિકારીને, રચ્યો ખેલ બહુ બેશ. ५
તો પણુ માયાતીત છો, કોવીદ જાણે ભેવ;
ભેદ જાણુવા કારણે, ધરે ધ્યાન યોગેશ. ६

અગમ અગોચર આપ છો, મનનો પણ નહી વેગ;
મંદમતિ શું વીનવે, જ્યાં ત્યાં એકાએક. ૭
અનંતનામી એક છો, અનંત રૂપે એક;
સબળ બ્રહ્મ ગણેશને, લહે સો વીરલો એક. ૮

## ગુરૂ સ્તુતી. રાગ બનજારો નાટકનો.

તમને વંદુ હું વારંવાર, ગુરૂ **સંગતદાસ** હમારા.
ગુણ ગાતાં રહી જાય બાકી, ઉમા શીવ સંવાદની શાખી;
જેથી ગુરૂ ગીતા થઈ સારા, ગુરૂ **સંગતદાસ** હમારા.
ગુરૂ શબ્દનો અર્થ છે મોટો, જેની કૃપાનો નથી કંઇ ટોટો;
ગુરૂ ગોવિંદ શાસ્ત્ર આધારા ગુરૂ **સંગતદાસ** હમારા.
તમે હીત કરતા ઉપકારી, લ્યો નર્કોથી સૌને ઉગારી;
તમે રામ રતન દેનારા, ગુરૂ **સંગતદાસ** હમારા.
તમે ભ્રમથી લીધો ઉગારી, તે પર મજબુત મેખો મારી;
હવ ડગે નહીં તલભારા, ગુરૂ **સંગતદાસ** હમારા.
કૃપા કીધી કહાનજીભાઇએ, પ્રભુ કર ગ્રહીને લઇએ;
એમ પ્રેર્યા દયા ધરનારા, ગુરૂ **સંગતદાસ** અમારા.
મોટી સીદ્ધિ શક્તિના સ્વામી, તમને કહેવું શું અંતરજામી;
માટે જોશો ન દોશ લગારા, ગુરૂ **સંગતદાસ** હમારા.
આકર્ષણ શક્તિ ચલાવો, મને સંમારગમાં નભાવો;
એવા અકળ ગુણો છે તમારા, ગુરૂ **સંગતદાસ** હમારા.
સંગત નામનો અર્થ છે એવો, કરે સંગત પોતા જેવો;
તેની ભક્તિ ભાગ્ય હમારા, ગુરૂ **સંગતદાસ** હમારા.

## લલીત છંદની ચાલ.

સંગ તાહરો, જો કર્યો હશે; ગતી માહરી, તો પ્રભુ થશે.
તન મન ધન થકી, સેવ જો થશે; દાન ધ્યાન જો, મન વીશે ઠસે.
સકળ ભય તજી, નામ જો ભજ્યું; જીવત માહરૂં, સફળ તો થયું.

## રાગ પરભાતીઆનો. ગુરૂ મેળાપ.

આજ તો અવનવી વાત એક ઉચરૂં, **સંગતી દાસ**ની ભાળ લાગી;
કાહાનજીભાઇએ મોકલ્યા તેમને, પ્રેમને હેતની હા વાગી. ટેક.
અમદાવાદ શેહેરમાં આવી પોતે રહ્યા, પરમારથ રૂપની જોડી;
સંશય સર્વને ભેદીને છેદીને, જળ સંસારની બેડી તોડી. ટેક.
અતિશય બોધિને બુદ્ધિને શોધીને, રામરસનું વળી બીજ વાવ્યું;
શિષ્ય સંમુખ કરી શક્તિ દીધી ઘણી, બીજને પાણીથી ખુબ સીંચ્યુ. ટેક.
સરસ વેલીનું ઝાડ જે ફુટીયું, ઉંટીયું ભ્રાંતીનું નાંખ્યું કાઢી;
અધિકાર વગરની વસ્તુ કો ના ફળે, શાસ્ત્ર પુરાણની શાખ પાડી. ટેક.
છે અત્તિ સુગમ વળી શીખ જે દીધીઓ, શક્તિઓ સિદ્ધિઓ જેથી પામે;
નવ બને મુજથકી દોષ કોનો કહું, બળ કરે ભાગ્ય તો દોષ વામે. ટેક.

શરણુ એક તમતણી રાખું સંગત ગણી, હેજે સંભાળ મને બાળ જાણી;
નીયમ કો ના બને ગોપાળ તે શું કરે, મ્હેર છે સ્વામીની મંન આણી. ટેક.

## કકો. રાગ ઓખાહરણનો.

કકા કામરીને ભજો, પરનીંદા પરધનને તજો;
ખખા અંતે ખોટો ખેલ, બળે દીવો જે પોંચે તેલ.
ગગા ગુરૂની મોટી વાત, જ્ઞાન જ્ઞાન કરે સાક્ષાત;
ઘઘા ઘણું કેહેવું શું પડે, ગુરૂ મુખીને કાંઇ ના નડે.
ચચા ચતુરાઇ મુકી દઈ, ચતુર્ભુજની કરો સગાઇ;
છછા છબીલો કહે છે વાત, મારો ભગત તે હું સાક્ષાત.
જજા જાણપણુ મુકી દઈ, ગુરૂ ચરણમાં લાગો ધાઈ;
ઝઝા ઝાનવી તેને જાણ, ચરણ રજ પાવન પરમાણ.
ટટા ટેક તો એવી ધરે, પ્રભુ નામથી કંઈ ઓધરે;
ઠઠા ઠીક બન્યો છે જોગ, હરી ભજનનો કરની યોગ.
ઢઢા ઢાલ ભજનની કરો, ભવસાગરને સેજે તરો;
તતા તારણ ગુરૂનો મંત્ર, પાર ઉતારણ હોકાયંત્ર.
થથા થાકી બેસવું નહીં, જેમ તેમ હરીને ભજવા સહી;
દદા દાન દયા દીનતા, અમરત પેઠે જે સેવતા.
ધધા ધ્યાન હરીનું ધરે, હરી ભાવને જે અનુસરે;
નના નારાયણ રાજી થાય, અભીમાનથી છેટે જાય.
પપા પુતશામની ટેક, જેવી ભક્તિ તેવો નેક;
ફફા ફરી ફરી શું કહું, ભજશે નહીં તે ખમશે બહું.
બબા બહાનાં કાઢશે નહિ, જમ કીંકર પકડશે સહી;
ભભા ભાર તારે તો રહે, જમને તું અડવા ના દે.
મમા મનુષ્ય થયો તે સાર, લક્ષ ચોરાશી થાયે બાહાર;
યયા યાદવપતી જો મ્હેર, કોણ જમડો ને કોનો કેર.
રરા રામ રમે છે સહી, ભક્તજનોના રૂદીયા મહી;
લલા લય ભજનમાં થાઓ, યેળ ભમરીની રીતી સાઓ.
વવા વાસુદેવનું રૂપ, જ્યાં ત્યાં ગણવું એક અનુપ;
શશા શાસ્ત્ર પુરાણે વાત, હરી ભક્તની એકજ ખ્યાત.
ષષા ષટ દરશનથી એક, એક જાણવો એજ વીવેક;
સસા સાર સમજીને ભજો, ભક્તિ સ્વાદને ચાખી જો.
હહા હામ ન મુકીશ હવે, સમરથ ગુરૂ છે માથે તને;
ગુરૂ બોલતો સમજે મર્મ, ગોપાળ કહે તે ભાગે ભર્મ.

## રાગ પ્રભાતીયું. ભક્તિજ્ઞાન વિશે.

પ્રભાતના પહોરમાં, સમરવા શ્રી હરી; શું રે સુતો અલ્યા, ઉંઘ આણી.
માતાના ઉદરમાં, સંભાળ જેને કરી; જગતકર્તા હરી લેને જાણી. ટેક.

તેજ અજ ઇશ છે, શીવને શક્તિ છે; શક્તિ પોતા થકી, હોય ન અળગી;
નિર્ગુણ એજ છે, સરગુણ તેજ છે; અપાર લીલા ધણી, દુર કળથી. પ્રભાત.
પંચ મહા ભુતને, નીયમમાં રાખીને; નટવર થઇ વડો ખેલ કીધો;
યોગથી પીંડના, અનેક પોતે બને; ગુરૂ ગમ હોય તેણે ટેક લીધો. પ્રભાત.
અકળ માયા હરી, નામ તે રૂપની; ભર્મી ભુલી પડયો કોને ગાવું;
સ્ત્રી પુરૂષ લીંગથી પાર પોતે ધણી, અગમ ને અગોચર કોને ધાવું. પ્રભાત.
ભક્ત પ્રતિપાળ છે ભુમીમાં ભુદરા; રૂપ નરસિંહે હિણ્યાક્ષ્ય માર્યો;
શરણ જેકો ગયા નીશ્ચે તે ઉદ્ધર્યા; પ્રતાપ **સંગત ગોપાળ** વાર્યો. પ્રભાત.

## રાગ કાફી. ભકત વિષે.

રામ ધુન લાગીરે, સંસાર સાવ ઝેર થયો;
હરી રસ ચાયોરે, મુખે નવ જાય કહ્યો.
પરપંચને પડદો નવ ગમે, નવ ગમે મોટમ માન;
ખોટો હોય તે ખોળે બેસે, સાચાનું શું પરમાણ;
વાત તો એવી છે રે, એ તો હવે ઘેલો થયો. રામધુન.
દુનીયામાં કાંઇ સમજતો નથી, (ને) થયો ભગતડો છેક;
મારા તારામાં કાંઈ ન સમજે, નથી એનેરે વીવેક;
વેશ એવો હલકોરે, ભગતનો ન જાય સહ્યો. રામધુન.
ભગતે તે શું ભુડું કીધું કે, દુનીયાં ડહાપણ ડોળે;
ભગત બીચારો કાંઇ ના ખીજે, રામ મગન થઈ મ્હાલે;
બલીહારી **સંગત** એવોરે, **ગોપાળ** એવો કયમ ના થયો. રામધુન.

## ગુરૂ સ્તુતિ. રાગ કલ્યાણ નાટકનો.

**સંગત** સ્વામી અંતરજામી, કરજો મોટી મહેર,
વાર વાર વર માંગુ સ્વામી, ઉતારજોને ઝેર.
સંત ગુરૂ તમો પ્રણમીએ અમો, અરજ ઉર ધરો દુઃખ પરહરો,
જગ તારણ જગ ભાર ઉતારણ, રાખું મોટી આશ;
એકવાર નિજ દરશણ દઇને, કેહેવરાવો સાબાશ,
સતગુરૂ તમો પ્રણમીએ અમો, અરજ ઉર ધરો દુઃખ પરહરો.
ગરૂડાગાંમી સારંગપ્રાણી, કૃપા કરો મહારાજા,
ત્રીકમજી તેવડમાં ર'જો, દેવા દરશણ કાજ;
સંત ગુરૂ તમો, પ્રણમીએ અમો, અરજ ઉર ધરો, દુઃખ પરહરો.

## સોરઠો.

**સંગતદાસ** પ્રતાપ, સઉ જોડાએ જાય છે;
ત્રીકમ તુજ બલીહાર, તુજવીણ ગોથાં ખાય છે.

## પ્રશ્ન. ગુરૂનામ વિશે છપ્પાની ચાલ.

પાંચ અક્ષર નામ, અકલથી જાણો મનમાં,
લક્ષ્યારથ એક લહી, ગણો વ્યાપક તે સૌમાં;

શાથી લક્કડ બને શુદ્ધ, મલિઆગર ચંદન,
કોણુ કરે છે સેવ નીચ, નમાવી ગરદન.
એ એઉ પ્રશ્નના અર્થથી, જે નામ નોતમ થાય છે;
તે ભવ તારણુ દુઃખ નિવારણુ, દેવ મમ કહેવાય છે.

## ઉત્તર. સંગદાસ.

## પ્રીતમના મહીનાનો રાગ, ઇશ્વર સ્તુતી.

પુન્યને દાન કર્યું નથી, નહિ જપ લેશ;
જાય જવાની માહારી, આવ્યારે ધોળા કેશ. (પુન્ય.)
રામ રટણુ કંઈ નવ થયું, ગુરૂ શરણુ છે એક;
કામના તજીને ભજું હવે, રાખો મારી એ ટેક. (પુન્ય.)
નહી તો રખડીને હું પડું, પ્રભુ રાખજે લાજ;
જીવતર મારૂં સફળ કરો, હે! ગરીબ નીવાજ. (પુન્ય.)
ભારે ભરૂંસો સંગત તણો, ગુરૂ કરજે સહાય;
ઈશ ગોપાળરે આવજે, અંતે હે રઘુરાય. (પુન્ય.)

## રામ કૃષ્ણુ હરેના અર્થ વિશે. રાગ છપ્પાની ચાલ.

શરણાંગતનાં દુઃખને હર્ણ કરે છે,
કર્મયોગી જે સ્વરૂપે માંહી, રમણુ કરે છે;
દુઃખ મુળ જે પાપ, નમે તેના હરનારા,
રમણુ સ્થાનતું રૂપ, જે ભક્તયોગ કરનારા.
વળી સ્મરણુ સ્થાન મુમુક્ષુનું, જ્ઞાનયોગી જે ધ્યાય છે;
તે રામકૃષ્ણુહર નામ આદિ, મહાદેવ કહેવાય છે.
પાપ મુળ કામાદિક, દોષ હરો છો,
કામાદિનું મુળ વાસના, રહીત કરો છો;
અશ્રદ્ધા આદિ દોષ હરો, કથા સાંભળતાં છો,
ભક્ત જનોનાં દુઃખને, કરશણુ કરતા;
વળી સત્યાનંદ સ્વરૂપ છો, ત્રણે કાળ પ્રભુ આપજી;
એકવાર નીજ દરશણુ કરવા, રાખું મોટી આશજી.
સ્યામસુંદર દેહ, જગતને મોહ પમાડે;
તત્વજ્ઞાનથી તીમીર, અજ્ઞાન હટાડે.
જ્ઞાન જનનાં ચીત્ત, ને જે હરણુ કરે છે.
દીગાંબર ધરી કાય, યોગ નીંદ્રામાં રહે છે;
એ અનંત રૂપ ગુણુ આપના, શ્રીગુરૂ સંગત દાસજી.
સેવક જનને તારવા, ભુ લીધો અવતારજી.

## શીવ સ્તુતી. રાગ બનજારો.

જય શીવશંકર મહાદેવા, કરૂં ભાવ ધરીને સેવા;
જો દેવતણા અધી દેવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૧

માર્કંડને આયુષ દીધી, તમે દક્ષને શીક્ષા કીધી;
ગીરજાપતી સ્વયંભુ એવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૨
પુષ્પદંત અનુગ્રહ કીધો, દધી સુત શીરપર લીધો;
ભક્તજનની માની સેવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૩
તમે ભોળાનાથ કહેવાયા, ભીલડીની પુંઠે ધાયા;
નથી શક્તિ તમ ગુણ કહેવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૪
આપે ભસ્મને રૂદ્રાક્ષ શોભે, સર્પ હાર જનોઇએ ઓપે;
દુરજન જોઇને કંપે એવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૫
તમે રાવણને બળ કીધું, ભસ્માસુરને કંગણ દીધું;
તમે ગૌરીનાથ પ્રભુ કેવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૬
છો સ્મશાન કેરા વાશી, સચ્ચીદાનંદ અવિનાશી;
સૌ સેવાથી પામે મેવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૭
ગુરૂ **સંગત દાસ** પ્રતાપે, સ્નેહી **ગોપાળરાય** જ્ઞાન આપે;
કહે **ત્રીકમ** હરીગુણ ગાવા, જય શીવશંકર મહાદેવા. ટેક. ૮

## તત્વવીવેક વીશે. છપ્પાની ચાલ.

**મી**ઠો લાગે મધ, રામ રસ જે ઉર ધાર્યો;
**સ્ત્રી** બનીને રામ, આપ મહીશાસુર માર્યો.
ત્રીયા પુરૂષમાં એક, બ્રહ્મ તત્વ સઉ પેખો;
કમ બુદ્ધિના જનો, ભેદા ભેદો દેખો.
દાનવ માનવ મહીપતી, કાં રંકને રાય;
સકળ શીરોમણ સાર છે, રામ નામ મહીમાંય.

## પ્રશ્ન છપ્પા.

રામ નામનો અર્થ સ્નેહી, મુજને સમઝાવો;
કૃષ્ણ કહે શું થાય, પ્રભુ શું કરવા ગાવો;
નારાયણ ભગવાન, અનાદી નામ કહ્યું છે;
લ્યો શું કરવા નામ, કામ પ્રયોજન શું છે;
નીતી રીતી ને સત્યતા, દયા ક્ષમા શાંતી ધરી;
તે તો જાશે સ્વર્ગમાં, શામાટે ભજવા હરી.
કહો પ્રીતીની રીત, વીત્ત શું કામે લેવું;
અસ્ત્રીનો ઉપીયોગ, પુત્રથી શું સુખ કહેવું;
ધરમ પુણ્યની માત, પાપનો બાપ કયો છે;
ભાગો સઘળો ભર્મ, કરગરી શેવક પુછે;
વળી મોટા સંદેહ મન વીશે, જ્ઞાની જન શું નહીં કરે;
**ત્રીકમ પ્રભુનો આશરો, તેની વૃત્તિ નિશ્ચે વરે.**

### ઉત્તર છપ્પા.

રમી રહ્યા બ્રહ્માંડ, રાગ તેથી કહેવાયા;
દુઃખો કરશણુ કરે, કૃષ્ણુ તેથી કહેવાયા;
નારાયણનું નામ, પાપને ભસ્મ કરે છે;
અવીદ્યા જેથી જાય, સાક્ષાતકાર મળે છે;
દયા ક્ષમા ને નીતીઓ, ભજન વીના શા કામની;
સ્વર્ગ તેથી જો સાંપડે (તો), જાય ઝાડ જનાવર માનવી.
બંદુક ગોળી ચોટ, પ્રીતીને તેવી સમજો;
પ્રીતમ વીના ન ચેહેન, અવર ના લાવે દુજો;
શુદ્ધ મેળવી ધંન ધંન નીષ્કામે દેવું,
પુજા કરવાને કાજ પાંણી ગ્રહણને કરવું,
વળી પીતૃ તરપણુ કારણે, પુત્ર હોય તો બહુ ભલો;
નહીતો રામ રટણુ થકી, બ્રહ્મ રૂપને જઈ મળો.
ધરમ પુણ્યની માત, સત્ત દયાને માનો;
બાપ તાત જે પાપ, અભીમાનજ પરમાણો;
શરણુ લઇને રામ, સુખની વૃત્તી લઈએ;
જ્ઞાનીને નવ હોય, રાગ, દ્વેશ નીજ હઇએ;
ગુરૂ ગોવીંદ તે એક છે, સઘળે જોયું મેં મથી;
**સંગત** ગુરૂ બલીહાર છે, ગુણુ ગાવાથી છે ગતિ.



# અથ ગીતા સાર.

### રાગ ચોપાઇનો.

શ્રી ગુરૂ સંગતનો પરતાપ, ભવતારણુ છે આપો આપ;
રામ ભજન કહે સઘળે ભાખ, શાસ્ત્ર સ્સ્રતીની દે છે સાખ.
ખળ જ્ઞાની થઈ લોકો સહુ, ભજન ત્યાગથી ખમશે બહુ;
રૂપ રામ છે બ્રહ્મજતણું, સીતાજી માયાને ગણું.
સરગુણુ નીરગુણુ એકજ બ્રહ્મ, બ્રહ્મ જાણ્યે ભાગે ભ્રમ;
કળી કાળ ચાલ્યો આ જાય, ધર્મ પ્રતિ કો એકજ સાથ.
શ્રીમદ ભગવત ગીતા સાર, દુર્લભતા કેહે છે અપાર;
જીવ જંતુ દુનિયામાં જેહ, પર્મારથ ના પ્રીછે તેહ.
મનુષ્ય એક તણો અવતાર, બળ બુદ્ધિ વાપરવા સાર;
મનુષ્ય હજાર વિશે કો એક; પુર્વે પુણ્ય જો વાધે છેક.

રત્ન કરે પરમારથ કાજ, ત્યાગ કરે વિષયોનો સાજ;
રત્ન હજાર કરનારા વિશે, કોઇ એકજ સિદ્ધિએ વસે.
સિધ્ધો હજાર વિશે કો એક, આત્મારામ જાણે કો એક;
મમ માયા દુસ્તર છે ખરી, પણ અનન્ય ભકત મુજ કરશે પરી.
અલ્પ અલ્પ પુણ્ય વૃદ્ધી થયે, છેલ્લે જન્મે જ્ઞાની જયે;
વિશ્વ સઉ વાસુદેવ લહી, મુજને એક ભજે છે સહી.
દુર્લભ છે એવા મહાત્મા, જ્યાં ત્યાં લે છે પરમાત્મા;
જગ કારણ જગ હેતુ જેહ, પ્રાણી માત્ર વસે છે તેહ.
વ્યાપક વિશ્વ વિશે જે છેક, ભક્તિ એકાંત ભજે તે એક;
દુરાચારિ પણ મારો ભક્ત, અનન્ય ભક્તિએ ત્યાગે.
સાધુ શ્રેષ્ટ ગણે જમી સઉ સાથ મારી ભક્તિનો પરતાપ;
માટે મન મારામાં રાખ, ભક્ત પુજનથી મુજને પાગ.
મમ પરાયણ મુજમાં ચીત્ત, (તો) તુ મુજને પામીશ ખચીત;
સ્થિતિ ચિત્ત તણી બ્રહ્મ વિશે, દેહ દર્શાયે કષ્ટે થશે.
સદા સર્વદા વૃત્તિ એક, બ્રહ્મમય રહેવી દુર્ઘટ છેક;
માટે સગુણ રૂપ મમ જેહ, યાદ કરો મુકીને છેહ.
કર્મ અર્પી મમ ધ્યાનજ કરે, મમ પરાયણ થઈ વીચરે;
અનન્ય ભક્તિ ઉપાસે મને, ચિત્ત વિશે જોડે કૃષ્ણને.
મર્ણ યુક્ત સાગર સંસાર, ઓધાર કરૂં નવ લાગે વાર;
સંકલ્પ વિકલ્પ મનના ધર્મ નિશ્ચયતા બુદ્ધિનું કર્મ.
એ સઉ ભાવ કરે સ્થિર જેહ, મમપરાયણ થઇને રેહ;
એમ કર્યાથી જ્ઞાનજ થાય, દેહાંતે મુજનેજ પમાય.
સ્થિતી ચિત્ત કરી ના શકે, (તો) વિષયી મનને ખેંચી રખે;
ક્ષણ ક્ષણ પ્રત્યે મારૂં નામ, સ્મરણ જાપ કરો આઠે જામ.
અર્જુન એમ કરી અભ્યાસ, મમ દર્શણની રાખે પ્યાસ;
નામ સ્મરણ એકે ના બને, (તો) પ્રીતી કર મમ વ્રત્તો ભણે.
મમ પરાયણ કર્મો કરે, તો નિશ્ચે તું મોક્ષજ ધરે;
ભક્તિ એકાંત સેવે જો મને, અનન્ય ભક્તિ હોવે જો તને.
ગુણાતીત સ્થિતિ તવ થશે, બ્રહ્મ લક્ષાથી મુક્તિ થશે;
ભક્તિની છે મોટી વાત, જ્ઞાન થકી તે અઘરી જાત.
ભુલ ચુક ઠેકાણે થાય, ઇશ્વરપદ સેજે દર્શાય;
(માટે) રામ કૃષ્ણ હરીનું નામ, ભુલવું નવ કો એકે ઠાંમ.
**સંગત** ગુરૂને છે બલિહાર, ભવસાગરથી કાઢે બહાર;
**ગોપાળ** ગુરૂ તણી જો શર્ણું, રામરટણથી સુધરે મર્ણ.

**ઈતી ગીતાસાર.**

# જે સચ્ચિદાનંદ અને જય શ્રીકૃષ્ણ વિશે.

## હરીગીત છંદ (ચાલ ભેરવીની ગજલ.)

સ્નેહી સજ્જન દાસ ત્રીકમ, બુદ્ધિશાળી મિત્ર છો;
તેથીજ કહેવા મન કરૂં, તમે વાદ કરવા યોગ છો.
સતચીત આનંદ નામ જે, વેદાંત શાસ્ત્ર શિરોમણી;
માનું હું તે એક છે, પ્રભુ રામ કૃષ્ણ શંકર ગણી.
એ નામ નિરગુણ રૂપનાં, જે નામ રૂપની પાર છે;
તેને તમે કેમ નામ આપો, નામ યોગ સાકાર છે.
વળી પિંડ પોતે રૂપ છે, સુખ સંપતી ને મોક્ષ ધારે;
કહો અકતા શું કરે, જવ શક્તિમાયા નવ ધરે.
કઠણ મોટું કાર્ય સમજો, ગ્રહણ કરવું બ્રહ્મ છે;
અજ ઇશ જેવા ભુલા પડીયા, કોણ માત્ર મનુષ્ય છે.
તેથી કરીને સગુણ રૂપે, સગુણ નામે બોલવું.
સગુણ નિરગુણ એક છે, પણ સુગમ સગુણને માનવું;
બ્રહ્મજ્ઞાન તેને કહો જે, વ્યાપક હરી તે એક છે;
છે મુજ વીશે ને તમ વિષે, વળી જગત રૂપે તેજ છે.
સમજવાની વાત છે તે, હું જ પોતે બ્રહ્મ છું;
વ્યવહારમાં સરખો રહીને, બ્રહ્મ ખપવા ભ્રમ છું.
તેથી જ કહું હું આપને, પ્રભુદાસ સુગમ અમાપ છે;
જય રામ ને શ્રી કૃષ્ણ કહેતાં, લાગે વળી શું પાપ છે.
સ્નેહી તમોને શું કહું, છે એક વસ્તુ તે ખરે;
ગોપાળ સંગત દાસથી, શ્રી રામ નામ રૂદે ધરે.

---

## મોત વિષે છપ્પાની ચાલ.

મરવું નક્કી માન, નથી કોઈ જગમાં રહેવું, મરવું નક્કી માન, સુણો શાસ્ત્રનું કહેવું;
મરવું નક્કી માન, ગયા કંઈ મોટા મોટા, મરવું નક્કી માન, ખમ્યા બહુ જમના સોટા;
મરવું નક્કી માનજો, રંક રાજા ને રાણીઓ, સંગત સાચા (ગુરૂ) જે કરે, તેની રે'છે કાંણીઓ.

---

## ગોપાળના પોતાપણા વીશે. છપ્પાની ચાલ.

હું અવગુણની ખાણુ, નથી કાંઈ મુજમાં બાકી;
રહો વિષય લપ્ટાઇ, કરમની કેવી સાખી;
નહિ પૈસે કંઇ પુર, નથી કીધું મેં જપ તપ;
ભજન વ્રત નહી થયું, ગયું આયું સૌ ગપસપ;
શિક્ષા શું દઉ અન્યને, ગુણ એકે મુજમાં નથી;
સંગત ગુરૂની મ્હેર જો, ગોપાળ ભય એકે નથી.

## ત્રીકમના પોતાપણા વીશે. છપ્પાની ચાલ.

નથી ગુણ મુજમાં લેશ, કઠોર અતિ બુદ્ધિ મારી;
કરી ગુરૂએ ગુહ્ય જ્ઞાન, ગ્રહી મેં હિંમત ધારી;
પણ સાહ્યક છો એક, એક તમે શ્રી અંતરજામી;
કરજો મારી સાર વહાર, અતી ગોકુળગામી;
અધમ ઓધારણ નાથ છો, નામ થકી પાતીક ટળે;
પણ માગું હું એટલું, **ગોપાળરાય** નીત્યે મળે.

## ભુજંગી છંદની ચાલ.

અહો મીત્ર મારા અતિ શું વખાણું, કર્યો સંગ મેં આપનો તે હું જાણું;
કુતર્કના વાદવીવાદ ત્યાગી, પ્રભુ નામની વાત એક પ્યારી લાગી.
ગ્રહી જ્ઞાન ધરી ધ્યાન એકાગ્ર ચીતે, કર્યો નીશ્ચય સચ્ચીદાનંદ પ્રીતે;
ગુરૂ બોધ ગ્રહી અંતરે ભ્રાંતિ ભાગી, પ્રભુ નામની વાત એક પ્યારી લાગી.
થઇ ધીર શુરવીર અતી શીઘ્રતાથી, કરો પરગજુ કામ બહુ નીસ્પૃહાથી;
તેથીજ હું આપને કહું સુભાગી, પ્રભુ નામની વાત એક પ્યારી લાગી.
છો દ્વીજ જાતીમાં **ગોપાળ** નામે, કૃપા ઇશ્વરી છે વીજય સર્વ ઠામે;
તથાપી ગુરૂથી ગ્રહો જ્ઞાન માગી, પ્રભુ નામની વાત એક પ્યારી લાગી.
છે આપના ગુણ અપાર ભાઇ, હું અલ્પમતિ કહો શકું કેમ ગાઈ;
મુજ ઉપરે ભાવ રાખો છો સારો, કહે **ત્રીકમ** સેજ સ્તુતિ સ્વીકારો.

## ભક્તમાળ સાર સંક્ષપ. રાગ કાફી.

ગોવિંદ ગુણ છે એવારે, સેવકની તો વા'રે ધાવું;
મોટો મહિમા તારોરે, તેને તો અભેદાન દેવું. ટેક.
ધ્રુને ધરા ઉપર ધયા, ચીરંજી ગ્રહ પરદાન,
વહાણવટી સાગર વહે, જેનું લેઇને એધાણ,
વાસુદેવ વશ થાયેરે, તેને તો હરદમ ગાવું. ગોવિંદ.
પ્રેલાદની પ્રતીપાળજ કીધી, દૈતનો મારી બાપ,
નરસીંહ નામ ધરાવ્યું પોતે, સ્થંભેથી નીકળી આપ;
રામ રમાયણ એવું રે, પ્રેમ આંણી ખુબ પીવું. ગોવિંદ.
પંચાળીનાં પટકુળ પુર્યાં, ને રાખી સભામાં લાજ,
ગોવિંદ ગાતાં ગુણકા તારી, સાર્યાં તે સઘળાં કાજ;
અજામેલ પાપી એવોરે, નારાયણ નામ રટયું. ગોવિંદ.
તેને તમે વીમાન જ આપ્યું, ને પુર્યા મનના કોડ,
જરાસંધ સાથે યુદ્ધજ કરતાં, નાઠા તે શ્રી રણછોડ;
અદભુત મા'તમ એવુંરે, કોયે કયમ બને કળવું. ગોવિંદ.
સમુદ્રમાંથી સાહીને કાઢયો, રામ કહેતાં ગજરાજ,
પરમારથથી પારધી માર્યો, ઉગાડયો તો બાજ;
નામ નૌતમ તારૂં રે, નામે ભવ પાર થાવું. ગોવિંદ

વીદુરની તો વીનતી સુણીને, ભાજી ભાવી ભગવાન,
સુદામાનો સોના મહેલજ કીધો, તાંદુલ દીધું માન;
શલ્યાની અહલ્યા કીધી રે, શરાપનું તો નામ ગયું. ગોવિંદ.
રાવણને તમે રણમાં રોળ્યો, ને દેવનાં ભાગ્યાં દુઃખ,
વીભીક્ષણને તમે રાજ આપ્યું, કીધું ભગતને સુખ;
ભુનો ભાર ઉતારી રે, પોતાને સ્વધામ જવું. ગોવિંદ.
કૃષ્ણ રૂપે કંસને માર્યો, કામ બાળ્યો શીવરૂપ,
ભોળા થઇને ભીલડી ધાયા, લીલાઓ કીધી અનુપ;
માયા મોહ પમાડે રે, તેથી અઘરૂં તરવું. ગોવિંદ.
મીરાં ઉપર મેહેર કરીને, પચવી દીધું ઝેર,
નરસીંમેતાને હારજ આપ્યો, રાજા મંડળીકને ઘેર;
કબીર કારજ કીધું રે, જમાતને તો અન્ન દીધું. ગોવિંદ.
એવા અનેક ભક્તો કહે, મહીમા આપનો મોટો,
મુજને પ્રભુ તારો ગણી, દર્શનનો પણ ટોટો;
સંગત સુખ થાશે રે, ગોપાળ ગુણ ગાતા રહેવું. ગોવિંદ.

## ગુરૂ મહાત્મ વીશે. રાગ સીતાજીના મહીનાનો.

ગુરૂ જ્ઞાનની છે મોહોટી વાત, ગુરૂ મમ દોહલી;
ગુરૂ પ્રાણ તથા આધાર, શીખામણ દે ભલી.
રીતી એવી બતાવી છે એક, પરમારથ રૂપની;
કર્યો સંસાર ભજન સ્વરૂપ, બલીહારી તે દેવની.

## રાગ. ફેર પ્રીતમના મહીનાનો.

સાનમાં મને સમજાવીને, દીધું અનોપમ દાન;
વગર પરીશ્રમે થઇ શકે, વીના કોઇની જાણ. સાનમાં.
સકળ સીદ્ધી વળી જે ધરે, મોટા છેરે પરતાપ;
સંગત ગોપાળ જે કરે, ટાળે ત્રીવિધના તાપ. સાનમાં.

## ઇશ્વરના ગુણ વીશે.

## રાગ પરભાત. ( સુખ દુઃખ મનમાં ન લાવીએ. )

મહીમા મોટોરે માહાદેવનો, જેણે હળાહળ પીધું;
દુઃખ ટાળ્યાં સૌ દેવનાં, મહા કૃપાના સીંધું. મહીમા.
ભોળા થઈ ભોળા નાથજી, પુંઠે ભીલડીની ધાયા;
ધારા ગંગાની ધરા નવ ધરી, ગંગા જટામાંરે લાવ્યા. મહીમા.
રામ રતન અમુલ છે, રાખો રૂદીયારે માંહી;
રાવણ રોળ્યો રણ વિષે, સાથ કુંભકર્ણ ભાઇ. મહીમા.
વૈભવ વીભીક્ષણ આપીઓ, રાજ લંકાનું દીધું;
સલ્યાની અહલ્યા કરી, મોટું કૌતક કીધું. મહીમા.
બ્રહ્મા પોતે ભુલા પડયા, જેનો પાર ન જડીઓ;
નામ નારાયણ અવનવું, જેથી અજામેલ તરીઓ. મહીમા.
પ્રહલાદ પાળ્યો પ્રીતથી, રૂપ નરસીંહ ધારી;
નામે તારી ગુણકા, ગોવિંદ ગીરીવર ધારી. મહીમા.

કૃષ્ણજી મોટા કુબજા, માસી પુતના મારી;
ક્રોધ કરીને માર્યો કંસને, માતા લીધી ઉગારી. મહીમા.

સંગતીદાસ શરણુ થકી, ભય સઘળોરે ભાગ્યો;
ગોપાળને ગુરૂ સાચા મળ્યા, રામ રસ અનુરાગ્યો. મહીમા.

## ઇશ્વરના ગુણ વીશે.

## રાગ પ્રીતમદાસના મહીનાનો. નાટકનો વીલાપ.

ગુરૂના ચરણુ મમ શીશ છે, પ્રભુ સ્વરૂપ છો આપ;
કૃપા કરી મુજ ઉપરે, ટાળો ત્રીવિધનાં તાપ. ગુરૂ.

આશા અતિ મુને આપની, પ્રભુ દરશન માટે;
મમ અંતર તમ દુર કરી, બતલાવોની વાટ. ગુરૂ.

માત પીતા મમ ભ્રાત તો, ગુરૂ છો મહારાજ;
ઉપમા શી આપું અતી ઘણી, મારા શીરનારે તાજ. ગુરૂ.

સંત ચરણુની સેવામાં, નહીં કાયરનું કામ;
હરીજન હેતથી આવશે, વહાલું રામનું નામ. ગુરૂ.

ગુરૂના ચરણુ કોઇ સેવશે, કરશે જ્ઞાન પ્રકાશ;
તો તે પરમપદ પામશે, કહે છે ત્રીકમદાસ. ગુરૂ.

## ચાલ આર્યગીતી છંદની.

### મનને ઉપદેશ વિશે.

મનુષ્ય દેહ પામીને, નામ હરીનું નહીં જાણ્યું સ્વપને;
એવા જન જગમાંહે, પેદા થઇને લજવી જનુનીને.
મીથ્યા જન્મ ગુમાવી, માયા બોજ ગ્રહી શીરપર લીધો;
ધન ધન ધન તેને પ્રેમ ધરીને, પ્રભુનો રસ પીધો.

---

## રાગ નાટકનો બનજારો.

આ જળની ખોટી સગાઈ, છે રામ ભજન સુખદાઈ.
હરી ભજન થકી કાંઈ તરીઆ, મહા અધમા ઓધરીઆ;
કરી રામ નામ કમાઇ છે, રામભજન સુખદાઇ.
આ સંસાર સાગર મોટો, આ દેહ અસાસ્વત ખોટો;
તરવા હરી નામ પના, છે રામ ભજન સુખદાઈ.
જે પ્રભુ ભજન કાંઈ થાશે, તો ભવનો ફેરો જાશે;
નહીં તો ભટકશો ભાઇ, તે રામ ભજન સુખદાઇ.
કહો દાસ ત્રીકમ નહીં થોડું, ઘટે આયુશ થાયે મોડું;
લ્યો દશરથ સુતને ગાઇ, છે રામ ભજન સુખદાઈ.

---

## મનને શીખામણ.

### રાગ ક્ષત્રીકલંક.

અરે દુષ્ટ તજ મીથ્યા અભીમાન, પરપંચ સંચ શાને કરેરે.
તારી બુદ્ધિ બળી કહ્યું મારૂં માન, પ્રપંચ. ૧

એક પેટને કાજ અપાર, પ્રપંચ.
ભાવે ભજીસે શ્રી વિશ્વાધાર, પ્રપંચ. ૨
આપ્યા દાંત તે આપશે ભક્ષ, પ્રપંચ.
પ્રભુ પદ વિશે આપો અતી લક્ષ, પ્રપંચ.
અન્ન ખાઇને કર્યું તેં હરામ, પ્રપંચ.
ભુલ્યો મંદમતી રામનું નામ, પ્રપંચ. ૪
હરી ભજન વીના હે ગુમાર, પ્રપંચ.
માથે લક્ષ ચોરાસીનો માર, પ્રપંચ. ૫
ખરૂ કહેતાં લાગે દુઃખ અપાર, પ્રપંચ.
દુરબુદ્ધિ જનને છે ધીક્કાર, પ્રપંચ. ૬
સૌથી સાચું શ્રી હરીનું નામ, પ્રપંચ.
પ્રીતી ભક્તિ કરી લે નિષ્કામ, પ્રપંચ. ૭
ક્ષણભંગુર મલ્યો આ દેહ, પ્રપંચ.
સુત વિત્ત દારા નાશવંત તેહ, પ્રપંચ. ૮
તેમાં પ્રોયું તે ચિત્ત અપાર, પ્રપંચ.
રટયા રામ વીના મીથ્યા ઘરાભાર, પ્રપંચ. ૯
અંતે સાહાક શ્રી જુગદીશ, પ્રપંચ.
કહે ત્રીકમ ભજો હરનીશ, પ્રપંચ. ૧૦

---

## પ્રશ્ન છપ્પો.

છે જગમાં શુ સાર, અસાર કહો મુજને ભાઇ, ખરો શત્રુ કોણ, કોની છે સગાઇ;
શાથી સંકટ ટળે, ઉપાસીક કોના થાવું, નીરાકાર ભગવાન, ગુણ તે કોના ગાઉં;
સાધુને પીડા અતી, પાપીજન કુશળ રહે, છો સ્નેહી સમજાવજો, કર જોડી ત્રીકમ કહે.

## ઉત્તર રાગ પંચમી.

ભજન સાર સંસારમાં સમજો, અસાર વસ્તુ ભોગો ગણજો;
વીષયી ઇંદ્રી શત્રુ માનો, વીષય રહીત મિત્રો પરમાણો.
દુઃખ મુળ તે સ્નેહજ જાણો, નીરાશા સમ કો સુખ ન માંણો;
નીરાકાર સાકાર થઈ અદભુત લીલા વીસ્તરી,
ગુણ ગાવા છે ઇશના ત્રીકમ સમજો મિસ્તરી;

---

## મનનો પસ્તાવો.

રાગ (ભેખ ઉતારો રાજા ભરથરી)

મનના મનસુબા મનમાં રહ્યા, પુર્ષારથ એળે જાયજી;
જાણ્યું હતું તે જગવિશે, સાર્થક જન્મનું થાય જી. મનના.
અવસર સઘળો એળે ગયો, જપ્યા નહીં ભગવાનજી;
અવકાશ મુજને નહીં મળ્યો, દૈવ મહા બળવાનજી. મનના.
વ્યાધીઓ ઘેરે તનને, મન અતી કરે વાદજી;
કેમરે સેહેવાસે દુઃખ મર્ણના, રામ કેમ આવે યાદજી. મનના.

અંધીર સુસુપ્તીના કાળમાં, ભાન દેહનું જાએજી;
અસહ્ય દુઃખો થાશે જીવને, રામ રામ ક્યમ થાએજી. મનના.
એવીરે વખતે તમે આવજો, ગોવંદ ગીરીધર લાલજી;
સંગત સ્વામી વારે ચડી, લેજો ઉપારી ગોપાળજી. મનના.

## રામ નામના આધાર વિષે.

### છપ્પાની ચાલ.

આધાર મોટો માન, સકળ આધારે રહે છે; આધાર મોટો માન, દેવ પણ આધાર લે છે.
આધાર મોટો માન, સકળ વ્યોમ વાયુને; આધાર મોટો માન, તેજ પૃથ્વી પાણીને.
આધાર મોટો માયા તણો, માયાને પણ આધાર છે; ગોપળ સંગત માનજો, સૌ આધાર નીરાધાર છે.

## નામસ્મરણ રૂપી સાધન વીશે.

સાધન સૌનું સાર, નામ હરીનું બોલે; સાધન સૌનું સાર, નથી કંઈ તેની તોલે.
સાધન સૌનું સાર, નામથી સકળ ફરે છે; સાધન સૌનું સાર, નામ વિણુ નીષ્ફળ રે'છે.
સાર સાધન પુરૂષાર્થનું, રામ નામ મુખે કહ્યું; ગોપાળ સંગત જો કહે, સૌ પુરૂષાર્થ આવી ગયું.

## ત્રિકમના છુટા પડવા વિશે.

### રાગ સીતાજીના મહીના.

કરૂ વીનતી જોડીને હાથ, સ્નેહી શ્રી ગોપાળને;
રાખજો હમ ઉપર મ્હેર, લઇ સંભાળને.
થઇ અજાણુ જાણ્ય પ્રમાણુ, પ્રીતી અતી રીતની;
સ્વારથ કે પ્રપંચ લગાર, નહીં આશા વીતની.
ભજ્યા ભાવ ધરી ભગવાંન, ભલું તો તેથી થશે;
કરે કોઈ શત્રુતા અપાર, અંતે દુઃખી તે થશે.
કરો છો નિસ્પૃહાથી કામ, પ્રભુ પદ પામશો;
ખરી ખાત્રી થઈ મુજ મન, સકળ દુઃખ વામશો.
દિન દિનના સકળ સમાચાર, કાગળ લખી કહાવજો;
જેષ્ટામવરી આદિ જે બેહેન, માતુને બોલાવજો.

## રાગ કુંડળીઆ.

દુર્લભ મનુષા દેહમાં, જન્મ ધરી જે કોય, શ્રી ગુરૂ સંગતદાસને, ગુરૂ કરે ગતી હોય;
ગુરૂ કરે ગતી હોય, સફળ જન્મારો થાશે, નહિતર જાશે વ્યર્થ, માર જમડાનો ખાશે;
કહે દાસ ગોપાળ, સંગત સાચા ગુરૂ જાણો, શ્રી ગુરૂ સંગતદાસ, ગુરૂ કરીને માનો.

### દુહો.

રામ સરખા જે સર્વમાં, ગત વ્યાપક છે જેહ;
દાસ શિષ્ય છું તેમનો, સઙ્ગત મમ છે તેહ.

ઇતિ ધર્મ વિનોદ સંપૂર્ણ.

શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ.